દાદા ભગવાન પ્રરૂપિત

# આપ્તવાણી

## શ્રેણી - ૧૪

## ભાગ - ૪

સંકલન : દીપક દેસાઈ

# ત્રિમંત્ર






નમો અરિહંતાણં
નમો સિદ્ધાણં
નમો આયરિયાણં
નમો ઉવઝ્ઝાયાણં
નમો લોએ સવ્વસાહૂણં
એસો પંચ નમુક્કારો;
સવ્વ પાવપ્પણાસણો
મંગલાણં ચ સવ્વેસિં;
પઢમં હવઇ મંગલં ૧
ૐ નમો ભગવતે વાસુદેવાય ૨
ૐ નમઃ શિવાય ૩
જય સચ્ચિદાનંદ





## 'દાદા ભગવાન' કોણ ?

જૂન ૧૯૫૮ની એ સમી સાંજનો છએક વાગ્યાનો સમય, ભીડમાં ધમધમતાં સુરતનાં સ્ટેશન પર બેઠેલા એ.એમ.પટેલ રૂપી દેહમંદિરમાં 'દાદા ભગવાન' સંપૂર્ણપણે પ્રગટ થયા અને કુદરતે સર્જ્યું અધ્યાત્મનું અદ્ભૂત આશ્ચર્ય ! એક કલાકમાં એમને વિશ્વદર્શન લાધ્યું ! 'આપણે કોણ ? ભગવાન કોણ ? જગત કોણ ચલાવે છે ? કર્મ શું ? મુક્તિ શું ?' ઈ. જગતનાં તમામ આધ્યાત્મિક પ્રશ્નોનાં સંપૂર્ણ ફોડ પડ્યા.

એમને પ્રાપ્તિ થઈ તે જ રીતે માત્ર બે જ કલાકમાં, અન્યને પણ પ્રાપ્તિ કરાવી આપતાં, એમના અદ્ભૂત જ્ઞાનપ્રયોગથી ! એને અક્રમ માર્ગ કહ્યો. ક્રમ એટલે પગથિયે પગથિયે, ક્રમે ક્રમે ઊંચે ચઢવાનું. અક્રમ એટલે ક્રમ વિનાનો, લિફ્ટ માર્ગ ! શોર્ટકટ !

તેઓશ્રી સ્વયં પ્રત્યેકને 'દાદા ભગવાન કોણ ?'નો ફોડ પાડતા કહેતાં કે, ''આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન્હોય, અમે તો જ્ઞાની પુરુષ છીએ અને મહીં પ્રગટ થયેલા છે તે દાદા ભગવાન છે, જે ચૌદલોકના નાથ છે, એ તમારામાંય છે, બધામાંય છે. તમારામાં અવ્યક્તરૂપે રહેલા છે ને 'અહીં' સંપૂર્ણપણે વ્યક્ત થયેલા છે. હું પોતે ભગવાન નથી. મારી અંદર પ્રગટ થયેલા દાદા ભગવાનને હું પણ નમસ્કાર કરું છું.''

## આત્મજ્ઞાન પ્રાપ્તિની પ્રત્યક્ષ લિંક

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી)ને ૧૯૫૮માં આત્મજ્ઞાન પ્રગટ થયું. ત્યાર પછી ૧૯૬૨ થી ૧૯૮૮ સુધી દેશ-વિદેશ પરિભ્રમણ કરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવતાં હતાં.

દાદાશ્રીએ પોતાની હયાતીમાં જ આત્મજ્ઞાની પૂજ્ય ડૉ. નીરુબેન અમીન (નીરુમા)ને આત્મજ્ઞાન પ્રાપ્તિ કરાવવાની જ્ઞાનસિદ્ધિ આપેલ. દાદાશ્રીના દેહવિલય બાદ પૂજ્ય નીરુમા તે જ રીતે મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિમિત્ત ભાવે કરાવતા હતા.

આત્મજ્ઞાની પૂજ્ય દીપકભાઈ દેસાઈને પણ દાદાશ્રીએ સત્સંગ કરવા માટે સિદ્ધિ આપેલ. વર્તમાનમાં પૂજ્ય નીરુમાના આશીર્વાદથી પૂજ્ય દીપકભાઈ દેશ-વિદેશમાં આત્મજ્ઞાન નિમિત્ત ભાવે કરાવી રહ્યા છે.

આ આત્મજ્ઞાન મેળવ્યા બાદ હજારો મુમુક્ષુઓ સંસારમાં રહીને સર્વ જવાબદારીઓ પૂરી કરતાં પણ મુક્ત રહી આત્મરમણતા અનુભવે છે.

## દાદા ભગવાન પ્રરુપિત આધ્યાત્મિક પ્રકાશનો

૧. ભોગવે તેની ભૂલ
૨. બન્યું તે જ ન્યાય
૩. એડજસ્ટ એવરીવ્હેર
૪. અથડામણ ટાળો
૫. ચિંતા
૬. ક્રોધ
૭. માનવધર્મ
૮. સેવા-પરોપકાર
૯. હું કોણ છું ?
૧૦. દાદા ભગવાન ?
૧૧. ત્રિમંત્ર
૧૨. દાન
૧૩. મૃત્યુ સમયે, પહેલાં અને પછી
૧૪. ભાવના સુધારે ભવોભવ
૧૫. વર્તમાન તીર્થંકર શ્રી સીમંધર સ્વામી
૧૬. પ્રતિક્રમણ (ગ્રંથ, સંક્ષિપ્ત)
૧૭. પતિ-પત્નીનો દિવ્ય વ્યવહાર (ગ્રં., સં.)
૧૮. મા-બાપ છોકરાંનો વ્યવહાર (ગ્રં., સં.)
૧૯. પૈસાનો વ્યવહાર (ગ્રં., સં.)
૨૦. સમજથી પ્રાપ્ત બ્રહ્મચર્ય (ગ્રં., સં.)
૨૧. વાણીનો સિદ્ધાંત
૨૨. કર્મનું વિજ્ઞાન
૨૩. પાપ-પુણ્ય
૨૪. સત્ય-અસત્યના રહસ્યો
૨૫. અહિંસા
૨૬. પ્રેમ
૨૭. ચમત્કાર
૨૮. વાણી, વ્યવહારમાં....
૨૯. નિજદોષ દર્શનથી, નિર્દોષ
૩૦. ગુરુ-શિષ્ય
૩૧. આપ્તવાણી-૧
૩૨. આપ્તવાણી-૨
૩૩. આપ્તવાણી-૩
૩૪. આપ્તવાણી-૪
૩૫. આપ્તવાણી-૫-૬
૩૬. આપ્તવાણી-૭
૩૭. આપ્તવાણી-૮
૩૮. આપ્તવાણી-૯
૩૯. આપ્તવાણી-૧૦ (પૂ.,ઉ.)
૪૦. આપ્તવાણી-૧૧ (પૂ.,ઉ.)
૪૧. આપ્તવાણી-૧૨ (પૂ.,ઉ.)
૪૨. આપ્તવાણી-૧૩ (પૂ.,ઉ.)
૪૩. આપ્તવાણી-૧૪ (ભાગ ૧થી ૪)
૪૪. આપ્તસૂત્ર
૪૫. ક્લેશ વિનાનું જીવન
૪૬. સહજતા

**(ગ્રં.-ગ્રંથ,સં.-સંક્ષિપ્ત, પૂ.-પૂર્વાર્ધ, ઉ.-ઉતરાર્ધ)**

હિન્દી, અંગ્રેજી, મરાઠી, તેલુગુ, મલયાલમ, પંજાબી, ઉડીયા, જર્મન તથા સ્પેનીશ ભાષામાં ભાષાંતરિત થયેલા પરમ પૂજ્ય દાદા ભગવાનના પુસ્તકો પણ ઉપલબ્ધ છે.

**'દાદાવાણી' મેગેઝિન દર મહિને ગુજરાતી, હિન્દી તથા અંગ્રેજી ભાષામાં પ્રકાશિત થાય છે.**

# સમર્પણ

અનંત જન્મોથી હતો 'પોતે', પોતાના સ્વરૂપથી અજાણ,
જ્ઞાની કૃપાએ જાણ્યો ખુદને, પામી જ્ઞાનામૃત રસ-લહાણ.

દેહથી ભિન્ન 'હું શુદ્ધ આત્મા', વર્તે પ્રતીતિ અખંડ દિન-રાત,
પુરુષ પદે 'હું' જાગૃત આત્મા, પ્રકૃતિને જ્ઞેય નિહાળું લગાતાર.

અકર્તા, અક્રિય 'હું' જ્ઞાતા-દ્રષ્ટા, જ્ઞાયકને જ્ઞેય ના સ્પર્શે લગાર,
અસંગ, નિર્લેપ, નિર્વિકલ્પ આત્મા, સ્પષ્ટ અનુભવે થયો વીતરાગ.

અગુરુ-લઘુ, અજન્મ, અપ્રતિબદ્ધ, સ્વપરિણામે નિરાલંબ સદાય,
ગુણો અનંત ભિન્ન-ભિન્ન, સંયુક્તે સ્વભાવ 'પૂર્ણ પ્રકાશ.'

આત્મા એ જ પરમાત્મા, એબ્સૉલ્યૂટ અનંત ગુણધામ,
અમર, અચ્યુત, અલખ-નિરંજન, જ્ઞાન-દર્શન-શક્તિ-સુખધામ.

નિજગુણોની સમ્યક્ આરાધનાએ, અવ્યક્ત આત્મા વ્યક્ત થાય,
અંશ અંશ કેવળજ્ઞાન પ્રકાશે, 'બોધ બીજ'માંથી પૂનમ થાય.

અવર્ણનીય, નિઃશબ્દ આત્મા, શબ્દોથી એને કેમ સમજાવાય ?
નિર્ગ્રંથ જ્ઞાની સંજ્ઞા-કૃપાએ, સ્વપદ સર્વાંગે અનુભવાય.

અનુભવનો નિચોડ જ્ઞાની જ્ઞાનતણો, અહીં શબ્દે શબ્દે સ્વરૂપાય,
સમર્પણ 'અહો' આ 'આપ્તવાણી', જગકલ્યાણે સદા સોહાય.

❖ ❖ ❖ ❖ ❖

## અનુભવ સિદ્ધ વાણી 'આપ્તવાણી' મહીં

**પ્રશ્નકર્તા :** દાદા, આપની આ આપ્તવાણી વાંચતાં વાંચતાં બે કલાક સંસાર જ અદ્રશ્ય જ થઈ ગયો !

**દાદાશ્રી :** તે આવા બે કલાક આવતાં જ નથી. સંસારની હાજરી તોડવી એ તો બહુ મોટી વાત છે અને આપ્તવાણી વાંચવામાં જગત ભૂલાય તો નર્યા પાપ ધોઈ નાખે. કારણ કે આમાં તો નથી સંસારમાં ને નથી મોક્ષમાં, વચલા ગાળામાં હોય, તે પાપો બધા ભસ્મીભૂત થાય. આમાં સંસાર બિલકુલેય નથી. એટલે આ આપ્તવાણી આપણું કામ કાઢી નાખે એવી છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન નથી લીધું હોતું એમને પણ આપ્તવાણી વાંચીને એવો અનુભવ થાય છે.

**દાદાશ્રી :** હા, તોય એને અનુભવ થાય છે. કારણ કે આ અક્રમ વિજ્ઞાન છે ને એટલે. આ અક્રમ વિજ્ઞાન સંપૂર્ણ છે, ફૂલ સ્ટોપ છે અને પેલું ક્રમિકનું એ જ્ઞાન છે, વિજ્ઞાન નથી. એટલે અનુભવ ના થાય. એ જ્ઞાન કરવું પડે આપણે અને આ અક્રમ એ સમજવું પડે. આ પુસ્તક સમજી જાય તો એને અનુભવ ઉત્પન્ન થઈ જાય.

**પ્રશ્નકર્તા :** આપ્તવાણી વાંચતા જ અંદર સેટ થઈ જાય કે આપણે જે ઈચ્છતા'તા તે વસ્તુ છે આની અંદર.

**દાદાશ્રી :** આપ્તવાણી વાંચીને તો કેટલાય લોકોના હૃદય પરિવર્તન થઈ જાય છે ! કારણ કે આ આપ્તવાણીનું પુસ્તક ઓર જ જાતનું છે ! એમાંય પાછી આત્માના અનુભવવાળી વાણી છે. અનુભવ વાણી કોઈ દહાડોય હોય જ નહીંને! અધ્યાત્મના અનુભવનું પુસ્તક હોઈ શકે નહીં. અનુભવનું પુસ્તક ક્યાંથી લાવે ? શાસ્ત્રીય પુસ્તક હોય અને તે કેટલો અનુભવ હોય ? તે બુદ્ધિજન્ય અનુભવ હોય, પણ આત્માનો જે જ્ઞાનજન્ય અનુભવ તે કોઈ જગ્યાએ ના હોય. તે આ આપ્તવાણીમાં એ અનુભવ જ છે.

આત્માનો પૂરેપૂરો અનુભવ પુસ્તકમાં બહાર પડેલો જ નથી.

અનુભવના સ્ટેશન આવતા સુધીની જ વસ્તુ બહાર પડેલી છે. તે આ અનુભવના સ્ટેશને આવીને 'અનુભવ શું છે' એટલો થોડો બહાર પડીને બંધ થઈ ગયું છે. કારણ કે જે જે આત્મઅનુભવી થયા, તે તે 'આત્મા' કહેવા રહ્યા નથી. અનુભવ આવ્યા પછી મૌન થઈને ચાલ્યા ગયા. તેઓ પુસ્તક લખવાય નથી રહ્યા ને કહેવાય નથી રહ્યા.

**પ્રશ્નકર્તા :** પણ આત્માનો અનુભવ પૂરેપૂરો લખી શકાય ?

**દાદાશ્રી :** એ અનુભવ લખાય નહીં, પણ આના પરથી છાંટ ખબર પડે કે એ શું અનુભવ છે એમને, આત્માનો અનુભવ શું શું કામ કરે છે ! આત્માના અનુભવ સિવાય એવી વાણી નીકળે નહીં, આવું દર્શન ઊભું ના થાય, એવું એમને સમજાય.

**પ્રશ્નકર્તા :** આપની આ ઓરીજિનલ વાતો, મૌલિક વાતો લાગે છે બધી.

**દાદાશ્રી :** હા, મૌલિક વાતો છે બધી !

**પ્રશ્નકર્તા :** આપ દૃષ્ટાંત એવા આપો છો કે ઝીણી વાતોય હવે ખબર પડી જાય છે.

**દાદાશ્રી :** હા, પડી જાય. દૃષ્ટાંત છે ને ! દૃષ્ટાંતો જ અનુભવના છે આ. આપણી આપ્તવાણીઓ પૂર્ણ અનુભવની જ વાણી છે.

જ્ઞાનીનું એક વાક્ય તો અનંત જ્ઞાનકળાથી ભરેલું હોય. એ વાક્ય તો અનુભવ વાક્ય કહેવાય. શાસ્ત્રોમાંય ના લખી હોય એવી એમની વાણી હોય અને એ વાણી આપણને અનુભવમાં આવે કે ઓહોહો ! કેવી સચોટ વાણી છે ! આ અનુભવની વાણી તો ઠેઠ સુધી ચાલશે.

આ અમારા પુસ્તકનું રોજ એક કલાક જ આરાધન કરશે તો છેલ્લી દશાએ પહોંચાડશે. કારણ કે કોનું નિદિધ્યાસન કરે છે ? જ્ઞાની પુરુષે બોલેલી વાણીનું, તે આરાધન કરે છે. અમારા વાક્યોનું આરાધન એ જ તપ અને એ જ ધર્મ, તો તમને નિરંતર પરમાનંદ રહેશે.

❖ ❖ ❖ ❖ ❖

# સંપાદકીય

આ જગતની વાસ્તવિકતા શું હશે એ હકીકતનું વર્ણન તીર્થંકર ભગવંતોએ કેવળજ્ઞાનમાં જોઈને કર્યું છે. એમણે કહ્યું કે આ જગત મૂળ સ્વરૂપે છ સનાતન તત્ત્વોથી બનેલું છે અને છએ તત્ત્વો એના દ્રવ્ય-ગુણ-પર્યાય સહિત રહેલા છે. આ છ તત્ત્વોમાંનું એક તત્ત્વ એ 'આત્મતત્ત્વ' એ જ 'હું' પોતે અને એ જ રિયલાઈઝ કરવાનું છે.

'જ્યાં લગી આત્મતત્ત્વ ચિન્હ્યો નહીં, ત્યાં લગી સાધના સર્વ જૂઠી', તો એ આત્મા રિયલાઈઝ કેવી રીતે થાય ? એની પ્રાપ્તિ શાસ્ત્રોના અધ્યયને કે ક્રિયાકાંડથી નહીં પણ જેમણે આત્મા સંપૂર્ણ અનુભવેલો છે અને જે બીજાને આત્માની અનુભૂતિ કરાવવાને સમર્થ છે, એવા પ્રગટ જ્ઞાની પુરુષ થકી આપણને આત્મા સહજ રીતે અનુભવમાં આવી જાય છે.

કૃષ્ણ ભગવાને ગીતામાં કહ્યું કે જ્ઞાની પુરુષ એ જ મારો આત્મા છે અને તેઓ પાપોને ભસ્મીભૂત કરી આત્મજ્ઞાન પ્રાપ્ત કરાવી શકે છે. જ્યારે વેદો અંતે કહે છે કે નેતિ.. નેતિ.. નેતિ... તું જે આત્મા શોધે છે તે આમાં નહીં મળે, જીવતા આત્મજ્ઞાની પાસેથી મળશે. જો તને તેમની પાસેથી આત્મજ્ઞાન પ્રાપ્ત થાય, આત્મદ્દષ્ટિ થાય તો તને આગળની વાતો સમજાશે. એટલે જો તારે મોક્ષ જોઈતો હોય તો જ્ઞાની પાસે આવજે. મોક્ષ કંઈ પુસ્તકમાંથી પ્રાપ્ત થાય નહીં. એ તો પ્રગટ દીવાથી પોતાનો દીવો પ્રગટાવવા પ્રત્યક્ષ આવવું પડે.

ક્રમિક માર્ગમાં સમ્યક્ત્વ મોહ જ્યારે બાકી રહે ત્યારે આત્મા શું હશે, કેવો હશે, શું કરતો હશે, એનું કેવું સ્વરૂપ હશે, એના શું ગુણો હશે, શું ધર્મો હશે. એમ જીવનમાં અનંત ભેદે આત્મા સંબંધી જાણવાના પ્રશ્નો ઊઠે અને આ સંસારમાં ક્યાંય રુચિ, મોહ ના હોય. એમ કરતા કરતા જ્યારે છેલ્લું આવરણ તૂટે છે, ત્યારે આત્માનો સાક્ષાત્કાર થઈ સંપૂર્ણ અનુભવ થાય છે. પોતે સંપૂર્ણ આત્મા રૂપ જ થાય છે. મૂળ આત્મા એના ગુણધર્મ-સ્વભાવ, સ્વરૂપ સહિત પૂરેપૂરો અનુભવમાં આવી જાય છે. તે જ પછી પોતાની અનુભવ વાણીમાં ઉદય હોય તેટલું, આત્માના અદ્‌ભુત રહસ્યો ખુલ્લા કરી શકે.

અક્રમ વિજ્ઞાની પરમ પૂજ્ય દાદાશ્રીને ૧૯૫૮માં જ્યારે આત્માનો સંપૂર્ણ અનુભવ થયો, આત્માના સ્વરૂપ અને સ્વભાવ સ્પષ્ટપણે સમજાયા, ત્યારે એના પ્રત્યેક ગુણોને પૃથક પૃથક અનુભવવાના રહ્યા નહીં. સંપૂર્ણ-સર્વાંગ અનુભવ થઈ પોતે તે રૂપ જ થઈ ગયા. પ્રત્યેક ગુણધર્મો સહિત આત્મા અનુભવમાં વર્તાયો. તેથી જ તેઓ આત્માના ગુણધર્મને, સ્વભાવને, સ્વરૂપને જેમ છે તેમ દૃષ્ટાંત સાથે વાણી દ્વારા સમજાવી શક્યા અને શ્રોતાને પણ એવું દેખાતું થાય એવી સમજ આપી શક્યા. આ જ અનુભવી જ્ઞાની પુરુષની વિશેષતા છે. આત્માના સ્પષ્ટ વેદનમાં પોતે વર્ત્યા ને આપણને તે દશા પામવાનો સંપૂર્ણ માર્ગ ખુલ્લો કરી શક્યા.

તીર્થંકર ભગવંતોએ જે આત્મા કેવળજ્ઞાનમાં અનુભવ્યો તે આત્મા જ્ઞાની પુરુષ પરમ પૂજ્ય દાદાશ્રીને પૂરેપૂરો સમજમાં આવ્યો, સર્વાંશે અનુભવમાં આવ્યો ને થોડે અંશે કેવળજ્ઞાનમાં ઊણું રહ્યું. તેથી તેઓ પોતે આત્માના દ્રવ્ય-ગુણ-પર્યાયનું યથાર્થ વર્ણન આપી શક્યા. આ કાળમાં, આ ક્ષેત્રે આવા જ્ઞાની પુરુષ પાકવા તે અગિયારમું ધીટ્ આશ્ચર્ય છે ‘અસંયતિ પૂજા’ નામનું.

‘જ્ઞાની’ એટલે પોતાના સ્વરૂપનું અને સ્વભાવનું જ ચિંતવન થયા કરવું. ‘સ્વરૂપ’ એટલે ‘પોતે કોણ છે’ એ નક્કી થવું અને સ્વભાવ એટલે આત્માના ગુણધર્મ, એમાં જ રહ્યા કરે એનું નામ ‘જ્ઞાની.’ ‘જ્ઞાની’ ‘સ્વરૂપ’માં જ રહે નિરંતર, સંસારમાં એક ક્ષણવાર પણ ના હોય !

‘હું આત્મા છું’ એ અને આ મારા ગુણધર્મો છે, એમ ચિંતવન થવું એટલે સ્વરૂપ અને સ્વભાવમાં રહેવું એ સ્વરમણતા છે. -દાદાશ્રી

કોઈ પણ વસ્તુ ઓળખવી હોય તો એના ગુણધર્મથી ઓળખાય. આત્મા તત્ત્વ છે, એને ઓળખવા એના ગુણધર્મ ઓળખવા પડે. અનંત ગુણોમાં મુખ્ય ગુણ-અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખ, અનંત શક્તિ, અગુરુ-લઘુ સ્વભાવ, અવિનાશી, અમર, અસંગ, નિર્લેપ આદિ છે.

અંશે અંશે ગુણ પ્રગટ થાય ત્યારે એને ગુણ કહેવાય. જ્યાં સુધી બારસ, તેરસ, ચૌદશ જેટલો પ્રગટ થયો હોય ત્યાં સુધી એ ગુણ કહેવાય અને પૂનમે પરિપૂર્ણ પ્રગટ ગુણ પોતે સ્વભાવમાં આવી ગયો કહેવાય.

સ્વભાવમાં આવી જાય ત્યારે સર્વાંશે બધા ગુણો પ્રગટ થઈ ગયા હોય. તે એક જ ગુણ નહીં પણ પ્રત્યેક ગુણો, અનંતા ગુણો બધા જ સર્વાંશે પ્રગટ થઈને પોતે આત્મસ્વભાવમાં આવી ગયો હોય. બધા ગુણો સંપૂર્ણ અનુભવમાં વર્તે અને ક્યાંય વિરોધાભાસ ના હોય. નિરંતર સ્વપરિણામમાં જ વર્તે.

અક્રમ વિજ્ઞાનના ભેદજ્ઞાનથી આપણને મૂળ આત્માની પ્રતીતિ બેસી જાય છે. હવે પાંચ આજ્ઞા પાળવાથી જાગૃતિ વધે અને જાગૃતિથી પાંચ આજ્ઞા પાળી શકાય. પણ શુદ્ધ ઉપયોગમાં આવવા આત્મગુણોનું આરાધન હોવું ઘટે. આવા ગુણો ઓળખીને ઉપયોગમાં લે તો અનુભવદશામાં પહોંચે.

આત્માના વિવિધ ગુણોનો વારંવાર સ્ટડી (અભ્યાસ) કરવાથી, ઉપયોગમાં ગોઠવવાથી, ધીમે ધીમે અભ્યાસમાં લેવાથી એ અનુભવાતું જશે અને છેવટે સહજ આત્મસ્વરૂપ દશામાં પહોંચાશે. નિરંતર મુક્તિ, અખંડ સમાધિદશા અનુભવાશે.

આપણે અહીં જે આત્માના ગુણોની ભજના કરવાની કહી છે, તો તે કેવી રીતે કરવાની ? દા.ત. 'મન-વચન-કાયાની તમામ સંગી ક્રિયાઓથી હું અસંગ છું', તો હું અસંગ કઈ રીતે, સંગી ક્રિયા કોને કહેવાય, એ સ્ટડીમાં લેતા લેતા દિવસના પ્રસંગોમાં આ ક્રિયા સંગી ક્રિયા છે, એમાં હું આ રીતે અસંગ છું, એમ જાગૃતિપૂર્વકનો અભ્યાસ અસંગ દશાની અનુભવશ્રેણી ચઢાવશે.

આત્મગુણોની ભજનાથી આત્મસ્થિરતા આવે, દૃઢતા આવે અને આત્મા તરફ જવા માટેનો એ મોટો આધાર છે. એટલે આત્મગુણોની ભજના કરવી એ શરૂઆતમાં હિતકારી છે. કારણ કે કર્મોના ફોર્સ, ભરેલા માલ સામે જાગૃતિની સ્થિરતા આવવા માટે એ હેલ્પિંગ છે. પછી આગળના સ્ટેજે પોતાનો મૂળ સ્વભાવ જે જ્ઞાતા-દ્રષ્ટા છે, એમાં રહીને ફાઈલ વનને-ચંદુને-એક પુદ્ગલને જોવાનું છે.

એ દશાએ પહોંચવા માટે પોતાના દોષો જોઈ, સામાને નિર્દોષ જોઈને આગળ વધવાનું છે. પછી વ્યવહારમાં અથડામણ, ડખોડખલ

ઓછી થાય તેમ તેમ ચંદુની પ્રકૃતિને જુદી જોવાની છે. પ્રકૃતિની અંદર ઊભા થતા કષાય, ચીકાશો, પ્રકૃતિ સ્વભાવ, પછી આગળ ક્યાં ક્યાં રસ આવે છે ? મનની ગાંઠો વિચારો સ્વરૂપે, પછી ચિત્ત કઈ કઈ સંસારી બાબતોમાં જાય છે ને ચોંટે છે ? પછી બુદ્ધિ દોષિત બતાડે, સારું-ખરાબ બતાડે અને અહંકાર ક્યાં ક્યાં તન્મયાકાર થાય છે, ભોગવટામાં આવે છે. આમ સૂક્ષ્મતાએ જ્ઞેયોના સ્વરૂપને પોતાના જ્ઞાતા-દ્રષ્ટાપદમાં રહીને જોવાનો પુરુષાર્થ કરવાનો છે.

પરમ પૂજ્ય દાદાશ્રીની વાણીમાં 'આ બધું રોજ આટલું કરવા જેવું છે' એમ જે કહેવાયું છે, તો એ જ્ઞાન સમજવાનું છે, જાગૃતિમાં રાખવાનું છે અને જેમ જેમ ડિસ્ચાર્જ કર્મોના હિસાબ પૂરા થતા જશે, તેમ તેમ જાણેલા જ્ઞાન પ્રમાણે વર્તનમાં આવતું જશે. પોતાના તરફથી નિશ્ચય અને જાગૃતિ જ રાખવાની છે કે આવું હોવું જોઈએ અને એવી ગોઠવણી કરવાનોય વાંધો નથી, પણ કર્તાભાવે કરવા મંડી પડે ને પછી ડખોળાઈ જાય, કે પછી ધૂની થઈ જાય ને મિકેનિકલી કર્યા કરે, તેવું પરિણામ આપણને જોઈતું નથી.

પરમ પૂજ્ય દાદાશ્રીની વાણીમાં આવે કે નિરંતર આખો દિવસ આત્મગુણોની ભજના કરવા ગુણો બોલવા જોઈએ. તે એકાંતે લઈને કરવા મંડી પડે, તેને બદલે સમજે અને ઉપયોગ જાગૃતિ ગોઠવીને પછી કરે તો કામનું. આ તો વ્યવહાર ખસેડી નાખે, તોડી નાખે કે વ્યવહારમાં બૂમો પડે અને નિશ્ચયની ભજનામાં મજા પડી જાય, એવું ના હોવું જોઈએ. વ્યવહાર એ નિકાલી બાબત છે, તેનો પાંચ આજ્ઞામાં રહીને, ફાઈલોનો સમભાવે નિકાલ કર્યા પછી વધારાના સમયમાં પોતે આત્મભાવે આત્મગુણોની ભજના કરવાની છે અને સ્વભાવ જાગૃતિ વધે તેવા પુરુષાર્થ માટે વિધિ, વાંચન, પ્રતિક્રમણ, સામાયિક ગોઠવવાના છે.

રોજની ત્રણ સામાયિક કરવી એવું વાંચ્યું, એટલે એ જ્ઞાનમાં જાણવાનું છે. એ પ્રમાણે કરવા મંડી પડવાનું નથી. હા, દરરોજ ઓછામાં ઓછું પંદર મિનિટ સામાયિક જરૂર કરી શકાય. પૂજ્ય નીરુમાને પરમ પૂજ્ય દાદાશ્રી રોજની ત્રણ સામાયિક કરાવતા, પણ એમને ત્યારે બહારની

કોઈ ફાઈલોની ડખલો નહોતી. ઊલટાનું ફ્રી ટાઈમ મળતો તેને ઉપયોગપૂર્વક સામાયિકમાં ગોઠવતા.

આ આપ્તવાણીમાં પરમ પૂજ્ય દાદાશ્રીએ અનુભવેલા આત્માના ગુણધર્મો અને સ્વભાવનું વર્ણન છે. થિયરેટિકલ અને એટલું જ પ્રેક્ટિકલ રીતે, એ ગુણને ઉપયોગમાં પોતે કેવી રીતે લઈ શક્યા, એમને એ વર્ત્યું છે અને આપણને પણ એને ઉપયોગમાં લઈ આત્મામાં આવી જવાની અદ્‌ભુત સમજ આપી શક્યા. અને એ ગુણ ઉપયોગમાં લઈ સંસારી પરિસ્થિતિઓમાં વીતરાગતા કેવી રીતે રાખી શકાય, તેવી વાતો સિદ્ધ સ્તુતિના છેલ્લા ચેપ્ટરમાં આપણને પ્રાપ્ત થાય છે.

લૌકિક માન્યતાઓ સામે વાસ્તવિકતા શું છે ? તેમ જ માન્યતાઓની વિવિધ દશાઓમાં આ ગુણ-સ્વભાવ કેવી રીતે ઉપયોગમાં લેવાય ? જ્ઞાની પુરુષને આવા ગુણ-સ્વભાવ કેવી રીતે યથાર્થપણે વર્તે છે ? અને એથી આગળ તીર્થંકર સાહેબોને સર્વોચ્ચ દશામાં કેવું વર્તતું હશે ? એ બધી વાતો દાદા શ્રીમુખે નીકળી છે, તે સર્વ અત્રે સમાવિષ્ટ થઈ છે. જ્ઞાનીની વાણી જુદા જુદા નિમિત્તોને આધીન નીકળેલી છે, પણ સંકલન કરતી વખતે એવો પ્રયાસ કરવામાં આવ્યો છે કે એક જ વ્યક્તિ જોડે અખંડ સત્સંગ ચાલતો હોય, એમાં શરૂઆતથી તે ઠેઠ પૂર્ણતા સુધીની વાતની લિંક તેમજ ચઢતા ક્રમમાં મળી રહે. જેથી મહાત્માઓ આ જ્ઞાન પામ્યા પછી પ્રગતિના સોપાન ચઢતા ચઢતા આગળનો ધ્યેય લક્ષમાં રાખી શકે અને જરૂરિયાતના માઈલ સ્ટોન એને મળી રહે.

આ ગ્રંથમાં જ્ઞાન લીધા પહેલાની વાતો મુમુક્ષુ જોડે છે, જ્યારે જ્ઞાન લીધા પછીની વાતો આત્મજ્ઞાન પામેલા મહાત્માઓ જોડે છે એમ વાચકે સમજી લેવું.

સુજ્ઞ વાચકે આ વાણી પ્રથમ વાંચી લીધા પછી ફરીથી અનુકૂળતાએ વધું વખત વાંચીને સ્ટડી (અભ્યાસ)માં લેવા જેવી છે. કારણ કે આ પોતાના જ આત્મસ્વરૂપનું વર્ણન છે, પોતાના સ્વગુણોનું જ વર્ણન છે. તે પ્રમાણે જોઈને, વિઝ્યુલાઈઝ કરીને પ્રકૃતિના પરિણામો સામે ગુણોનું સેટિંગ કરી સ્વભાવદશામાં આવવાનું છે. જુદાપણું અનુભવવું છે. સ્વગુણોની

ભજનામાં આવીને છેવટે આત્મારૂપ થવાનું છે અને સામાને પણ તેવા જ ગુણધર્મ સહિત શુદ્ધ આત્મસ્વરૂપે જોવાનો છે.

જેમ જેમ આ વાણીનું વાંચન-મનન-નિદિધ્યાસન કરતા જઈશું, તેમ તેમ પછી પરમ પૂજ્ય દાદાશ્રીની આ જ્ઞાનવાણીનો 'પોઈન્ટ ઑફ વ્યૂ' (આશય) સમજાશે. છતાં પણ પોતાને જે સમજાયું છે તે જ પૂર્ણતાએ છે, તે માની લેવાની ભૂલ ના થઈ જાય, તે માટે સતત જાગૃત રહેવા જેવું છે. આપણો ધ્યેય તો છેવટે પ્રત્યક્ષ જ્ઞાની પાસે જઈને જ પૂરો થશે, એ વાચકે અવશ્ય લક્ષમાં રાખવું જોઈએ.

વર્ષો સુધી જુદી જુદી વ્યક્તિઓ જોડે પરમ પૂજ્ય દાદાશ્રીનો સત્સંગ જુદા જુદા ક્ષેત્રે, જુદા જુદા કાળે થયા કરતો. તે બધી જ વાણી પૂજ્ય નીરુમાએ કેસેટોમાં રેકર્ડ કરી લીધી. જેમાંથી આ વાણી ટ્રાન્સ્ક્રાઈબ (કેસેટમાંથી ઉતારો) થઈને ઘણા બધા મહાત્માઓની મદદથી છેવટે આપ્તવાણીના આ ગ્રંથ રૂપે આપણા હાથમાં આવે છે, કે જેમાં આત્માના ગુણો અને સ્વભાવ વિશેની વિગતોનું સંકલન થયું છે.

મૂળ આત્મસ્વરૂપને જેમ છે તેમ અનુભવવું તે જ આપણો ધ્યેય છે. શબ્દ જ્યાં પહોંચી શકે નહીં, એવા અવર્ણનીય, અવક્તવ્ય, શબ્દાતીત આત્માના રહસ્યો સંબંધે જ્ઞાની પુરુષ પરમ પૂજ્ય દાદાશ્રી દ્વારા જેટલી નિમિત્તાધીન વાણી નીકળી છે, તેનું આ સંકલન થયું છે. જ્ઞાની પુરુષની વાણી અવિરોધાભાસ, સૈદ્ધાંતિક, ત્રિકાળ સત્ય જ હોય, તેમાં સમજફેરને લીધે કંઈક ક્ષતિ ભાસિત થતી હોય તો તે સંકલનાની કમી સમજશો ને તે અર્થે ક્ષમા પ્રાર્થના.

**- દીપક દેસાઈ**

# ઉપોદ્ઘાત

## [૧] આત્માના ગુણો અને સ્વભાવ

આત્માના ગુણોનો વિકાસ કરવો પડે ? ના, એ ગુણો વિકસિત જ છે. પણ પોતે આત્માને ગુણધર્મ સહિત જાણે, તે પરિણામ પામે ત્યારે આત્મજ્ઞાન થાય.

આત્મા એટલે પરમાત્મા જ છે, અનંત ગુણધામ છે. પોતાના સ્વાભાવિક ગુણો, જે ક્યારેય આઘાપાછા ના થાય એવા છે. એમાં મુખ્ય બે ગુણો - જ્ઞાન અને દર્શન. અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત શક્તિ, અનંત સુખ આ ચાર ગુણો મોટા-મોટા, જબરજસ્ત અને બીજા બધા તો ઘણાં ગુણો ધરાવે છે, જેવા કે અમૂર્ત, અગુરુ-લઘુ, અવ્યય, અચ્યુત, અરૂપી વિગેરે.

આત્માના બધા ગુણો પરમેનન્ટ (શાશ્વત) છે, જ્યારે એના ધર્મ વપરાઈ રહ્યા છે. અનંત જ્ઞાન, અનંત દર્શન એ ગુણો પરમેનન્ટ છે, જ્યારે જાણવું-જોવું એ ધર્મ ટેમ્પરરી છે.

આત્માના ગુણો આત્મજ્ઞાન પામ્યા પછી અનુભવાય છે. આકુળતા-વ્યાકુળતા નહીં, નિરંતર નિરાકુળતા. અનંત જ્ઞાન હોય, તો પછી કોઈ વસ્તુ મૂંઝવે નહીં. જ્ઞાન હાજર થઈને સમાધાન આપે. પછી અનંત દર્શન હોય, તો કોઈ વસ્તુ અડચણ ના કરે, સમજણ ઊભી થઈને નિકાલ કરી નાખે. અનંત શક્તિ હોય, તો ગમે તેવી ખરાબ પરિસ્થિતિમાંય સમભાવથી નિકાલ કરી નાખે, ચિંતા-ઉપાધિ કર્યા વગર.

આમ અંશે અંશે અનુભવ વધતો જાય. બધા અંશ ભેગા કરે ત્યારે મૂળ સ્વભાવ થાય.

ભાવ એટલે અસ્તિ અને સ્વભાવ એટલે સ્વનું અસ્તિત્વપણું. આત્માનો સ્વભાવ એટલે પોતે પોતાના ગુણધર્મમાં અને પોતાની બાઉન્ડ્રીમાં જ હોય છે, એની બહાર આત્મા પોતે જતો જ નથી.

જોવા-જાણવાનો પોતાનો મૂળ સ્વભાવ. એનું ફળ પરમાનંદ. સ્વભાવથી બહાર નીકળવું, સ્વભાવની વિરુદ્ધ કરવું એ કર્મ.

સ્વભાવ અને ગુણમાં ફેર એટલો જ કે ગુણ જુદા જુદા બોલવા પડે, જ્યારે સ્વભાવમાં બધા ગુણો ભેગા આવી જાય. એક-બે-ત્રણ-ચાર એમ બધા ગુણો ભરાઈ જાય, એ સ્વભાવ કહેવાય. સ્વભાવ એટલે પૂર્ણ દશા.

જેમ ચંદ્રમાં એકમ, બીજથી ધીમેધીમે પછી પૂનમ થાય. તે બારસ, તેરસ, ચૌદશ હોય ત્યાં સુધી ગુણ કહેવાય અને પૂનમ હોય ત્યારે ગુણ ના કહેવાય, સ્વભાવ કહેવાય.

જ્ઞાન લીધા પછી મહાત્માઓ જેમ જેમ ફાઈલોનો સમભાવે નિકાલ કરતા જશે, એમ એની મેળે પૂનમ થશે, કુદરતી રીતે. અત્યારે તો સમભાવે ફાઈલોનો નિકાલ કરવો જરૂરી છે.

જ્ઞાની પુરુષ આત્માને વેદનથી, ગુણથી અને લક્ષણથી જાણે. વેદનથી જાણે એટલે સ્વસંવેદન, પરમાનંદ હોય. પછી ગુણ એટલે અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખ, અનંત શક્તિ એ બધું. અને લક્ષણ એટલે ક્ષમા, આર્જવતા, ઋજુતા, શૌચ એવા દસ લક્ષણો, આ બધું હોય ત્યારે આત્મા પ્રાપ્ત થયો કહેવાય.

સહજ ક્ષમા, સહજ મૃદુતા, સહજ ઋજુતા એવા લક્ષણો હોય. આ આત્માના ગુણો નથી કે નથી પ્રકૃતિના, પણ આ વ્યતિરેક ગુણો છે. ક્રોધનો અભાવ એને 'ક્ષમા' કહે છે.

લક્ષણ તો લોકોને સમજાવવા માટે છે, બાકી આ લક્ષણો સિદ્ધક્ષેત્રમાં નથી. ત્યાં કાયમના ગુણો છે તે જુદા છે.

## [૨] અનંત જ્ઞાન-દર્શન

### [૨.૧] જ્ઞાયક : જ્ઞાન : જ્ઞેય

મૂળ આત્માનું, દ્રવ્ય જ્ઞાનસ્વરૂપ જ છે, એબ્સૉલ્યૂટ જ્ઞાન માત્ર છે, જ્ઞાનપ્રકાશ જ છે. અનંત જ્ઞાન એ એનો ગુણ છે. જાણવાની ચીજો, જ્ઞેય વસ્તુઓ અનંત છે, માટે જાણનારો જ્ઞાયક અનંત જ્ઞાનવાળો છે. જ્ઞેયો સંખ્યાત નથી, અસંખ્યાત નથી, પણ અનંત છે. એની સામે જ્ઞાન પણ અનંત છે.

જ્ઞેય એટલે જાણવાની વસ્તુ અને જાણનાર એટલે જ્ઞાતા. આત્મા છૂટો પડ્યા પછી (જ્ઞાન પ્રાપ્ત થયા પછી) જ્ઞાતા કહેવાય.

જ્ઞેય-દૃશ્ય વિનાશી છે અને જ્ઞાતા-દ્રષ્ટા અવિનાશી છે. જે કલ્પનાથી દેખાય તે જ્ઞેય-દૃશ્ય છે, નિર્વિકલ્પ દેખાય છે એ જ્ઞાતા-દ્રષ્ટા છે.

જ્ઞેયોનો વિશેષ ફોડ અત્રે મળે છે.

મોચી જે સીવે છે એ ક્રિયા જ્ઞેય નથી, જે જ્ઞાનથી સીવે છે એ જ્ઞેય છે. વકીલાતની ક્રિયા એ જ્ઞેય નથી, પણ જે જ્ઞાનથી વકીલાત કરે છે એ જ્ઞાન જ જ્ઞેય છે.

ક્રિયા માત્ર પરસત્તા છે, ક્રિયાવાળું જ્ઞાન પણ પરસત્તા છે. મોચીનું જ્ઞાન, વકીલાતનું જ્ઞાન, ડૉક્ટરી જ્ઞાન એ બધાં અહંકારી જ્ઞાન, એ પરસત્તામાં છે. અહંકારને પણ જે જાણે છે તે સ્વસત્તા છે.

મોચીની ક્રિયાનું જે જ્ઞાન થયેલું છે, એ જ્ઞાનને જાણનારો અહંકાર છે. ક્રિયાનું જે જ્ઞાન છે તે બુદ્ધિજ્ઞાન છે. એને જાણનારો બુદ્ધિનો માલિક - અહંકાર. વકીલાત કેવી રીતે કરાય, એ જાણે. એમાં પોતે ભૂલ કરે, તો પાછો જાણે કે મારી આ ભૂલ થઈ ગઈ, આવું ના થવું જોઈએ. એ જ્ઞાનના આધારે જાણે, પણ એ બુદ્ધિજ્ઞાન છે.

એટલે આખા જગતના બધા સબ્જેક્ટ જાણે છતાં એ જ્ઞાન બુદ્ધિમાં સમાય.

પાંચ ઈન્દ્રિયોથી જે જે જણાય છે, એ આત્માના જ્ઞાનથી છે ? ના, એ તો ઈન્દ્રિયજ્ઞાનથી જાણે છે. એ તો અજ્ઞાનીયે જાણે. ઈન્દ્રિયજ્ઞાનથી જાણવામાં અજ્ઞાનીને કે જ્ઞાનીને ફેર નથી, બન્નેના અતીન્દ્રિયજ્ઞાનમાં ફેર છે. જ્ઞાનીને અતીન્દ્રિયજ્ઞાન હોય. અતીન્દ્રિયજ્ઞાનમાં જે આંખે દેખાતા નથી, એવા મનના પર્યાય, બુદ્ધિના પર્યાય, એને આત્મા અતીન્દ્રિયજ્ઞાનથી જાણે છે. આ ઈન્દ્રિયજ્ઞાન (બુદ્ધિ) છે એ અહંકારનું જ્ઞાન છે, એ પણ આત્મા જાણ્યા કરે.

મૂળ આત્મા કેવળજ્ઞાન સ્વરૂપ છે, કેવળજ્ઞાન પ્રકાશ જ છે, જ્યારે હું એ પોતે અનંતજ્ઞાનવાળો છે.

આત્માના બધા ગુણોમાં અભેદ ભાવે આત્મા જ છે. ત્યાં ભેદ નથી પણ જો એનું વર્ણન કરવું હોય તો ભેદ દેખાય, જુદું જુદું બોલવું પડે, પણ મૂળ સ્વરૂપે અભેદ જ હોય.

(ક્રમિક માર્ગે) પ્રતીતિ ખંડ (ભેદ) હોય, લક્ષ ખંડ હોય પણ અનુભવ ખંડ ના હોય. અનુભવ એટલે જ્ઞાન, એ અખંડ (અભેદ) જ હોય. (જે આવ્યા પછી જાય નહીં.)

દૃશ્યો અનંત છે, એની સામે દર્શન અનંત છે. દૃશ્યો અનંત હોય ને દર્શન થોડુંક જ હોય તો શી રીતે ચાલે ? એને પહોંચી ના વળાય. પણ દૃષ્ટાનું દર્શન અનંત.

જ્ઞાન અને દર્શનમાં ભિન્નતા છે. નક્કી થયા પહેલા, 'કંઈક છે' એને દર્શન કહેવાય અને નક્કી થયું કે 'આ છે' એને જ્ઞાન કહેવાય.

દ્રષ્ટાએ દૃશ્યને જોયું એટલે દર્શન ઊભું થાય અને જ્ઞાતાએ જ્ઞેયને જાણ્યું એટલે જ્ઞાન ઊભું થાય.

આવા જ્ઞાન-દર્શન આદિ અનંતા ગુણો થકી પોતે સંપૂર્ણ શુદ્ધ છે, સર્વાંગ શુદ્ધ છે.

## [૨.૨] અનંતા જ્ઞેયોને જાણવામાં... શુદ્ધ છું

'અનંતા જ્ઞેયોને જાણવામાં પરિણમેલી અનંતી અવસ્થાઓમાં હું સંપૂર્ણ શુદ્ધ છું, સર્વાંગ શુદ્ધ છું.' આ વાક્ય યથાર્થપણે સમજાય તો પરમાર્થસ્વરૂપ થઈ જાય. આ શાસ્ત્રનું વાક્ય નથી, ખુદ પરમાત્મ સ્વરૂપ થયા સિવાય આ વાક્ય કોઈ બોલી ના શકે. આ વાક્ય એવું છે કે એ પોતે તે દશામાં પહોંચવું પડશે સમજવા માટે. આ વાક્ય સમજાશે ત્યારે આ દાદાના જ્ઞાનની પૂર્ણાહુતિ થશે. જે આત્માના અનુભવમાં રહેતો હોય તે જ આ વાક્ય સમજે. આ વાક્ય બહુ ઊંડું છે. આમાં સંસારથી અબંધ રહેવાની બધી જ સામગ્રીઓ મહાત્માઓને પરમ પૂજ્ય દાદાશ્રીએ આપી દીધી છે !

આખું જગત જ્ઞેયોથી ભરેલું છે, અનંતા જ્ઞેયો છે. હવે એ જ્ઞેયોને જાણવામાં અનંતી અવસ્થાઓ ઉત્પન્ન થાય છે, છતાં એ અવસ્થાઓ પોતાને ચોંટતી નથી. પોતે શુદ્ધ જ રહે છે.

કેરી જોઈ એટલે જ્ઞાન કેરીના આકારે થઈ જાય, પણ જ્ઞાનેય છૂટું ને જ્ઞેય છૂટું ને જ્ઞાતાયે છૂટો. ચોંટતું નથી એ શુદ્ધ જ્ઞાન કહેવાય, બુદ્ધિજન્ય જ્ઞાન ચોંટે.

જ્ઞેય પ્રમાણે જ્ઞાન જ્ઞેયાકાર થાય, પણ પોતે ચોંટતો નથી. રોંગ (અવળી) માન્યતાથી તદ્રુપતા ભાસે છે. માન્યતા સવળી થાય ત્યારે તે પોતાના અસલ સ્વરૂપમાં જ હોય.

પુદ્‌ગલની અવસ્થામાં કેરીને બદલે બીજું જુએ તોય ચેતન શુદ્ધ જ છે. જ્ઞેયને જાણવામાં પરિણમેલી-તદાકાર-જ્ઞેયાકાર થઈ ગયેલી અવસ્થામાંય પણ પોતે શુદ્ધ જ છે. જ્ઞેય કંઈ અડતું નથી.

આ ભૌતિક પ્રકાશ જ્ઞેયને એક બાજુ પ્રકાશે, તો બીજી બાજુ અંધારું હોય. જ્યારે આત્માનો પ્રકાશ તો જ્ઞેયને એક્ઝેક્ટ સ્વરૂપે ચોગરદમથી રૂપ-રસ-સ્પર્શ-ગંધ સહિત બધું પ્રકાશે. પાછો એનો છાંયો ના પડે.

જ્ઞેયના આકારે જ્ઞાન થઈ જાય એનું નામ પરિણમેલી કહેવાય. જ્ઞેયને જાણવામાં જ્ઞાનની અવસ્થા ઉત્પન્ન થાય. જ્ઞાનના પર્યાય જ્ઞેયાકાર થાય, જ્ઞાન પોતે જ્ઞાનાકાર જ રહે, પોતે શુદ્ધ જ રહે.

જ્ઞેયોને વીતરાગતાથી જાણવામાં કોઈ હરકત નથી. જ્ઞેયો જોડે રાગ-દ્વેષથી બંધન છે, બાકી જ્ઞેયો કંઈ નડતા નથી.

જ્ઞાની, જ્ઞેય જાણવામાં પરિણમે તોયે સંપૂર્ણ શુદ્ધ છે અને સંસારીઓને સ્વાદ આવે, ઈચ્છા થાય તો એ ચોંટે.

જ્ઞાની વાસ્તવિકતા જોઈને બોલે છે. જ્ઞેય દેખી તેવા આકાર જેવો પોતે થઈ જાય છતાં એમાં તન્મયાકાર થતો નથી, લેપાયમાન થતો નથી. જ્ઞેયાકારમાં દશા પરિણમે પણ પોતે છૂટો ને છૂટો જ છે. એ કેટલી જબરજસ્ત શક્તિ ધરાવે છે !

આત્માનો જ્ઞાનપ્રકાશ, જ્યોતિસ્વરૂપ છે. તે જ્ઞેયને જુએ અને પોતે જ્ઞેયાકાર થાય પાછો, છતાં અડે-કરે નહીં. એમાંય શુદ્ધતા રહે. છતાં ત્યાં માની બેઠો છે કે આ મને કર્મ અડ્યું. શાથી માને છે ? મહીં પાપ-પુણ્યના જે પર્યાયો છે તે એને આવું મનાવડાવે છે. પણ આ જ્ઞાન પછી એ પાપ-પુણ્યના પર્યાયો જ્ઞાનથી તૂટી જાય છે. પછી શુદ્ધતાની જાગૃતિ આવી જાય છે.

જ્ઞાન જ્ઞેયમાં પરિણમે છતાં 'હું' શુદ્ધ જ છે. કોઈ કહેશે, 'આ ચોંટી ગયું ?' 'ના, હું શુદ્ધ જ છું.' માટે ગભરાશો નહીં. 'હું' (આત્મા) બગડ્યો જ નથી, આ તો અહંકારની માન્યતા બગડી છે.

સંસારી ચીજવસ્તુઓ વિનાશી છે, માટે આ જ્ઞાનના પર્યાય વિનાશી છે, પણ જ્ઞાન વિનાશી નથી. જ્ઞાન તો જ્ઞાન જ છે, પરમેનન્ટ છે. પર્યાયો નિરંતર પરિવર્તન થયા જ કરે છે. જેમ અવસ્થા ફરે, તેમ જ્ઞાન ફરે, છતાં જ્ઞાન શુદ્ધ રહે છે. પોતાના પર્યાયને જે જાણે છે તે પોતે છે, આત્મા છે.

જ્ઞાન એ ગુણ કહેવાય. કારણ કે હું છું, એ કાયમનો છું. પછી અનંતા જ્ઞેયોને જાણવામાં પરિણમેલી અનંતી અવસ્થાઓમાં એ જ્ઞાન વપરાય, ત્યારે એ જ્ઞાનનો ધર્મ કહેવાય, પર્યાય કહેવાય અને એ પર્યાય વિનાશી છે.

આત્મા જ્ઞેયમાં જાય નહીં, એ જ્ઞાનનો પર્યાય જાય. પર્યાયથી જ્ઞેય જોઈ શકાય. જ્ઞેય-જ્ઞાતા એકાકાર ના થાય એનું નામ જ્ઞાન.

દ્રવ્ય-ગુણ ને પર્યાય ત્રણ ભેગું થાય ત્યારે વસ્તુ કહેવાય, તત્ત્વ કહેવાય. ગુણ વગર પર્યાય ના હોય. દ્રવ્ય અવિનાશી, ગુણ અવિનાશી અને પર્યાય વિનાશી. એટલે આત્મા જ્ઞાન સિવાય બીજી કોઈ વસ્તુ જ નથી, કેવળ એબ્સૉલ્યૂટ જ્ઞાન માત્ર જ છે.

પછી અનંત દશ્યોને જોવામાં પરિણમેલી એટલે પોતે દશ્યસ્વરૂપ થઈ જાય છતાં પોતે શુદ્ધ જ છે, દ્રષ્ટા છે. દષ્ટિ અને દ્રષ્ટામાં ફેર. દષ્ટિ એ તો દ્રષ્ટાનો પર્યાય છે. પર્યાય એ દ્રવ્યના ગુણની ક્ષણે ક્ષણે ઉત્પન્ન થતી અવસ્થા છે. દ્રષ્ટા દષ્ટિથી દશ્ય જુએ. એ અવસ્થાઓ, પર્યાયો નિરંતર બદલાય છતાં દ્રષ્ટા ના બદલાય. ગુણ-દ્રવ્ય કાયમના અને પર્યાય બદલાયા કરે.

જ્ઞેયાકારે પ્રગટતો જ્ઞાનનો પર્યાય પોતાને કારણે જ પ્રગટે છે. એ સ્વતંત્ર રીતે પ્રગટે છે. કારણ કે જ્ઞાન સ્વતંત્ર છે. જ્ઞેય હોય તો જ્ઞાન હોય. પણ જ્ઞાન પ્રગટ થયા પછી જ્ઞેયને જોઈ શકે. બાકી જ્ઞેયને અને જ્ઞાનને લેવાદેવા નથી. એ અવસ્થા જ્ઞાનની પૂર્વનિશ્ચિત નથી.

પુદ્‌ગલની અવસ્થાઓ બદલાયા જ કરવાની, પણ દરેક અવસ્થા જોવામાં પોતાનું જ્ઞાન મેલું થતું નથી, શુદ્ધ જ રહે છે. પોતાની શુદ્ધતાને કશી હરકત આવતી નથી.

જલેબી જુએ, એમાં મારાપણું કરે કે મોહ કરે તો જ નુકસાન. કારણ કે વિશેષ કર્યું. સામાન્યભાવે ના જોયું, વિશેષભાવે જોયું કે વળગ્યું. 'આ સારું છે' કહ્યું કે ચોંટ્યું. બીજે બધે સામાન્યભાવે રહે તો ના ચોંટે.

હું સંપૂર્ણ શુદ્ધ છું, સર્વાંગ શુદ્ધ છું એટલે આત્માના સર્વ પ્રદેશોથી શુદ્ધ છું.

ગટરને જોઉ છું, જાણું છું, તોય મારી શુદ્ધતા બગડતી નથી. અત્તરને જોઉં છું, જાણું છું, બીજું સારું કે ખરાબ જોઉં છું છતાં મારું જ્ઞાન એમાં ભળતું નથી. અજ્ઞાનતાથી લોકો ગૂંચાય છે કે આ ખરાબ જોયું કે આત્મા મહીં બગડ્યો.

પર્યાય ને આ બધી વાતો બહુ સૂક્ષ્મતાએ ના સમજાય તો મોક્ષે નહીં જવાના ? એવું નથી, એ તો જ્ઞાની પુરુષના આશ્રયથી મોક્ષે જવાના. છતાં દાદાનું જ્ઞાન પૂરું સમજવાની ભાવનાથી સત્સંગમાં દોડી દોડીને આવે છે, માટે એનું પરિણામેય આવશે જ !

અક્રમ વિજ્ઞાનની આ અજાયબી છે કે ભેદજ્ઞાનના વાક્યો જ્ઞાનવિધિમાં બોલાવાય છે, તેનાથી મહીં આત્મા છૂટો પડી જાય છે. શાસ્ત્રમાં ભેદજ્ઞાન હોય નહીં. મૂળ દ્રવ્ય અને એની મૂળ વાત, મૌલિક વાત જોઈએ. તેથી આટલી ઉપાધિ હોવા છતાં શુદ્ધતા જતી નથી, માટે 'અક્રમ વિજ્ઞાન' કહેવાય છે. જ્યારે ક્રમિકમાં સંગ છોડો તો અસંગ થશો, કહે છે.

અક્રમ વિજ્ઞાનથી મહાત્માઓને મૂળ આત્માના પ્રતીતિ-લક્ષ-અનુભવ પ્રાપ્ત થઈ જાય છે. એ અજાયબી જ કહેવાય ! એ આત્મા એના ગુણધર્મો સહિત જ છે. કોઈને એક ક્ષણ પણ લક્ષ ના બેસે, ત્યારે આ કાયમનું લક્ષ રહે એ જ આ વિજ્ઞાન છે.

રસ્તે જતા આ જ્ઞાન મળ્યું છે, એટલે રસ્તે ધૂળ ઊડે, કાંકરા ઊડે, છતાં એ જ્ઞેય ને પોતે જ્ઞાતા એમ જ્ઞાતાપદમાં રહીને બધાં જ્ઞેયને જાણવાના છે. ઘરમાં કોઈનું મૃત્યુ થાય ત્યારે પણ એ જ્ઞેય ને પોતે જ્ઞાતા રહે, ત્યારે આ વિજ્ઞાન પૂર્ણતાએ પ્રગટ થાય.

આત્માને જ્ઞેયો જાણવા માટે જ્ઞેયો જ્યાં છે ત્યાં સુધી ફરવા જવું પડતું નથી પણ પોતાના દ્રવ્યમાં જ જ્ઞેયો ઝળકે છે. જેમ અરીસો એની જગ્યાએ જ રહે છે, પણ લોકો આવે-જાય, એ બધા મહીં ઝળકે એવું આત્માના જ્ઞાનમાં જ જ્ઞેયો ઝળકે.

નિજ અવસ્થાને પણ જ્ઞેય તરીકે જોતા તત્ત્વસ્વરૂપી જ્ઞાન પોતે જ પરમાત્મા થાય છે. આ ચંદુભાઈ એ જ નિજ અવસ્થા છે, એને પોતે અવસ્થા રૂપે જુઓ, તો પોતે જ પરમાત્મા છે.

જોવું-જાણવું એ પોતાનું કામ અને ચંદુભાઈનું ક્રિયાનું કામ.

અક્રમ વિજ્ઞાન દ્વારા પરમ પૂજ્ય દાદાશ્રીએ મહાત્માઓને તો કેવળજ્ઞાન સ્વરૂપી મૂળ આત્મા પ્રાપ્ત કરાવ્યો છે.

અનંતા જ્ઞેયોને જાણવામાં... એ વાક્ય સમજવામાં અઘરું છે છતાં એ વાક્યમાં એટલું બધું બળ છે કે બોલતાની સાથે જ પોતે પૂર્ણ કેવળજ્ઞાન સ્વરૂપ થઈ જાય.

## [૩] અનંત શક્તિ

### [૩.૧] અનંત શક્તિઓ કઈ ? કેવી ?

આત્માને અનંત શક્તિનો ધણી કહ્યો છે, તો એ શક્તિ શું છે ? કઈ છે ? કેવી છે ? આપણને કેવી રીતે એ અનુભવમાં આવે, એવો હંમેશાં સાધક, મુમુક્ષુ કે મહાત્માને પ્રશ્ન થયા જ કરતો હોય છે. આત્માની અનંત શક્તિઓ જે છે, તે મિકેનિકલ શક્તિ નથી. મિકેનિકલ શક્તિ તો મશિનરીમાં હોય. ખાવાનું (ઈંધણ) નાખો, હવા પૂરો તો મશીન ચાલે, નહીં તો બંધ થઈ જાય. એ મિકેનિકલ શક્તિ જડની છે અને આત્મા એ (ખરેખર) અનંત શક્તિવાળો પરમાત્મા છે. એ આવી ક્રિયા નથી કરતો. જબરજસ્ત જ્ઞાનક્રિયા-દર્શનક્રિયા હોય. આવી ચાલવાની-બોલવાની શક્તિ આત્માની નથી અને જે શક્તિ છે, એ લોકો જાણતા નથી. આખું બ્રહ્માંડ ધ્રૂજાવે એટલી શક્તિઓ એની છે.

આખી દુનિયામાં જેટલા જીવો છે, એ બધા જીવોની પ્રગટ થયેલી શક્તિઓ ભેગી કરો તો એટલી શક્તિ એક આત્મામાં છે. આત્મામાં પરમાત્માપણાની શક્તિ છે, પણ (વ્યવહારમાં) એક શેક્યો પાપડ ભાંગવાની શક્તિ નથી.

જડમાંય શક્તિ છે. આ અણુને તોડીને અણુબૉમ્બ ફોડેલા, એ શક્તિઓ બહાર પડી છે. જ્યારે પરમાણુમાં શક્તિ ખરી, પણ પરમાણુ

અવિભાજ્ય હોય એટલે શક્તિમાં ફેરફાર ના થાય. પરમાણુ ભેગા થઈને અણુ બને, એ અણુને તોડે તો શક્તિ દેખાય.

કોઈ પણ વસ્તુને (જડ કે ચેતન) તેના મૂળ સ્વરૂપે લઈ જાવ તો તેમાં અનંત શકિતઓ છે. મૂળ સ્વરૂપની મૂળ શક્તિ કદી નાશ પામતી જ નથી.

પરમાણુની શક્તિ એ સિવાય પુદ્ગલની શક્તિ છે. વિભાવિક પરમાણુ, જે આત્માની વિભાવિક દશા થવાથી ઊભા થયા છે તે પણ અનંત શક્તિવાળા છે. એ રૂપી, સક્રિય અને પુદ્ગલની કરામતવાળા છે. એ પુદ્ગલે તો ભગવાનને હઉ આંતર્યા છે.

પુદ્ગલમાં હું છું, એમ પોતે માનતો હતો, તેથી પોતાની શક્તિ પુદ્ગલમાં પેસી ગઈ ને પુદ્ગલ શક્તિવાળું થયું. જ્યારથી પોતાને શુદ્ધાત્માનું લક્ષ બેસી ગયું ત્યારથી પુદ્ગલથી છૂટો પડ્યો. પછી પોતાની શક્તિ પૂર્ણતાએ પોતાનામાં વ્યક્ત થાય ને પુદ્ગલ પણ નરમ થતું જાય.

જેમ દારૂ પીવે તેનો અમલ છે, તેવું આપણે અહંકારના અમલમાં છીએ. તેથી આત્માની શક્તિ આવરાઈ ને જડ શક્તિમાં આ મિક્ષ્ચર થયું. હવે જડ શક્તિ જ ચઢી બેઠી છે, તે આત્માને છૂટવું હોય તોયે છૂટાય નહીં. જ્ઞાની પુરુષ પાસે જાય તો છૂટાય.

આત્માની બે જાતની શક્તિ : એક સ્વક્ષેત્રમાં રહેતા પોતાની સ્વશક્તિ ઉત્પન્ન થાય અને પરક્ષેત્રમાં રહી સ્વક્ષેત્રમાં મૂકામ હોય ત્યારે પરક્ષેત્રમાં વિભૂતિ શક્તિ ઉત્પન્ન થાય.

આત્માની અનંત જ્ઞાનશક્તિ છે, તેના આધારે તો જ્યોતિષનું જ્ઞાન, વકીલાતનું જ્ઞાન, ડૉક્ટરનું જ્ઞાન એવા બધા જુદા જુદા સબ્જેક્ટના જ્ઞાન બહાર પડ્યા છે.

આત્માની અનંત શક્તિ છે, તેની વિપરીત સ્ફુરણાથી આવડું મોટું બ્રહ્માંડ ઊભું થઈ ગયું, ઊલટી બાજુનું. તો સમ્યક્ સ્ફુરણાથી શું ના થાય ?

આત્માની અનંત શક્તિ એવી છે કે દરેક માણસના વિચારને એક્સેપ્ટ (સ્વીકાર) કરે. ચોર ચોરી કરે કે દાનેશ્વરી દાન આપે, બધું એક્સેપ્ટ કરે એવી આત્મશક્તિ છે, એ જ પરમાત્મશક્તિ છે !

આત્માની અનંત શક્તિઓ અનુભવમાં આવે ત્યારે સમજાય આ બધી પૌદ્‌ગલિક શક્તિઓ દુઃખદાયી છે, દુઃખ આપનારી છે. છતાં એ અનંત શક્તિ પોતાને આ બધું અડવા નથી દેતી. પાણીમાં રહેવા છતાં પાણીને સ્પર્શ ના કરવા દે તે કેવી શક્તિ ! નિર્લેપ રાખે. ભીડમાં અસંગ રાખે. મુશ્કેલીઓ આવે છતાં પોતે એને પાર કરી ઠેઠ પહોંચી જાય. માટે તો આત્મા એ ભગવાન છે !

કોઈ વસ્તુ એને ડરાવી શકે નહીં, કોઈ વસ્તુ એને ડિપ્રેશનમાં ના લાવી શકે, કોઈ વસ્તુ દુઃખી કરી શકે નહીં, એ કેટલી બધી અનંત શક્તિ !

અનંત સુખ, જે સુખ બહાર ખોળવા ના જવું પડે એ પોતાનું ! એનામાં આધ્યાત્મિક, વાસ્તવિક શક્તિ છે, ભૌતિક શક્તિ નથી. પણ પ્રગટ થાય ત્યારે કામ લાગે.

મોક્ષે જતા વિઘ્નો અનેક પ્રકારના છે, અનેક વિઘ્નોને ખસેડીને પોતે મોક્ષે જાય એવી અનંત શક્તિવાળો છે.

અનંત શક્તિ છૂટવા માટે જ વાપરવાની છે, પણ એ જ્ઞાની પુરુષ આત્માને છૂટો પાડે પછી વપરાય.

આ શક્તિઓ આવરાઈ ગયેલી છે. આવરણ ખસે તો અભિવ્યક્ત થાય. આવરણ ખસવાનો ઉપાય કર્યા કરે તે પોતાનો પુરુષાર્થ, તો પેલું પરિણામે શક્તિ પ્રગટ થતી જાય.

પોતાની શક્તિ વ્યક્ત થઈ જાય તે પોતે પરમાત્મા છે.

સ્વરૂપનું અજ્ઞાન અને સ્વરૂપનું અદર્શન, એ બે મોટા આવરણ. પછી લોકોનું જોઈને શીખ્યા કે આ જોઈએ છે ને પેલું જોઈએ છે, તેનાથી અનંત શક્તિ આવરાઈ. પછી ઘર્ષણ-સંઘર્ષણમાં શક્તિઓ ખલાસ થતી ગઈ.

બધા જીવો સામાન્યભાવે આત્મા જ છે, પરમાત્મા જ છે પણ શક્તિ પ્રગટ થઈ નથી. જેમને શક્તિ પ્રગટ થઈ છે એવા જ્ઞાની પુરુષના નિમિત્તે પોતાની શક્તિ પ્રગટ થઈ જાય. જેટલી આત્મશક્તિ પ્રગટ થઈ એને ઐશ્વર્ય કહેવાય.

અનંત શક્તિ અવ્યક્તભાવે મહીં પડેલી જ છે, પણ પોતાને જાતે તાળું ઉઘાડીને લેવાનો હક્ક નથી, એ તો જ્ઞાની પુરુષ ઉઘાડી આપે ત્યારે એ નીકળે.

પરમ પૂજ્ય દાદાશ્રી કહે છે કે અમારી સંપૂર્ણ શક્તિ વ્યક્ત થઈ છે. એમને જોતા જ આપણને એમ લાગે કે એમનામાં કેટલી બધી શક્તિ પ્રગટ થઈ છે ! એમની હાજરી એ આપણને આનંદ આપે. એટલી જ શક્તિઓ બધાનામાં પડેલી છે.

આત્માની શક્તિ વ્યક્ત થઈ જાય, પછી બહાર કશી માથાકૂટ કરવાની ના રહે. ખાલી મહીં વિચાર જ આવે કે તે પ્રમાણે બહાર બધું એની મેળે થઈ જાય. વ્યવસ્થિત શક્તિ બધું કરી નાખે. રાજા કરતાયે ઘણો ઊંચો વૈભવ છે કારણ કે ભગવાનપદ છે ને !

અનંત શક્તિ શાથી કહી ? અનંત કામ કરી શકે. જેટલું એડજસ્ટમેન્ટ ગોઠવતા આવડે એટલું પોતાને પ્રાપ્ત થાય ! પોતે કલ્પેને તે સિદ્ધ થઈ જાય તેવી અનંત શક્તિ છે !

કોઈ પણ (રિલેટિવ) વસ્તુ મને કંઈ પણ કરી શકતી નથી પણ પોતાને 'હું નિરાલંબ છું' એવું ભાન થઈ જવું જોઈએ. ત્યારે ઘણી બધી શક્તિઓ પ્રગટ થઈ જાય !

એક વખત શુદ્ધાત્માનું ભાન થયા પછી શુદ્ધાત્મા સ્વરૂપમાં વર્ત્યા, એકતાર થવા માંડ્યા, એટલે મોક્ષમાર્ગની શ્રેણીઓ મંડાઈ ગઈ. પછી શક્તિઓ પ્રગટ થતી જાય.

જ્ઞાતા-દ્રષ્ટા એ મુખ્ય વસ્તુ છે, ઉપયોગ એમાં જોઈન્ટ કરીએ તો બધી શક્તિઓ ઉત્પન્ન થતી જાય. જ્ઞાતા-દ્રષ્ટા જેટલા પ્રમાણમાં રહ્યા એટલા પ્રમાણમાં આનંદ ઉત્પન્ન થાય.

વિભાવિક શક્તિથી તો આવડું મોટું જગત ઉત્પન્ન થઈ ગયું છે ! સીધી રીતે શક્તિ જ્ઞાતા-દ્રષ્ટામાં જ વપરાય. હવે બીજી રીતે શક્તિ નહીં વાપરવાની. કારણ કે કંઈ પણ કરવાનો આત્માનો ધર્મ જ નથી. જો પોતાને સનાતન સુખ જોઈતું હોય તો આ જ્ઞાતા-દ્રષ્ટામાં આવી જાવ.

મોક્ષમાંય બધી શક્તિઓ ખરી, પણ ત્યાં વપરાવાની નહીં. મોક્ષે

જતા વિઘ્નો અનેક પ્રકારના છે, તે પોતાની શક્તિથી ઓળંગીને મોક્ષે જાય. પછી એ શક્તિઓનો સ્ટૉક એની પાસે રહે.

સેલ્ફનું રિયલાઈઝ કર્યું કે અનંત શક્તિ પ્રગટ થઈ ગઈ.

મનથી કે દેહથી નિર્બળતા લાગે તો 'હું અનંત શક્તિવાળો છું' બોલાવોને તો શક્તિ પ્રગટ થઈ જાય.

આત્માની અનંત શક્તિ છે. જે બાજુ જેટલી ફેરવવી હોય, એટલી ફેરવી શકાય. પણ 'શું થશે' કહ્યું કે શુંયે થઈ જાય ! તે આત્મા પાસે શક્તિ માગને, અંદર જ છે. કાં તો આત્માને ઓળખ અને તે રૂપ થા, તો શક્તિઓ વ્યક્ત થાય.

## [૩.૨] અનંત ઐશ્વર્ય

આત્મા પરમ ઐશ્વર્યવાળો છે, પણ પોતાને એનું ભાન જ નથી. આવરણને લઈને બધું ઐશ્વર્ય રૂંધાયું છે. જેટલા અંશે લાઈટ નીકળે એટલા અંશે એને ફળ મળે છે. આત્મા તો સર્વાંશ જ છે. અંશરૂપે હોય તો સર્વાંશ થાય જ નહીં. પણ જ્ઞાની પુરુષે સર્વાંશ આત્મા પ્રગટ થયેલો જોયો, બધામાં તે સ્વરૂપે જ છે.

અનંત શક્તિ છે, અનંત ઐશ્વર્ય છે પણ પોતાને ખ્યાલ નહીં હોવાથી ચિંતા-ઉપાધિ-મુશ્કેલીઓ ભોગવવી પડે છે. બાકી કોઈ કોઈનો ઉપરી છે નહીં.

મનુષ્ય મૂળ સ્વરૂપે પરમાત્મા જ છે. પોતાનું અનંત ઐશ્વર્ય પ્રગટ થાય તેમ છે, પણ ઈચ્છા કરી કે મનુષ્ય થઈ ગયો.

દાદાશ્રી જ્ઞાનવિધિ કરાવે છે, તે આખું કેવળજ્ઞાન જ છે. બે કલાકમાં મોક્ષ આપે એવું ગજબનું ઐશ્વર્ય એમનું પ્રગટ થયેલું છે. જગતના લોકોને આ દાદાનું ઐશ્વર્ય ખ્યાલમાં આવ્યું નથી. આ કાળમાં ભેદવિજ્ઞાની પ્રગટ્યા તે મોટું આશ્ચર્ય છે ! લાખો અવતારે ઠેકાણું ના પડે, તે બે કલાકમાં દૃષ્ટિ ફરી જાય છે ને આત્મજ્ઞાન થઈ જાય છે.

જ્ઞાનવિધિમાં પોતાને 'હું શુદ્ધાત્મા છું' એ પ્રતીતિ બેસી જાય છે.

પછી પોતાના ઐશ્વર્યનું પોતાને ભાન થાય છે. પોતે જ ચૈતન્ય પરમાત્મા છે.

દાદાશ્રી કહે છે, લોકોને જેવી દુનિયા દેખાય, એવી અમને પણ દેખાય. ફક્ત અમને રાગ-દ્વેષ ના હોય, એટલો જ ફેર. બીજું, લોકોને જે ના દેખાય એવું તો અમને ઘણું બધું દેખાય અને એ જ અમારા જ્ઞાનની વિશાળતા છે, ઐશ્વર્યપણું છે. દેહનું માલિકીપણું ના હોય તો જ ઐશ્વર્ય પ્રગટ થાય.

લોભ-લાલચના પ્રસંગમાં 'હું અનંત ઐશ્વર્યવાળો છું' બોલે તો એ પરમાણુ ખરી પડે ને એની અસરો ના થાય.

જેટલી ચિત્તવૃત્તિ વિખરાય કે ઐશ્વર્ય ઓછું થતું જાય અને જેટલી મૂળ જગ્યાએ સ્ટેબિલાઈઝ (સ્થિર) થાય કે ઐશ્વર્ય ઉત્પન્ન થાય.

ઐશ્વર્ય ઓછું થતું જાય. તેથી તો તમને કેટલાક લોકો ડખો કરે, હેરાન કરે, બૉસ ટૈડકાવે, એ બધું સહન કરવું પડે છે. ઐશ્વર્ય ઓછું થાય ત્યારે ટૈડકાવેને ! નહીં તો ઐશ્વર્યવાનને તો આમ ટૈડકાવવા માટે આવે, તે એનું મોઢું જોતા ગભરામણ થઈ જાય. માટે ઐશ્વર્યની જરૂર છે.

આ બધા મહાત્માઓને 'જ્ઞાન' મળ્યા પછી બિલીફમાં આવી ગયું છે પણ વર્તનમાં નથી રહેતું. વર્તન એ પહેલા જે રોંગ બિલીફ હતી, તેનું ફળ આવ્યું છે. તે ભોગવ્યે જ છૂટકો. પણ અત્યારે બિલીફ સમ્યક્ થઈ ગઈ છે, ઐશ્વર્ય એક કરવા તરફ બિલીફ છે, તેનું ફળ પછી આવશે.

## [૩.૩] અનંત વીર્ય

અનંત વીર્ય એટલે શું ? જ્ઞાન-દર્શનથી ચારિત્ર પ્રગટ થાય ને સ્વચારિત્રથી અનંત વીર્ય પ્રગટે, એ જ અનંત વીર્યની દશા. એનાથી દરેક પદાર્થ-વસ્તુ દેખાય, એના દ્રવ્ય-ગુણ-પર્યાય, ભૂતકાળથી લઈને ભવિષ્યકાળ, બધા જ દેખાય.

આત્માના ગુણોની રમણતામાં આત્મજ્ઞાની રહી શકે, પણ જેનામાં અનંત વીર્ય પ્રગટે (તીર્થંકરો કે જ્ઞાની પુરુષ) તે તો માથે હાથ અડાડે ને સામાનું કામ કાઢી નાખે.

આત્મવીર્ય એટલે આત્માનો ઉલ્લાસ ને શક્તિ જબરજસ્ત હોય.

આત્મવીર્યનો અભાવ ત્યાં કષાયોની અસરો થાય. ભૌતિક સુખમાં જ રાચે, તેને આત્મવીર્ય ખલાસ થઈ જાય. એ તો ભૌતિક સુખનો, દેહની લાલસાઓ બધી અભાવ કરી દે, તો આત્મવીર્ય વધે. જ્ઞાની પુરુષ પાસે આવે તો સંપૂર્ણ આત્મવીર્યવાન બનાવી શકે.

આત્મશક્તિઓને તો આત્મવીર્ય કહેવાય. આત્મવીર્ય ઓછું તેમ ક્રોધ-માન-માયા-લોભ નબળાઈ ઉત્પન્ન થાય. અહંકારને લઈને આત્મવીર્ય તૂટી જાય. જેમ અહંકાર ઓગળે તેમ આત્મવીર્ય પ્રગટે.

## [૪] અનંત સુખધામ

(પોતાનો) આત્મા અનંત સુખનું ધામ છે, છતાં લોક બહારથી સુખ ખોળ ખોળ કરે છે. સુખ એવું હોવું જોઈએ કે જેના પછી ક્યારેય દુઃખ ના આવે. એવું એકુંય સુખ હોય તો શોધી કાઢ. સુખ પોતાના સ્વમાં છે, તે શાશ્વત સુખ છે, પણ લોક નાશવંત ચીજોમાં સુખ શોધવા નીકળ્યા.

આત્મા જાણ્યા વગર તો એ સુખ પ્રાપ્ત થાય નહીં. જ્ઞાની પુરુષ મળે તો એ પોતાના સુખનું ભાન કરાવે. પછી એ સુખ વર્ત્યા કરે.

એ પરમ સુખ આવ્યા પછી ક્યારેય દુઃખ હોય જ નહીં. પછી ફાંસીએ ચઢાવે તોયે દુઃખ હોય નહીં. ફાંસીએ પુદ્‌ગલ ચઢે, આત્મા ફાંસીએ ચઢે નહીં. જાણનારો જાણે ને ફાંસીએ ચઢનારો ચઢે.

સ્વરૂપ જ્ઞાન પછી જેમ જેમ આવરણ તૂટે એમ આનંદ ઉત્પન્ન થાય. આત્મજ્ઞાન પામ્યો નથી ત્યાં સુધી મનનો આનંદ થાય. એ મસ્તીવાળો હોય, જ્યારે આત્માનો નિરાકુળ આનંદ હોય.

આનંદ અને સુખમાં બહુ ફેર. આનંદ આત્માનો હોય, શાશ્વત હોય, જ્યારે આ (સંસારના) સુખ એ તો વેદના છે. વધી જાય તો દુઃખ થઈ જાય. સુખ એ શાતા વેદનીય છે, ઠંડક આપે, જ્યારે દુઃખ એ અશાતા વેદનીય છે, ગરમી આપે.

બરફને અડે તો ઠંડું લાગે, ગરમીમાં એ સુખ લાગે ને ઠંડીમાં એ

દુઃખ લાગે. સુખ-દુઃખ એ વેદના છે, શાતા વેદનીય કે અશાતા વેદનીય, જ્યારે આનંદ એ પોતાનો સ્વભાવ છે. નિરંતર આનંદ, એક ક્ષણ આઘોપાછો ના થાય એવો.

પોતે અનંત સુખનું ધામ છે, પણ એ નહીં સમજાવાથી કલ્પના કરીને આરોપિત કરેલું આ સુખ-દુઃખ ભોગવે છે.

જે સુખ વધારે ભોગવવાથી દુઃખરૂપ થઈ પડે તો એ સાચું સુખ નથી. જે સુખ કાયમ ભોગવે છતાં દુઃખરૂપ ના થાય એ (આત્માનું) સનાતન સુખ.

સંસારમાં સુખ છે જ નહીં, ભ્રામક માન્યતાના સુખ છે. શાશ્વત સુખ આત્મામાં છે. ભ્રામક માન્યતા એટલે એક પરણવામાં સુખ માને, તો કોઈને બ્રહ્મચર્યમાં સુખ આવે. બાકી જે અનુભૂતિ પ્રાપ્ત થયા પછી જાય નહીં એ સાચું સુખ. સરસ ચા પીધી ને ટેસ્ટ આવી જાય કે ઠંડો પવન આવે ને હાશ થાય, કોઈ પણ પ્રકારની બહારની ચીજના અવલંબનથી આવતું સુખ એ બાહ્ય સુખ છે.

જ્યારે થાકી જાય ને ઊંઘે તો સુખ લાગે તે અંદરનું સુખ છે. પણ એવી ભ્રમણા થઈ જાય છે કે ઊંઘી ગયો તેથી સુખ આવ્યું. પણ ખરેખર તો આત્મા છે ત્યાંથી સુખ આવે છે અને અહંકાર સુખ ભોગવે છે. બહારની અંતઃકરણ-બાહ્યકરણ રૂપી મશિનરી બંધ થઈ ને મહીં ભગવાન (આત્મા) હાજર છે, ત્યાંથી સુખ બહાર નીકળે છે.

આત્માનો આનંદ કેવી રીતે ખબર પડે ? પોતાની વસ્તુ બીજાને આપી દે, તો આપવાથી પોતાને દુઃખ થવું જોઈએ પણ આ તો આપ્યા પછી (ઘણી વખત) પોતાને મહીં આનંદ વર્તાતો હોય છે. એ પોતાનો આનંદ છે, બહારથી નથી.

બહુ દુઃખમાંય ક્યારેક વચ્ચે અંદર સુખ આવી જાય, તે ક્યાંથી આવ્યું ? મહીં આત્માનું સુખ છે એ.

આત્માનું અસ્પષ્ટ સુખ વેદનમાં આવે ત્યારથી સંસારના સુખ મોળા લાગવા માંડે છતાં પૂર્વકર્મના આધારે સુખ ભોગવવા પડે.

આત્મા આનંદનો આખો કંદ જ છે, એમાં દુઃખ પેસે જ નહીં.

સુખ-દુઃખ અહંકાર ભોગવે છે. મનને-દેહને અડે એ શાતા-અશાતા વેદનીય કહેવાય, જ્યારે આત્માનું શાશ્વત સુખ હોય.

આત્માને પીડા અડે નહીં, આ તો માનેલા આત્માને પીડા થાય છે.

'મને માથું દુઃખે છે' એમ ચિંતવે તો દુઃખી થઈ જાય, ત્યાં જો 'હું અનંત સુખધામ છું' બોલે તો સુખમય થઈ જાય.

મોહ ચઢતો હોય તો બોલવું કે 'મોહનીય અનેક પ્રકારની હોવાથી તેની સામે હું અનંત સુખનું ધામ છું.' તો મોહ ઊડી જાય.

જેણે કપડાંનો ત્યાગ કર્યો એ મોહનીય, કોઈ કપડાં પહેરે છે તેય મોહનીય. આત્મા સિવાય બધી મોહનીય. ધાર્મિક પુસ્તકો વાંચવા તેય મોહનીય. એ વાંચતા જે આનંદ થયો તે પૌદ્‌ગલિક આનંદ. એ પાછો ઊતરી જાય.

આ જ્ઞાન પછી ક્યાંય રિલેટિવમાંથી આનંદ પ્રાપ્ત થયો એવું બોલે તો જ્ઞાન બગડી જાય. રિલેટિવ ચીજો એ ફાઈલ છે, એનો સમભાવે નિકાલ કરવો.

કોઈ ચીજવસ્તુ વગર આનંદ થાય એ આનંદ, એ જ ભગવાન. ચીજવસ્તુના આધારે આનંદ મળે, તે આધાર ના હોય તો શું થાય ?

બહારથી કંઈ પણ આનંદ આવે એ પૌદ્‌ગલિક આનંદ છે. પોતાને કંઈ પણ ચીજ સિવાય સાહજિક આનંદ આવે, અપ્રયાસ, એ સાચો પોતાનો આનંદ. માટે બિલીફ (માન્યતા) બગડવા દેવી નહીં. માટે માન્યતા બદલાતી હોય તો માન્યતાને ખસેડો, આના આધારે આવે છે માટે એ આનંદ પારકો, પોતાનો આનંદ ન્હોય. દાદાએ દેખાડ્યો છે એ શુદ્ધાત્મા એ જ આપણું સ્વરૂપ, એ જ પોતાની મિલકત. એમાં પોતાનું અનંત સુખધામપણું છે. એમાં જ રહેવા જેવું છે.

દુઃખમાં (અંદર) આનંદમય સ્થિતિ રહે તે આનંદ. આનંદ હોય ત્યારે સુખ-દુઃખની અસરો ઊડી જાય. જગત વિસ્મૃત કરાવે એ આનંદ કહેવાય.

જે ઉલ્લાસ ઘટે તે આત્માનો ન્હોય. મૂળ વસ્તુમાં ઉલ્લાસ વધઘટ ના થાય.

આત્મા જાણ્યા પછી આત્માનો શુદ્ધ પર્યાયિક આનંદ ઉત્પન્ન થાય. તે ક્રમે ક્રમે સંપૂર્ણ દશાને પામે. કેવળજ્ઞાન થાય પછી આત્મા મોક્ષે જાય. પછી પોતાનું સ્વાભાવિક સુખ, પરમાનંદ કાયમ ભોગવવાના.

જેમ જેમ આવરણ તૂટે, તેમ તેમ અજવાળું વધે અને પૂર્ણ સ્વરૂપ થયા પછી, સર્વ આવરણ તૂટ્યા પછી આખી દુનિયા પોતાનામાં ઝળકે. પોતે નિરાલંબ થઈ જાય.

સિદ્ધગતિમાં પોતે પોતાનું સ્વાનુભવ સુખ ભોગવ્યા જ કરે. ત્યાં રહીને એમનું અનંત જ્ઞાન-અનંત દર્શન વપરાયા કરે. એના પરિણામે આનંદ હોય.

આત્માનું મૂળ સ્વરૂપ જ્ઞાનસ્વરૂપ છે અને આનંદ તો એનો સ્વભાવ જ છે, સ્વરૂપ નહીં.

કોઈ દુઃખ અડે નહીં સંસારમાં એ આનંદ. પરમાનંદ એટલે પોતાના સુખમાં જ પોતે રાચે અને સહજાનંદ એટલે વગર પ્રયત્ને આનંદ ઉત્પન્ન થયા કરે. મોક્ષમાં અને પરમાનંદમાં ફેર નથી. પરમાનંદ એટલે પૂર્ણાહુતિ. પરમાનંદ એ જીવનમુક્ત દશા કહેવાય. એ એકાદ અવતારમાં જ મોક્ષનો અધિકારી થયો.

આત્માની સાથે નિરંતર રહેનારો ગુણ પરમાનંદનો છે. આત્મા ક્ષણે ક્ષણે આનંદ વગર રહી શકતો નથી. એ આત્મા જોડે 'આપણે' એકતા-અભેદતા ઉત્પન્ન થાય, એટલે પરમાનંદનો આપણને લાભ મળી જાય. આત્માથી છૂટાપણું થયું, દેહાધ્યાસ થયો તો પરમાનંદ ચાખે નહીં.

પરમાનંદમાં કોણ રહે ? પોતે કે પરમાત્મા ? આપણે પોતે જ, આ ચંદુભાઈ નહીં. 'હું ચંદુભાઈ છું' એ ભાન છૂટે અને 'હું શુદ્ધાત્મા છું' એ ભાન થવું જોઈએ. ચેતનનો પરમાનંદ સ્વભાવ છે. એને કંઈ આનંદમાં રહેવાની જરૂર નથી. આ તો પોતે 'હું ચંદુભાઈ' થયો એટલે પોતે પરમાનંદ ખોળે છે.

બુદ્ધિ ના વપરાય તો તે આત્મ અનુભવ થાય અને જ્ઞાતા-દ્રષ્ટા રહ્યો તો પરમાનંદ હોય જ.

## [૫] અગુરુ-લઘુ

આત્માના ગુણો અગુરુ-લઘુ સ્વભાવના છે. એનો પરમાનંદ નામનો ગુણ, જ્ઞાન-દર્શન ગુણ જરાય વધે નહીં, ઘટે નહીં. શુદ્ધાત્માનો જોવા-જાણવાનો સ્વભાવ ક્યારેય વધઘટ થતો નથી.

ગુરુ-લઘુ પરિણામથી ગોત્રકર્મ ઊભા થાય.

આપણું શરીર, જે પુદ્ગલને આપણે છોડી દેવાના છીએ એ ગુરુ-લઘુ સ્વભાવનું છે, જ્યારે આપણે પોતે અગુરુ-લઘુ સ્વભાવના છીએ.

અગુરુ-લઘુ સ્વભાવ એટલે એના પ્રદેશની બહાર ના જવા દે. એટલે સ્થિરતા છોડે નહીં.

અગુરુ-લઘુ એટલે વધઘટ ના થાય, જાડો-પાતળો ના થાય, ઊંચો-નીચો ના થાય, હલકો-ભારે ના થાય. જેમ છે તેમ સ્થિતિમાં રહે.

આ જગતમાં જે કંઈ દેખાય છે તે ગુરુ-લઘુ સ્વભાવવાળું છે. તેને જોનાર (બુદ્ધિ-અહંકાર) પણ ગુરુ-લઘુ સ્વભાવવાળા છે. જે આત્મા છે, તે અગુરુ-લઘુ સ્વભાવી છે.

ટંકોત્કીર્ણ કહે છે તે અગુરુ-લઘુ સ્વભાવને લઈને છે.

છયે તત્ત્વો શુદ્ધ સ્વરૂપે હોય, તે બધામાં અગુરુ-લઘુ સ્વભાવ કૉમન છે. પણ જ્યારે (જડ પરમાણુમાં) વિકાર થાય, વિશેષભાવી થાય તે ગુરુ-લઘુ સ્વભાવી હોય છે.

મૂળ શુદ્ધ પરમાણુ જે વિશ્રસા, સ્વાભાવિક પરમાણુ, તે અગુરુ-લઘુ હોય. પણ આ વિકૃત પુદ્ગલ, મિશ્રસા પરમાણુ, જેમાં લોહી-પરુ નીકળે, એ ગુરુ-લઘુ હોય અને પ્રયોગસા પરમાણુ તે બધા ગુરુ-લઘુ સ્વભાવના.

અગુરુ-લઘુ સ્વભાવ એટલે બહાર હાનિ થાય, વૃદ્ધિ થાય પણ પોતે અગુરુ-લઘુ સ્વભાવમાં આવી જાય. પોતાનામાં હાનિ-વૃદ્ધિ ના થવા દે.

મૂળ પરમાણુ એય અગુરુ-લઘુ સ્વભાવના, પણ પ્રકૃતિ એ ગુરુ-લઘુ સ્વભાવની.

મૂળ તત્ત્વ અગુરુ-લઘુ કહેવાય, જ્યારે મૂળ તત્ત્વના પર્યાય, અવસ્થાઓ ઉત્પન્ન થાય ત્યારે ગુરુ-લઘુ થાય.

છયે દ્રવ્ય અગુરુ-લઘુ સ્વભાવના છે, પણ આ પ્રકૃતિ એ વિકારી સ્વભાવ છે, એ ગુરુ-લઘુ સ્વભાવની છે.

ક્રોધ વધી જાય, ઘટી જાય, એ અગુરુ-લઘુ સ્વભાવમાં આવે નહીં. રાગ-દ્વેષેય ગુરુ-લઘુ સ્વભાવના છે. એને આત્માના કહેવામાં આવે તો ભયંકર ભૂલ છે.

આ દુનિયામાં ગમે તેટલું બાળો, ગમે તે કરો, પણ પરમાણુ જે છે એ એક પરમાણુ વધે નહીં, એક પરમાણુ ઘટે નહીં. એ મૂળ સ્વરૂપે અગુરુ-લઘુ સ્વભાવના છે, પણ જે વિભાવિક પુદ્ગલ છે એ બધું વિકૃતિવાળું છે, એ બધું ગુરુ-લઘુ સ્વભાવનું છે.

પોતાનામાં અને જગતની ચીજોમાં ફેર શું છે ? પોતે અગુરુ-લઘુ સ્વભાવનો અને જગતની ચીજોનો સ્વભાવ ગુરુ-લઘુ છે. રાગ-દ્વેષ થાય છે એ ગુરુ-લઘુ સ્વભાવવાળા છે, જ્યારે પોતે તો સ્વભાવથી જ વીતરાગ છે, અગુરુ-લઘુ સ્વભાવવાળો છે. જ્ઞાની પુરુષ પોતાને એ શુદ્ધાત્મદશામાં લાવી આપે.

કષાયભાવ પુદ્ગલના છે, આત્મામાં ક્રોધ-માન-માયા-લોભ નથી. એ બીજી કોઈ વસ્તુના ગુણધર્મ છે. પુદ્ગલ વધી જાય, ઘટી જાય, મોટું થાય, ઘૈડું થાય, એ બધો પુદ્ગલનો સ્વભાવ છે.

અનંત અવતાર થયા, આત્મામાં ફેરફાર ના થાય. આત્મા વધે નહીં, ઘટે નહીં, તેનો તે જ અગુરુ-લઘુ સ્વભાવ. ગમે તેવો કાળ બદલાય, આત્મામાં ચેન્જ ના થાય.

આત્માનું એક-એક પરિણામ અગુરુ-લઘુ સ્વભાવનું છે, સનાતન છે, શાશ્વતી છે અને બીજા બધા વિશેષ પરિણામો છે, એ ગુરુ-લઘુ સ્વભાવના છે. એ મારા પરિણામો નથી, હું તો શુદ્ધાત્મા છું.

ક્રોધ-માન-માયા-લોભ થાય એને 'આપણે' જોયા કરવાના, કે આ દોષ વધ્યો, આ ઘટ્યો, એટલે 'આપણે' છૂટા રહ્યા. પછી પોતાની જોખમદારી નહીં.

શોક, હતાશા, નિરાશા, ગડમથલ થવા માંડે, ગમે તેવું ડિપ્રેશન

આવ્યું હોય તો એ વખતે 'હું અગુરુ-લઘુ સ્વભાવવાળો શુદ્ધાત્મા છું' એવો જાપ એક ગુંઠાણું ચાલુ કરે તો મહીં પાર વગરનું સુખ વર્તે. આ જ્ઞાનદશામાં રહેવાનો ઉપાય છે.

પોતાનો અગુરુ-લઘુ સ્વભાવ છે એવું પોણો કલાક ધ્યાન કરે તો અજાયબ શક્તિ ઉત્પન્ન થાય.

## [૬] અસંગ

### [૬.૧] સંગમાં એ અસંગ

જ્યાં સંસારી લોકોની દૃષ્ટિ પહોંચી શકે નહીં ત્યાં આત્મા છે. એ નિર્લેપભાવે, અસંગભાવે જ રહેલો છે.

એ પોતે (ડિવલપ થતો હું) પણ અસંગ સ્વભાવનો છે. એને સંગની જરૂર જ નથી. આ તો ભ્રાંતિથી માને છે કે મને આ વળગ્યું. બાકી કશું એને વળગ્યું જ નથી, અસંગ જ છે.

જીવમાત્રનો આત્મા નિર્લેપ, અસંગ જ છે. છયે દ્રવ્યો અસંગ જ છે. આ સંગી થાય છે, સંગી દેખાય છે, એ એનો વિશેષભાવ છે. નિર્લેપ આત્માને કશું અડે નહીં. ક્રોધ-માન-માયા-લોભ હોય તોયે એ લેપાયમાન થાય નહીં. સંગમાં રહેતો હોવા છતાં એ અસંગી છે. તેને કોઈ ડાઘ પડે નહીં.

મૂળ આત્મા મિથ્યાત્વમાંય, ગાય-ભેંસમાંય અસંગ છે. કારણ કે સંગી ક્રિયા સ્થૂળ છે, મન-વચન-કાયાની છે, પોતે સૂક્ષ્મ છે. સંગી ક્રિયાઓ પોતાની મનાય છે, એ ભૂલને લીધે પોતે બંધાય છે.

એ અસંગ આત્મા તો તેમજ છે, પણ આપણી બિલીફમાં અસંગ આત્મા છે નહીં. અસંગની બિલીફ બેસે તો અસંગ થવાય. દેહાધ્યાસ જાય પછી પોતાના અસંગ સ્વરૂપમાં નિરંતર રહે. દેહાધ્યાસને લઈને સંગી લાગે છે. અનંત અવતારોમાં આત્માએ કોઈ પણ દેહમાં દેહ સાથે સંગ કર્યો જ નથી, પોતે અસંગ જ રહ્યો છે.

ગીતામાં કહ્યું છે કે અસંગ શસ્ત્રથી સંસારવૃક્ષ છેદી શકાય. તે અસંગ શસ્ત્ર, અસંગ વાણીથી સમજાવી શકાય. માલિકી વગરની વાણી એ અસંગ વાણી કહેવાય.

પોતાનો જે અસંગ સ્વભાવ છે, તે સ્વભાવ ઉત્પન્ન થઈ જવો જોઈએ. પોતાના સ્વભાવમાં આવ્યો એટલે પોતે અસંગ જ છે, નિર્લેપ જ છે. પોતે શુદ્ધાત્મામાં રહે તો અસંગ જ રહે.

સંગદોષ એટલે આત્માને જડનો જે સંગ થયો, તેના દોષથી આ ક્રોધ-માન-માયા-લોભ ઊભા થયા, તેનાથી પોતાનું જગત ઊભું થયું. બે તત્ત્વો છૂટા પડી જાય, પોતે અસંગ થાય તો સંગદોષ જીતાય.

ક્રમિક માર્ગે આત્માને અસંગ કરવા, નિર્લેપ કરવા ત્યાગ કરે છે. આત્માને સ્થિર કરો, કહે છે. પણ એ વ્યવહાર આત્માને જ મૂળ આત્મા માનીને કરવા જાય છે. બાકી મૂળ આત્મા અસંગ જ છે, નિર્લેપ જ છે, સ્થિર જ છે. પોતાને એ ભાન થવું જોઈએ.

મૂળ આત્મા અસંગ જ છે, જ્યારે વ્યવહાર આત્મા ચિંતવે તેવી અસર પામે. કારણ કે પોતે સંગની અસરવાળો છે. 'હું અસંગ છું' ચિંતવે તો અસંગ થઈ જાય. 'હું સંગી છું' ચિંતવે તો એવી અસર થાય.

'હું અસંગ છું' એ ભાન જ્ઞાની પુરુષ પાસેથી પ્રાપ્ત થાય. એ પોતે નિત્ય મુક્ત, નિત્ય સમાધિવાળા, નિત્ય આત્મા થયેલા છે. જેનું અનિત્યપણું સર્વથા છૂટી ગયેલું છે, સનાતનપણું પ્રાપ્ત થયેલું છે, એવા જ્ઞાની પુરુષ પાસે અસંગ થવાય.

આ વિજ્ઞાન એવું છે કે સંસારમાં રહે છતાં પોતે અસંગ જ રહે.

બહારનો ભાગ સંગવાળો છે અને પોતે અસંગ છે.

અવસ્થામાં અસંગ રહેવાય તે જ આત્મ અનુભવ છે. એટલે આ સંગમાં અસંગ રહેવાની ક્રિયા શીખો. બાકી સંગ ખસેડીને ક્યારેય અસંગ નહીં થવાય.

મોટરની આગળ હેડ લાઈટ હોય, તે ખાડીમાં પડે તો ગંધાય ? કાદવવાળું થાય ? એવો આત્મા છે. આત્માને કષાય અડે નહીં, નિર્લેપ જ, અસંગ જ. અહંકારને બધુંય અડવાનું, કષાયો બધુંય.

કૃપાળુદેવે કહ્યું, અસંગ છે પરમાર્થથી, પણ નિજ ભાને તેમ. અજ્ઞાનદશામાં ભાન અવળું છે, માટે સંગી થયો છે. ભ્રાંતિને લીધે અસંગ

ભાસતો નથી. અક્રમ વિજ્ઞાનમાં નિજ ભાન પ્રાપ્ત થઈ જાય છે, ત્યારે પોતે અસંગ થઈ જાય છે.

ક્રમિક માર્ગે સંગની નિવૃત્તિએ સહજ સ્વરૂપનું ભાન પ્રગટે. હવે બધા સંગની નિવૃત્તિ ક્યારે થાય ? ક્રમિક માર્ગે તો બધું છોડવું જ પડે અને અક્રમમાં જ્ઞાન મળતા જ અસંગનું ભાન થઈ જાય છે. હવે સંયોગોનો સમભાવે નિકાલ કરવાનો રહ્યો.

ક્રમિક માર્ગે કહે કે સર્વ ભાવથી અસંગપણું થવું તે દુષ્કરમાં દુષ્કર સાધન છે. છતાં અક્રમ માર્ગે સર્વભાવથી અસંગપણું પ્રાપ્ત થઈ જાય છે. પોતે ચંદુભાઈ તો ભાવ આવે, પણ પોતે શુદ્ધાત્મા થયો પછી સ્વભાવ રહ્યો.

કૃપાળુદેવે કહ્યું, નિ:શંકતાથી નિર્ભયતા ઉત્પન્ન થાય છે અને નિર્ભયતાથી નિ:સંગતા ઉત્પન્ન થાય છે. અસંગતા એ જ મોક્ષ કહેવાય છે. અહીં અક્રમમાં આત્મા સંબંધી નિ:શંકતા ઉત્પન્ન થઈ. હું શુદ્ધાત્મા, તો પોતે નિ:શંક થઈ ગયો. નિ:શંક આત્માથી નિર્ભયતા આવે અને પછી અસંગ રહી શકે.

આવાં જ્ઞાનવાક્યો કોઈ પુસ્તકમાંય ના હોયને ! આ તો દાદાશ્રીએ મૂળ આત્મા જેવો જોયો છે તેવો કહ્યો છે. એને શબ્દોથી, સંજ્ઞાથી સમજાવી શક્યા છે. આ તો આગવું સંપાદન છે, મૌલિક વાતો છે બધી અને એની પાછળ અલૌકિકની મહોર વાગી છે ! પોતે પૂર્ણ સ્થિતિમાં પહોંચ્યા, તેથી જગતને આ અક્રમ વિજ્ઞાન આપી શક્યા !

કૃપાળુદેવ અસંગ રહી શકેલા. તેમના જેવા જ્ઞાની જ સમજી શકે કે જે ત્રિકાળ અસંગ રહેતા હશે એમની કેવી દશા હશે !

જગત જીતવું સહેલું છે, પણ એક સમય અસંગ રહેવું મહા વિકટ છે. ત્યાં જ્ઞાની પુરુષ દાદાશ્રી નિરંતર અસંગ દશામાં વર્તે છે અને આ જ્ઞાન મળતાની સાથે મહાત્માઓને પણ અસંગ બનાવી દે છે.

દેહ બીજાને અડ્યો તે સંગી ક્રિયા. મન કોઈ માટે વિચારે, કોઈ માટે વાણી બોલ્યા તે સંગી ક્રિયા. 'હું ચંદુ, મેં આ કર્યું' તે સંગી ક્રિયા. એ બધું અનાત્માનું છે, અવસ્તુને ટચ થાય છે. આત્મા કોઈને ટચ થાય

નહીં એવો છે, અસંગ છે. એ સંગી ક્રિયાઓનો જાણનારો છે, સંગી ક્રિયાઓનો કરનારો નથી.

ક્રમિક માર્ગે સંગી ક્રિયાઓને છોડશો તો છૂટશો એવું કહેવામાં છે, જ્યારે અક્રમ વિજ્ઞાન જે અસંગ છે તેને અસંગપણાનું ભાન કરાવે છે.

સંગી ક્રિયા સ્થૂળ છે, આત્મા સૂક્ષ્મતમ છે. બેઉને ભેગા કરવા હોય તોય થાય નહીં. આત્મા ક્ષણ વાર પણ રાગી-દ્વેષી થતો નથી, અનાત્મા થતો નથી. ફક્ત પોતાને રોંગ બિલીફ બેસી ગઈ છે કે 'આ હું કરું છું.'

ક્રિયા એક જ પ્રકારની આરોપિત ભાવથી કરે તો સંસાર, સ્વાભાવિક ભાવથી કરે તો લેવાદેવા નથી.

જેટલા વિકલ્પો એટલા આ અવલંબનો છે. એ વિકલ્પો છૂટી ગયા કે નિરાલંબ થતો જાય. નિરાલંબ એટલે એબ્સૉલ્યૂટ સ્થિતિ. અસંગ, નિર્લેપ, નિરપેક્ષ બધા શબ્દો ભેગા કરે ત્યારે એબ્સૉલ્યૂટ થાય.

## [૬.૨] અસંગ ને નિર્લેપ

આત્મા પોતે સ્વભાવથી જ અસંગ છે. કોઈની જોડે સંયોગ થયો છે પણ સંગ થયો નથી. સંગ થયો હોત તો છૂટો ના પડત.

પોતે આટલું બધું સંસારી કાર્ય કરવા છતાં અસંગ રહે છે. આટલા બધા સંસારી ભાવ છે, આટલા બધા કાર્યમાં લેપાયમાન દેખાય છે, છતાં આત્મા પોતે નિર્લેપ છે અને એવો આત્મા જ્ઞાનીએ જોયો છે, તો જ બીજાનો આત્મા છૂટો પાડી શકે.

અસંગ અને નિર્લેપમાં ફેર. અસંગમાં એમ લાગે કે કોઈ પાછળ અડ્યું છે પણ કોઈ અડ્યું જ ના હોય, વચ્ચે અવકાશ જ હોય અને નિર્લેપમાં તો અડ્યું જ ના હોય. (એટલે અડ્યું છે એવું ઊભું થાય જ નહીં.)

અસંગવાળો ફરી ચોંટીય જાય, પણ નિર્લેપવાળો ક્યારેય લેપાયમાન ના થાય.

અસંગવાળાને અસંગનું ભાન રહે, જ્યારે નિર્લેપવાળાને નિર્લેપપણાનુંય ભાન ના રહે (નિર્લેપતા સહજ વર્તે).

મહાત્માઓને પ્રતીતિદશા છે તેથી તેઓ કોઈ પણ અવસ્થામાં અસંગ રહી શકે, જ્યારે દાદાશ્રીને નિરંતર આત્મ અનુભવદશા હોય તેથી તેઓ કોઈ પણ અવસ્થામાં નિર્લેપ રહે.

'હું શુદ્ધાત્મા છું' એ જ અસંગપણાનું લક્ષ છે. અસંગપણું એ જ વિરતિ (ક્રોધ-માન-માયા-લોભથી અટકવું તે) છે.

નિશ્ચયથી મહાત્માઓને અસંગપદ પ્રાપ્ત થયું છે. અવિરતિપદ (નિરંતર આત્મામાં રહેવું) છે આ. એટલે હવે ફાઈલોના સમભાવે નિકાલ બાકી રહ્યા છે. આજ્ઞામાં રહે એટલે નિકાલ થતો જાય.

આજ્ઞા એટલા માટે પાળવાની કે જે રાઈટ બિલીફ પોતાને પ્રાપ્ત થઈ છે તે બદલાઈ ના જાય. આજ્ઞા એ પ્રોટેક્શન (રક્ષણ) છે.

આ સંસારમાં લોકોના કુસંગમાં રહેવાનું અને અસંગ રહેવું તે આજ્ઞાના આધારે રહી શકાય.

પૌદ્ગલિક સંગને કુસંગ કહેવાય. પોતે અસંગ છે એ અનુભવવા ના દે, તે કુસંગ. ખરો સત્સંગ તે અસંગ-સત્સંગ. નહીં તો કુસંગ અને સત્સંગ બન્ને જાળો છે.

આ ચંદુભાઈ ભજિયાં કે રસ-રોટલી ટેસ્ટબંધ ખાય તેમાં અહંકાર છે, હું નથી. ક્રિયાઓ બધી જ જડની છે, આત્માને લેવાદેવા નથી.

ક્રિયા એટલી નજીક છે કે ભ્રાંતિ ઊભી થાય છે કે હું જ જમું છું. પણ હું ખાતો જ નથી, હું જુદો જ છે તે વખતે. જુદો હોય તો જ જાણી શકે.

આ ચરણવિધિ એ તો સંગી બોલે છે કે 'હું અસંગ છું.' એ જ અસંગ થવા માટેનો એનો પુરુષાર્થ છે. મૂળ આત્મા તો નિરંતર અસંગ જ છે.

જ્ઞાન આપ્યા પછી, એક વખત અસંગ થયા પછી પોતે સંગી ના થાય. એક વખત નિર્લેપ થયા પછી લેપાયમાન ના થાય. સંગ ચંદુને અડે, પોતે તો જાણ્યા જ કરે. માટે આ પોતાનો સ્વભાવ આપણે પકડી રાખવો અને તે રૂપે રહેવું.

દેહ એ સંગી ચેતના છે, એને 'નિશ્ચેતન ચેતન' કહ્યું.

ભડકાટ એ દેહનો ગુણ છે, એ સંગી ચેતનાથી રહે છે અને ભય એ આત્માની અજ્ઞાનતાથી રહે છે.

પરભાવથી આત્માને અસંગ કરવો, તે ક્રમિક માર્ગ અને અક્રમ માર્ગે મહાત્માઓને અસંગ આત્મા પ્રાપ્ત થઈ ગયો, દાદા ભગવાનની કૃપાથી ભેદવિજ્ઞાન થકી.

અજ્ઞાનીને વિષય બંધનું કારણ છે અને જ્ઞાનીને વિષય નિર્જરાનું કારણ થાય છે. કારણ કે વિષય એ નો કષાય છે. વિષયો વિષ નથી, વિષયમાં નીડરતા એ વિષ છે. માટે વિષયથી ડરો.

મન-વચન-કાયાની તમામ સંગી ક્રિયાઓથી હું તદ્દન અસંગ જ છું, પણ પેલા પાછલા ભાસ્યમાન પરિણામ એ જાગૃતિને ફેરવી નાખે છે. અસંગતા અનુભવમાં આવવી જોઈએ અને નબળાઈઓ જવી જોઈએ. એને માટે પોતે રોજ ત્રણ સામાયિક કરે, ત્યારે સંગી ક્રિયાઓમાં આમ એ અસંગવૃત્તિ અનુભવે. પોતે છૂટો જ છે, એવું ભાન રહેવું જોઈએ.

જેટલી મિનિટ પોતે અસંગ રહે એટલી મિનિટ મુક્તિ અનુભવે અને વીતરાગને કાયમ મુક્તિ હોય.

સંયોગોના સંગથી બંધન અને સંયોગોથી અસંગ એનું નામ મુક્તિ.

## [૭] નિર્લેપ-અલિપ્ત

### [૭.૧] આત્મા સદા નિર્લેપ જ

જીવ માત્રનો આત્મા દેહમાં નિર્લેપ જ છે. સંસારમાં આ જે બધું ઊભું થયું છે એ વૈજ્ઞાનિક અસર છે. આત્માને શરીર સાથે (ખરેખર) કંઈ સંબંધ જ નથી.

મૂળ આત્મા પ્રકાશસ્વરૂપ જ છે. જેમ દીવાનો પ્રકાશ હાથ ઉપર પડે તો અજવાળું હાથને લેપાયમાન ના કરે, તેવો આત્મા દેહમાં તદ્દન જુદો, નિર્લેપ જ રહ્યો છે.

ગમે તેને અડીને બેસે તોયે અસંગ, ગમે તેવું રૂપાળું દેખે તોયે ચોંટે નહીં, એવો નિર્લેપ આત્મા છે.

સંસારમાં રહીએ છતાં અસંગ-નિર્લેપ રહેવાય એવું જ્ઞાની પુરુષના વિજ્ઞાનથી થઈ શકે. પોતે સંસાર વ્યવહારમાં પણ રહે અને આત્મામાંયે રહે.

જ્ઞાનવિધિમાં જે જ્ઞાનવાક્યો બોલાવે છે તે બોલવાથી જ પાપો ભસ્મીભૂત થાય, દર્શન બદલાય ને ભ્રાંતિરસથી ચોંટેલું છૂટું પડી જાય. તે પછી પોતે લેપાયમાન ભાવોથી નિર્લેપ થતો જાય.

સંસારના પ્રત્યેક સંજોગો પોતાને નિર્લેપ કરવા જ આવે છે. અસરો બંધ થતી જાય તેમ નિર્લેપ થતા જવાય. સત્સંગના પરિચયથી પોતે પોતાના પદમાં રહેવાય ને પારકી ટપાલો સ્વીકારવાની બંધ થાય.

જ્ઞાની પુરુષનો નિર્લેપ વ્યવહાર હોય. કોઈ પણ વસ્તુ સારી દેખે, તો તેને જોઈને આનંદ પામે પણ ક્યાંય ચોંટે નહીં. પછી બાવળેય સારું લાગે, ગુલાબેય સારું લાગે. નિર્લેપ વ્યવહાર પછી પાર વગરનો આનંદ રહે.

જ્ઞાની પુરુષને આત્મ પરિણામ અને અનાત્મ પરિણામ, બન્ને જુદેજુદા વર્તે. કારણ કે નિર્લેપભાવ ઉત્પન્ન થઈ ગયેલો હોય.

દાદાશ્રીનો વ્યવહાર તેઓ બધામાં ભળતા રહે છતાં અંદરથી સંપૂર્ણ નિર્લેપ રહે, તેથી લોકોને સંતોષ થાય.

આની આ જ દુનિયા પણ જ્ઞાનીને સ્પર્શે નહીં, નિર્લેપ જ રહે, જ્યારે જગતના લોકોને સ્પર્શે, લેપાયમાન કરે.

## [૭.૨] લેપાયમાન ભાવો

લેપાયમાન ભાવો એટલે મન-બુદ્ધિ-ચિત્ત-અહંકારના ભાવો, બુદ્ધિના ડખા, મનના વિચારો, તરંગો બધું. પણ એ બધા નિર્જીવ ભાવો છે, જડ ભાવો છે. એ બધા લેપાયમાન ભાવોથી પોતે નિર્લેપ જ છે.

લેપાયમાન ભાવો જ્ઞેય છે, આપણે જ્ઞાતા છીએ.

ના ગમતા મહેમાન આવે ત્યારે એમ થાય કે 'આ ક્યાં આવ્યા' એ લેપાયમાન ભાવ. એ ભાવોને આપણે ઓળખી જઈએ તો એ કશું અડે નહીં. એ પહેલા પૂરણ થયેલો માલ ગલન થાય છે.

રસ્તામાં એક્સિડન્ટ થયેલો જોયો હોય તો મનમાં ભાવ ઊભા થાય

કે મારો પણ એક્સિડન્ટ થશે તો ? તે એને આપણે જોયા કરવાના. એ મનના ડિસ્ચાર્જ થતા ભાવો છે. સાંઠ વર્ષે પરણવાનો ભાવ આવે, એને જોયા કરો. એ બધા જડભાવો છે.

અજ્ઞાનતામાં પોતાને એમ લાગે કે આ લેપાયમાન ભાવો મારા છે, મને જ આવે છે. જ્ઞાન પછી સમજાય કે આ તો પ્રાકૃતભાવો છે, જડભાવો છે, ચેતનભાવ નથી. એને 'આ મારું સ્વરૂપ નહોય' કહીએ તો છૂટા થઈ જાય.

કેરી ખાય પછી કહે કે કેરી બહુ સરસ હતી, એનું વર્ણન કરે એ લેપાયમાન ભાવો. 'હું ચંદુ છું' તો એ ભાવો લેપે ને 'હું શુદ્ધાત્મા છું' તો એ જ ભાવો લેપાયમાન નહીં કરે.

કેરી ખાવી એ સંગી ક્રિયા કહેવાય અને 'ફરી ખઈશું, મજા આવી, આ તો બહુ સરસ છે' એ લેપાયમાન ભાવો.

સારું-ખરાબ વર્તન કર્યું, કોઈને ધોલ મારી તે દેહના લેપાયમાન ભાવો. ત્યાં ચેતનભાવ કેવા હોય ? આવું કરવાની જરૂર નહોતી, આવું ના હોવું ઘટે. ચંદુના લેપાયમાન ભાવો કહેવાય. આપણે શુદ્ધાત્મા એને જોઈએ એ ચેતનભાવ.

કોઈ માણસ માટે અવળી વાણી નીકળી ગઈ, તો પેલા જડભાવો ઊભા થઈ જાય કે આ નાલાયક છે, બહુ જ ખરાબ છે, આમ છે, તેમ છે. એટલે એને પુષ્ટિ આપે. ત્યારે 'એ માણસ આપણા ઉપકારી છે' એવું કહીએ તો એ ભાવો બંધ થઈ જાય.

'આ તો ખોટ જાય એવું છે' બોલીએ તો પેલા લેપાયમાન ભાવો જાતજાતની બૂમો પડે કે આમ થઈ જશે ને તેમ થઈ જશે. પછી આપણે કહીએ, 'ના, ના, આ તો લાભદાયી છે.' ત્યાર પછી એ બેસી જાય પાછા.

લેપાયમાન ભાવો એ આપણા પાછલા અભિપ્રાયોને લઈને છે.

આવા જ્ઞાનવાક્યો વાપરીએ એ જ શુદ્ધ ઉપયોગ, નહીં તો પોતાને એમ લાગે કે હું લેપાયમાન થઈ ગયો, મને અડ્યું, હું અશુદ્ધ થઈ ગયો.

પ્રકૃતિના ગુણ-દોષ જુએ છે તે જોનારો અહંકાર-બુદ્ધિનો ભાગ છે. લેપિત ભાગ છે તેથી એકરસ નિર્દોષતા નથી દેખાતી અને મૂળ આત્માનો

નિર્લેપ ભાગ હોય એટલે એકરસ નિર્દોષતા હોય. પ્રકૃતિના દોષ જુએ તે પ્રકૃતિ થઈ ગયો. મૂળ આત્માને કોઈના દોષ ના દેખાય.

## [૭.૩] અસ્પર્શ્ય

આત્મા પ્રકાશ સ્વરૂપ છે. પ્રકાશને હલાવ હલાવ કરે તોયે કશું અડે નહીં તેવો આત્મા છે, અસ્પર્શ્ય છે. કોઈ વસ્તુ એને સ્પર્શ ન કરી શકે.

જેમ ગાડીની હેડલાઈટનો પ્રકાશ આમ કાદવ, ગંદવાડા, ખાડી ઉપર થઈને પસાર થાય છતાં એ અજવાળાને કશું અડતું નથી, તો આ તો મૂળ આત્માનો પ્રકાશ, એ અલાયદી વસ્તુ છે. એ અજવાળાને કશું અડે નહીં, પરમ જ્યોતિસ્વરૂપ !

ભેગાં રહેવા છતાં અડે નહીં, સ્પર્શે નહીં, અસ્પર્શ્ય, ટંકોત્કીર્ણ.

જડ તત્ત્વ અને ચેતન તત્ત્વ બન્ને પાસે પાસે હોવાથી પોતાની માન્યતામાં ભૂલ થઈ ગઈ છે કે આ હું છું. બાકી જ્ઞાન ગમે તે અવસ્થામાં બગડ્યું જ નથી, બગડતું જ નથી.

અક્રમ વિજ્ઞાનમાં જ્ઞાનવિધિથી આત્મજાગૃતિ પ્રાપ્ત થાય છે. હવે આજ્ઞા જેમ જેમ પળાતી જશે, તેમ તેમ અસ્પર્શ્ય, નિરાલંબ આત્માના અનુભવ થતા જશે. એને પૂરેપૂરું સમજ સમજી લેવાની જરૂર છે.

પાપ-પુણ્ય ક્યારેય એને સ્પર્શી ના શકે એવો આત્મા છે. અજ્ઞાનતા અને રોંગ માન્યતાએ કરીને હું અશુદ્ધ થઈ ગયો, પાપી થઈ ગયો મનાતું હતું. પણ જ્ઞાન થવાથી પોતે શુદ્ધાત્મા થયો, પાપોથી નિર્લેપ થઈ ગયો.

જ્ઞાન લીધા પછી પાપ કરનારો અહંકાર અને આત્મા પોતે જુદા જ થઈ જાય છે. એથી પાપથી વિમુખ જ થઈ ગયો.

જ્યાં સુધી દેહ હું છું, એવું ભાન છે ત્યાં સુધી પાપ ચોંટ્યા જ કરે. જ્યારે દેહનું માલિકીપણું નથી રહેતું, ત્યારથી પોતે નિષ્પાપી થઈ ગયો. હિંસાના દરિયામાં અહિંસક થઈ ગયો.

જ્ઞાની પુરુષ દાદાશ્રીની દશામાં દેહથી સંપૂર્ણ અસ્પર્શ્ય દશામાં રહેવાથી પોતાને થાક ના લાગે, દેહનેય થાક ના લાગે. કાયમ ફ્રેશ, વાસી જ ના લાગેને !

આત્મ સ્વભાવ જ સમજી લેવાનો છે. મઠિયા ખાય તે તીખા હોય કે મોળા, આત્મ સ્વભાવ વીતરાગ છે, જાણકાર જ છે. સ્વાદના રંગે રંગાતો જ નથી. એ અસ્પર્શ્ય સ્વભાવનો જ છે.

ગમે તેવા અપમાનમાંય આત્મા પોતે જાણકાર જ રહે છે કે અપમાન કોનું થાય છે, પોતે કોણ છે. પણ સ્વભાવ જાગૃતિની ખામીને લઈને અપમાનની અસર માથે લઈ લે છે. પરિણામે પોતાનું જાણપણું ચૂકી જાય છે.

## [૮] સ્વભાવ-સ્વપરિણતિ-સ્વરિણામ

### [૮.૧] સ્વભાવ : પરભાવ

'હું શુદ્ધાત્મા છું' એ સ્વભાવ છે અને 'હું ચંદુ, આ મારું' એ બધો પરભાવ છે.

હું ચંદુ અને હું પૈસા કમાવાના ભાવ કરું છું, એ પરભાવ. પણ 'હું શુદ્ધાત્મા' અને પૈસા કમાવાના ભાવ છે એ પરભાવ નથી ગણાતો. એ ડિસ્ચાર્જ છે, એને જોનારો પોતે છે.

આત્મા સ્વભાવનો જ કર્તા છે, પરભાવનો કર્તા નથી. પરભાવનો કર્તા અજ્ઞાન, 'હું ચંદુ છું' એ. પરભાવો એ કોઝીઝ બંધાવાની શરૂઆત છે.

પાંચ આજ્ઞા પાળે તે પરભાવમાં જઈ શકે નહીં.

આજ્ઞા પાળવાનું ફળ પરભાવથી મુક્તિ અને સ્વભાવમાં સ્થિતિ.

પરભાવ ઉત્પન્ન ના થાય એ અપ્રતિબદ્ધ કહેવાય.

### [૮.૨] સ્વપરિણતિ-પરપરિણતિ

પરિણતિ એટલે પરિણામને પોતાના માનવા. આ ચંદુભાઈ જે કરે એ પરપરિણામ છે. એને 'હું કરું છું' એવું જો થાય તો પરપરિણતિ કહેવાય. માથું દુઃખે એ પરપરિણામ. તેને 'મને દુઃખ્યું' એમ કહે તે પરપરિણતિ.

પારકા પરિણામને 'હું કરું છું' માનવું એ પરપરિણતિ અને પોતાના પરિણામને પોતાના માનવા એ સ્વપરિણતિ.

શુભ અને અશુભ એ બધી પુદ્‌ગલ પરિણતિ છે.

પરિણતિ બે પ્રકારની; એક સ્વપરિણતિ અને બીજી પરપરિણતિ. એક શુદ્ધ પરિણતિ, તેનાથી મોક્ષ અને બીજી અશુદ્ધ પરિણતિ, તેનાથી સંસાર.

હું કરું છું, હું ભોગવું છું, હું ધર્મ કરું છું, હું ઊંઘી ગયો, એ બધી પરપરિણતિ.

સ્વપરિણતિની શરૂઆત થઈ પણ પૂર્ણાહુતિ થઈ નથી એ સંન્યસ્ત. પરપરિણતિને ખસેડ ખસેડ કરે એ સંન્યસ્ત. પરપરિણામને અને સ્વપરિણામને સમજીને ચાલતા હોય તે સંન્યાસી.

સ્વપરિણતિ ને પરપરિણતિ વીતરાગની ભાષામાં સમજ્યો તેને ભેદજ્ઞાન થયું એમ કહેવાય.

આ અક્રમ વિજ્ઞાન થકી પહેલા વસ્તુની પોતાને પ્રતીતિ બેસે છે, જ્ઞાની પુરુષ દાદા ભગવાનની કૃપાથી. પછી વધતી વધતી પ્રતીતિ આગળ સંપૂર્ણ દર્શનમાં પહોંચે ત્યાર પછી સ્વપરિણતિ શરૂ થાય. વસ્તુમાં જ્યારે પોતાને સ્વાભાવિક પુરુષાર્થ જાગે, પોતે વસ્તુ સ્વરૂપે થાય, ત્યારે પોતાને સ્વપરિણતિ ઉત્પન્ન થાય. સ્વપરિણતિ એ અલૌકિક વસ્તુ છે.

અક્રમ વિજ્ઞાન એ અગિયારમું આશ્ચર્ય છે આ જગતમાં ! બે કલાકમાં જ પરપરિણતિમાં હતો તે સ્વપરિણતિમાં આવી જાય છે, પછી ભલેને તે ગમે તે નાતનો હોય !

ક્ષાયક સમકિત એટલે પરપરિણતિ જ નહીં, નિરંતર સ્વપરિણતિ.

દાદાશ્રી કહે છે કે અમને નિરંતર સ્વપરિણામ જ હોય, પરપરિણતિ ઉત્પન્ન જ ના થાય.

સ્વપરિણતિમાં જ રહે એ સ્વરૂપ સ્થિતિ કહેવાય.

અક્રમ વિજ્ઞાનમાં તો જેટલો વખત આજ્ઞામાં રહ્યો તેટલો વખત સ્વરૂપ સ્થિતિ રહે, સ્વરૂપ સમાધિ રહે.

'શુદ્ધાત્મા' એ શબ્દ તો સંજ્ઞા છે, એ નિજ પરિણતિ નથી. આ જ્ઞાન પ્રાપ્ત થયું, પછી એ જ્ઞાન ઉપયોગમાં આવે એ નિજ પરિણતિમાં આવ્યું કહેવાય. નિજ પરિણતિ એ આતમભાવના છે.

આજ્ઞા નિજ પરિણતિમાં રહેવા માટે જ છે.

શુભાશુભ ઉપયોગ એ પરપરિણતિ છે, શુદ્ધ ઉપયોગ એ નિજ પરિણતિ છે. કેવળજ્ઞાન થયા પછી પરિણતિ રહેતી નથી.

એક ક્ષણ સ્વપરિણતિ ઉત્પન્ન થાય એને 'સમયસાર' કહ્યો.

## [૮.૩] મહાત્માઓની સ્વપરિણતિ

અહંકાર એ પૌદ્‌ગલિક વસ્તુ છે. પુદ્‌ગલમાંથી આ અહંકાર ચાલુ રહે છે તે પોતે ના કરવો હોય તોયે થયા કરે. (જ્ઞાન પછી) એ નિર્જીવ અહંકાર છે. મૂળ ચૈતન્યશક્તિનો પ્રવાહ સ્વપરિણતિમાં ઉત્પન્ન થયો. એટલે પરપરિણતિ નિર્જીવ રહી.

આ જ્ઞાન લીધા પછી અહંકાર વ્યવસ્થિતને તાબે છે. તેને ડિસ્ચાર્જ કરવાનું કામ વ્યવસ્થિતનું છે.

પુદ્‌ગલની જે ક્રિયા છે તે વ્યવસ્થિત કરે છે, તેને પરપરિણામ કહેવાય. તેને જોનાર-જાણનાર પોતે શુદ્ધાત્મા છે, એ સ્વપરિણતિ છે.

પરિણતિ એ કર્તા બાબતમાં છે, નહીં કે બહારના વાતાવરણને લીધે. જો પોતે કર્તા તો પરપરિણતિ અને પોતે શુદ્ધાત્મા ને વ્યવસ્થિત કર્તા તો સ્વપરિણતિ.

ચંદુભાઈને ગુસ્સો આવે ત્યારે પોતાને એમ થાય કે આ ના હોવું જોઈએ, તો જડ જડભાવે પરિણમે અને ચેતન ચેતનભાવે પરિણમે. જે પૂરણ થયેલો માલ તે ગલન થાય. ગલન એ પરપરિણામ છે.

મન ખરાબ વિચારે કે સારું વિચારે, પણ પોતે જાણે કે આ પરપરિણામ છે તો તે સ્વપરિણતિ.

વ્યવસ્થિત કર્તા એ જ્ઞાનને લઈને પરપરિણતિ પોતાને રહેતી જ નથી.

પરપરિણતિ ઉત્પન્ન થાય તો ચિંતા શરૂ થઈ જાય, જીવ બળે.

(ડિસ્ચાર્જ અહંકારની) પરપરિણતિને જુદા રહીને જુઓ એ તપ. જ્ઞાતા-દ્રષ્ટા ના રહેવાય તે ઘડીએ તપ કરવું પડે.

મહાત્માઓને પરપરિણતિ ઊભી થાય તેને ખસેડવી પડે, જ્યારે દાદાશ્રીની દશામાં પરપરિણતિ ઉત્પન્નેય ના થાય અને એમને એ હોય જ નહીં.

મૂર્તિ, ગુરુ, શાસ્ત્ર, ત્યાગનું અવલંબન છે ત્યાં સુધી પરપરિણતિ અને શુદ્ધાત્માનું અવલંબન એ પોતાનું સ્વરૂપ જ છે એટલે સ્વપરિણતિ છે.

દાદા ભગવાન એ દેહધારી એ.એમ.પટેલની મહીં પ્રગટ થયા તે છે, એ પોતાનું સ્વરૂપ જ છે. માટે દાદા ભગવાનનું અવલંબન એ સ્વપરિણતિ છે.

## [૮.૪] સ્વપરિણામ-પરપરિણામ

જીવ માત્રને સ્વપરિણામ અને પરપરિણામ બે ધારા જુદી હોય જ પણ અજ્ઞાનદશાને લઈને એક જ માને છે. દીવો સળગતો હોય પણ આંધળાને માટે શું કામ લાગે ?

ક્રિયા મેં કરી ને ક્રિયાનું જ્ઞાન પણ હું જાણું છું, એવું અજ્ઞાની બે પરિણામ ભેગા કરી નાખે. તેથી બેભરમો સ્વાદ આવે. જ્યારે જ્ઞાની પુરુષ બે પરિણામમાં ના હોય, એક પરિણામમાં જ હોય. તેઓ જ્ઞાનક્રિયાના કર્તા હોય, અજ્ઞાનક્રિયાના કર્તા ના હોય.

જે પરિણામ ચંચળ અને વિનાશી તે પરપરિણામ છે અને જે અચળ ને અવિનાશી છે તે સ્વપરિણામ છે. પરને પોતાના માન્યા તેના દુઃખો ભોગવ્યા.

તાવ આવ્યો તો ગમે નહીં, પણ ભોગવ્યે જ છૂટકો, કારણ કે તે પરપરિણામ છે. સારું ભોજન ગમે, સૂવાનું ગમે, જોવાનું ગમે તે બધા પરપરિણામ છે. પરપરિણામને 'મેં કર્યું' માન્યું, તેનાથી જગત ઊભું થયું છે.

કર્મ એ પુદ્ગલ સ્વભાવના, એ પરપરિણામ છે અને આપણે પોતે શુદ્ધાત્મા એ સ્વપરિણામ છીએ. પરપરિણામ જ્ઞેય સ્વરૂપે છે, પોતે જ્ઞાતા સ્વરૂપે છે.

એક ક્રિયાની ધારા છે અને એક જ્ઞાતા-દ્રષ્ટાની ધારા છે, જે બન્ને ધારા જ્ઞાનીમાં છૂટી વર્તે.

એક બોલ નાખીએ, પછી એ પરપરિણામમાં જાય. એ પરપરિણામમાં આપણે જો ફરીથી હાથ ઘાલીએ નહીં, તો એની મેળે એ બંધ થઈ જવાના. એટલે અક્રમ વિજ્ઞાનમાં નવા બોલ નાખવાનું બંધ કરી દો અને જે પરિણામરૂપે ઉછળે છે તેને જોયા કરો, તો એની મેળે અંત આવે જ. જ્યારે ક્રમિક માર્ગમાં બોલ ફેંક્યા પછી ઉછળતા બોલને, પરિણામને બંધ કરવા જાય. એટલે પેલો અટકતો નથી ને વધારે ઉછળે છે.

જે પરપરિણામ છે, જે ડિસ્ચાર્જ છે, એમાં વીતરાગતા રાખવાની છે, જોયા કરવાનું છે. એ સિવાય બીજો ઉપાય જ નથી.

જ્ઞાન પછી હવે ક્રોધ એ પરપરિણામ છે. એ એની મેળે જોયા કરવાથી ધીમે ધીમે નરમ થતો થતો ઓગળતો જશે.

જેટલા ક્રિયાવાળા છે, એ બધાય પરપરિણામ છે, તે ડિસ્ચાર્જ છે.

સંયમ પરિણામ એટલે આત્મ પરિણામ અને પુદ્ગલ પરિણામ બન્ને યથાર્થપણે જુદા રહેવા. પુદ્ગલ પરિણામને જોયા એ જ આત્મ પરિણામ.

મહાત્માઓને સ્વપરિણતિ છે, પણ સ્વપરિણામ નથી. કારણ કે હજુ પરપરિણામમાં મજા લેવાય છે, વેપાર-ધંધા કરવા પડે છે. દાદાશ્રી નિરંતર સ્વપરિણામમાં હોય.

મહાત્માઓને પહેલા જે જોવા-જાણવાથી રાગ-દ્વેષ થતા હતા, તે હવે નથી થતા. છતાં એ જોવા-જાણવાનું બુદ્ધિથી છે. આ બુદ્ધિ થકી જોવા-જાણવાનું એ પરપરિણામ છે એવું જાણે ત્યારે સ્વપરિણામને સમજે. એ સ્વપરિણામ ભણી પાછો ફરી રહ્યો છે.

ચંદુ શું કરે છે, એને જોવું-જાણવું એ સ્વપરિણામ માને છે, પણ સ્વપરિણામ ચોખ્ખા હોય, સ્વાભાવિક હોય, જેમાં દ્રવ્યના ગુણ, પર્યાય બધા જાણે.

હાથ ઘસી ઘસીને કાપતા હોય, તે ઘડીએ પોતે હોમ ડિપાર્ટમેન્ટમાં જ રહે, સ્વપરિણતિમાં રહે, પરપરિણતિ ઉત્પન્ન ના થવા દે, એ તપ કરે. આ પરપરિણામ છે, મારા પરિણામ નથી, એમ સ્વપરિણામમાં મજબૂત રહેવું એનું નામ તપ.

દાદાશ્રી કહે છે, અમને ૩૫૬ (ત્રણસો છપ્પન) ડિગ્રીએ જ્ઞાન રહ્યું. ચાર ડિગ્રીનો ડખો રહ્યો, તો મહાત્માઓને તો વધારે ડખા હશેને ?

આ 'એ.એમ.પટેલ' એ તો મનુષ્ય જ છે, છતાં એમની જે વૃત્તિઓ છે, જે એમની એકાગ્રતા છે, એ પરરમણતાય નથી ને પરપરિણતિ પણ નથી. નિરંતર સ્વપરિણામમાં જ મુકામ છે. આવી દશા હજારો-લાખો વર્ષે કોઈકને જ હોય. સર્વાંશે સ્વરમણતા અને પાછું સંસારી વેશે, એ આશ્ચર્ય છે. અસંયતિ પૂજા નામનું ધીટ્ આશ્ચર્ય છે આ.

દાદાશ્રી કહે છે કે અમે એક ક્ષણવાર સંસારમાં નથી રહેતા. સંસારમાં રહેવું એટલે પરપરિણતિ. અમે નિરંતર સ્વપરિણામમાં જ હોઈએ, નિરંતર મોક્ષમાં જ હોઈએ.

દાદાશ્રી કહે છે, અમારે આત્મા આત્મ પરિણામમાં રહે ને મન મનના પરિણામમાં રહે. આત્મા સ્વપરિણામમાં પરમાત્મા જ છે. બન્ને પોતપોતાના પરિણામમાં આવે અને પોતપોતાના પરિણામને ભજે, એનું નામ મોક્ષ.

## [૮.૫] પારિણામિક ભાવ

છ પ્રકારના ભાવો : ૧. મિથ્યાત્વભાવ ૨. ઉપશમભાવ ૩. ક્ષયોપશમભાવ ૪. ક્ષાયકભાવ ૫. સન્નિપાતભાવ ૬. પારિણામિક ભાવ. આ પારિણામિક ભાવ એકલો આત્માનો છે, બીજા બધા પૌદ્ગલિક ભાવો છે.

પારિણામિક ભાવ તત્ત્વોને હોય, બીજા કોઈને એ લાગુ ન થાય.

પુદ્ગલના પારિણામિક ભાવ સંસારમાં અધોગતિએ લઈ જાય, જ્યારે આત્માનો પારિણામિક ભાવ મોક્ષે લઈ જાય.

પરમ પારિણામિક ભાવ એટલે સ્વભાવ. એટલે સ્વ ઉપયોગમાં, વીતરાગતામાં, એ રૂપે પોતે પરમાત્મા જ છે.

આત્મા સ્વભાવમાં આવે તો પરમાત્મા જ છે અને વિભાવમાં હોય તો જીવાત્મા છે.

જગત આખું ઔદયિકભાવમાં (ઉદયાધીન) છે. બહુ ઓછા માણસ

હિન્દુસ્તાનમાં ઉપશમભાવમાં આવ્યા હોય, જ્યારે કોઈક જ ક્ષયોપશમભાવવાળા હોય. એને જેવું બોલે એવું દેખાય. 'દાદા શરણમ્ ગચ્છામિ' બોલે તો દાદા દેખાય, શરણું લીધેલું દેખાય. બોલતાની સાથે ચિત્તવૃત્તિ તે પ્રમાણે બતાડે. બોલતાની સાથે તે રૂપ થઈ જાય. 'શુદ્ધાત્મા છું' બોલે, તેવું મહીં બોલતાની સાથે ક્ષાયકભાવવાળાને દેખાય.

ક્ષાયકભાવનું ફળ સહજ પરિણામી પુદ્ગલ અને સહજ પરિણામી આત્મા, એટલે બેઉ પારિણામિક ભાવમાં આવી જાય.

શુદ્ધાત્માના પારિણામિક ભાવ એ જ્ઞાતા-દ્રષ્ટા જ છે.

જેટલી ફાઈલોના નિકાલ થઈ જાય એટલો પારિણામિક ભાવ ઉત્પન્ન થાય. (જડ અને ચેતન) બેઉના પારિણામિક ભાવ થઈ ગયા કે કેવળજ્ઞાન.

વ્યવસ્થિત શક્તિ એ પારિણામિક ભાવ નથી, એ તો સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સનું પરિણામ છે.

પરમ પૂજ્ય દાદાશ્રીની દશા અને ભગવાન મહાવીરની પારિણામિક સત્તામાં ફેર નથી, ફક્ત કેવળજ્ઞાનમાં ભેદ છે. ભગવાનને સર્વાંશે કેવળજ્ઞાન હોય, જ્યારે દાદાશ્રીને ચાર ડિગ્રી કેવળજ્ઞાનમાં કમી હતી.

### [૮.૬] સ્વસમય-સ્વપદ

અજ્ઞાનતામાં પોતે માને કે 'હું ચંદુલાલ છું', તો એ નિરંતર પરસમયમાં જ છે. 'હું શુદ્ધાત્મા છું' ભાન થયા પછી સ્વસમયમાં છે.

જ્ઞાની પુરુષની આજ્ઞામાં સંપૂર્ણ રહે, પોતાના સ્વરૂપમાં જ રહે, પરક્ષેત્રે પેસે નહીં, એ સ્વસમયમાં જ રહે.

સ્વસમયવાળો 'સ્વ' સિવાય મનની, દેહની પારકી પંચાતમાં પડે નહીં કે આ દેહ માંદો છે કે સાજો છે.

'હું ચંદુ' તો અપદ, એ મરણપદ. અપદવાળો ભક્તિ કરે તે ભક્ત. અને 'હું શુદ્ધાત્મા' તો સ્વપદ. સ્વપદમાં બેસીને સ્વની ભક્તિ કરે તે ભગવાન. સ્વપદ એ અમરપદ.

અનંત અવતારથી અહંકારપદમાં જ હતો, દાદા ભગવાનની કૃપાથી પોતે સ્વપદમાં બેઠો.

અપદમાં છે ત્યાં સુધી અસ્વસ્થ. કારણ કે પરક્ષેત્રે છે, પરનો સ્વામી છે. સ્વપદ પ્રાપ્ત થાય તો સ્વસ્થ થઈ શકે.

બધા પ્રશ્નો સ્વપદમાંથી ખસવાને લીધે છે. માટે સ્વપદમાં પોતાને ફિટ કર્યા કરો એ જ પુરુષાર્થ. ખસે કે તરત પાછા પોતાના પદમાં ફિટ થઈ (આવી) જવું.

## [૯] સ્વરમણતા-પરરમણતા

જેની જેની યાદગીરી હોય, તેમાં જ રમણતા હોય. ચા-ભજિયાં-જલેબી યાદ આવ્યા કરતા હોય તો એમાં જ પોતાની રમણતા છે. એ અહંકારની રમણતા છે.

વ્યવહાર આત્મા કાં તો સંસારમાં રમણતા કરે કે કાં તો મૂળ આત્મામાં. એટ-એ-ટાઈમ એક જગ્યાએ હોય જ.

જેમાં રમણતા કરી કે ધ્યાન ઉત્પન્ન થાય. ધ્યાન પછી ધ્યેયરૂપ થાય ત્યારે પછી રૂપકમાં આવે.

'હું શુદ્ધાત્મા છું' એ સ્વરૂપ અને પોતાના ગુણધર્મો એ સ્વભાવ, એમાં રહેવું એ સ્વરમણતા.

સંસારમાં આમ કરી નાખું, તેમ કરી નાખું, વેપારમાં આમ નફો થઈ ગયો, આમ નુકસાન થયું, આટલું કમાયો, આટલી ખોટ ગઈ, મારે સવારે બેડ ટી વગર ના ચાલે, આમ આખો દહાડો પરરમણતામાં જ પોતે હોય છે.

જે અવસ્થા ઉત્પન્ન થાય તેમાં જ તન્મયાકાર, તેમાં જ રમણતા. સ્વરૂપમાં તન્મયાકાર રહે તો મોક્ષ થાય.

પુદ્ગલ રમણતાનું કડવું-મીઠું ફળ ભોગવવું પડે ને પોતાની રમણતામાં પાર વગરનું સુખ છે.

અનાદિનો અભ્યાસ જ આ છે. કાં તો દેહની રમણતા, કાં તો

બજારની રમણતા, નહીં તો પછી શાસ્ત્ર-સ્વાધ્યાય એય પુદ્ગલની જ રમણતા છે, આત્મરમણતા નથી.

આત્મરમણતા સિવાય જે કંઈ કરવામાં આવે તેને મોહ કહેવાય. એક મોહને છોડીને બીજા મોહની રમણતા હોય. જેટલા સાધન માર્ગે છે એ બધી પુદ્ગલ રમણતા છે. એનું ફળ સંસાર છે.

જ્ઞાની પુરુષ સિવાય આત્મરમણતામાં કોઈ લાવી ના શકે.

પુદ્ગલ રમણતા એને રમકડાં કહેવાય. જે ખોવાય તો દ્વેષ થાય, મળે તો રાગ થાય.

જ્ઞાની પુરુષ અવિનાશી વસ્તુમાં રમણતા કરે, જ્યારે જગતના લોકો વિનાશી ફેઝીઝ (અવસ્થાઓ)માં રમણતા કરે.

આત્માનો સ્વાદ ચાખે નહીં ત્યાં સુધી આત્માની રમણતા ના હોય, ત્યાં સુધી પ્રકૃતિ જ રચે.

આત્માનું સુખ ચાખે તો સંસારની આસક્તિ મોળી પડે ને આત્મરમણતામાં આવે.

પરિગ્રહ ગમે તેટલા હોય, પણ જો પોતે આત્મરમણતામાં રહે તો મોક્ષ જ છે.

દેહ છે ત્યાં સુધી પોતે આત્મરમણતામાં રહ્યો તેટલો વખત અદ્વૈત અને સંસારી કાર્યમાં પેસવું પડે તે દ્વૈત. મોક્ષે ગયા પછી દ્વૈતાદ્વૈત જ નથી, ત્યાં વિશેષણ જ નથી.

ભેદવિજ્ઞાનીની કૃપાથી આત્મા પ્રાપ્ત થાય. ત્યાર પછી આત્મરમણતા ઉત્પન્ન થાય, તેમ પોતે તે રૂપ થતો જાય. પછી અનંત અવતારની અવસ્થાઓની રમણતાનો અંત આવે. પછી નિરંતર આત્મરમણતા રહે.

સ્વરૂપની રમણતામાં આવ્યો તો પછી રાગ-દ્વેષ મટે ને વીતરાગ થાય.

સ્વરમણતા પ્રાપ્ત થયા પછી એના પ્રોટેક્શન માટે આ પાંચ આજ્ઞાઓ છે. જેમ જેમ પાંચ આજ્ઞા પાળે તેમ તેમ આત્મરમણતા વધતી

જાય અને પુદ્ગલ રમણતા બંધ થતી જાય. પુદ્ગલ રમણતાથી મુક્ત એ નિરંતર મુક્ત કહેવાય.

જગતના સત્યમાં રમણતા એ અશુદ્ધ ચિત્ત અને નિરપેક્ષ સત્યમાં રમણતા એ શુદ્ધ ચિત્ત ને એ જ શુદ્ધાત્મા છે.

જગતના અનંત પરમાણુઓમાંથી ચિત્ત આત્મસ્વરૂપમાં આવશે તો આ સંસારમાંથી ઉકેલ આવશે.

પોતાના આત્મસ્વરૂપની ભક્તિ એ જ સ્વરમણતા. પછી બીજા અવલંબન છૂટી જાય.

જ્ઞાન પ્રાપ્ત ન થયું હોય ને દાદાશ્રીની કીર્તનભક્તિ થાય એ પરરમણતામાં જાય. જ્ઞાન પછી એ કીર્તનભક્તિ સ્વરમણતામાં જાય, પણ તે સાંઠ ટકા ફળ આપે. જ્ઞાન પછી સ્વનું લક્ષ રહે એ સ્વરમણતા થાય, જે પૂર્ણ ફળ આપે.

ચંદુભાઈ જે કરે એ પ્રકૃતિને નિહાળવી, એ સ્વરમણતા.

વકીલને જ્ઞાન પહેલા વકીલાતમાં, કાયદામાં, એમાં જ આખો દહાડો રમણતા હોય. જ્ઞાન પછી આખો દહાડો આત્મામાં જ રમણતા શરૂ થઈ ગઈ.

ચંદુભાઈ શું કરે છે, તેના જ્ઞાતા-દ્રષ્ટા રહેવું તે આત્મરમણતા છે.

હું ચંદુ, તે અહંકાર સંસાર રમણતા કરતો હતો. હું શુદ્ધાત્મા થયો, ત્યારે તેનો તે હું આત્મરમણતા કરે. પછી એ મૂળ આત્મામાં વિલીન થઈ જાય.

આખું જગત પુદ્ગલ ખાણું, પુદ્ગલ પીણું ને પુદ્ગલ રમણુંમાં જ છે. ખાણું-પીણું લિમિટેડ, જ્યારે રમણું અન્‌લિમિટેડ છે. જ્ઞાન પછી પોતે શુદ્ધાત્મા થયો, એનો ખોરાકેય આત્માનો, પીવાનુંયે આત્માનું, રમણતાયે આત્માની.

શુદ્ધાત્માનું ધ્યાન રહે, શુદ્ધાત્માની આરાધના એ જ શુદ્ધાત્માની રમણતા છે. શુદ્ધ ઉપયોગ એ આત્મરમણતા કહેવાય. આ પાંચ આજ્ઞા પાલન એય આત્મરમણતા જ છે.

અજ્ઞાનમાંથી હવે આત્મપ્રતીતિ થઈ, આત્મજ્ઞાન થઈ રહ્યું છે. પછી આત્મલીનતા આવશે. આત્મલીનતા એ જ અનુભવદશા, એ જ આત્મરમણતા.

શુદ્ધાત્માપદની પ્રાપ્તિ પછી બે પ્રકારની રમણતાઃ (૧) જે નથી ગમતી એવી રમણતા કરવી પડે, તે પહેલા સહી થઈ ગયેલી તેથી, એવું ચંદુ જે કંઈ કરે, એને જ્ઞેય તરીકે જાણે, એ એક પ્રકારની સ્વરમણતા. અને (૨) સ્વરૂપની રમણતા.

અક્રમ વિજ્ઞાનમાં મહાત્માઓને પ્રમાદ હોય નહીં. પ્રમાદ તો અહંકાર હોય ત્યાં સુધી હોય. પરમાં વૃત્તિ રાખવી તે પ્રમાદ, તે પરરમણતા.

સ્વરમણતા પૂર્ણ થવામાં થોડું બાકી હોય, ત્યારે અપ્રમત્ત કહેવાય. પ્રમત્ત એટલે પ્રમાદ નહીં પણ ક્રોધ-માન-માયા-લોભમાં રહેવું તે અને કષાયની બહાર નીકળવું તે અપ્રમત્ત.

જલેબી ખાય પછી ચાનો ઈન્ટરેસ્ટ ના રહે, તેવું જ્ઞાન પછી પૌદ્ગલિક રમણતા એની મેળે જ જતી રહે. વ્યસન જતું રહ્યું તો આપણે બોલવું કે વ્યસનનો અમારે સંબંધ કાયમને માટે બંધ. એટલે એ પરમાણુ પછી મહીં પેસે નહીં.

'હું શુદ્ધાત્મા છું' એવું કલાક-બે કલાક બોલો તો આત્મરમણતા થાય. કેટલાક 'હું શુદ્ધાત્મા છું' કાગળમાં લખે તો દેહ-વાણી-મનથી સ્વરમણતા થાય. કેટલાક જો શુદ્ધાત્માના ગુણોની ભજના કરે તો એ સિદ્ધ સ્તુતિ કહેવાય. એ બહુ ફળ આપનારી છે, એ સાચી રમણતા કહેવાય.

ચંદુ શું કરે છે એ બધી રીતે જોવું-જાણવું, ઝીણામાં ઝીણી બાબતમાં ઊંડા ઊતરીને, એ આત્મરમણતા છે. જ્યારે આત્મગુણોની ભજના એ પોતાનું નિશ્ચયબળ, જાગૃતિ, આત્માની દ્રઢતા વધારવા છે. જેનાથી પોતાની (અનુભૂતિની) પૂર્ણાહુતિ થાય. એ પૂર્ણાહુતિ થયા પછી પૌદ્ગલિક ક્રિયાને જોવા-જાણવાનું આવી શકે એમ છે.

ગરમીથી બહુ અકળામણ થઈ હોય ને ઠંડો પવન આવે તો હાશ લાગે. તે પુદ્ગલ સુખ ચાખે તો આત્મરમણતા ચૂકી ગયો.

ભગવાન મહાવીર જે પોતાનું પુદ્ગલ હતું, તેમાં અંદર શું થઈ રહ્યું છે, એ નિરંતર જોયા કરતા હતા. એ પુદ્ગલને જોવું-જાણવું એ જ આત્મરમણતા. ત્યાર પછી કેવળજ્ઞાન ઉપજ્યું હતું.

મહાત્માઓએ છેવટે ચંદુભાઈના (ફાઈલ નં.-૧ના) મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર શું કરી રહ્યા છે, એ એક પુદ્ગલ જોવાય, એમાં આવવાનું છે. એ જોવાનો અભ્યાસ કરો. ભૂલાઈ જાય તો ફરી પાછું જોવાનું ચાલુ કરો. એ જાણી રાખવાનું છે કે છેવટે પોતાનું એક પુદ્ગલ જોવાનું છે.

એક જ ભાવ, જ્ઞાતા-દ્રષ્ટામાં રહેવાનું. જ્ઞાયક સ્વભાવ એ સ્વરમણતા છે.

બહાર જોવું પડે પણ એ એટેચમેન્ટ (ચોંટ) વગરનું હોય તો જોવું-જાણવું કહેવાય અને એટેચમેન્ટ સહિતનું હોય તે ઈન્દ્રિયજ્ઞાન કહેવાય. જ્ઞાન લીધા પછી એટેચમેન્ટ નથી છતાં ક્યાંક તન્મય થઈ ગયા, તો એ કંઈક ગ્રંથિ છે. એ ગ્રંથિ છૂટવી જોઈશે, તો નિર્ગ્રંથ થવાય. પછી સ્વરમણતા, નિજ મસ્તી ઉત્પન્ન થાય.

વિકલ્પ અને વિકલ્પીને જુએ એટલે પોતે છૂટો રહે. પ્રકૃતિને નિહાળવી એ સ્વરમણતા છે.

જ્ઞાતા-દ્રષ્ટામાં રહેવું ને એ પદમાં રમણતા થવી, એ યથાખ્યાત ચારિત્ર. પછી આગળ કેવળ ચારિત્ર રહ્યું.

પોતાની પૂર્ણ દશા થતા સુધી સ્વરમણતા રહે છે. પછી રમણતા રહી નહીં. પોતે જે છે તે મૂળ સ્વરૂપે પોતે જ થઈ ગયોને !

## [૧૦] સ્વક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ

### [૧૦.૧] સ્વક્ષેત્ર-પરક્ષેત્ર

આ મન-વચન-કાયા, સંસાર એ બધા પરક્ષેત્ર છે. આત્માની બહાર રહેવું એ પરક્ષેત્ર અને આત્મામાં આવ્યો એ સ્વક્ષેત્ર. બન્નેના ક્ષેત્રો જુદા જુદા છે.

'હું ચંદુભાઈ છું' એવું બોલે એ પરક્ષેત્ર કહેવાય અને 'હું શુદ્ધાત્મા

છું' એ સ્વક્ષેત્રમાં છે. સ્વક્ષેત્રનું અસ્તિત્વ અવિનાશી છે ને પરક્ષેત્રનું અસ્તિત્વ વિનાશી છે.

પોતે પરક્ષેત્રે ગયો તો ઉપાધિ જ થાય. પરક્ષેત્રે ક્ષણે ક્ષણે દુઃખ, નિરંતર ભય અને સ્વક્ષેત્રે નિર્ભય સમાધિ છે.

અનંત અવતારથી આ ચાર ભૂલોથી ભટકામણ થઈ છે.

૧. પરક્ષેત્રે બેઠો છે, પાછો ક્ષેત્રાકાર થઈ ગયો છે.

૨. પરાઈ ચીજનો સ્વામી થઈ બેઠો છે, જે પોતાની સાથે કાયમ રહેતી નથી.

૩. પરાઈ સત્તાને પોતાની સત્તા માને છે. 'હું જ બધું કરું છું' એવું માને છે.

૪. પરાઈ ચીજોનો ભોક્તા થઈ બેઠો છે.

સ્વને, સ્વક્ષેત્રને, સ્વસત્તાને જાણતા જ નથી. પરસત્તા, પરક્ષેત્ર, પરભોક્તા, પરના સ્વામી થવાથી મરણ છે, જ્યારે સ્વના સ્વામીને મરણ જ નથી. એ પોતાની જગ્યામાં આવે તો પોતે જ પરમાત્મા છે.

અજ્ઞાન દશામાં 'હું' પરક્ષેત્રે, પરસત્તામાં હતો, એ જ્ઞાન પછી સ્વક્ષેત્રે, સ્વસત્તામાં બેઠો. એટલે પુરુષાર્થ ને પરાક્રમની શરૂઆત થાય.

સ્વક્ષેત્રે આવ્યા પછી પરક્ષેત્રમાં ડખલ ના થવી જોઈએ. ચંદુભાઈના મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર શું કરે છે, એને પોતે જોનાર થયો.

પોતે સ્વક્ષેત્રે આત્મસ્વરૂપ થયો, પછી પરક્ષેત્રમાં પેસે તો સંસાર કડવો ઝેર જેવો લાગે.

અજ્ઞાનતામાં પુદ્‌ગલને 'હું છું' માને તે પરદ્રવ્ય કહેવાય. પુદ્‌ગલના ક્ષેત્રને, પરક્ષેત્રને મારું ક્ષેત્ર છે એમ માને છે. પરભાવ એટલે વિભાવ, વિશેષભાવને પોતે 'હું છું' માને છે અને ઉંમર-જન્મ-મરણ એ પરકાળ, આ બધું પરાયું છે. સ્વદ્રવ્ય-સ્વક્ષેત્ર-સ્વભાવ-સ્વકાળમાં આવે તો પોતાની મુક્તિ થાય.

સ્વકાળ સનાતન છે, મરણ જ ના આવે. સ્વભાવ એ જ્ઞાતા-દ્રષ્ટા છે.

સ્વદ્રવ્ય-સ્વક્ષેત્ર-સ્વભાવ-સ્વકાળ એ ચાર ભાવે પોતે શુદ્ધાત્મા જ છે.

પરભાવ છે ત્યાં સુધી પરક્ષેત્ર છે. પરભાવનો ક્ષય થયે, સ્વક્ષેત્રમાં થોડો વખત રહી પોતે સિદ્ધક્ષેત્રમાં કાયમી સ્થિત થાય.

## [૧૦.૨] ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ

શરીરમાં વિનાશી ભાગ ક્ષેત્ર છે, અવિનાશી ભાગ ક્ષેત્રજ્ઞ છે. એ પોતે જ જ્ઞાતા છે, ભગવાન છે.

પોતાના ક્ષેત્રમાં હોય તો ક્ષેત્રજ્ઞ છે ને પરક્ષેત્રમાં 'હું ચંદુ છું' એ ઈગોઈઝમ છે.

ગીતામાં શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું, બધા ક્ષેત્રો જાણવાવાળો જે ક્ષેત્રજ્ઞ છે તે હું છું. એટલે આત્મા એ ક્ષેત્રજ્ઞ છે અને તે હું જ છું અને આ પ્રકૃતિ છે એ પરક્ષેત્ર છે, મન-વચન-કાયા એ પરક્ષેત્ર છે.

પોતે ક્ષેત્રજ્ઞ પુરુષ, પણ પરક્ષેત્રે બેઠો એટલે ક્ષેત્રાકાર થઈ ગયો. ક્ષેત્રાકારમાં મરણ છે.

ચેતન એ ક્ષેત્રજ્ઞ છે. એ ક્ષેત્રજ્ઞ સિવાય પોતે કોઈ જગ્યાએ હોતો નથી. એ ક્ષેત્રમાં હોય નહીં. પોતે ક્ષેત્રને જુએ અને જાણે, ક્ષેત્રરૂપ ક્યારેય થાય નહીં.

પોતે ક્ષેત્રજ્ઞ, આખા બ્રહ્માંડનો ઉપરી, તે આજે અજ્ઞાનતાથી ક્ષેત્રાકાર થઈને ભિખારીની પેઠ ભમે છે. આમાં પણ છેવટે દગો નીકળશે.

એક ફેરો સ્વક્ષેત્રનો સ્પર્શ થઈ ગયો, પછી એનો વિયોગ કોઈ કરાવી શકે નહીં. જ્ઞાન મળ્યા પછી એ સ્પર્શ થઈ જાય છે.

સ્વ અને પરની વહેંચણી કર્યા પછી જાણે કે આ ભાગ પ્રકૃતિનો, આ ભાગ પોતાનો. પરક્ષેત્રમાં શું થઈ રહ્યું છે, એ ક્ષેત્રજ્ઞે જાણવાનું. આંખ જતી રહી તો ક્ષેત્ર જાણે કે ક્ષેત્રજ્ઞ ? ક્ષેત્રજ્ઞ જાણે.

દ્રવ્ય-ભાવ-ક્ષેત્ર-કાળ અપ્રતિબદ્ધ રહે એ જ્ઞાની પુરુષ, એ ક્ષેત્રજ્ઞ.

## [૧૧] અચ્યુત

જે આવીને જતું રહે, સ્થાન છોડીને ખસી જાય, એ ચ્યુત કહેવાય. સંસારની સર્વ જંજાળો, નફો-ખોટ-સંપત્તિ ચ્યુત કહેવાય. પોતાનો આત્મા અચ્યુત છે. એક વખત પોતે તે રૂપ થયા પછી એ ખસે નહીં.

રિલેટિવ બધું ચ્યુત સ્વભાવનું છે. આપણે ઝાલી રાખીએ તોય જતું રહે. સંસારની બધી સગાઈઓ સંબંધ થઈ અને છૂટી પડી જાય. એ ચ્યુત થનાર છે. જ્યારે આત્મા ભેગો થયા પછી કોઈ પણ સંજોગોમાં પોતાનાથી ક્યારેય ખસે નહીં એવો છે. માટે આત્માની સીટ ઉપર બેસજો. એ અચ્યુત સ્વભાવનો છે.

આ પુદ્ગલ માત્ર, દાંત, વાળ, મન-વચન-કાયા, પ્રકૃતિ બધું ચ્યુત થયા કરે. આત્માને કંઈ થાય નહીં, એવો અચ્યુત છે.

## [૧૨] અવ્યય-અક્ષય

જે નાશ થનારા તે ક્ષય, જ્યારે આત્મા અક્ષય છે.

વ્યય એટલે ખર્ચાઈને ઓછું થાય અને આત્મા ક્યારે ઓછો થાય નહીં, ઘટે નહીં, વધે નહીં એવો અવ્યય છે.

આટલા અવતારથી પોતે ભટકે છે, મરી ગયો, બળી ગયો, કૂતરામાં ગયો તોયે આત્માનો વ્યય નથી થયો.

રૂપિયાનો વ્યય થાય, એમ શરીરનો, મન-વાણીનો પણ નિરંતર વ્યય થયા જ કરે છે. મરતી વખતે બધું ખલાસ થઈ જાય.

સંસારની સર્વ સંપત્તિનો, સંબંધોનો વ્યય થનાર છે. હું અવ્યય છું, મારામાંથી કંઈ વ્યય થઈ શકે નહીં.

## [૧૩] અજન્મ-અમર-નિત્ય

### [૧૩.૧] અજન્મ

આત્મા સ્વભાવથી જ અજન્મા છે. પોતે પણ અજન્મા જ છે, પણ પોતે આત્મા રૂપ થાય તો અજન્મા અને પોતે ચંદુલાલ થાય તો મરવાનું.

છ અવિનાશી દ્રવ્યો અજન્મા છે આ દુનિયામાં. પાંચ ઈન્દ્રિયથી જેટલું અનુભવાય છે એ બધું જન્મેલું છે.

કૃષ્ણ ભગવાનનો દેહ અજન્મા ના હોય, પણ અંદર આત્મા અજન્મા હોય. એ પોતે આત્મસ્વરૂપ થઈ ગયેલા, તેથી અજન્મા કહેવાય.

એક સ્થાનમાં બન્ને હોવા છતાં આપણે પોતે અવિનાશી અને ચંદુભાઈ વિનાશી. દરેક બીજમાં, બીજની અંદર જ વિનાશીયે હોય ને અવિનાશીયે હોય. બીજની બહાર જે અવિનાશી હોય, તે આખા બ્રહ્માંડથી નિવૃત્ત થઈ સિદ્ધદશામાં હોય.

અનંત અવતારથી દેહનો જન્મ થાય, મૃત્યુ થાય પણ આત્મા એકનો એક જ રહે. એનો જન્મ થયો કહેવાય નહીં. એ પોતે અજન્મા સ્વભાવનો છે.

આત્મા તો મૂળ શુદ્ધ જ છે. એને જન્મ-અજન્મ કશું નથી. આ જે માને છે કે હું જન્મ્યો, તે મરે ને પુનર્જન્મ લે.

મૂળ તત્ત્વ અજર હોય, અવસ્થાઓ જર હોય.

જ્ઞાની મળે, એમની પાસે જ્ઞાન પામે તો અજન્મા સ્વભાવ પ્રગટ થાય. પછી અમરપદ પ્રાપ્ત થાય.

## [૧૩.૨] અમર

આપણું પોતાનું સ્વરૂપ આત્મા છે, જે અજર-અમર-અખંડ-પરમાનંદી-અવિનાશી છે.

દેહ-મન-બુદ્ધિ-અહંકાર અને આ દેહાધ્યાસ બધું પ્રાણના આધારે જીવે. આત્માનો સ્વભાવ જ અમર છે.

જો પોતે મરવાનો છે, તો એ રિલેટિવમાં છે અને પોતાને ખાતરી થઈ કે દેહ મરવાનો છે પણ 'હું અમર છું', તો પોતે રિયલમાં છે. 'આત્મા છું' એવું ભાન રહે તો એ અમર જ છે.

દેહ કોઈનો અમર થાય નહીં. દેહમાં પોતે અમરપદના ભાનવાળો થાય. આત્મા અમર છે.

બૉમ્બ પડવા માંડ્યા, તો મહીં મન ફફડી જાય. તે ઘડીએ કહેવું, 'ચંદુભાઈ, આયુષ્ય જેને હોય તેને મરવાનું. મારે આયુષ્ય ના હોય. હું તો અમર છું.' બૉમ્બ પડવા માંડ્યા હોય ત્યારે 'હું તો અમર છું', એવી જાગૃતિ રહી તો મરવાનો ભય ના રહે.

પોતાનું અમરપદ જાણી લીધું તો કલ્યાણ થઈ ગયું.

## [૧૩.૩] નિત્ય

આત્મા એનું નામ કહેવાય કે જેની ઉત્પત્તિ ના હોય, જે વિનાશ ના થાય. એ પરમેનન્ટ વસ્તુ છે, અવિનાશી છે, નિત્ય છે.

નિત્ય વસ્તુ કોને કહેવાય ? જે બીજી વસ્તુઓની બનાવટથી ના હોય, સ્વાભાવિક હોય.

આત્મા અને બીજા પાંચ તત્ત્વો નિત્ય છે. એકબીજાને હેલ્પ કે નુકસાન નથી કરતા, બધા ભેગા રહે છે છતાં એકબીજામાં ભળતા નથી, સ્વભાવે ચોખ્ખા જ છે. ફક્ત સામસામે તત્ત્વો પરિવર્તન થવાથી અવસ્થાઓ બદલાય છે. લોક અવસ્થાને જુએ છે ને અવસ્થાને નિત્ય માની લે છે, તેને લઈને દુઃખી થાય છે.

જોનારો પોતે અવિનાશી છે, નિત્ય છે, તેથી જ અનિત્યને જોઈ શકે છે.

કૃપાળુદેવે આત્મસિદ્ધિમાં લખ્યું કે

જે જે સંયોગ દેખીએ, તે તે અનુભવ દૃશ્ય;
ઉપજે નહીં સંયોગથી, આત્મા નિત્ય પ્રત્યક્ષ.

આ જેટલા દેખાય છે, આ કાકા છે, મામા છે, બાઈ છે, કૂતરું છે, એ બધા સંયોગો અનુભવમાં આવે છે, પણ જ્યાં સુધી સંયોગો છે, ત્યાં સુધી આત્મા પ્રત્યક્ષ નહીં થાય. દાદાશ્રી કહે છે, અમને એ (બહિર્ભાવ રૂપી) સંયોગ હોતા નથી. એટલે અમને આત્મા નિત્ય પ્રત્યક્ષ હોય.

ઉપજે નહીં સંયોગથી એટલે આ કઢી થઈ, તે છાશ, મરચું, મીઠું, મસાલા બધા સંયોગોનું ભેગું સ્વરૂપ કહેવાય, જ્યારે આત્મા એવી રીતે સંયોગથી ભેગો કરેલો નથી. એ કાયમી વસ્તુ છે.

જે સંયોગી થયો એ તો વિયોગી થઈ જ જાય. આત્મા એ તો સ્વાભાવિક-નિત્ય છે.

સંયોગથી ભેગી થયેલી વસ્તુ, એ જ્યારે વિયોગ થાય ત્યારે છૂટી પડી જાય, નાશ થઈ જાય. આત્મા નિત્ય છે, એને કોઈએ બનાવવો પડ્યો નથી.

આત્મા દ્રવ્યે કરીને નિત્ય છે, ગુણથી નિત્ય છે, પણ પર્યાય એના અનિત્ય હોય. ગુણો જ્યારે કાર્યકારી થાય ત્યારે પર્યાય કહેવાય.

મૂળ આત્માની સ્થિતિ નિત્ય છે, એનું સ્વરૂપ પરમાત્મા છે. એનો કોઈ પણ જાતનો ધ્યેય નહીં એવો શુદ્ધાત્મા છે.

નિત્ય એટલે સનાતન, શાશ્વત, પરમેનન્ટ.

'આ ટેમ્પરરી છે' કહેનારો ટેમ્પરરી ના હોય, પરમેનન્ટ જ હોય. પોતે કાયમનો છે માટે 'આ તકલાદી છે' એવું બોલી શકે.

જ્યાં સુધી દેહાધ્યાસ છે, દેહ વિનાશી છે એને 'હું છું' માને છે, ત્યાં સુધી પોતે વિનાશી થવું પડે છે. 'હું શુદ્ધાત્મા છું, અવિનાશી છું, નિત્ય છું' એ ભાન થયું તો પછી અવિનાશી. પછી ભય ખલાસ થઈ જાય.

દાદાશ્રી કહે છે, 'નિત્ય છું' એવો અનુભવ તો કેટલાય કાળથી અમને છે. 'દેહ જ હું નથી, નામેય હું નથી' એવું અમને લાગે છે. ખરેખર તો નિત્ય એ તો નાની બાબત છે, પોતે એવી જગ્યાએ છે કે જે આત્મા જગતે ક્યારેય જાણ્યો નથી, એવા નિરાલંબ આત્મામાં પહોંચ્યા છે. નિરાલંબને મારો-ગાળો ભાંડો તોય કશું થાય નહીં.

પુનર્જન્મ એ આત્માનું નિત્યપણું સૂચવે છે.

નિત્ય સ્વરૂપ એટલે મરવાનો ભય જેને ક્ષણવારેય લાગતો નથી. આ દેહ હમણે લઈ લે તોય પોતાને વાંધો નથી. આ દેહમાં પોતે રહેતા જ નથી.

## [૧૪] આત્મા થર્મોમિટર જેવો

દરેકની મહીં આત્મા થર્મોમિટર જેવો છે. પથારીમાં સૂતા સૂતા ખબર પડે કે આ તાવ વધ્યો, ઓછો થયો, ઊતરી ગયો. તે આત્મા બધી જાતની ખબર આપે.

જેમ થર્મોમિટર કેટલી ડિગ્રીએ તાવ ચઢ્યો તે દેખાડે, પણ થર્મોમિટરને કોઈ દિવસ તાવ ના ચઢે. થર્મોમિટરના માલિક, ડૉક્ટરને તાવ ચઢી જાય કોઈ વખત.

અભણ સ્ત્રી પણ સમજે કે આ પોતાની ભૂલ થઈ, એ એની પાસે આત્મા છે તેથી.

અવળે રસ્તે ચાલ્યું તે બધું તરત ખબર પડે, મહીં થર્મોમિટર જેવો આત્મા છે તેથી.

મહીં નિષ્પક્ષપાતીપણે તપાસે તો બધી ખબર પડે કે પોતે ક્યાં જન્મ લેવાનો, પણ પક્ષપાત છે એટલે ખબર નથી પડતી. જેમ સંડાસ જવાનું હોય તો મહીં તરત ખબર પડે. પણ પક્ષપાત એટલે શું કે કોઈ વેપારી આવ્યો તો એની વાતમાં ઈન્ટરેસ્ટ પડે તો પછી મહીં થર્મોમિટર સંડાસ જવાનું દેખાડવાનું બંધ કરી દે.

અંધારામાં શિખંડ મોઢામાં મૂકે તો બધું વર્ણન કરી આપે કે મહીં દહીં ખાટું છે, ઈલાયચી છે, ચારોળી છે, દ્રાક્ષ છે. કારણ કે પોતાની મહીં આત્મા હાજર છે, તેથી એના પ્રકાશમાં બધી ખબર પડે.

પોતાની ભૂલો કેમ દેખાતી નથી ? એ માટે આત્મજ્ઞાન થવું જોઈએ. અજ્ઞાનતામાં જે ક્રિયા કરતો હોય, તેમાં એને ક્યારેય પોતાની ભૂલ દેખાય નહીં. જ્ઞાની પુરુષે આપેલો આત્મા પ્રાપ્ત થાય તો એ આત્મા થર્મોમિટર સમાન છે કે જે પોતાની ભૂલ દેખાડે.

જ્ઞાન પછી અંદરનું થર્મોમિટર બધી ભૂલો બતાવે તે પ્રજ્ઞાશક્તિ.

દાઢ દુ:ખતી હોય તો ખરેખર પોતે જાણકાર છે કે ઓછી દુ:ખે છે, વધારે દુ:ખે છે, હવે સારું છે. પણ કહે કે મને દુ:ખી, તો પછી વેદના ભોગવે, નહીં તો પોતે જાણનાર છે, જ્ઞાયક છે.

અક્રમ વિજ્ઞાન શું કહે છે કે વેદનારો ચંદુ જુદો અને જાણનારો પોતે જુદો.

દાઝયો, વેદના વધઘટ થાય, દુ:ખ વધ્યું, દુ:ખ ઘટ્યું બધું તરત

પોતાને ખબર પડે. પણ મને દુઃખે છે, એવું માને એ રોંગ બિલીફ છે અને વધઘટ થાય છે એ પુદ્ગલને થાય છે, આત્મા તો એનો જાણકાર જ છે. જો પોતે આત્મારૂપ રહે તો કશું અડે નહીં. બાકી આત્મા થર્મોમિટર હોય, પોતે થર્મોમિટર થઈ ગયો, પછી શું રહ્યું ? પછી બધી હકીકત જાણે.

અંતરાત્માએ 'પોતે શુદ્ધાત્મા છું' એવો અધ્યાસ કરવાનો અને ફાઈલોનો સમભાવે નિકાલ કરવાનો.

## [૧૫] નિર્વિકારી-અનાસક્ત

### [૧૫.૧] વિકારી-નિર્વિકારી

આત્માનો મૂળ ગુણ નિર્વિકારી છે પણ 'પોતે' ચિંતવે કે હું વિકારી છું, તો વિકારી થઈ જાય. મૂળ ગુણ જાય નહીં, ચિંતવેલો ગુણ તે નાશ પામે.

આમ સંજોગ બાઝે તો વિકારી થાય ને આ બાજુના સંજોગ બાઝે તો નિર્વિકારીયે થાય.

અહંકાર છે તો વિકારી થાય ને પાછો નિર્વિકારીયે થાય. હું ક્યાં વર્તે છે, એ પ્રમાણે વિકારી-નિર્વિકારીપણું થાય. બાકી મૂળ આત્મા તો નિર્વિકારી-અનાસક્ત-અકામી જ છે.

આત્માની હાજરીમાં અહંકાર વિકારી કરી નાખે છે. એ પરમાણુઓનું વિકારી સ્વરૂપ છે, એને પુદ્ગલ કહેવાય.

વિકારનો આધ્યાત્મિક અર્થ વિશેષભાવ, વિભાવ. પાણી એની મેળે નીચે જાય એ નિર્વિકાર, સ્વભાવ કહેવાય, પણ એક ફૂટ ઊંચે ચઢાવવું એ વિકાર થયો, એ વિભાવ કહેવાય.

સંસારમાં શુભને નિર્વિકાર કહે ને અશુભને વિકાર કહે. જો મોક્ષે જવું હોય તો શુભાશુભ બન્નેય વિકાર છે.

સંસાર એટલે પાંચ ઈન્દ્રિયોના વિષયનો વિકાર અને મોક્ષ એટલે નિર્વિકાર. વિકારથી નિર્વિકારદશા માટે આત્મજ્ઞાન જરૂરી છે.

દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ પ્રતિબદ્ધ કરનારા નથી, સ્વરૂપની અજ્ઞાનતા પ્રતિબદ્ધ કરનારી છે.

આત્મદૃષ્ટિ થઈ તો વિકારોમાં પણ પોતે નિર્વિકારી રહી શકે છે.

## [૧૫.૨] અનાસક્ત-અકામી

પોતાને અનાસક્ત થવું છે, કારણ કે પોતે મૂળ સ્વભાવથી અનાસક્ત જ છે. પણ આ તો પોતાનું ભાન ખોઈ નાખ્યું છે. ભાનમાં આવે તો પોતે અનાસક્ત, અકામી, ક્રોધ-માન-માયા-લોભ રહિત જ છે.

આ જ્ઞાન પછી આજ્ઞામાં રહેતો હોય, તે પોતે અનાસક્ત જ છે. આજ્ઞા અનાસક્તનું જ પ્રોટેક્શન છે.

આત્મા સ્વભાવે અનાસક્ત જ છે. દેહમાં રહે તો આસક્તિ છે ને દેહથી છૂટો રહે તો અનાસક્ત છે.

જેને આસક્તિ છે તે ચંદુભાઈ, પોતે ન્હોય. પોતે તો શુદ્ધાત્મા થયો છે.

દાદાશ્રી કહે છે કે મેં તમને અનાસક્તિ આપી નથી, તમારો સ્વભાવ જ અનાસક્ત છે. તમારું છે ને તમને ભાન કરાવ્યું છે.

જેમાં પહેલા આસક્ત હતા, ત્યાં જ અનાસક્ત થયા. એમ કરતા કરતા પ્રત્યેક અવસ્થામાં અનાસક્ત યોગ એ જ પૂર્ણ સમાધિ.

## [૧૬] નિર્વિશેષ

આત્મા નિર્વિશેષ છે, કારણ કે એની જોડે સરખામણીમાં આવે એવી બીજી કોઈ વસ્તુ જ હોતી નથી. એટલે આત્માને વિશેષણ ના લાગે, છતાં એ અનંત ગુણધર્મ ધરાવે છે.

જેટલા વિશેષણ છે એ વ્યવહાર આત્માના છે, મૂળ આત્મા તો નિર્વિશેષ છે.

જેટલા વિશેષણો આપો તો વિશેષણોનો સ્વભાવ કે ઓગળી જવાના ગમે ત્યારે, તો પછી પોતાનું રહ્યું શું ? એટલે આ તો મૂળ વસ્તુ પર

આવવા માટે વિશેષણો છે. ત્યાં પહોંચી ગયા પછી એય રહેતા નથી. આત્મા તો પરમાત્મા જ છે.

ત્યાં શૂન્યવાદેય નથી, શબ્દેય નથી. શબ્દ છે ત્યાં સુધી કલ્પના છે. વિકલ્પેય કલ્પના છે, નિર્વિકલ્પેય કલ્પના છે. મૂળ આત્મા તો શબ્દાતીત છે, ત્યાં કશું પહોંચતું નથી. આ તો ઓળખવા માટે આરોપણ કર્યું કે આ શું છે ને બીજું બધું શું છે, ભાગ પાડવા માટે.

જ્યાં સુધી મૂળ આત્મામાં આવ્યા નથી, ત્યાં સુધી આત્મા જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદી છે, ઉપયોગમય છે એવું બધું બોલવાનું, નહીં તો અવળે રસ્તે જતા રહેવાય.

આત્મા શુદ્ધ છે, અશુદ્ધ છે, વિશુદ્ધ છે એ બધું સંજોગ પ્રમાણે કહેવાય. બાકી આત્મા એનો એ જ છે, એમાં કોઈ ચેન્જ નથી. આત્મા નિર્વિશેષ છે, મૂળ તત્ત્વ રૂપે ભગવાન જ છે.

સોનાની થાળી હોય તો જમીને ઊઠો તો 'એ થાળી એંઠી છે' એવું કહેવાય, પણ જમ્યા પહેલા ખાવાનું ના મૂક્યું હોય તો એને 'શુદ્ધ છે' કહેવાય. બાકી થાળી એની એ જ છે. સંજોગ પ્રમાણે શુદ્ધ-અશુદ્ધ દેખાય છે. આત્મા એનો એ જ છે, પણ સંજોગો જુદા લાગવાથી અશુદ્ધિ દેખાય છે. અશુદ્ધિ ખરી જાય તો શુદ્ધ જ છે. આત્મા મેલો થતોય નથી, થયોયે નથી, માત્ર ભ્રામક માન્યતાઓ મેલી થાય છે.

આત્મા જો પૂરો જાણવામાં આવે, પૂરો અનુભવવામાં આવે તો એ પોતે જ ભગવાન છે.

## [૧૭] અવક્તવ્ય : અનુભવગમ્ય

### [૧૭.૧] અવક્તવ્ય

ભગવાન શક્તિ રૂપેય છે ને વ્યક્તિરૂપેય છે, પણ વ્યક્તિરૂપે પૂજે તેને વધારે લાભ મળે. વ્યક્તિરૂપે એટલે જ્યાં ભગવાન વ્યક્ત થયા છે ત્યાં. મનુષ્ય એકલામાં જ ભગવાન વ્યક્ત થઈ શકે.

આત્મા એ જ પરમાત્મા છે, પણ એ વ્યક્ત થવો જોઈએ.

શાસ્ત્રોમાં આત્માનું વર્ણન પચ્ચીસ-ત્રીસ ટકા જેટલું જ થઈ શક્યું છે, કારણ કે આત્મા સૂક્ષ્મતમ છે. ત્રીસ ટકા વર્ણનથી આખી વસ્તુ જાણવી હોય તો ન જાણી શકાય. તેથી વેદાંતે કહ્યું, 'નેતિ, નેતિ.' શાસ્ત્રોમાં આત્મા નહીં પ્રાપ્ત થાય, માટે જ્ઞાની પુરુષ પાસે જા.

વેદાંત કહે છે, આ દેહમાં અમે પૃથક્કરણ કરતા હજી પુદ્ગલ સુધી આવ્યા, હજી ચેતન (હાથમાં) આવ્યું નથી. અમે ચેતન ખોળીએ છીએ પણ તે આ ન્હોય, જડનું જ હાથમાં આવ્યું છે. માટે 'નેતિ, નેતિ' કહ્યું.

આત્મા એ જ પરમાત્મા છે અને અનુભવમાં આવે એવો છે.

શાસ્ત્રો કહે છે, તેઓ આત્માની વાત અમુક અંશ સુધી કહી શક્યા, પણ એથી આગળ વાણી પહોંચી શકતી નથી. કારણ કે આત્મા અવક્તવ્ય છે, અવર્ણનીય છે, નિઃશબ્દ છે. શબ્દરૂપ નથી, શબ્દોથી વર્ણન થાય એવો નથી, વાણીથી બોલાય એવો નથી. માટે જેણે આત્મા અનુભવ્યો છે એવા જ્ઞાની પુરુષ પાસે જા, એ સંજ્ઞાથી સમજાવશે. બીજો કોઈ સંજ્ઞા કરી શકે નહીં. ભગવાનની કૃપા ઉતારે તો સંજ્ઞા થાય, તો કામ થાય.

સાકર ગળી છે, પણ ગળી એટલે શું ? એ અનુભવગમ્ય છે. એવું આત્માની સિમિલિ (ઉપમા) આપી શકાય એવું નથી, કારણ કે અવક્તવ્ય છે, અવર્ણનિય છે, એ અનુભવગમ્ય છે. કૃપા સિવાય અનુભવ ના થાય.

આત્માનું વર્ણન જ્યાં સુધી બુદ્ધિજન્ય છે ત્યાં સુધી વક્તવ્ય છે અને જ્ઞાનજન્ય એ અવક્તવ્ય છે.

દાદાશ્રી કહે છે કે તીર્થંકરોએ જે આત્માને અનુભવ્યો તે રૂપ અમે થયા નથી, છતાં અમે એ આત્માને જોઈએ છીએ, ઘણો કાળ એ આત્મામાં રહીએ છીએ. તેથી એ આત્મા જોઈને અમે કહી શકીએ છીએ. પહેલા એ કાળમાં જોનાર હતા, તે કહી શકે એવી દશામાં નહોતા. જ્યારે અમે કહી શકીએ એ સ્થિતિમાં છીએ. બાકી, જગતે ક્યારેય પણ જેને જાણ્યો નથી એ આત્માની આ વાત કરીએ છીએ.

તીર્થંકર ભગવંતો એ આખા જગતને અનુલક્ષીને બોલેલા છે, જ્યારે દાદાશ્રી તો મોક્ષે જનારાને અનુલક્ષીને બોલેલા છે.

દાદાશ્રી કહે છે, અમે જે આત્મા જોયો છે, એ અજાયબ આત્મા છે. તેથી બે કલાકમાં દૃષ્ટિ બદલાય છે. કશી મહેનત વગર કેવું અદ્‌ભુત ફળ ઉત્પન્ન થાય છે ! તેથી કામ કાઢી લો, કહે છે.

## [૧૭.૨] અનુભવગમ્ય

આત્મા જાણવા જેવો છે, મહાત્માઓએ જાણ્યો તેવો છે. તેથી વધારે આ 'દાદા' જેવા છે તેવો આત્મા છે. આ દાદા મૂર્તિમાન મોક્ષ છે, તેવો આત્મા છે.

બાકી આત્મા સ્વ-પર પ્રકાશક છે, અરૂપી છે, નિરાકારી છે, અનુપમ છે, અવર્ણનીય છે, અવક્તવ્ય છે, અવાચ્ય છે, અનુભગમ્ય છે.

જ્ઞાની પુરુષ 'આત્મા કેવો છે' એ જાણી ચૂક્યા હોય, તેથી દૃષ્ટાંત આપી વાણીથી સમજાવી શકે, છતાં આત્મા વાણીમાં ઊતરે એવો જ નથી. એક જ્ઞાની પુરુષ પાસે જ છે, જે વ્યક્ત થયો તે આત્મા. જેમને સ્પષ્ટવેદન થયું હોય, તેવા જ્ઞાની પુરુષ જ બીજાને સમજાવી શકે. બીજા કોઈનું ગજું જ નહીં કે 'આત્મા કેવો છે' એ કહી શકે.

આ જ્ઞાન લીધા પછી દાદાને, દાદાએ આપેલ જ્ઞાનને, આજ્ઞાને સિન્સિઅર રહે અને પાંચ આજ્ઞા પાળે તો આત્માના પ્રકાશનો અનુભવ રોજેરોજ થાય.

પોતે પોતાનાથી જુદી વસ્તુ હોય તો જોઈ શકે, પોતે પોતાને શી રીતે જોઈ શકે ? આત્મા અનુભવગમ્ય છે. એનું પદ જ જ્ઞાતા-દ્રષ્ટા છે. આ (પુદ્‌ગલ) બધું જોયા-જાણ્યા કરવું એનું નામ જ અનુભવ. ધીમે ધીમે આ અનુભવ આગળ વધીને ખુલ્લો અનુભવ, પ્રગટ અનુભવ, અપરોક્ષ અનુભવ થાય એમ આગળ વધતો જાય.

સ્વરૂપના ભાન સિવાય જે જે જાણે એ અજ્ઞાન છે.

આ જ્ઞાન પછી 'હું શુદ્ધાત્મા છું' એ પ્રતિતી-લક્ષ-અનુભવ નિરંતર રહ્યા જ કરે. હવે એ અનુભવ વધતા જશે, તેમ આત્મા પ્રગટ થયો કહેવાય. જેટલું અનુભવપ્રમાણ તેટલો આત્મા પ્રગટ થયો.

આત્માનો અનુભવ એટલે નિરંતર પરમાનંદ સ્થિતિ.

સંસારમાં રહેવા છતાં આર્તધ્યાન-રૌદ્રધ્યાન ન થાય એ મોટો આત્મ અનુભવ.

મહાત્માઓને આત્માનો અનુભવ રહે છે એ જ મૂળ આત્મા છે. પણ એ અનુભવ મૂળ જગ્યાએ ભેગો થતો થતો જે મૂળ આત્મા છે, તે રૂપે પોતે થઈ જાય ત્યાં સુધી અનુભવ અને અનુભવી બે જુદા હોય. પછી આગળ ઉપર એકાકાર થઈ જાય.

આત્માનું જ્ઞાન સંપૂર્ણ કહેવાય અને અનુભવ અંશે અંશે વધતો જાય. અંશજ્ઞાનને અનુભવ કહેવાય ને સર્વાંશજ્ઞાનને જ્ઞાન કહેવાય.

જ્ઞાનવિધિ પછી આત્મ અનુભવ મહાત્માઓને થાય જ છે. જાગૃતિથી આત્માના બીજા અનુભવ વધતા જાય.

પોતાના દોષ દેખાય એ જ આત્મા.

મૂળ આત્મા એ અનુભવગમ્ય છે. આ પુદ્ગલ પૂતળું પોતાનાથી જુદું છે. પુદ્ગલના મન-વચન-કાયા જોડે પોતાને લેવાદેવા જ નથી. પોતે તેનાથી તદ્દન જુદો જ છે. આ જ્ઞાન પછી પોતાનો આત્મા જોવામાં-જાણવામાં આવ્યો છે. જોવું એટલે ભાન થવું ને જાણવું એટલે અનુભવ થવો. હવે પૂરેપૂરો અનુભવમાં આવી જાય એટલે કામ થઈ ગયું.

આત્મા બુદ્ધિથી સમજાય એવો નથી, અનુભવગમ્ય છે. એના અનંત ગુણો છે.

અનંત ભેદે (રીતે) આત્મા છે. જેટલા ભેદે અહીં જ્ઞાની પુરુષ પાસેથી જાણ્યો તેટલા ભેદથી પોતાનો ઉકેલ આવ્યો પણ બીજા અનંત ભેદે હજુ જાણવાનો બાકી છે. જેટલું જાણે એટલી સરળતા થશે.

આ જ્ઞાન પછી પોતે પરદેશને પરદેશ અને સ્વદેશને સ્વદેશ જાણી ગયો. હવે પરદેશમાં નિર્જરા થયા કરે નિરંતર, તેમ તેમ સ્વદેશ મુક્ત થતો જાય.

## [૧૮] સિદ્ધ સ્તુતિ

આપણને કર્મો ખપાવ્યા વગર આ જ્ઞાન મળ્યું છે. તે ક્યારેક ભરેલા માલના ફોર્સને કારણે જાગૃતિની લિંક તૂટી જાય, ત્યારે દાદાશ્રી ઉપાય બતાડે

છે કે 'હું અનંત જ્ઞાનવાળો છું', 'હું અનંત દર્શનવાળો છું' એવા આત્મગુણોની આરાધના કરતા મહીં સ્થિરતા આવી જાય. આ લિંકો પૌદ્ગલિક છે. લિંક તૂટી ગઈ, શરૂ થઈ, એને જાણનાર જ્ઞાતા પોતે શુદ્ધાત્મા છે.

પોતે શુદ્ધાત્મા થયો, તો મમત્વ પોતાના ગુણો ઉપર લે કે અનંત જ્ઞાન-અનંત દર્શન એ બધા મારા ગુણો છે.

હવે જેમ જેમ આત્મગુણોની ભજના થતી જાય તેમ તેમ તે ગુણો વ્યક્ત થઈ પ્રગટ થતા જાય.

આત્મા રત્નચિંતામણિ જેવો છે. જેવું ચિંતવે તેવો પોતે થઈ જાય. 'અનંત દુઃખનું ધામ છું' બોલે તો દુઃખી થઈ જાય, જો 'અનંત સુખનું ધામ' બોલે તો તેવો થઈ જાય. 'અનંત જ્ઞાનવાળો છું' બોલે, તે જ્ઞાન પ્રકાશમાન થઈ જાય.

આત્મગુણોની ભજના છે તે શરૂઆતમાં જરૂરી છે. તેનાથી આ 'હું શુદ્ધાત્મા જ છું' એ દૃઢતા થતી જાય.

કોઈ કહેશે, 'તમને મારીને કકડા કરી નાખીશ', તો ત્યાં જાગૃતિ આવે કે 'હું તો અવ્યાબાધ સ્વરૂપ છું', તો ભય ના રહે. એટલે પહેલેથી ગુણોનો અભ્યાસ કરી રાખવાનો.

કોઈ અપમાન કરે તો જાગૃતિ ગોઠવે કે 'હું અમૂર્ત છું, જે દેખાય તેનું અપમાન કરે, મારું નહીં.' તો પછી દુઃખ ના રહે.

પોતે જ પરમાત્મા છે. પોતાનામાં અનંત જ્ઞાન-દર્શન-સુખ-શક્તિ છે, છતાં ન વાપરે તો કોનો દોષ ? કઈ રીતે પોતાના અનંત ગુણો પ્રગટ કરવા, આવરણો ખસેડવા તેની રીત દાદાશ્રી બતાવે છે. (સમજણ આપે છે.)

'હું અનંત જ્ઞાનવાળો છું' એ બધા વાક્યો/ગુણો સમકિત થયા પછીના વિકલ્પો છે. જે નિર્વિકલ્પ કરાવનારા છે, હિતકારી છે.

કોઈ વખત ગડમથલ થાય, ગૂંગળામણ થાય, મૂંઝવણ થાય, સૂઝ ના પડે તો 'હું અનંત દર્શનવાળો છું' પચ્ચીસ-પચાસ વખત બોલો તો આવરણ ખસીને સૂઝ પડી જાય.

મતિ મૂંઝાય, સમજણ ના પડે તો 'હું અનંત જ્ઞાનવાળો છું' જોશથી બોલે તો પરમાણુ ખરી પડે ને સૂઝ પડવા માંડે.

મનમાં કે દેહમાં કંઈ વેદના આવી પડે તો 'હું અનંત સુખનું ધામ છું' બોલે તો વેદનાનો ભાર ના લાગે. નિશ્ચયથી પોતે નિર્વેદક છે. વેદક વેદના ભોગવે, ત્યારે આ બોલે તો વેદકતા નાશ પામે. આ તો વિજ્ઞાન છે, પૂરેપૂરું સમજીને ઉપયોગમાં લે તો કૅશ (રોકડું) ફળ મળે એવું છે.

ખરી રીતે રોજ આખો દહાડો આ ગુણો બોલવા જોઈએ. નવરાશ હોય ત્યારે અથવા તો અડચણ આવે ત્યારે આ ગુણો બોલવા જોઈએ.

દેહબળ ઘટી ગયું હોય, તો 'હું અનંત શક્તિવાળો છું' એવું જોશ જોશથી બોલીએ તો શરીરમાં તરત શક્તિ આવી જાય.

ભયનો પ્રસંગ આવી પડે, લૂંટારા આવી ગયા હોય, તે વખતે 'હું અવ્યાબાધ સ્વરૂપ છું' બોલે તો ભય નીકળી જાય.

વાઘ જંગલમાં ભેગો થઈ ગયો તો સો વખત 'હું અમૂર્ત છું' બોલે તો આપણી મૂર્તિ (શરીર) એને દેખાય નહીં, એવું આ સાયન્સ છે.

આત્માના ગુણો બોલવામાં એક કલાક કાઢે તો એ મોટામાં મોટી સિદ્ધ સામાયિક કહેવાય.

દાદાશ્રી કહે છે, જે રીતે અમે ચાલ્યા છીએ, તે રસ્તો તમને બતાડીએ છીએ. અમારા કહ્યા પ્રમાણે ચાલો તો ગજબનું ફળ મળે.

શોક, હતાશા, નિરાશા, ડિપ્રેશન જેવું કોઈ વખત લાગે તો 'હું અગુરુ-લઘુ સ્વભાવવાળો શુદ્ધાત્મા છું' એક કલાક જો બોલ બોલ કરે તો સમતુલા આવી જાય. અંદરવાળા બધાને ચૂપ થઈ જવું પડે.

આ બટન દબાવો તો લાઈટ થાય, આ બટનથી પંખો થાય, એમ બટનો બધા સમજી લેવા જોઈએ, તો તે પ્રમાણે જરૂર પડ્યે આ ગુણો બોલાય.

લોભની ગાંઠ ફૂટે, લાલચના પ્રસંગ આવે, તે વખતે 'હું અનંત ઐશ્વર્યવાળો છું' બોલે તો એ પરમાણુ ખરી પડે, એની અસર ના થાય.

ફાલતું વિચારો ઘેરી વળે તો 'હું નિર્વિચારી છું', એમ બોલવાથી એ બધા ઊડી જાય.

નવરાશમાં પોતાના આત્માના ગુણોની ભજના કરવાથી પુદ્ગલની હકૂમતમાંથી છૂટી જવાય, પોતાના સ્વક્ષેત્રમાં આવી જાવ, આને જ સિદ્ધ સ્તુતિ કહી છે.

'હું ટંકોત્કીર્ણ છું' એવું સો-સો વખત બોલવું જોઈએ. ટંકોત્કીર્ણ શું સૂચવે છે કે મારે આ પુદ્ગલ સાથે લેવાદેવા જ નહોતી પહેલેથી. એટલે આ 'હું ટંકોત્કીર્ણ છું' બોલીએ તો પુદ્ગલેય સમજી જાય કે આમણે આપણી જોડે વ્યવહાર તોડી નાખ્યો. કહ્યા પ્રમાણે કરે તો ફળ મળે એવું આ સાયન્સ છે.

અકસ્માતથી કે કંઈ વાગવાથી શરીરનો આકાર બદલાઈ ગયો, તો 'હું નિર્નામી છું' એ બોલવાથી 'પોતે જુદો ને આ દેહ જુદો' એવું અનુભવમાં આવી જાય. પોતે અસરમુક્ત થઈ જાય.

આ જ્ઞાન કોઈ વ્યવહારની ઉપેક્ષા કરતું નથી. એ અજ્ઞાન સામે પણ સંપૂર્ણ રક્ષણ આપે. એને કાળ-કર્મ-માયા અડે નહીં.

દાદાશ્રી પોતે સંપૂર્ણ અનુભવ દશામાં રહે છે, એવું દરેક મહાત્માઓએ અનુભવ દશામાં પહોંચવાનું છે.

અનંત અવતાર પુદ્ગલના ગુણો ગાયા, હવે આત્માના ગુણો ગાવા આખો દહાડો, તો કલ્યાણ થઈ જાય !

ચરણવિધિમાં જ્ઞાનવાક્યો આવે છે, 'હું... છું', તે બધા શુદ્ધાત્માના મૂળ ગુણો બોલવાથી આનંદ થાય એ જ સિદ્ધ સ્તુતિ અને આનંદ થાય એ જ આત્મા.

આત્મા અગોચર છે, એટલે એના ગુણો થકી જ આત્માની ભજના થાય.

આત્માના ગુણધર્મો બોલેને, એને અહીં દુનિયામાં સિદ્ધ સ્તુતિ કહી. એ બોલે ત્યારે અનંત સુખ થાય મહીં. આવું બોલે તો ઊંચામાં ઊંચો શુદ્ધ ઉપયોગ કહેવાય, કષાયો હોય તોય એ નાસી જાય.

આપણે સિદ્ધ થવું છે, માટે સિદ્ધ સ્તુતિ રોજ કરવી જ જોઈએ. આપણે પ્રજ્ઞાએ કરીને બોલાવવાની, (હું) ચંદુ છે એ બોલશે. ચંદુ (હું)ને કહીએ, 'તમે બોલો ને અમારા જેવા થાવ. પછી તમેય છૂટા ને અમેય છૂટા.'

દાદાશ્રી આપણને બોલાવે ને આપણે બોલીએ, એવું આપણે બોલાવીએ (પ્રજ્ઞામાં બેસીને) અને ચંદુ (હું) બોલે, તો એ પોતે પણ આત્મા રૂપ થતો જાય.

'હું અનંત જ્ઞાનવાળો છું' એ બધા વાક્યો પચ્ચીસ વખત અને બીજા બધા વાક્યો પાંચ વખત એમ કરીને એક ગુંઠાણું પૂરું કરીએ. કોઈ પચ્ચીસને બદલે સો વખત બોલે તોય ચાલે. પહેલા 'હું ચંદુલાલ તથા ચંદુલાલના મન-વચન-કાયાનો યોગ, ભાવકર્મ-દ્રવ્યકર્મ-નોકર્મથી ભિન્ન એવા હે પ્રગટ શુદ્ધાત્મા ભગવાન, હું અનંત જ્ઞાનવાળો છું...' એમ બધા વાક્યો બોલાવવાના. તમે જોનારા અને આ ચંદુલાલ બોલનારા. એ પછી સિદ્ધ સ્તુતિનું ફળ તરત મળે જ, પોતાને આત્મારૂપ બનાવે.

આવી સિદ્ધ સ્તુતિની રમણતામાં બધાય અંતરાય તૂટી જાય.

આત્મા સિદ્ધ જ છે. એની સિદ્ધ સ્તુતિ જો બોલીએ તો પોતે ભગવાન જ થઈ જાય.

ચરણવિધિમાં 'હું... કરું છું, મને... શક્તિ આપો', એ સિવાયના જે બધા વાક્યો છે, એ બધી સિદ્ધ સ્તુતિ જ છે, એ બોલવી.

આ નિશ્ચય-વ્યવહાર ચરણવિધિ, એ વ્યવહાર સિદ્ધની સ્તવના છે. આપણને સિદ્ધ સ્થિતિમાં લઈ જનારો વ્યવહાર છે આ. એટલે આ ખાસ કરવા જેવી વસ્તુ છે. એ આજ્ઞાપૂર્વકનું છે.

ચરણવિધિ કરતી વખતે છૂટાપણું લાગે. માંદગીમાંય એ છૂટો રહે. 'હું જુદો છું' એ અનુભવમાં આવે.

દાદાશ્રીને ચરણે એમની સ્થૂળ હયાતીમાં બધા મહાત્માઓ વિધિ કરતા, ત્યારે દાદાશ્રી કહે છે, 'રિલેટિવલી બધા જુદા, પણ રિયલી બધા સરખા. અમારે તો શુદ્ધાત્મા જોડે જ વ્યવહાર.'

દાદાના અંગુઠે ચરણવિધિ કરતી વખતે મહાત્માઓ 'હું શુદ્ધાત્મા છું, હું શુદ્ધાત્મા છું' બોલે અને ત્યારે દાદાશ્રી શુદ્ધાત્માના ગુણોની પ્રતિષ્ઠા બધામાં કરે, વિધિમાં શક્તિઓ પૂરે.

મહાત્માઓ 'હું શુદ્ધાત્મા છું' બોલે ત્યારે દાદાશ્રી, 'તમે અનંત જ્ઞાનવાળા છો' એવી શક્તિઓ પૂરે. એટલે જેમ પ્રતિષ્ઠા થતી જાય, એમ પોતાને આત્મશક્તિ ઉત્પન્ન થાય.

મંદિરમાં મૂર્તિમાં પ્રતિષ્ઠા થાય, ત્યારે આ સાચા આત્મામાં પ્રતિષ્ઠા થાય.

મૂળ આત્મા, એની જે ધાતુ છે આ અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખ, અનંત શક્તિ એવી આપણી ધાતુ થઈ જાય, તે ધાતુ મિલાપ થયો કહેવાય. આત્માના ગુણો આપણે બોલીએ તો ધાતુ મિલાપ થાય. એટલે એના સ્વભાવે સ્વભાવરૂપ થઈ જવું તે. ભગવાન જે ધાતુ છે, તે ધાતુ રૂપ પોતે થઈ જાય, જે સનાતન છે, મોક્ષસ્વરૂપ છે.

**- દીપકના જય સચ્ચિદાનંદ**

# અનુક્રમણિકા

## [૧] આત્માના ગુણો અને સ્વભાવ



## [૨] અનંત જ્ઞાન-દર્શન

### [૨.૧] જ્ઞાયક : જ્ઞાન : જ્ઞેય



### [૨.૨] અનંતા જ્ઞેયોને જાણવામાં... શુદ્ધ છું



## [3] અનંત શક્તિ

### [3.૧] અનંત શક્તિઓ કઈ ? કેવી ?

## [૩.૨] અનંત ઐશ્વર્ય



## [૩.૩] અનંત વીર્ય



## [૪] અનંત સુખધામ

## [૫] અગુરુ-લઘુ



## [૬] અસંગ

### [૬.૧] સંગમાં એ અસંગ



### [૬.૨] અસંગ ને નિર્લેપ

## [૧૦] સ્વક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ

### [૧૦.૧] સ્વક્ષેત્ર-પરક્ષેત્ર



### [૧૦.૨] ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ



## [૧૧] અચ્યુત

## [૧૨] અવ્યય-અક્ષય



## [૧૩] અજન્મ-અમર-નિત્ય

### [૧૩.૧] અજન્મ



### [૧૩.૨] અમર



### [૧૩.૩] નિત્ય



## [૧૪] આત્મા થર્મોમિટર જેવો



## [૧૫] નિર્વિકારી-અનાસક્ત

### [૧૫.૧] વિકારી-નિર્વિકારી

### [૧૫.૨] અનાસક્ત



## [૧૬] નિર્વિશેષ



## [૧૭] અવક્તવ્ય : અનુભવગમ્ય

### [૧૭.૧] અવક્તવ્ય



### [૧૭.૨] અનુભવગમ્ય



## [૧૮] સિદ્ધ સ્તુતિ



❖ ❖ ❖ ❖ ❖

# આપ્તવાણી

## શ્રેણી-૧૪ ભાગ-૪

## [૧]

## આત્માના ગુણો અને સ્વભાવ

### આત્મગુણ જાણે-પરિણમે, થાય આત્મજ્ઞાન

આત્મા શું હશે ? શબ્દબ્રહ્મથી તો બધાય જાણે છે કે અનંત ગુણવાળો છે. પણ તેનું યથાર્થ જ્ઞાન પ્રાપ્ત કરવું પડશે.

**પ્રશ્નકર્તા :** આત્માના ગુણોનો વિકાસ કરે એ જ જ્ઞાન ને ? બીજું બધું અજ્ઞાન જ કહેવાયને ?

**દાદાશ્રી :** આત્માના ગુણોનો વિકાસ કરવાનો નથી. એના ગુણોનો વિકાસ આપણે શું કરવાનો ? એ પોતે વિકસિત જ છે. આત્મા તો પરમાત્મા જ છે. આત્માને તો કંઈ કરવાનું જ નથી. એ તો છે જ પૂર્ણ.

પણ યથાર્થ આત્મજ્ઞાન તો આપણને ક્યારે થયું કહેવાય ? જ્યારે તે ગુણો પરિણામ પામે ત્યારે. બાકી 'હું હીરો છું' બોલ્યે કંઈ હીરો ના પમાય. આત્મજ્ઞાન થવા આત્મા ગુણધર્મ સહિત જાણે અને તે પરિણામ પામે તો આત્મજ્ઞાન થાય.

એટલે આત્મા તો પરમાત્મા છે, અનંત ગુણનું ધામ ! આત્મા એ પોતાના 'સ્વાભાવિક' ગુણોનું ધામ છે. એટલે એ ગુણો કોઈ દહાડો આઘાપાછા ના થાય એવા ગુણનું ધામ છે.

## આત્માના અનંત ગુણ પણ મુખ્ય બે

**પ્રશ્નકર્તા :** આત્માને અનંત ગુણધામ કહ્યો તો એ ગુણો કયા કયા છે ?

**દાદાશ્રી :** આત્માના મુખ્ય બે ગુણ : જ્ઞાન અને દર્શન. બીજા તો પાર વગરના ગુણો છે.

અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત શક્તિ ને અનંત સુખ, આ ચાર ગુણો મોટા-મોટા, જબરજસ્ત, પછી બીજા બધા નાના-નાના તો બહુ ગુણો જેવાં કે અમૂર્ત, અગુરુ-લઘુ, અવ્યય, અચ્યુત, અરૂપી, અવ્યાબાધ સ્વરૂપ વિગેરે છે.

પછી કોઈની પણ આરપાર નીકળી શકે એમ છે. આ ભીંતની અંદરથી પસાર થઈ જવું હોય તો થઈ શકે. મોટો ડુંગર હોય તો ડુંગરની અંદરથી પસાર થઈ શકે અને મોટી હોળી સળગતી હોય તો હોળીની વચ્ચેથી પસાર થાય તો દઝાય નહીં, એવું સૂક્ષ્મ સ્વરૂપ છે એનું.

એનો કોઈ આકાર હોતો નથી. નિરંજન-નિરાકાર સ્વરૂપમાં છે, કોઈ દેખી શકે જ નહીં. અક્ષય એટલે ક્યારેય ક્ષય ના થાય એવો. અવિનાશી, વિનાશ થાય નહીં તેવો. પોતાની કહેવાતી ચીજો, પોતાની માનેલી ચીજો, મમતાવાળી ચીજો એ બધી વિનાશી છે અને એ 'પોતે છે', એમાં કોઈ ચીજ વિનાશી નથી.

ઓહો ! એની અજાયબીનો પાર નથી ! નામ જ સંભારતા જ અંદર શાંતિ, શાંતિ, શાંતિ થાય.

## ગુણધર્મ : ગુણ પરમેનન્ટ, ધર્મ ટેમ્પરરી

**પ્રશ્નકર્તા :** આત્માના અનંત ગુણધર્મો છે, તો એ ગુણધર્મને ધર્મ કહેવાય કે ગુણ કહેવાય ?

**દાદાશ્રી :** ગુણો એ પરમેનન્ટ છે અને ધર્મ ટેમ્પરરી છે.

'હું અનંત જ્ઞાનવાળો છું' એ એનો 'પરમેનન્ટ' ગુણ છે. 'હું અનંત દર્શનવાળો છું' એ એનો 'પરમેનન્ટ' ગુણ છે. 'હું અનંત શક્તિવાળો છું' એ એનો 'પરમેનન્ટ' ગુણ છે. 'હું અનંત સુખધામ છું' એ એનો 'પરમેનન્ટ' ગુણ છે.

આત્માના ગુણ 'પરમેનન્ટ' છે અને એના ધર્મ વપરાઈ રહ્યા છે. જ્ઞાન 'પરમેનન્ટ' છે અને જોવું-જાણવું એ 'ટેમ્પરરી' છે. કારણ કે જેમ અવસ્થા બદલાય છે તેમ જોનારની અવસ્થા બદલાય છે. જેમ સિનેમામાં અવસ્થા બદલાય છે તેમ જોનારની અવસ્થા પણ બદલાય છે.

## મહાત્મા અનુભવે આત્મગુણો

**પ્રશ્નકર્તા :** દાદા, આત્માના ગુણો કેમ અનુભવાય ?

**દાદાશ્રી :** આ તમે અનુભવો છો ને, આત્માના ગુણો જ્ઞાન લીધા પછી !

**પ્રશ્નકર્તા :** હા, હા. એટલે આમ કયો ગુણ ?

**દાદાશ્રી :** એટલે આમ નિરાકુળતા નામનો ગુણ. આકુળ નહીં, વ્યાકુળ નહીં. નિરાકુળતા નામનો એક અષ્ટમાંશ ભાગ, જે સિદ્ધનો ગુણ છે તે અહીં આગળ વર્તે છે. નિરાકુળતા ! પછી અનંત જ્ઞાન, કોઈ પણ વસ્તુ મૂંઝવે નહીં. તમને જ્ઞાન હાજર થઈને તે ખબર આપે. અનંત દર્શન, કોઈ વસ્તુ તમને અડચણ ના કરે. ત્યારે સમજણ ઊભી થઈને નિકાલ કરી નાખે. અનંત શક્તિ, ગમે તેવી ખરાબ પરિસ્થિતિમાં પણ સમભાવથી નીકળી જાવ, ચિંતા-વરિઝ કર્યા વગર.

**પ્રશ્નકર્તા :** આ સમભાવથી નીકળી જવું એ અનંત શક્તિઓ છે, દાદા ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** કાયમની કે ?

**દાદાશ્રી :** ના, આ બધા અંશ ભેગા કરે ત્યારે મૂળ થાય.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન પછી આત્માનું ધ્યાન વધારે કેવી રીતે કરાય ?

**દાદાશ્રી :** આત્મા પોતે થઈ ગયો, પણ પોતાના ગુણોનું ધ્યાન ધરે, અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર, અનંત સુખ, આ બધા ગુણોનું ધ્યાન ધરે, એ ધ્યેયની મહીં રહે, બોલે એટલે ધ્યાન ઉત્પન્ન થાય.

## આત્મસ્વભાવ : જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદી

**પ્રશ્નકર્તા :** આત્માનો સ્વભાવ એટલે શું ?

**દાદાશ્રી :** આત્માનો સ્વભાવ, ભાવ એટલે અસ્તિત્વ. સ્વભાવ એટલે સ્વનું અસ્તિત્વપણું. પોતાનો સ્વભાવ એટલે પોતાની બાઉન્ડ્રી. એટલે પોતાના ગુણધર્મો અને બાઉન્ડ્રીમાં જ હોય છે. ગુણધર્મ અને બાઉન્ડ્રીની બહાર જતો નથી આત્મા.

એટલે જોવા-જાણવાનો એનો સ્વભાવ. ત્યારે એનું ફળ શું ? ત્યારે કહે, પરમાનંદ, બસ ! એ સાથે જ છે બધું. જોવું-જાણવું ને પરમાનંદ. આત્માનો સ્વભાવ જ એવો છે કે એને જાણ્યો કે તરત ફળ આપે.

**પ્રશ્નકર્તા :** પણ આ જે બધા જ્ઞેયોને જોવાની-જાણવાની આત્માની ક્રિયા છે, જ્ઞાતા અને દ્રષ્ટા, એ પણ એની એક ક્રિયા જ થઈને ? તો એ એનું એક કર્મ થયુંને ?

**દાદાશ્રી :** જોવા-જાણવાનો પોતાનો મૂળ સ્વભાવ છે. સ્વભાવથી બહાર નીકળવું એ કર્મ કહેવાય. સ્વભાવની વિરુદ્ધ કરવુંને એ કર્મ કહેવાય. સ્વભાવને કર્મ ના કહેવાય. પાણી નીચું ચાલ્યું જાય તો એને કર્મ ના કહેવાય, એ સ્વભાવ કહેવાય અને ઉપર ચઢાવવું પડે તો કર્મ કરવું પડે.

## તેરસ-ચૌદસ સુધી ગુણ, પૂનમે કહેવાય સ્વભાવ

**પ્રશ્નકર્તા :** આ અનંત દર્શનવાળો, અનંત શક્તિવાળો આ બધા આત્માના ગુણો કહેવાય અને હું મારા સ્વ-સ્વભાવવાળો શુદ્ધાત્મા છું, તો એ સ્વભાવ અને આ ગુણ એમાં શું ફેર છે ?

**દાદાશ્રી :** ગુણ જુદા જુદા બોલવા પડે. સ્વભાવ એક જ બોલે તો બધાય આવી ગયા મહીં.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આ ના સમજાયું. સ્વભાવ અને ગુણ આ તો બોલવાની વાત થઈ પણ એ ગુણ કોને સ્પર્શે છે અને સ્વભાવ કોને સ્પર્શે છે ?

**દાદાશ્રી :** ગુણો બધા જુદા જુદા બોલાય, ભેગા નહીં. ભેગા કરીએ એટલે સ્વભાવ કહેવાય. ગુણો બે થયા હોય ને એક ત્રીજો ના પણ થયો હોય, ત્યાં સુધી સ્વભાવ કહેવાય નહીં. સ્વભાવ ક્યારે કહેવાય ? પૂર્ણ દશાએ. સ્વભાવ એટલે ફુલ દશા. એટલે બધા ગુણો ભરાઈ જાય ત્યારે એ સ્વભાવ કહેવાય, પણ છતાં ગુણનું નામ દેવું હોય તો નામ દેવાય. છૂટા કહેવા હોય તો ગુણ કહેવાય અને જથ્થાબંધ કહેવું હોય તો સ્વભાવ કહેવાય.

**પ્રશ્નકર્તા :** એક ગુણ, ધારો કે 'અનંત જ્ઞાન', એનામાં પૂરો આવી ગયો, તો બધા આવી જ જાયને, દાદા ?

**દાદાશ્રી :** ના, બધા જ આવી જવા જોઈએ. એક-બે ગુણો હોયને જ્યાં સુધી, ત્યાં સુધી સ્વભાવમાં ના કહેવાય એ.

તેરશ હોય ત્યાં સુધી ગુણ કહેવાય, ચૌદશ હોય ત્યાં સુધી ગુણ કહેવાય અને પૂનમ હોય ત્યારે ગુણ ના કહેવાય, સ્વભાવ કહેવાય. ચૌદશને દહાડે સ્વભાવ ના કહેવાય. પૂનમને દહાડે સ્વભાવ કહેવાય કે ચંદ્ર એના સ્વભાવમાં આવી ગયો. પછી ચૌદશ છે, તેરસ છે એવું તેવું ના બોલીએ તો ચાલે અને જો બોલીએ તો ચાલેય નહીં. લોકો એ એક્સેપ્ટ ના કરેને ! (કારણ કે) એ સ્વભાવ કહેવાય.

## બધી ફાઈલોના નિકાલ થયે, થશે પૂનમ

**પ્રશ્નકર્તા :** આપણા થોડા ગુણો બાકી જ કહેવાય ને ? હજુ પૂર્ણ ગુણ થયા ના કહેવાય ને ?

**દાદાશ્રી :** તો તો પછી પૂનમ થઈ જાય ! એટલે ફાઈલો શી રીતે નિકાલ કરો ? પૂનમ થાય એટલે ફાઈલનો નિકાલ ના થાય. પડી રહે ફાઈલો, પછી કોને ખાતે જમે કરવી ? માટે કહે, ફાઈલોનો નિકાલ થયા પછી એની મેળે પૂનમ થાય કુદરતની રીતે. તમે જો પૂનમ પહેલા કરવા જશો તો ઉપાધિમાં સપડાશો.

**પ્રશ્નકર્તા :** પણ પછી શું વાંધો દાદા, પૂનમ થઈ ગયા પછી ? ફાઈલોને જે થવાનું હોય એ થાય.

**દાદાશ્રી :** પહેલી પૂનમ કરી નાખીએ, પછી ફાઈલોનું શું થાય ?

**પ્રશ્નકર્તા :** જે થવાનું હોય એ થાય, પછી શું ?

**દાદાશ્રી :** ના. એમ ને એમ જતી ના રહે. એ તો નિકાલ માગે એ. એટલે કાયદો એવો છે કે નિકાલ થઈ રહે કે, તમે પૂનમ એની મેળે થઈ જશો. તમારે પૂનમ થવાની જરૂર નથી, તમે ફાઈલોનો નિકાલ કરો એની જરૂર છે.

## લક્ષણ-ગુણ-વેદનથી જાણ્યો આત્મા

**પ્રશ્નકર્તા :** દાદા, પેલી જે વાત છે ને કે જ્ઞાની પુરુષ આત્માને લક્ષણથી, ગુણથી અને વેદનથી જાણે, તો એ લક્ષણથી કેવી રીતે જાણે, ગુણથી કેવી રીતે જાણે અને વેદનથી કેવી રીતે જાણે છે ?

**દાદાશ્રી :** વેદનથી જાણે એટલે પરમાનંદ હોય. સ્વસંવેદન, પરમાનંદ. તને ત્યારે આનંદ નહીં થયેલો ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એ વેદન કહેવાય.

**પ્રશ્નકર્તા :** એટલે અંદર જે આનંદ ઉત્પન્ન થાય છે તો પોતે યથાર્થ આત્માને કેવી રીતે ઓળખી શકે ?

**દાદાશ્રી :** તું ઓળખું છું તે જ આ યથાર્થ આત્મા જ છે. તે ઓળખ્યો છે તે. એમાં શંકા કાંઈ થઈ ?

**પ્રશ્નકર્તા :** ના, એટલે એ વસ્તુ આમ પ્રેક્ટિકલમાં કેવી રીતે હોય છે ?

**દાદાશ્રી :** વેદનથી આનંદ થાય છે તે. ચિંતા થાય, કંટાળો આવે એ બધું આત્મા ન્હોય. આનંદ રહે, અને તે આનંદ પાછો ખૂટે નહીં, એટલે જતો ના રહે. એ આનંદ એટલે આત્મા છે. એ આનંદથી આત્મા જાણે, કે ભઈ, આ હવે આત્મા છે. પછી ગુણે કરીને, જ્ઞાની પુરુષની પાસે ગુણ જાણી લેવા.

**પ્રશ્નકર્તા :** ગુણથી કેવી રીતે છે ?

**દાદાશ્રી :** ગુણ એટલે આત્માના છે તે, અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત શક્તિ, અનંત સુખધામ, અવ્યાબાધ. આ તે બધા ગુણો બતાવ્યા છે ને !

**પ્રશ્નકર્તા :** અને લક્ષણ ?

**દાદાશ્રી :** લક્ષણ ? લક્ષણ તો આપણને ખબર પડે છે ને, કે આ અત્યારે પહેલા છે તે આ લક્ષણ કોના હતા ? દેહાધ્યાસના હતા. હવે આત્મા (આત્મા પ્રાપ્ત કર્યો)ના લક્ષણ થયા !

**પ્રશ્નકર્તા :** એટલે એ કેવી રીતે ? દાખલા તરીકે ?

**દાદાશ્રી :** અહંકાર ના દેખાય, ક્રોધ ના થાય, લોભ ના થાય.

દસ ગુણો* રૂપી લક્ષણો ઊભા થાય. ક્ષમા, આર્જવતા (સરળતા), ઋજુતા, શૌચ, એ બધા ઉત્પન્ન થાય લક્ષણો. આવા લક્ષણો હોય તેને આત્મા પ્રાપ્ત કર્યો કહેવાય.

એટલે લક્ષણો તો પારિણામિક છે. એટલે એનામાં સહજ ક્ષમા, સહજ મૃદુતા, સહજ ઋજુતા, સત્ય, સહજ શૌચ હોય.

**પ્રશ્નકર્તા :** એટલે કે આ સહજ ક્ષમા, એ તો બધા પેલા ગુણો થયાને ? આત્મા પ્રાપ્ત થયો હોય તેને આવા ગુણો પ્રગટે એવું થયુંને કે પછી આવા લક્ષણો હોય ?

**દાદાશ્રી :** આવા લક્ષણો હોય, નહીં તો લક્ષણ ના હોય એવા.

**પ્રશ્નકર્તા :** એ પ્રકૃતિમાં જ થાયને, દાદા ? આ દસ ગુણો તો પ્રાકૃત વિભાગમાં પ્રગટ થાયને, પરિણામે ?

**દાદાશ્રી :** ના, પ્રકૃતિના શાના ? આ ગુણો, નથી પ્રકૃતિના, નથી આત્માના. વ્યતિરેક ગુણો છે આ બધા.

---

* દસ લક્ષણો : ક્ષમા, માર્દવ (અભિમાનનો અભાવ, નમ્રતા), આર્જવ (સરળતા, માયા-કપટ રહિત થવું), શૌચ (લોભથી વિરામ પામવું, નિર્લોભતા, પવિત્રતા), સત્ય, સંયમ, તપ, ત્યાગ, અકિંચન (મમતાનો અભાવ), બ્રહ્મચર્ય.

**પ્રશ્નકર્તા :** એ વ્યતિરેક ગુણોને લક્ષણ કહ્યા ?

**દાદાશ્રી :** લક્ષણ આ દેખાય છે તે આપણે આમ સામાસામી લક્ષણો દેખીએ એટલે આપણે ના સમજીએ કે આમણે આત્મા પ્રાપ્ત કર્યો છે ? અને ક્રોધ-માન-માયા-લોભ હોય તો આપણે જાણીએ 'નથી કર્યો !' એમ ના સમજીએ ? ના સમજ પડે ?

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** આવા લક્ષણ હોય તો નથી પ્રાપ્ત કર્યો, ને આવા લક્ષણ હોય તો પ્રાપ્ત કર્યો છે. કૃપાળુદેવેય એ લક્ષણોને લક્ષણ કહે છે. બીજા લક્ષણ એનામાં છે નહીં.

**પ્રશ્નકર્તા :** મૃદુતા, ક્ષમા, સરળતા એ દસ ગુણો કહ્યા છે અને આપ કહો છો તે લક્ષણ છે ?

**દાદાશ્રી :** મૃદુતા, આર્જવતા એ બધા લખ્યા છે ને દસ ગુણો, એ આત્માના ગુણ નથી. એનાથી આપણને ઓળખાય કે ભઈ, આમને ક્ષમા રહે છે માટે એમને આત્મા પ્રાપ્ત થયો લાગે છે. એ લક્ષણ છે, ગુણ નથી. જેને આત્મા પ્રાપ્ત થયો હોય એનામાં સહજ ક્ષમા હોય. ક્ષમા કરવી ના પડે. સહજ ક્ષમા હોય, સહજ માર્દવતા હોય, સહજ મૃદુતા હોય.

**પ્રશ્નકર્તા :** ગુણની જેમ લક્ષણ પણ પરમેનન્ટ ને ?

**દાદાશ્રી :** ના, લક્ષણ તો આ અજ્ઞાનીઓને સમજવા માટેનું છે અને ગુણ તો એના કાયમના છે. ત્યાં લક્ષણ-બક્ષણ એકુંય નથી, સિદ્ધગતિમાં. ત્યાં લક્ષણ-બક્ષણ નહીં. લક્ષણ તો કોને, આ લોકોને સમજાવવા માટે કે આ ભાઈ કેવો ? આ ભાઈએ પછી આત્મા પ્રાપ્ત કર્યો છે પણ એમનામાં બિલકુલેય ક્ષમા તો દેખાતી નથી તો કહે, પછી આત્મા નથી પ્રાપ્ત કર્યો ? એ લક્ષણ નથી દેખાતા, માટે પ્રાપ્ત નથી કર્યો. એને ઓળખવા માટેનું છે કે આત્મા પ્રાપ્ત કરેલો છે કે નહીં. તમને સમજાયું ?

❖ ❖ ❖ ❖ ❖

# [૨]
# અનંત જ્ઞાન-દર્શન

## [૨.૧]
## જ્ઞાયક : જ્ઞાન : જ્ઞેય

### જ્ઞેય અનંત, માટે જ્ઞાન અનંત

**પ્રશ્નકર્તા :** 'હું અનંત જ્ઞાનવાળો છું', એમ બોલીએ છીએ, એ સમજાવો.

**દાદાશ્રી :** 'હું' તો જ્ઞાનવાળો છે, પણ અનંત જ્ઞાનવાળો છે એટલે એની લિમિટ ના હોય. બહારની ચીજો અનંત છે. જાણવાની ચીજો, જ્ઞેય વસ્તુઓ અનંત છે, માટે 'હું' અનંત જ્ઞાનથી જ્ઞેયને જાણનાર છું.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનનો અર્થ જાણપણું થાય ?

**દાદાશ્રી :** હા, જ્ઞાયકપણું. દેહ ઉપર માર પડે પણ પરમાનંદ ના જાય. તેને જાણ્યા જ કરે. (એનો) જ્ઞાતા-જ્ઞેયનો સંબંધ છે. અનંત જ્ઞેય છે માટે અનંત જ્ઞાનવાળો છે.

### અનંત જ્ઞાન દેખે પ્રત્યેક જ્ઞેયને

**પ્રશ્નકર્તા :** આત્મા જ્ઞાયક હોય, એને જ્ઞેય અનેક પ્રકારના હોય કે નહીં ?

**દાદાશ્રી :** જ્ઞાયક છે તે અનંત જ્ઞાનવાળો છે, એટલે જ્ઞેયો પણ

અનંત હોય. જ્ઞાયક સ્વભાવ છે તે કેવો છે ? અનંત જ્ઞાનવાળો છે. શાથી અનંત જ્ઞાન ભાગ ? જ્ઞેયો પણ અનંત છે એટલે.

આત્મા સ્વ-પર પ્રકાશક એવો છે કે એમાં દરેક જ્ઞેયો દેખાય તેવો છે. તેથી અનંત જ્ઞાન છે.

આ બધા મનુષ્યમાં જેટલું જ્ઞાન છે ને, એટલું એક આત્માનું જ્ઞાન છે. આ બધા જીવ માત્ર છે ને, એ બધા જ જીવનું જ્ઞાન એક જ આત્માનું છે. પણ એ પ્રગટ થવું જોઈએ. આ જ્ઞાનથી જગત ચાલી રહ્યું છે. પુદ્ગલમાં જ્ઞાન નથી. બીજી કોઈ વસ્તુમાં જ્ઞાન નામનો ગુણ જ નથી.

## જ્ઞેય ખૂટે પણ જ્ઞાન ન ખૂટે

**પ્રશ્નકર્તા :** બરોબર છે, જ્ઞેય અનંત હોવાથી જ્ઞાન પણ અનંત છે ?

**દાદાશ્રી :** આ જગતમાં જ્ઞેય પાર વગરના છે. સંખ્યાત જ્ઞેય હોત તો સંખ્યાત જ્ઞાન હોત. અનંત જ્ઞેય છે માટે અનંત જ્ઞાન છે. તેથી અમે કહીએ છીએ કે પોતે અનંત જ્ઞાનવાળો છે. કારણ કે જ્ઞેયો અનંત છે માટે. આ જગતમાં જ્ઞેયો કેટલાં છે ? જ્ઞેયો સંખ્યાત નથી, અસંખ્યાત નથી, અનંત છે.

આ શરીર ખોલો, તે ઘડીએ કેટલી જગ્યાએ જ્ઞેય છે ?

**પ્રશ્નકર્તા :** જ્યાં જુઓ ત્યાં બધે જ જ્ઞેય છે.

**દાદાશ્રી :** માટે આત્માનું જ્ઞાન પણ અનંત છે. અહીં આત્માનું જ્ઞાન ખૂટે તો આત્મા હારી ગયો કહેવાય. આ આત્મા શું કહે છે કે જ્ઞેય ખૂટે પણ મારું જ્ઞાન નહીં ખૂટે !

અમે ફોડ પાડીએ છીએ કે ભઈ, જ્ઞેયો અનંત છે માટે જ્ઞાન અનંત છે. કોઈ કહે, જથ્થાબંધ કહેવામાં વાંધો શો હતો ? તે હોલસેલ છે આ તો કંઈ ? જ્ઞેય બધા અનંત છે, ગણાય નહીં. સંખ્યાત હોય તો સંખ્યાત કહેવાય. સંખ્યાતથી વધારે હોય, ગણી ના શકાય એવા હોય તો અસંખ્યાત કહેવાય. અને અસંખ્યાતેય છે તે કો'ક દહાડો ચોગરદમ ગણવા બેસે, તો કોઈ નિવેડો લાવે વખતે, તોલ કરે, પણ આ તો અનંત

છે. અનંતમાં થોડા કાઢી લે સંખ્યાત ને અસંખ્યાત, તો એ રહે કેટલા ? ત્યારે કહે, અનંત ને અનંત જ રહે.

## જાણવા જેવું બધુંય જ્ઞેય

**પ્રશ્નકર્તા :** જ્ઞેય એટલે શું સમજવું ?

**દાદાશ્રી :** આ જ્ઞેય એટલે જાણવાની જે ચીજો છે, જે જાણવાની વસ્તુઓ એ બધી જ્ઞેયો કહેવાય અને જોવાની વસ્તુઓ તે દૃશ્યો કહેવાય. આત્માનો સ્વભાવ શું ? કે જાણવું અને જોવું. પણ શું જાણે ? ત્યારે જ્ઞેયોને જાણે. હંમેશાં જ્ઞેય હોય એટલે આવી જ જાય જાણવામાં એમના. જેમ અરીસા પાસે કોઈ માણસ જાય કે મહીં ઝળકી જાય. એવું આમાં આવી જાય.

દૃશ્ય ને જ્ઞેય વિનાશી હોય. દ્રષ્ટા-જ્ઞાતા અવિનાશી હોય. દૃશ્ય ને જ્ઞેય, અવસ્થા સ્વરૂપે દેખાય આપણને, એ વિનાશી હોય અને મૂળ સ્વરૂપે એય પણ અવિનાશી.

આ બધું જે બહાર દેખાય છે ને એ બધા જ્ઞેય છે આમાં. અને આ વાળેય જ્ઞેય છે ને આંખોય જ્ઞેય છે ને કાનેય જ્ઞેય છે ને આ બધું, જગતમાં જ્ઞેય ને આ તમે જ્ઞાતા.

આત્મા છૂટો પડ્યા પછી એ જ્ઞાતા કહેવાય. અને આ વિનાશી ચીજો બધી દેખાય છે એ જ્ઞેય દેખાય. વિનાશીયે બહાર દેખાય અને અંદર અવિનાશીયે દેખાય, બધું દેખાય જેને. અંદરેય બધા બહુ જ્ઞેયો છે, પણ બહારના લોકોને તો ઈન્દ્રિજ્ઞાન પૂરતું જ સમજણ પડે. મનનું ને આંખનું ને બુદ્ધિનું એટલી સમજણ પડે. એથી આગળનો ભાગ સમજણ પડે નહીં.

'અનાદિથી જ્ઞેયને જ જ્ઞાતા સમજી વર્તે છે લોક.' 'હું ચંદુ છું' એ તો જ્ઞેય છે, એને જ્ઞાતા માને તો ક્યારેય ઉકેલ આવે નહીં. જ્ઞાતા એ જ્ઞાતા ને જ્ઞેય એ જ્ઞેય. ચંદુભાઈનું રૂપ, ઊંચાઈ, જાડાઈ બધું તમે જાણો. એમના વિચાર, મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર બધાને તમે જાણો. પણ આ તો કહેશે, મેં જાણ્યું ને મેં કર્યું ! મૂઆ, તે કર્યું શી રીતે ? જાણે એ કરે નહીં ને કરે એ જાણે નહીં, પણ કોઈ પ્રકારનું ભાન જ નથી.

એ જે કલ્પનાથી દેખાય છે, એ બધું દૃશ્ય અને જ્ઞેય છે. અને નિર્વિકલ્પ દેખાય છે, એ જ્ઞાતા-દ્રષ્ટા. એટલે જ્ઞાતા-દ્રષ્ટા એ ભગવાન છે અને દૃશ્ય જ્ઞેય તો જગતમાં છે જ. આ બધું દેખાય છે એ બધું દૃશ્ય જ છે, ને જ્ઞેય જ છે.

અનંતા જ્ઞેયોમાં કેટલા બધા જ્ઞેયો ? આંબાને જોઈએ તો પાંદડા એકલા દેખાય છે ? કેરીઓ હઉ એટલી દેખાયને ? તે આમ લટકતી હઉ દેખાયને ? એ જ્ઞેય કહેવાય ને આપણે જ્ઞાતા છીએ.

## ક્રિયા નહીં પણ સંસારી જ્ઞાન તે જ્ઞેય

**પ્રશ્નકર્તા :** દાદા હવે આ જ્ઞેયો વિશે વધુ સૂક્ષ્મતાએ ફોડ પાડશો ?

**દાદાશ્રી :** આ બધા જ્ઞેયો, આ વકીલાતના જ્ઞેયો, ફલાણાના જ્ઞેય, એ બધા જ્ઞેય છે. મોચી જે સીવે છે એ ક્રિયા જ્ઞેય નથી, જે જ્ઞાનથી સીવે તે જ્ઞેય. આ વકીલાત કરે છે તે ક્રિયા નહીં, પણ જે જ્ઞાનથી એ વકીલાત કરે છે એ જ્ઞાન જ જ્ઞેય છે.

**પ્રશ્નકર્તા :** આમાં જે (વકીલાતનું) જ્ઞાન પ્રગટ થયું, એ આ બધા જ્ઞેયોને (વકીલાતની ક્રિયાને) જોઈ શકે છે એવું થયું ?

**દાદાશ્રી :** જે પ્રગટ થયું તે (વકીલાતના) જ્ઞેયને ખુલ્લું કર્યું એણે. જ્ઞેયને જાણે અને જાણે એટલે પેલા ભઈ આ વકીલાત કરે.

**પ્રશ્નકર્તા :** એટલે વકીલાતની ક્રિયા કરે છે, એ ભઈ જે જાણેને એ કયું જ્ઞાન ?

**દાદાશ્રી :** વકીલાત જે કરે છે તેને જે જાણે છે, વકીલાત કેવી રીતે કરાય, કેવી રીતે નહીં, એ બધામાં પાછી વકીલ પોતે પોતાની ભૂલ કરે છે તે પેલા (બુદ્ધિ) જ્ઞાનથી કાઢે કે આ ભૂલ થઈ ગઈ, આવું ના હોવું જોઈએ. પણ શેના આધારે ? કયા થર્મોમિટરના આધારે આ ભૂલ તમે જોઈ શક્યા ? ત્યારે કહે, એ (બુદ્ધિ) જ્ઞાનના આધારે. જે જ્ઞાન પ્રગટ થયું છે તે એવું બને કે ના બને ? એ બુદ્ધિ જ્ઞાન છે.

## ક્રિયાજ્ઞાનને અહંકાર જાણે ને એનેય સ્વસત્તા જાણે

**પ્રશ્નકર્તા :** તમામ ક્રિયા માત્ર પરસત્તા છે. ક્રિયાવાળું જ્ઞાન એ પણ પરસત્તા છે, તો ક્રિયાવાળા જ્ઞાનને જે જાણે છે એ સ્વસત્તા છે ? આમાં પેલું મોચીનું જ્ઞાન છે એ જ્ઞાનને જે જાણે છે એ સ્વસત્તા થઈ ?

**દાદાશ્રી :** એ જ્ઞાનને જાણનારો અહંકાર છે.

**પ્રશ્નકર્તા :** એટલે આ મોચીનું તમામ જ્ઞાન જાણનારો અહંકાર છે ?

**દાદાશ્રી :** મોચીનું જે જ્ઞાન થયેલું છે, એ જ્ઞાનનો જાણકાર કોણ ? ત્યારે કહે, બુદ્ધિ. બુદ્ધિ એટલે માલિક કોણ ? ત્યારે કહે, એ અહંકાર. તે અહંકાર એટલે અહીંયા સ્વસત્તા તો હોય જ નહીં, સ્વસત્તાને લાગતું-વળગતું નથી. આટલા બધા જ્ઞાન તું જાણીશ, આખા જગતના મનુષ્યોનું બધું જ્ઞાન જાણીશ તોય સ્વસત્તામાં આવીશ નહીં, કહે છે. એ તો પાછો ઈગોઈઝમ જાય તો (સ્વસત્તામાં આવે). કારણ કે એ અમુક જગ્યાએ જે બાકી રહ્યું હોય, તેના આધારે બધું કાચું રહી જાય. 'હું જાણું છું' ત્યાં સુધી સ્વસત્તા નહીં. હું જાણું છું, એવું એ જાણેને ! એટલે અમે કહ્યુંને, આખા જગતના તું સબ્જેક્ટ્સ જાણું તોય એ બુદ્ધિમાં જાય અને આ ભઈ છે તે એક આત્મા જાણી ગયો, કશું આવડે નહીં, ડફોળ હોય, તે જ્ઞાનમાં જાય. પેલા સાહેબ આવડા મોટા હતા તોય એ બુદ્ધિમાં જાય.

**પ્રશ્નકર્તા :** એટલે આમાં મોચીને જે જ્ઞાન ઉત્પન્ન થયું છે, એનાથી એ મોચીની ક્રિયા કરી શકે છે, તો મોચીની ક્રિયા જાણનાર, એ મોચીની ક્રિયા જે જ્ઞાનના આધારે થાય છે...

**દાદાશ્રી :** એ અહંકાર જાણે અને અહંકારને સ્વસત્તા જાણે. આ અહંકારી જ્ઞાનને સ્વસત્તા જાણે.

**પ્રશ્નકર્તા :** એટલે આ મોચીનું જ્ઞાન, વકીલાતનું જ્ઞાન, ડૉક્ટરીનું જ્ઞાન એ બધું અહંકારી જ્ઞાન.

**દાદાશ્રી :** એ અહંકારી છે.

**પ્રશ્નકર્તા :** અને એ અહંકારને પણ જે જાણે છે તે સ્વ.

**દાદાશ્રી :** અહંકારને જે જાણે છે તે સ્વસત્તા.

**પ્રશ્નકર્તા :** અત્યારે અહીંયા સામો કબાટ છે. મારા જ્ઞાને જાણ્યું કે આ કબાટ છે, તો એ જ્ઞાન આત્માનું નહીં ?

**દાદાશ્રી :** ના. જ્ઞાન કબાટને ના જાણે. એ તો ઈન્દ્રિયજ્ઞાન જાણે છે અને આ ઈન્દ્રિયજ્ઞાને શું જાણ્યું તે પોતે જાણે. પણ આ બધું જાણે ઈન્દ્રિયજ્ઞાન. કારણ કે આ ઈન્દ્રિયો છે ને, તેના આધારે આ દેખાય છે. આત્માને સીધું ના દેખાય પોતાના જ્ઞાનથી.

**પ્રશ્નકર્તા :** જ્ઞેય બધે જુએ એટલે ત્યાં બધેય આત્માનું સીધું જ્ઞાન નહીં ?

**દાદાશ્રી :** ના, ના, આ જે દેખાય છે ને, એ તો બધું છે તે ઈન્દ્રિયજ્ઞાન છે. એ તો બહારના લોકો અજ્ઞાનીનેય છે. અજ્ઞાનીને ને જ્ઞાનીને ઈન્દ્રિયજ્ઞાનમાં ફેર નથી. અતીન્દ્રિય જ્ઞાનમાં ફેર છે બન્નેના. અતીન્દ્રિય જ્ઞાનમાં જે આંખે દેખાતી નથી એવી વસ્તુને જોઈ શકે છે. મનના પર્યાય જે છે, બુદ્ધિના પર્યાય એને જગતના લોકો ઈન્દ્રિયજ્ઞાનથી જોઈ શકતા નથી, તેને આ આત્મા અતીન્દ્રિય જ્ઞાનથી જાણે છે. એ દેહમાં તમામ પ્રકારના પર્યાયને એ આત્મા જાણે છે.

**પ્રશ્નકર્તા :** એટલે જાણે, સહજ છે એ વસ્તુ. ઈન્દ્રિયજ્ઞાનને પણ આત્માનું જ્ઞાન જાણે.

**દાદાશ્રી :** આત્મા ઈન્દ્રિયજ્ઞાનને, આ કોનું જ્ઞાન છે એ પોતે જાણે કે આ ઈન્દ્રિયોનું જ્ઞાન છે. એ પણ આત્મા જાણ્યા કરે.

## 'હું' પોતે જ્ઞાનવાળો, પણ મૂળ આત્મા એ પોતે જ જ્ઞાન

**પ્રશ્નકર્તા :** દાદા, આપે કહ્યું 'હું' જ્ઞાનવાળો છે તો સાથે સાથે મૂળ આત્મા તો જ્ઞાનવાળો જ છે ને ?

**દાદાશ્રી :** એ પોતે જ જ્ઞાન છે. પોતે જ્ઞાનવાળો નહીં, જ્ઞાન જ પોતે છે. જ્ઞાનવાળો એને કહીએ તો 'જ્ઞાન' અને 'વાળો' એ બે જુદું થયું

કહેવાય. એટલે મૂળ આત્મા પોતે જ જ્ઞાન છે, એ પ્રકાશ જ છે પોતે. તે પ્રકાશના આધારે આ બધું જ દેખાય છે. એ પ્રકાશના આધારે આ બધું સમજણેય પડે છે અને જણાય છેય ખરું.

**પ્રશ્નકર્તા :** એટલે હું અનંત જ્ઞાનવાળો છું, એવું આપણે બોલીએ પણ કોઈ વસ્તુનું પઝેશન મૂળ આત્મા કરતો નથી. એ પોતે જ્ઞાનસ્વરૂપ જ છે.

**દાદાશ્રી :** જ્ઞાનસ્વરૂપ જ છે, બીજું કશું નથી. એબ્સૉલ્યૂટ જ્ઞાન છે.

મૂળ આત્મા શુદ્ધ જ છે. શુદ્ધ જ્ઞાન સિવાય બીજી કોઈ વસ્તુ નથી. પણ શુદ્ધ જ્ઞાન કોને કહેવું ? કયા થર્મોમિટર ઉપર શુદ્ધ જ્ઞાન કહેવાય ? ત્યારે કહે, જે જ્ઞાનથી રાગ-દ્વેષ ને ભય ના થાય તે જ્ઞાન શુદ્ધ જ્ઞાન. અને શુદ્ધ જ્ઞાન, પરમ જ્યોતિસ્વરૂપ તે જ પરમાત્મા. પરમાત્મા કંઈ સ્થૂળ વસ્તુ નથી, જ્ઞાનસ્વરૂપ છે, એબ્સૉલ્યૂટ જ્ઞાન માત્ર છે. એબ્સૉલ્યૂટ એટલે જ માટે કે એમાં બીજી કોઈ વસ્તુ ભળેલી નથી, અને ભળે તેમ છેય નહીં.

## આત્મા ગુણધર્મે અભેદ ને જ્ઞાનરૂપે અખંડ

**પ્રશ્નકર્તા :** જ્ઞાન ભેદવાળું છે કે અભેદ છે ?

**દાદાશ્રી :** ભેદવાળું હોય જ નહીં. જ્ઞાન-દર્શન બધું અભેદ આત્મારૂપે છે. જેમ સોનું છે તે તેનો રંગ પીળો છે, તે એનો ગુણ છે, પછી વજનદાર છે એ બીજો ગુણ, કાટ નથી ચડતો એ એનો ગુણ. એટલે સોનાના આ બધા ગુણધર્મ છે તેમ આત્માનેય ગુણધર્મો છે. જેમ સોનું એના ગુણધર્મોમાં અભેદભાવે સોનું જ છે, તેમ આત્માના બધા જ ગુણોમાં અભેદભાવે આત્મા જ છે, ત્યાં ભેદ નથી.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન આપણા વિચારમાં આવે છે ત્યારે તો એના ટુકડે ટુકડા થઈ જાય છે, અભેદસ્વરૂપે રહેતું નથી. જાણીએ છીએ અભેદસ્વરૂપે, પણ શબ્દમાં વર્ણન કરવું હોય તો પછી ભેદસ્વરૂપે થઈ જાય છે.

**દાદાશ્રી :** વર્ણન કરવું હોય તો ભેદ દેખાય જ. 'સોનું પીળું છે' તે બોલવું પડે, પણ એટ એ ટાઈમ બધા ગુણધર્મ ના બોલાય. 'એ

વજનદાર છે' એ ફરી બોલવું પડે. એવી રીતે 'હું અનંત જ્ઞાનવાળો છું' છતાંય ભેદ નથી, અભેદસ્વરૂપે છે. વસ્તુ એક જ છે.

**પ્રશ્નકર્તા :** પોતાના આત્માના બધા ગુણોનું લક્ષ બેસેને, પછી પોતાને અખંડ જ્ઞાન ઉત્પન્ન થાય ત્યારે એ કામ થાય કહે, એટલે આ જ્ઞાન અખંડ જ હોય કે પછી ખંડ ખંડ પણ હોય ?

**દાદાશ્રી :** જ્ઞાન ખંડ હોતું જ નથી, અખંડ જ હોય છે. બુદ્ધિ ખંડ હોય અને જ્ઞાન અખંડ હોય. પ્રતીતિ ખંડ હોય, લક્ષ પણ ખંડ હોય પણ અનુભવ ખંડ ના હોય, અખંડ હોય અનુભવ. એટલે જ્ઞાન ખંડ ના હોય.

## અનંત દર્શન, તેથી પહોંચી વળે અનંત દૃશ્યોને

**પ્રશ્નકર્તા :** પછી અનંત દર્શન એટલે શું ?

**દાદાશ્રી :** એવું છે ને, દૃશ્યો કેટલા છે ? એને ગણાય એવા છે ?

**પ્રશ્નકર્તા :** નહીં.

**દાદાશ્રી :** એટલે દૃશ્યો અનંત છે, માટે દર્શનેય અનંત છે. દૃશ્યો અનંત હોય ને દર્શન અનંત ના હોય તો શું દશા થાય ? દૃશ્યો અનંત હોય ને આપણે થોડુંક જ દર્શન હોય શી રીતે ચાલે ? આને પહોંચી વળાય ? દ્રષ્ટાના દર્શન કેટલા ? ત્યારે કહે, અનંત દર્શન છે.

**પ્રશ્નકર્તા :** આ બાજુ અનંત દર્શન છે, અનંત જ્ઞાન છે અને વચ્ચે જ્ઞાનાવરણ છે, દર્શનાવરણ છે એના સંબંધમાં કહો. દર્શનાવરણ કોને કહેવાય ?

**દાદાશ્રી :** આ જગતના બધા લોકોને દર્શનનું આવરણ છે, મિથ્યાત્વનું. સમ્યક્ દર્શનનું આવરણ હોય તેને મિથ્યાત્વ કહેવાય. સમ્યક્ જ્ઞાનનું આવરણ મિથ્યાજ્ઞાન હોય ત્યારે જ્ઞાનાવરણ કહેવાય.

## અન્‌ડિસાઈડેડ તે દર્શન, ડિસાઈડેડ તે જ્ઞાન

**પ્રશ્નકર્તા :** જ્ઞેયો અનેક પ્રકારના હોવાથી તેની સામે હું અનંત

જ્ઞાનવાળો છું. દશ્યો અનેક પ્રકારના હોવાથી તેની સામે હું અનંત દર્શનવાળો છું. જ્ઞેયો અને દશ્યોમાં તફાવત શું છે તે સમજાવવા કૃપા કરશો.

**દાદાશ્રી :** જ્ઞાન અને દર્શનમાં ભિન્નતા ગુણ છે. નક્કી થયા પહેલા દર્શન, નક્કી થયા પછી જ્ઞાન.

દર્શન એટલે શું ? તમે અંધારામાં કોઈ જગ્યાએ બેઠા છો પાંચ-છ જણ અને બગીચામાં કંઈક અવાજ આવ્યો. એટલે તમારા છ-સાત જણમાં એક જણ બોલી ઊઠે, અલ્યા કંઈક છે ! એવું બોલે કે ના બોલે આપણા લોક, અવાજ આવે એટલે ? ત્યારે બીજો કહેશે, હા, કંઈક છે ! તો બધાય કહેવા માંડ્યા, હા, કંઈક છે ! ત્યારે મારા જેવાએ કો'કે પૂછયું કે પણ શું છે એ કહેને ? ત્યારે કહે, એ તો શી રીતે ખબર પડે ? કંઈક છે ખરું. એ 'કંઈક છે' એ જ્ઞાન થયું એનું નામ દર્શન. જો તીર્થંકર કેવા ડાહ્યા હતા, નહીં ? આને દર્શનમાં મૂક્યું.

**પ્રશ્નકર્તા :** દર્શનમાં.

**દાદાશ્રી :** હવે એ બધા ઊઠીને ગયા શું છે એ જોવા માટે અને ત્યાં જઈને એક જણ કહે છે, અરે ! આ તો ગાય છે. ત્યારે બીજો કહેશે, હા, ગાય છે. ત્યારે એનું નામ જ્ઞાન. 'કંઈક છે' એનું નામ દર્શન અને 'આ છે' એ જ્ઞાન. ગાય છે એનું નામ જ્ઞાન. ડિસાઈડેડ થયું, ડિસાઈડેડ એ જ્ઞાન કહેવાય અને અન્ડિસાઈડેડ એ દર્શન કહેવાય.

**પ્રશ્નકર્તા :** એ સંજોગોમાં ગાય એ જ્ઞેય બને છે ને એ પછી ?

**દાદાશ્રી :** હા, ગાય જ્ઞેય છે, પહેલા દશ્ય હતી.

દ્રષ્ટાએ દશ્યને જોયું એટલે દર્શન ઊભું થાય. જ્ઞાતાએ જ્ઞેયને જાણ્યું એટલે જ્ઞાન ઊભું થાય.

## પોતાના અનંત ગુણધર્મો થકી પોતે સંપૂર્ણ શુદ્ધ

**પ્રશ્નકર્તા :** આત્માના અનંત ગુણો છે કે આ જ્ઞાન અને દર્શન છે તેના અનંત ગુણો છે ?

**દાદાશ્રી :** ના, આત્માના. જ્ઞાન-દર્શન મોટા ગુણો એટલે 'જ્ઞાન-દર્શન આદિ અનંતા ગુણો થકી' એવા બીજા અનંતા ગુણો થકી હું સંપૂર્ણ શુદ્ધ છું, સર્વાંગ શુદ્ધ છું.

**પ્રશ્નકર્તા :** એનો દાખલો શું ?

**દાદાશ્રી :** આ પ્રકાશ છે એના જેવું. આ પ્રકાશ બહાર બધો છે, તે અહીંયા આગળ લીલો રંગનો કાચ મૂકે, પીળો મૂકે તો નીચે પ્રકાશ લીલો-પીળો દેખાય છતાંય એ કહે છે કે હું શુદ્ધ જ છું. આ તો લીલા-પીળાને લીધે રંગ બધા જુદા બદલાયા છે, બાકી હું તો પોતે શુદ્ધ જ છું. એવી રીતે આત્મા શુદ્ધ જ છે. બીજા બધા જાતજાતની પ્લેટો (આવરણ) આવે છે એટલે અવળું દેખાય છે, છતાં પોતે શુદ્ધ છે.

મારા પોતાના ગુણધર્મ એટલે જ્ઞાન-દર્શનાદિ અનંત ગુણો થકી પણ હું સંપૂર્ણ શુદ્ધ છું, સર્વાંગ શુદ્ધ છું. ગુણે કરીને શુદ્ધ છું એવું કહેવા માગે છે. તત્ત્વે કરીને શુદ્ધ છે જ. ગુણ જે એની મહીં રહેલા છે પોતાનામાં, એ ગુણો સહિત પોતે શુદ્ધ જ છે. હા, એ ગુણોયે શુદ્ધ છે ને એય શુદ્ધ છે.

ગુણ એટલે જ્ઞાન-દર્શન એવા અનંતા ગુણો. જ્ઞાન-દર્શન-ચારિત્ર, શક્તિ, વીર્ય. પછી આનંદ-બાનંદ બધા બહુ ગુણો, એ બધા ગુણોથી શુદ્ધ છું.

❖ ❖ ❖ ❖ ❖

## [૨.૨]

# અનંતા જ્ઞેયોને જાણવામાં... શુદ્ધ છું

### મૌલિક વાક્ય આ દાદાનું, સમજ્યે થાય પૂર્ણાહુતિ

**પ્રશ્નકર્તા :** પેલું વાક્ય છે ને, 'અનંતા જ્ઞેયોને જાણવામાં પરિણમેલી અનંતી અવસ્થાઓમાં હું સંપૂર્ણ શુદ્ધ છું, સર્વાંગ શુદ્ધ છું.' તો એ સમજાવશો ?

**દાદાશ્રી :** વાક્યનો અર્થ તો કરો ? આ વાક્યનો અર્થ, જે યથાર્થ કરે તે પરમાર્થસ્વરૂપ થઈ જાય. આ વાક્ય શાસ્ત્રનું નથી, મારું વાક્ય છે. એક શબ્દનો અર્થ યથાર્થ કોઈ કરી શકે નહીં. અર્થ ઉપર તો પરમાર્થના સો છેડા છે. અજ્ઞાની માટે તો લાખો છેડા છે.

અનંતા જ્ઞેયોને જાણવામાં પરિણમેલી, અનંતી અવસ્થામાં... એટલે આ એક-એક શબ્દ છે તે, આ આગળની કહેવત ન્હોય. આ તો નવા શબ્દો છે. પણ એ યથાર્થ સમજવા માટે કેટલો ટાઈમ જોઈએ ?

**પ્રશ્નકર્તા :** બહુ ટાઈમ જોઈએ.

**દાદાશ્રી :** છતાં એ વાક્ય સમજવું મુશ્કેલ પડે છે. ગમે તે આ બુદ્ધિવાળાયે પાછા પડી જાયને જાતે સમજવામાં.

જે વખતે જે જ્ઞાનમાં ભાસ્યું તે જ મેં પ્રકાશમાં મૂક્યા છે. બુદ્ધિનું આમાં કામ નથી. આમાં આ એક વાક્ય બહુ ઊંડું છે. જ્ઞાન લીધા પછી

આ વાક્ય બહુ લોકો સમજ્યા વગર ગાય છે, પણ ગાય છે ખરા. સમજાય નહીંને હમણે. હવે એ સમજવું સહેલું ઓછું છે ?

**પ્રશ્નકર્તા :** દાદા, કૃપા કરી આ વાક્ય સમજાવોને !

**દાદાશ્રી :** એ તો સમજાવીએ ખરા પણ એ તો ભાષામાં (સંપૂર્ણ) સમજાવાય નહીં. ભાષાના શબ્દોથી સમજાવીએ એ તો, પણ આ વાક્ય એવું છે કે એ ત્યાં પોતાની જાતે પહોંચવું પડશે સમજવા માટે. એ વાક્ય સમજાશે ત્યારે તો દાદાના આ જ્ઞાનની પૂર્ણાહુતિ થશે.

આ સો ટકા, એક્ઝેક્ટ સાયન્સ છે ! 'અનંતા જ્ઞેયોને જાણવામાં પરિણમેલી અનંતી અવસ્થાઓમાં હું સંપૂર્ણ શુદ્ધ છું, સર્વાંગ શુદ્ધ છું.' આ વાક્ય સમજી જાય તે અહીંયા પરમાત્મા થઈ જાય. અત્યારે મહાત્માઓને ગોખાવ્યું છે. ખુદ પરમાત્મા સિવાય આ વાક્ય કોઈ બોલી ન શકે. સંસારથી અબંધ રહેવાની બધી જ સામગ્રીઓ આપી દીધી છે.

આ તો જે આત્માના અનુભવમાં રહેતા હોય તે જ સમજે. અને એ સમજાવી શકે ખરા, પણ લોકોને ના સમજણ પડે. જેને સમજણ પડે, એ બીજાને સમજાવી શકે.

## જગત ભરાયેલું છે અનંત જ્ઞેયોથી

**પ્રશ્નકર્તા :** હવે એક-એક શબ્દ લઈ અને એને (વિસ્તારથી) કહો. અનંતા જ્ઞેયોને વાળું વાક્ય સમજાવો.

**દાદાશ્રી :** આ બધી જેટલી વસ્તુઓ છે ને, એ બધી જ્ઞેયો છે. કેટલાક તો નથી દેખાતા આપણને, થોડા-ઘણા જ દેખાય છે. આ જગત બધું જ્ઞેયોથી જ ભરેલું છે. અનંતા જ્ઞેયો, સંખ્યાત નહીં, સંખ્યાત હોય તો ગણી કાઢીએ. અસંખ્યાતેય નહીં, અનંતા.

**પ્રશ્નકર્તા :** અંત જ નહીં ?

**દાદાશ્રી :** હા. જ્ઞેય કેટલીક ચીજો હશે ? અનંતી છે. ગણતરી ના થાય. અગણિત નથી, સંખ્યાત નથી, અસંખ્યાત નથી, માટે એને 'અનંત' કહી. એટલે અનંતા જ્ઞેયોને જાણે આત્મા.

## જ્ઞેય પ્રમાણે બદલાય અવસ્થા, છતાં જ્ઞાન રહે શુદ્ધ જ

**પ્રશ્નકર્તા :** એ અનંત જ્ઞેયોને જાણવામાં પરિણમેલી અનંતી અવસ્થા એટલે શું ?

**દાદાશ્રી :** આખું જગત જ્ઞેયોથી ભરેલું છે, અનંતા જ્ઞેયો છે. હવે એ જ્ઞેયોને જાણવામાં આત્માના જ્ઞાનની અનંતી અવસ્થાઓ ઉત્પન્ન થાય છે અને એ અવસ્થા ઉત્પન્ન થાય છે તોય પણ એ અવસ્થા 'એને' ચોંટતી નથી. ચોંટે નહીં, તો પછી શુદ્ધ રહે.

**પ્રશ્નકર્તા :** શું શુદ્ધ રહે ?

**દાદાશ્રી :** જ્ઞાન અવસ્થા 'એને' ચોંટતી નથી. હમણે કેરી જોઈ એટલે આપણું જ્ઞાન કેરીના આકારે થઈ જાય. આપણું જ્ઞાન જ્ઞેયાકાર થાય. કેરીના આકારે થઈ જાય, જેવડી હોય એવડું. ઉપર ડીંટું-બીંટું બધું એક્ઝેક્ટ થઈ જાય. પણ જ્ઞાન છૂટું ને કેરીયે છૂટી. એટલે જ્ઞેય છૂટું અને જ્ઞાતાયે છૂટો. પછી અહીંથી દૃષ્ટિ આમ ફરી કે પેલું દર્શન બંધ થઈ જાય ને બીજા જ્ઞેયમાં જાય. એટલે ચોંટતું નથી. ચોંટતું નથી એ શુદ્ધ જ્ઞાન કહેવાય અને આ બુદ્ધિજન્ય જ્ઞાન ચોંટે. બુદ્ધિનું જ્ઞાન કેરી દેખે, દેખે એટલે એય દેખે. પણ એ કેરી કેટલી દેખે ? જેમ આ લાઈટ હોય છે ને, એ લાઈટ બેઉ બાજુ દેખી શકે ? તમને આ બાજુની લાઈટ એ ફેંકે તો આ બાજુ દેખાય, પાછલું તો ના દેખાયને લાઈટનું ?

**પ્રશ્નકર્તા :** ન દેખાય.

**દાદાશ્રી :** એવું બુદ્ધિને પાછલું ના દેખાય અને આત્માનું તો ચોગરદમ બધે ફરી વળે. સ્વ-પર પ્રકાશક બધે ફરી વળે. એટલે આ બુદ્ધિ કેરીને જોતાની સાથે જ તે એક જ બાજુ જોઈ શકે અને પછી મહીં જીભમાં પાણી આવે. ત્યાં આગળ કેરી છે ને અહીં જીભમાં પાણી આવે. ઈફેક્ટિવ એટલું બધું. એ જુદું ના રહી શકે અને આ જુદું રહે.

પછી કેરી ના હોય ત્યારે પાછો આવતો રહું, મારું લાઈટ મારા ઘરમાં. કેરીને જોવા ગયું હોય તેથી મારું બગડતું નથી. કેરી ખાટી હોય તો હું કાંઈ ખાટો થતો નથી.

પાછું શું કહે છે ? કેરીના આકારનો થાઉ છું, એટલે જ્ઞેયોને જાણવામાં જ્ઞેયાકાર થઉ છું. જ્ઞેયાકાર થાઉ છું છતાં જ્ઞેય થતો નથી.

**પ્રશ્નકર્તા :** ટૂંકમાં હું કેરી થયો નથી.

**દાદાશ્રી :** આ લાઈટ કંઈ આમ અડે, તેથી કંઈ લાઈટ ચોંટી નથી જતું પેલાને. આ તો એના મનમાં એમ થાય છે કે મને જ ચોંટ્યું આ. કશુંય ચોંટ્યું નથી. જ્ઞેયને જ્ઞાન ચોંટે જ નહીં કોઈ દહાડોય, એનું નામ જ્ઞાન કહેવાય. આ બે વાક્ય સમજાય તો બહુ કલ્યાણ કરી નાખે.

હવે આ તો પાંચસો કેરીઓ પણ એવી અનંતી અવસ્થાઓમાં સંપૂર્ણ શુદ્ધ છું, સર્વાંગ શુદ્ધ છું. અને એવી જો શુદ્ધિ ના રહી, તેથી તો આ જગત ઊભું થઈ ગયું છે.

## ભાસે તદ્રુપતા 'રોંગ માન્યતા'થી, એ તૂટતા થાય જાગૃત

**પ્રશ્નકર્તા :** આ શુદ્ધિ ન રહેવાનું કારણ શું ?

**દાદાશ્રી :** સફરજન જુઓ એટલે જ્ઞેય પ્રમાણે જ્ઞાન થાય. એટલે તે જ્ઞેયાકાર થઈ જાય, તે ચોંટતું નથી. પણ ત્યાં તે રૂપ, તદ્રુપ થઈ જાય છે તેનો વાંધો છે. ત્યાં તે છૂટે શેનાથી ? તે તદ્રુપ શેનાથી થાય છે ? માન્યતાથી. ખરી રીતે તદ્રુપેય નથી થતો પણ 'રોંગ માન્યતાઓ'થી તદ્રુપતા ભાસે છે. માન્યતા સવળી થાય ત્યારે 'તે' પોતાના અસલ સ્વરૂપમાં જ હોય.

**પ્રશ્નકર્તા :** એટલે અત્યાર સુધી પેલું હતું, એટલે પુદ્ગલની અવસ્થા પ્રમાણે 'હું છું કે મારી છે' તે રૂપ થયા કરતું હતું. એની સામે આખી આ અવસ્થાઓ બદલાય એમાં પણ 'હું શુદ્ધ છું', એવું થયુંને ?

**દાદાશ્રી :** એ પુદ્ગલની અવસ્થામાં પણ શુદ્ધ એટલે એમાં મારી જ્ઞાનની-જાણવાની અવસ્થા બદલાય પણ છતાં 'હું શુદ્ધ ચેતન છું.'

**પ્રશ્નકર્તા :** આ પુદ્ગલની અવસ્થામાં 'હું શુદ્ધ છું' એવું શુદ્ધત્વની જાગૃતિ રાખે તો ચેતનની અવસ્થા ક્યાં હોય ?

**દાદાશ્રી :** કેરીને જ્ઞેયાકારે જોવું અને પોતે શુદ્ધ છે એ જ ચેતનની અવસ્થા. પુદ્‌ગલની અવસ્થામાં કેરી ચેતને જોઈ એટલે ચેતન શુદ્ધ જ છે. પછી પાછું કેરીને બદલે બીજું જુએ તો એ તેવું થાય, છતાંય શુદ્ધ જ છે.

એટલે અનંતા જ્ઞેયને જાણવામાં પરિણમેલી, એટલે જ્ઞેયને જાણવામાં તદાકાર થઈ ગયેલી, જ્ઞેયાકાર થઈ ગયેલી, એવી અવસ્થામાંય પણ હું શુદ્ધ જ છું, કહે છે. મને કંઈ જ્ઞેય અડતું નથી, પણ જ્ઞેયાકાર જ્ઞેયના આકાર થઈ જઉ. કેરી આવે તો, એ આકાર થાય અને પપૈયું હોય તો પપૈયાના આકારે થઈ જાય અને હાથી જોતો હોય તો હાથીના આકારે થઈ જાય.

## જ્ઞેયાકાર થઈ યોગરદમથી એક્ઝેક્ટ પ્રકાશે

**પ્રશ્નકર્તા :** આત્માના પર્યાય જ્ઞેયાકારે પરિણમે, હવે એ કેવી રીતે સમજવું ?

**દાદાશ્રી :** આ લાઈટ છે ને, એવો આત્મા પ્રકાશ સ્વભાવનો છે. હવે એને આવું એક નાળિયેર આમ ધરીએ તો પ્રકાશ શું કરે ? આ નારિયેળ છે જ્ઞેય પણ આ પ્રકાશ જ્ઞેયાકાર થઈ શકે નહીં, એનું શું કારણ ?

**પ્રશ્નકર્તા :** એ સ્વ-પર પ્રકાશક નથીને એટલે આવરણને લીધે અટકે છે ને ?

**દાદાશ્રી :** ના, આ જે પૌદ્‌ગલિક પ્રકાશ છે ને, બાહ્ય પ્રકાશ, જે ભૌતિક પ્રકાશ, તે જ્ઞેયને જ્ઞેયાકાર રૂપે જોઈ શકે નહીં. કારણ કે એક બાજુ હોયને, તો સામી બાજુ અંધારું હોય. અને પેલો આત્માનો પ્રકાશ તો કશુંય બાકી ના રહે. જ્ઞેયને એક્ઝેક્ટ સ્વરૂપે પ્રકાશિત કરે. જ્ઞેયાકાર થઈ જાય. નાળિયેર હોય તો નાળિયેર જેવો થઈ જાય. કેરી હોય તો કેરી જેવું થઈ જાય, જાંબું હોય તો જાંબુંડા જેવું થઈ જાય. પાંદડું હોય તો પાંદડા જેવું આ જ્ઞાન થઈ જાય છે. કોઈ બાકી ના રહે. આટલોયે એનો છાંયો ના પડે. એ આત્માનો પ્રકાશ એવો છે.

## જ્ઞેય પ્રમાણે જ્ઞેયાકાર થયા કરે નિરંતર

**પ્રશ્નકર્તા :** આત્માના એ જ્ઞેયાકાર પરિણામ પાછા સતત બદલતા રહે છે ?

**દાદાશ્રી :** કેરી દેખાડે એટલે આત્માનો પર્યાય કેરીના આકારરૂપ થઈ જાય. પછી બીજું જોવા મળે એટલે એના આકારે થઈ જાય ને પહેલું જતું રહે, એમ નિરંતર ચાલ્યા જ કરે.

હવે અનંતા જ્ઞેયોને જાણવામાં પરિણમેલી જે હું કહું છું ને, તે સહુ સહુની ભાષામાં સમજે. હું સમજુ તે જુદું અને તમે તમારી ભાષામાં સમજી જાઓ તે જુદું. સહુ પોતાની ભાષામાં સમજે. પણ છતાં થોડું થોડું સમજશે તોય બહુ થઈ ગયું.

આ જ્ઞેયાકાર પરિણમું છું, એમાં પરિણમું શબ્દ બહુ ઊંચી વસ્તુ છે. આ બધા લોકોને સમજાય નહીં. આ તો બધા હા એ હા કહે. ગાય ખરા પણ બધાને સમજાવું મુશ્કેલ છે, પરિણમવું !

## પરિણમેલી : જ્ઞેયની અનંતી અવસ્થાઓને પ્રકાશે

**પ્રશ્નકર્તા :** પરિણમેલીનો ખરો અર્થ કયો તે કહોને. આપ કયા અર્થમાં સમજ્યા છો એ કહો અમને.

**દાદાશ્રી :** એવું છે ને, આ જ્ઞેય છે અને જ્ઞાન તો પ્રકાશ જ હોય છે. પ્રકાશ આમ ફેલાઈ જાય છે બધે. પણ જ્યારે આ જ્ઞેયને જુએ છે ત્યારે એના આકારે થઈ જાય છે. એટલે આ જ્ઞેયના આકારે જ જ્ઞાન થઈ જાય છે, એનું નામ પરિણમેલી કહેવાય. જ્ઞેયના આકારે થઈ જાય બોલવું, તેના કરતા પરિણમેલી કહેવાય. એમાં પરિણમેલી એટલે આ જોયું એટલે આ જ્ઞેય ખરુંને, એને જાણવા માટે આની અવસ્થા ઊભી થાય. જ્ઞેયાકાર અવસ્થા હોય. એટલે આ જ્ઞેયને જાણવામાં પરિણમેલી અવસ્થા. અવસ્થા કઈ પરિણમેલી ? ત્યારે કહે, જેવું જ્ઞેય છે તેવી અવસ્થા પરિણમેલી.

**પ્રશ્નકર્તા :** જેવું જ્ઞેય હોય એવી અવસ્થા એને દેખાય. તો એમાં

જો એની ખામી હોય, દોષો કે ત્રુટિ હોય તો એવું જ એને દેખાય ને પરફેક્ટ હોય તો પરફેક્ટ દેખાયને ?

**દાદાશ્રી :** બસ, જેવું જ્ઞેય હોય એવું દેખાય. બીજી કશી ભાંજગડ નહીં. જ્ઞેય અધૂરું હોય તો અધૂરું દેખાય, આખું હોય તો આખું દેખાય.

આપણું જ્ઞાન તો જ્ઞાન જ છે, પણ કેરી લટકે છે એને જાણવામાં જે ઘડીએ પરિણમે ત્યારે કેરીની આજુબાજુ જ્ઞાન ફરી વળે. કેરીની હાઈટ કેટલી, લંબાઈ કેટલી, પહોળાઈ કેટલી, બધું એનું મેઝર (માપ), ડીંટું-બીંટું બધુંય જોઈ શકાય, આ દેખાવો-બેખાવો બધુંય દેખાય.

**પ્રશ્નકર્તા :** ઈન્દ્રિય પ્રત્યક્ષ પણ દેખાય છે ?

**દાદાશ્રી :** એ બધુંય દેખાય. એટલે કેરીનો આકાર કેવો છે, કેવો રંગ છે, આટલા ભાગમાં લાલ રંગ છે, આટલા ભાગમાં લીલો રંગ છે, બધું દેખાય.

**પ્રશ્નકર્તા :** તે પરિણમેલી ?

**દાદાશ્રી :** પરિણમેલી. એ પરિણમેલી એ શું કહેવા માગે છે ? એ કેરી જુએ અને તેમાં એને જાણવામાં જ્ઞાન પરિણમેલું હોય, જ્ઞેયાકાર થાય. સર્વત્ર પ્રકાશ, કેરીની ચોગરદમ બાજુએથી જ્ઞેયાકાર થાય, જ્ઞેયના આકારે થઈ જાય. કેરી હોય તેના આકારે જ્ઞાન થઈ જાય એ પરિણમેલી કહેવાય.

**પ્રશ્નકર્તા :** ફૂલ હતું, મરવો થયો, એની કેરી થઈ, એની સાખ થઈ, પણ મારે કોઈ લેવાદેવા નથી, હું શુદ્ધ છું. હા, જોડે હતો બધાની.

**દાદાશ્રી :** કેરીની એકુંય દશા એવી ના હોય કે જેમાં આત્માનો પ્રકાશ ન હોય. કેરી જોતાની સાથે બધું જ પરમાણુસ્વરૂપે જુએ. પોતે એ પ્રકાશ કેવો થઈ જાય ? કેરીસ્વરૂપ જ થઈ જાય. એ કેરીના બધા જ ભાગને એ જ્ઞેયાકારે પરિણમેલી હોય. શું પરિણમેલી ? ત્યારે કહે, અનંતી અવસ્થાઓમાં, જ્ઞેયની જેવી અવસ્થા, તેવી એની અવસ્થા ઊભી થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એ જ્ઞાનમાં કેરી દેખાણી એટલે એનો પર્યાય થયોને ?

**દાદાશ્રી :** હા, એટલે ખરી રીતે પર્યાય જ્ઞેયાકાર થાય. આત્માના પર્યાય છે એ જ્ઞેયાકાર રૂપે થઈને ઊભા રહે.

જ્ઞાનના પર્યાય જ્ઞેયાકાર થાય. જ્ઞાન પોતે જ્ઞાનાકાર રહે, પોતે જ્ઞેયાકાર ના થાય.

## પરિણમે જ્ઞેયાકારે, છતાંય ન બને જ્ઞેયરૂપ

**પ્રશ્નકર્તા :** પણ જ્ઞેયાકાર તો આત્માના પર્યાય થઈ જાય છે ને ? કોઈ પણ પુદ્‌ગલમાં જ્ઞેયાકાર થઈ જાય છે ને ?

**દાદાશ્રી :** પણ જ્ઞેયાકાર થાય છે, તો જ્ઞેયાકારને ને એને વાંધો શો ? સિનેમા જોવા ગયા તેમાં તમે જોનાર. સિનેમા જ્ઞેય, તમે જ્ઞાતા અને તમારું જ્ઞાન જ્ઞેયાકાર થાય. તમે જ્ઞાતા છો પણ તમારું જ્ઞાન જે છે તે જેવું સિનેમાનું જ્ઞેય છે ને, તેવો આકાર થઈ જાય છે. તે એ આકાર ત્યાં બંધ થયો કે પેલોય આકાર બંધ થયો. એટલે આને કંઈ બંધ કરવાની જરૂર નથી. આકાર ઉત્પન્ન થાય છે, તે જેવો દેખાય એવો આકાર થઈ જાય, જ્ઞેયાકાર થઈ જાય.

'જ્ઞાન' જ્ઞેયાકારે પરિણમે પણ જ્ઞેયરૂપે ના પરિણમે. ચોંટે ક્યારે કે 'આ પરવળ સારા છે' એમ બોલે કે ચોંટે ત્યાં અને બીજે બધે સામાન્યપણે રહે.

જ્ઞેયોને જાણવામાં કોઈ જાતની હરકત નથી. આત્માને જ્ઞેયો જોડે રાગ-દ્વેષથી બંધન છે અને વીતરાગતાથી છૂટો છે. ભલે દેહ હોય, મન હોય, વાણી હોય, પણ જ્ઞેયોની મહીં આત્મા વીતરાગતાથી છૂટો છે.

જ્ઞેયાકારે પરિણમવા છતાં 'હું સંપૂર્ણ શુદ્ધ છું.' (પણ બન્નેનો) સામીપ્ય ભાવ એટલો બધો છે કે શાદી થઈ જ જાય, છતાંય હું સંપૂર્ણ શુદ્ધ છું.

## ચોંટે જ્ઞેયમાં અશુદ્ધ ઉપયોગથી

બાકી જ્ઞેયો નડતા નથી.

**પ્રશ્નકર્તા :** એમ જ્ઞેય નથી નડતા પણ આપણે જ્ઞેયોમાં જે આસક્તિ થાય છે તે નડે છે ?

**દાદાશ્રી :** હા, બસ. એના ઉપર એને આકર્ષણ છે. એટલે આપણે રાગને શું કહીએ છીએ ? આસક્તિ.

જ્ઞાનની અવસ્થાઓ થાય તેય જ્ઞેયના આકારે, જ્ઞેયાકાર થાય. કેરી જેવો આકાર થઈ જાય, માણસ આવતો હોય તેનો આકાર થઈ જાય, બધાના આકાર થઈ જાય. છતાંયે એ ચોંટે નહીં, છૂટી જાય. જગતમાં અશુદ્ધ ઉપયોગ હોવાથી એમાં ચોંટી પડે.

તે જગત શું કહે છે કે આત્મા ચોંટ્યો, મૂઆ નથી ચોંટ્યો. ચોંટે એ આત્મા ન્હોય અને આત્મા ચોંટે નહીં.

**પ્રશ્નકર્તા :** ચોંટે એ અહંકાર ?

**દાદાશ્રી :** અહંકાર. આપણે ચોખ્ખું જ કહ્યું છે ને !

## જ્ઞાનમાં જોઈને બોલે દાદા, એ ક્યાંય ના જડે શાસ્ત્રોમાં

એટલે આ બધું અમે જોઈને બોલીએ છીએ. કેવડું મોટું બોલે છે, આ આખું જગત જોઈને ! એમાં તે અવસ્થામાં પાછો પરિણમતો હોઉ, એ કેરી દેખીને કેરી જેવો આકાર થઈ જઉ છું, છતાંય પણ હું તેમાં તન્મયાકાર થતો નથી, એકાકાર થતો નથી. જોવા છતાં લેપાયમાન થતો નથી. આ હું અહીં બેઠો છું ને મને જ્ઞેયમાં બધું દેખાય. તેથી કંઈ મને ચોંટે નહીં આ. એટલે જ્ઞેયને જાણવામાં પરિણમે તોય સંપૂર્ણ શુદ્ધ છું અને સંસારીઓને ચોંટે. એમને તો જો કંઈ જીભને સ્વાદ આવે એવું હોય તો મનમાં ઈચ્છા થાય, અગર તો બીજું હોય ત્યારે ગુસ્સો આવે.

હવે આ શાસ્ત્રોમાં ખોળવા જાય તો ક્યાં જડે ? હવે કેરીને જાણવા ફરે છે ! જાણવામાં પરિણમેલી એ અવસ્થામાં પણ (પોતે) શુદ્ધ જ છે. અશુદ્ધતા થતી નથી એને. તે જોવાથી શુદ્ધિ કંઈ તૂટી જતી નથી. જ્ઞેયાકારમાં દશા પરિણમે પણ આ છૂટો ને છૂટો. કેટલી જબરજસ્ત શક્તિઓ ધરાવે છે !

અનંતા જ્ઞેયો, તે જ્ઞેય કેટલા પ્રકારના ? ઓહોહો ! જ્યાં જુઓ ત્યાં જ્ઞેય દેખાયા. એમાંય છે તે (પોતે) સંપૂર્ણ શુદ્ધ. આત્માનો પ્રકાશ જ્યોતિસ્વરૂપ, તે જ્ઞેય જુએ અને પોતે જ્ઞેયાકાર થાય પાછો. પણ છતાં અડે-કરે નહીં. એમાંય શુદ્ધતા. હવે ત્યાં માની બેઠો છે કે આ મને કર્મ અડ્યું. એ માની બેઠો. માનેલું શી રીતે છૂટે ? એ માને છે શાથી ? ત્યારે કહે, મહીં પુણ્ય-પાપના જે પર્યાયો છે ને, એ પર્યાયો એને આવું કરાવડાવે છે, મનાવડાવે છે. એ પર્યાયો અમે તોડી નાખીએ છીએ હડહડાટ, એટલે ભૂમિકા ક્લિયર થઈ જાય છે. પછી જાગૃતિ આવી જાય.

જ્ઞેયોમાં પરિણમે છે છતાંય હું શુદ્ધ જ છું. કોઈ કહેશે, ત્યાં ચોંટી ગયું નથી ? ત્યારે કહે, ના, બા. હું શુદ્ધ જ છું. માટે ગભરાશો નહીં. કંઈ 'હું' (આત્મા) બગડ્યો નથી, તમારી (અહંકારની) માન્યતા બગડી છે

## પર્યાય થયા કરે વિનાશ, ગુણ રહે પરમેનન્ટ

**પ્રશ્નકર્તા :** અને આ બધું જોનારી તો જ્ઞાનશક્તિ જ ને ?

**દાદાશ્રી :** હા, જ્ઞાનથી જોઈએ છીએ. પણ જ્ઞાનથી જે જોઈએ છીએ એ વસ્તુ જ્ઞેય છે, જાણવાની વસ્તુ છે. જાણવાનું જ્ઞાનથી અને જ્ઞાનથી જાણવાનું તો કેવી રીતે જાણ્યું ? ત્યારે કહે, એની અવસ્થાઓ ઉત્પન્ન થઈ. તે કેરી જોઈ એટલે કેરી રૂપ થઈ ગયું. તે કેરી તૂટી પડી તે આ એવું થઈ ગયું. કારણ કે વસ્તુઓ વિનાશી, માટે આ પર્યાય વિનાશી છે. પણ જ્ઞાન વિનાશી નથી, જ્ઞાન તો જ્ઞાન જ છે, પરમેનન્ટ છે.

વિનાશી વસ્તુનું પરિવર્તન થાય છે, એમાં આત્માની જ્ઞાનશક્તિ પરિવર્તન પામે છે. કારણ કે અવસ્થાને જોનાર જ્ઞાન છે. તે અવસ્થા બદલાય છે તેમ જ્ઞાન પર્યાય બદલાય છે. પર્યાયોનું નિરંતર પરિવર્તન થયા જ કરે છે. અનંતા જ્ઞેયોને જાણવા જ્ઞાન ફરતું હોય. અવસ્થાઓ જેમ ફરે તેમ જ્ઞાન ફરે છતાં જ્ઞાન શુદ્ધ રહે છે, સંપૂર્ણ શુદ્ધ રહે છે, સર્વાંગ શુદ્ધ રહે છે. પર્યાય ફેરફાર થાય છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન પર્યાયસ્વરૂપે ફરે છે ?

**દાદાશ્રી :** હા, અને પોતાના પર્યાયને પણ જે જાણે છે તે પોતે છે, શુદ્ધાત્મા છે.

આત્મા એ શુદ્ધ ચિત્ત સ્વરૂપ છે, પણ એના પર્યાય વિનાશી છે. જેટલો વખત જ્ઞેય રહે તેટલો વખત જ્ઞાનના પર્યાય રહે છે ને જ્ઞેયો વિનાશી હોવાથી પર્યાય વિનાશી રહે છે. આ કેરી જુએ તો તેટલો વખત પર્યાય ઊભો થાય અને કેરી જાય એટલે પર્યાય વિનાશ થાય.

પણ જ્ઞેયનો ફેરફાર થયા કરે છે નિરંતર. એટલે જ્ઞેય પરિવર્તનશીલ હોવાથી આ જ્ઞાનને પર્યાય ઊભા થાય છે, અવસ્થાઓ બધી. જ્ઞેય ને દૃશ્ય પરિવર્તનશીલ હોવાથી જ્ઞાતાનું જ્ઞાન અને દ્રષ્ટાનું દર્શન એ ફેરફાર પર્યાય-અવસ્થા રૂપે થયા કરે છે. કારણ કે જોવાનું શું ? ત્યારે કહે, પોતાની જાતને જોવાની. પોતાની જાત તો સત્ છે, અવિનાશી જ છે અને આ જ્ઞેયોને જોવાના છે. એ જ્ઞેયો પરિવર્તનશીલ છે બધાય. એ પરિવર્તનશીલને જુએ તે ઘડીએ એની, જ્ઞાનની અવસ્થાઓ ઊભી થાય છે.

## ગુણ વપરાય ત્યારે કહેવાય ધર્મ

**પ્રશ્નકર્તા :** જ્ઞેયોને જોવામાં-જાણવામાં જ્ઞાન-દર્શન એ ધર્મ કહેવાય કે ગુણ કહેવાય ?

**દાદાશ્રી :** જ્ઞાન એ ગુણ કહેવાય. જ્ઞાન-દર્શન-સુખ એ બધા ગુણ કહેવાય. કારણ કે 'હું છું, એ કાયમનો છું' એવું કહેવા માગે છે. પછી એ જ્ઞાન વપરાય અનંતા જ્ઞેયોને જાણવામાં પરિણમેલી અનંતી અવસ્થાઓમાં, ત્યારે એ ધર્મ કહેવાય. જ્ઞાનનો ધર્મ કહેવાય. જ્ઞાન એ તો ગુણ છે, કાયમનો ગુણ. એનો ધર્મ શું ? જ્ઞેયોને જાણવાનો.

## જ્ઞેયમાં ન જાય આત્મા, જાય જ્ઞાન પર્યાય

**પ્રશ્નકર્તા :** આત્માનો જે જ્ઞાન ગુણ છે, એનાથી આ જાણ્યું. હવે અતીન્દ્રિય જ્ઞાન અને ત્યાં આત્મા હોય. હવે મારા અતીન્દ્રિય જ્ઞાનથી મેં આ જાણ્યું કે આ વસ્તુ આ છે. ત્યાં મારો આત્મા જ્ઞેયમાં જાય છે ખરો કે નહીં ?

**દાદાશ્રી :** આત્મા જ્ઞેયમાં જાય નહીં. એ જ્ઞાનનો પર્યાય જાય છે. પર્યાયથી જોઈ શકાય આ. અને જ્ઞેય આઘાપાછા થાય એટલે પર્યાય પણ આઘોપાછો થાય. જ્ઞેય ઓછા-વધતા થાય તો પર્યાય ઓછો-વધતો થાય. એ જ્ઞેયના આધારે પર્યાય થાય.

જ્ઞેયોના અને જ્ઞાનના પર્યાયોને નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે. નિમિત્ત-નૈમિત્તિક સંબંધ છે, ત્યારે તો બે ભેગા થાય.

પણ જ્ઞેય ને જ્ઞાતા એકાકાર ના થાય એનું નામ જ્ઞાન.

## પર્યાયને યથાર્થ ઓળખાવ્યા જ્ઞાનીએ

**પ્રશ્નકર્તા :** દાદા, હવે આ પર્યાય જે છે, એ કોને દેખાય ? જોનારો કોણ ?

**દાદાશ્રી :** એ પ્રજ્ઞાને !

**પ્રશ્નકર્તા :** હવે એ પર્યાય જ્યારે બહાર જાય એટલે જ્ઞેયને જુએ.

**દાદાશ્રી :** પર્યાય ઉત્પન્ન થવું, એ પાછું દેખાતું શરૂ થાય.

**પ્રશ્નકર્તા :** હવે એ જ પર્યાય અંદર જાયને ? જે પર્યાય બહાર હતા, જ્ઞેયોને જોતા'તા, એ પર્યાય પાછા ફર્યા. અને જ્ઞાનમાં કે દર્શનમાં ક્યાં જઈને સમાય ?

**દાદાશ્રી :** ના, પર્યાય તો જ્ઞેયોઓમાં જ જવાના. પર્યાય તો અત્યારે ત્યાં આગળ સિદ્ધ લોકોના છે ને, તે જ્ઞેયોમાં જ જવાના. એ જ્ઞેયો સિવાય જોઈ શકે નહીં બીજી વાત. અને જુએ નહીં અને જાણે નહીં ત્યાં સુધી આનંદ બંધ થઈ જાય. જુએ-જાણે તો જ એનો આનંદ ઉત્પન્ન થાય. એટલે ત્યાં આગળ એ સિદ્ધને પણ પર્યાયમાં જોવાનું ને જાણવાનું.

**પ્રશ્નકર્તા :** આ ફોડ પાડવો છે કે જે પર્યાય બહાર જાય છે જ્ઞેયોમાં, હવે એ પર્યાય જો અંદર જાય, તો જ્ઞાનમાં કે દર્શનમાં સમાય ? જો એ પર્યાય જ્ઞાનનો હોય તો જ્ઞાનમાં સમાય, દર્શનનો હોય તો દર્શનમાં સમાય...

**દાદાશ્રી :** જરૂર જ નથી.

**પ્રશ્નકર્તા :** તો એ શું છે ?

**દાદાશ્રી :** પર્યાય એ તો બહારનું જોવા માટે છે. કેમ ? ત્યારે બહાર જોવાની જે ચીજો છે ને, તે પરિવર્તનશીલ છે એટલે પર્યાય પણ પરિવર્તનશીલ છે. અને એ મૂળ ગુણ છે તે આઘાપાછા ના થાય કાંઈ.

**પ્રશ્નકર્તા :** આત્માનું જ્ઞાન તો પર્યાયમાં જ આવે છે ને બીજે ક્યાં જાય ?

**દાદાશ્રી :** હા, પર્યાયમાં જાય છે પણ પર્યાયને આત્મા ના કહેવાય. દ્રવ્ય-ગુણ ને પર્યાય ત્રણ ભેગા થયા ત્યારે વસ્તુ કહેવાય, તત્ત્વ કહેવાય અને એ તત્ત્વ આખું જ જોઈએ. એકલા પર્યાયનું ચાલે નહીં. ગુણ વગર પર્યાયેય ના હોય. પણ પર્યાય વિનાશી છે. લોકો શું સમજ્યા છે કે આત્મા કોઈ વસ્તુ બીજી હશે, જ્ઞાન સિવાય. એટલે અમે શું કહીએ છીએ કે એ એબ્સૉલ્યૂટ જ્ઞાન માત્ર જ છે.

## દ્રષ્ટા પોતે જ મુખ્ય, દૃષ્ટિ એ તો દ્રષ્ટાનો પર્યાય

પછી અનંત દશ્યોને જોવામાં પરિણમેલી, એટલે પોતે દશ્યસ્વરૂપ થઈ જાય છે, છતાં પોતે છે દ્રષ્ટા.

**પ્રશ્નકર્તા :** દૃષ્ટિ એ જ દ્રષ્ટા છે ને, જે ચેતન આપણે કહીએ ?

**દાદાશ્રી :** દૃષ્ટિ તો એનો પર્યાય છે, દ્રષ્ટાનો પર્યાય છે.

**પ્રશ્નકર્તા :** પર્યાયમાંયે દ્રવ્ય તો સમાયેલું જ છે ને ?

**દાદાશ્રી :** પર્યાય તો દ્રવ્યનો ક્ષણે ક્ષણે ઉત્પન્ન થતો ભાવ છે. ક્ષણે ક્ષણે ઉત્પન્ન થતી અવસ્થા છે. એટલે આ દ્રષ્ટાએ આ દશ્ય જોયું, આ જોયું, આ જોયું, આ જોયું. દ્રષ્ટા દૃષ્ટિથી જુએ છે. એ ક્ષણે ક્ષણે બદલાયા કરે છે. કીડી દેખાય છે, પછી વાઘ દેખાય છે. ફલાણું એ પાછું એટલે એ અવસ્થાઓમાં પર્યાય નિરંતર બદલાયા કરે, દ્રષ્ટા ના બદલાય.

**પ્રશ્નકર્તા :** પર્યાયમાં તત્ત્વદૃષ્ટિથી તો દ્રવ્ય દેખાયને ? પર્યાયમાં તત્ત્વદૃષ્ટિ એ જ દ્રવ્યને ?

**દાદાશ્રી :** ના. એ પર્યાયમાં તત્ત્વદૃષ્ટિ ના હોય, તત્ત્વમાં તત્ત્વદૃષ્ટિ હોય.

આ કિરણ એ સૂર્ય નથી, સૂર્ય એ સૂર્ય છે, એવું આ પર્યાયો કિરણસ્વરૂપ છે. એ તો કંઈક એ વાદળ આવે તો બંધ થઈ જાય પણ સૂર્ય કંઈ ગયો નથી. અગર તો આ કિરણ તો અમથા અહીં આગળ કશું કપડું બાંધીએ તોય ના દેખી શકે. સૂર્ય એ મુખ્ય વસ્તુ છે. ગુણો એ કાયમના હોય, પર્યાય બદલાયા કરે.

## જ્ઞેય થકી જ્ઞાન, પણ પ્રગટે સ્વતંત્રપણે

**પ્રશ્નકર્તા :** 'જ્ઞેયાકારે પ્રગટતું પોતાનું પરિણામ એ મૂળ પોતાને કારણે જ પ્રગટે છે ?'

**દાદાશ્રી :** પોતાને જ કારણે પ્રગટે છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન જે પ્રગટ્યા કરે છે, એ સ્વતંત્ર રીતે પ્રગટે છે ને કે જ્ઞેયના કારણે પ્રગટે છે ?

**દાદાશ્રી :** જ્ઞાન સ્વતંત્ર છે, પણ જ્ઞાન ઓર્ડર (અમલ)માં ક્યાં સુધી હોય ? ત્યારે કહે, જ્ઞેય હોય તો જ આ જ્ઞાન હોય, નહીં તો હોય જ કેવી રીતે ?

**પ્રશ્નકર્તા :** જ્ઞેય હોય તો જ્ઞાન હોય, એ બરાબર છે પણ જ્ઞાન જે પ્રગટ થયું એ સ્વતંત્ર રીતે થયું કે જ્ઞેયને લીધે થયું ?

**દાદાશ્રી :** ના, સ્વતંત્ર રીતે પ્રગટ થયું. પ્રગટ થયા પછી જ્ઞેયને જોઈ શકે.

**પ્રશ્નકર્તા :** હવે જે જ્ઞાન પ્રગટ થયું એ અવસ્થા પૂર્વનિશ્ચિત છે ?

**દાદાશ્રી :** ના, એ અવસ્થા પૂર્વનિશ્ચિત નથી.

**પ્રશ્નકર્તા :** તો પછી એ જ્ઞેયને કારણે પ્રગટ થયું એમ થયુંને ? એવો અર્થ થાય.

**દાદાશ્રી :** જ્ઞેયને લેવાદેવા નહીંને ! જ્ઞેયને અને એને લેવાદેવા નહીં.

## તત્ત્વ હોય ગુણ-અવસ્થા સહિત જ

**પ્રશ્નકર્તા :** હવે એ કહોને, અનંતી અવસ્થા એટલે ?

**દાદાશ્રી :** જ્ઞેયો અનંતા એટલે અવસ્થાઓ અનંતી થાય.

**પ્રશ્નકર્તા :** બરોબર, પણ એને અનંતી અવસ્થા કેમ કીધી ?

**દાદાશ્રી :** આત્માનેય અવસ્થાઓ છે, અનંત અવસ્થાઓ છે. અનંત જ્ઞેયોને જાણવામાં પરિણમેલી અનંતી અવસ્થાઓમાં હું સંપૂર્ણ શુદ્ધ છું, સર્વાંગ શુદ્ધ છું. ભગવાન કહે છે, જેટલા તત્ત્વો છે તે બધાનેય ગુણ હોય અને તેની અવસ્થા હોય. જો અવસ્થા ના હોય તો તે તત્ત્વ નહીં. આત્માની અનંત અવસ્થાઓ છે. દહાડે અહીં મોટરો-ઘોડાગાડી, દોડધામ ચાલુ હોય ત્યારે સિદ્ધ આત્માની અવસ્થાઓ ઘણી બધી વધી જાય ને રાત્રે ટાઢું પડે ત્યારે ઓછું થઈ જાય. અનંત જ્ઞેયો એટલે અનંત અવસ્થાઓ.

## સામાન્યભાવે જોયું તો છૂટ્યું, વિશેષભાવે ચોંટ્યું

અને તે અવસ્થાઓ બદલાયા જ કરે છે, જાનમાં, લગ્નમાં, ઘરમાં, માર્કેટમાં પણ દરેક અવસ્થાઓમાં મારું જ્ઞાન મેલું થતું નથી. અવસ્થાઓ નિરંતર ફર્યા કરે છે. એક આમ આ કેરીને જોઈ અને પછી પાછું બીજું જુએ, ત્રીજું જુએ, ચોથું જુએ એ પર્યાય. અવસ્થાઓ બધી ફર્યા કરે છે. એ જ્ઞાનની અવસ્થાઓ શુદ્ધ ને શુદ્ધ જ રહે છે.

આ બધા જ્ઞેયો જોઈએ તેથી કરીને બધી એવી અવસ્થા થઈ જાય, પણ આપણે શુદ્ધ જ છીએ. આપણી શુદ્ધતાને કશી હરકત આવતી નથી. જલેબી જોઈ કે ગમે તે જોયું તેથી શુદ્ધતાને હરકત આવતી નથી. એ જલેબી જુએ ને એમાં તમે મારાપણું કરો ને મોહ કરો તો જ નુકસાન

થાય. જુએ ને પછી મોઢું બગડેને, તે નુકસાન કરે. કારણ કે વિશેષ કર્યું, સામાન્ય ભાવથી ના જોયું. રીંગણા સારા હોય તેને જોઈ તેમાં તન્મય થઈ જાય ને તેવા જ આકારનો થાય છે. જ્ઞેયાકાર થાય છે તો ભગવાને કહ્યું કે, તું જ્ઞેયાકાર થઈશ તોય તેનો વાંધો નથી પણ ફક્ત તું તે અવસ્થાને જાણ, તો તું છૂટ્યો. બધી જ વસ્તુ સામાન્યભાવે જોવી જોઈએ, વિશેષભાવે ના જોઈશ. વિશેષભાવે જોયું કે વળગ્યું જ છે.

ખાલી તમને જ્ઞેયને જાણવાનો જ અધિકાર છે.

**પ્રશ્નકર્તા :** એનો અર્થ કે સહજભાવ રહે તો એનો વાંધો નહીં ?

**દાદાશ્રી :** સહજભાવ જ બસ. દેહ જલેબી ખાય અને તમે તમારા સહજભાવમાં, તમે જ્ઞાતા-દ્રષ્ટા રહો એ જ.

## સર્વાંગ : સર્વ પ્રદેશે સંપૂર્ણ શુદ્ધ

**પ્રશ્નકર્તા :** એ જે સંપૂર્ણ શુદ્ધ અને પછી સર્વાંગ શુદ્ધ એ લખ્યું છે, એ શા માટે લખ્યું છે ?

**દાદાશ્રી :** લોકોને ખ્યાલમાં આવે કે બધી રીતે શુદ્ધ થઈ ગયેલો છે. એટલે આ સમજવા માટે લખેલું છે.

**પ્રશ્નકર્તા :** એટલે આત્માના અંગો હોય છે તે સર્વાંગ ?

**દાદાશ્રી :** અંગ ના હોય, આત્માના પ્રદેશો હોય. સર્વ પ્રદેશોથી શુદ્ધ હોય પણ પ્રદેશો ના સમજણ પડે એટલે સર્વાંગ કહ્યું. સર્વાંગ એટલે સંપૂર્ણ. સમજાઈ જાય માણસને. પ્રદેશો સમજણ ના પડે.

**પ્રશ્નકર્તા :** સંપૂર્ણ શુદ્ધ અને સર્વાંગ શુદ્ધ એ બેમાં શું ફેર ?

**દાદાશ્રી :** સંપૂર્ણ શુદ્ધ છું એટલે એક્ઝેક્ટલી શુદ્ધ જ છું, એવું પાછા બધા અંગો સહિત, બધા અંગોએ કરીને શુદ્ધ છું, એવું વિગતવાર કહે છે. સર્વાંગ એટલે બધા અંગોથી, અંગ-ઉપાંગ બધામાં શુદ્ધ છું. અશુદ્ધતા હવે કોઈ જગ્યાએ રહી નથી હવે. ખરેખર શુદ્ધ જ છું. કોઈ દહાડો અશુદ્ધિ મારામાં આવી જ નથી. સર્વાંગ શુદ્ધ છે. બધા અંગે શુદ્ધ છું. હું સંપૂર્ણ

શુદ્ધ છું અને સર્વાંગ શુદ્ધ છું, મને કશું અડતું નથી, એટલે લોકો કહેશે, 'આ બધું જુઓ-કરો છો તો તમને કશું કર્મ ના બંધાય ?' ત્યારે કહે, 'ના બા, મારે તો કર્મ કશું ના બંધાય.'

**પ્રશ્નકર્તા :** એવી રીતે બધા જ દ્રવ્ય પોતાનાથી સર્વાંગી શુદ્ધ છે ને ?

**દાદાશ્રી :** આ બધા જ દ્રવ્યો શુદ્ધ જ છે.

**પ્રશ્નકર્તા :** આ અનંતા જ્ઞેયોને જાણવામાં પરિણમેલી અનંતી અવસ્થાઓમાં હું સંપૂર્ણ શુદ્ધ છું, સર્વાંગ શુદ્ધ છું. તો કહે, 'આ જ્યારે આપણે બોલીએ ત્યારે મહીં શું પરિણામ થવા જોઈએ ?'

**દાદાશ્રી :** કશું પરિણામ થવા ના જોઈએ. એને જાણવું જોઈએ. આટલી બધી વસ્તુઓ જાણવાની હોવા છતાં, એને જાણું છું છતાં મારી શુદ્ધતાને બગાડતું નથી એવું કહેવા માગે છે. ગટરને જોઉ છું ને જાણું છું તોય મારું એ બગડતું નથી અને અત્તરને જોઉ છું, જાણું છું, બીજું કરું છું, ખરાબ કે સારું જોઉ છું પણ તેથી કરીને આ જ્ઞાન મારું એમાં નથી ભળતું. એટલે લોક મહીં ગૂંચાય છે કે આ જોઈએ એટલે મહીં આત્મા બગડ્યો.

**પ્રશ્નકર્તા :** દ્રવ્ય-ગુણ-પર્યાયથી સંપૂર્ણ શુદ્ધ છું, સર્વાંગ શુદ્ધ છું, તો આ દ્રવ્યથી, ગુણથી અને પર્યાયથી એનું શુદ્ધત્વ કેવી રીતે સમજાય ? અને આ બોલવાનું બહાર ફળ આવ્યું એ કેવી રીતે ખબર પડે ?

**દાદાશ્રી :** ચિંતા ના થાય એટલે. ઉપાધિના પરિણામ આવે તોય ચિંતા ના થાય, એ ઉપરથી ખબર પડે. પાસ થયો તો ના ખબર પડે કે ભઈ, સારું લખ્યું હશે ! અને પૂછ પૂછ કરે ત્યારે કહીએ, ભાઈ, માર્ક જોઈ આવો મારા.

## જ્ઞાન સમજવાથી પરિણમશે અનુભવમાં

**પ્રશ્નકર્તા :** દાદા, કોઈવાર આ વાતો અઘરી લાગે ને, એવું થાય છે જો આ બધું નહીં સમજીએ તો આપણો મોક્ષ થશે કે નહીં ?

**દાદાશ્રી :** આ ભાઈ પર્યાયને ના સમજે, તેથી કંઈ મોક્ષે નહીં જવાના ? ત્યારે કહે, ના, એવું નથી. કારણ કે જ્ઞાની પુરુષના આશ્રયથી જવાનું છે ને ? જાણવા જાય તો કો'ક ફેરો બફાઈયે જાય, એના કરતા અજાણ રહ્યા એ સારું. આ તો આટલુંય સમજાયું છે. પેલા વાક્યો મૂક્યા છે ને બધા. વાક્યોને આધારે સમજાયું છે.

**પ્રશ્નકર્તા :** એમાં એવું છે ને દાદા, આ જ વસ્તુ બોલવાની પણ સમજણપૂર્વક જો બોલીએ...

**દાદાશ્રી :** તો ફળ મળે, બહુ સારું મળે અને જ્યારે ત્યારે સમજવું જ પડશે ને ? તેથી હું કહું છું કે કંઈક સમજજો. વિચાર આવતા હોય, પૂછવું હોય તે પૂછજો. પણ પેલી ઠંડક એવી રહે છે ને, પૂછવાની વાત થઈ રહેશે, હઉ થઈ રહેશે. કારણ કે ઠંડક છે ને ! હંમેશાંય માંદો માણસ હોય ને તેને આપણે કહીએ કે 'સંડાસ ?' ત્યારે કહેશે, બે જણ ઝાલે ત્યારે મારાથી જવાય છે. પણ જ્યારે એની પાછળ વાઘ પડે તો ? દોડે તે ઘડીએ. બે જણ ઝાલવા-કરવાનું કશું નહીં. એ દોડે દરઅસલ, સરસ ! તેવું પેલો વાઘ પાછળ પડ્યો નથી, તેની આ ભાંજગડ છે.

છતાંય વાંધો નથી, દાદાનું જ્ઞાન છે ને ! પણ બને એટલો અસંતોષ રાખવો, થોડો થોડો. મનમાં એમ રાખવું કે આ જાણવું છે, વિશેષ પ્રકારે. અને એવું જાણવું છે તેથી તો આવે છે બધા લોક. અમસ્તા કંઈ આવે છે ? ઘેર જ નિરાંતે બેસી રહે, અહીં આગળ શા માટે આવતો હશે ? કારણ કે એની ઈચ્છા છે, ભાવના છે કે આ જાણીએ ને પૂરું કરી લઈએ.

વાત સમજે તો કામ લાગે. આ જ્ઞાન સમજવાનું જ છે, કરવાનું કશું જ નથી. સમજમાં આવ્યું, એનું પરિણામેય આવી જાય. આ સમજેય પારિણામિક છે અને પરિણામેય પારિણામિક છે. એટલે તરત જ પરિણામમાં આવી જાય. અને જે સમજથી પરિણામ ના આવે, એને સમજ જ ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ એ તો એમ કરતા કરતા અહીં આપ સમજાવો છો તો સમજાય છે.

**દાદાશ્રી :** આ તો આમ કરતા કરતા ટુકડે ટુકડે સમજાવાય જરા. પછી એમ કરતા કરતા ગેડ બેસી જાય.

## શાસ્ત્રોથી પર વાત, અક્રમ વિજ્ઞાન મહીં

**પ્રશ્નકર્તા :** જ્ઞાનવિધિમાં આપ બોલો છો તે વખતે બોલી તો જઈએ છીએ પણ...

**દાદાશ્રી :** બોલવાની જ જરૂર. બોલ્યો એટલે કો'ક દહાડો ઊગશે. મહીં છપાઈ ગયું છે ને ! એટલે જે કહું છું ને, પછી જાણશે એ કો'ક દહાડો. બોલ્યો જ ના હોય તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** છતાં દાદા, આપ જે બોલાવો છે એની પાછળ કોઈ ગૂઢ વૈજ્ઞાનિક કારણ દેખાય છે.

**દાદાશ્રી :** હા, બોલાવું છું. એ બોલાવું નહીં ત્યાં સુધી આત્મા મહીં છૂટો પડે નહીંને ! આ અક્રમ વિજ્ઞાનની એ જ છે બધી અજાયબી ! નહીં તો છૂટો પડે નહીં આત્મા કોઈ દહાડો. એક્ઝેક્ટ ભેદજ્ઞાન જોઈએ. શાસ્ત્રમાં ભેદજ્ઞાન હોય નહીં. આવું વાક્ય હોય કદીયે શાસ્ત્રમાં ?

**પ્રશ્નકર્તા :** ના, ન જ હોય.

**દાદાશ્રી :** આ વાક્ય અનુભવ સિદ્ધ થઈ જાય તો અહીં ને અહીં મુક્તિ થઈ જાય. અને આવાં વાક્યો સિવાય છુટકારો થાય નહીં ને આત્મા જુદો પડે નહીં કોઈ દહાડોય. મૂળ દ્રવ્ય અને એની મૂળ વાત જોઈએ. મૌલિક વાત જોઈએ, શાસ્ત્રની વાત ચાલે નહીં.

## અજાયબ વસ્તુ પ્રાપ્ત થઈ જ્ઞાનીકૃપાએ

**પ્રશ્નકર્તા :** આમાં તો પ્રગટ પુરુષનો આધાર જોઈએ. એની પ્રગટતા, એનું જ જ્ઞાન, આપણું નહીં, એની જ અનુભૂતિ તો કામ થાય.

**દાદાશ્રી :** ત્યારે અમે કેવા છીએ એવી પછી ખબર ના પડી ? આવું હોવા છતાં, આટલી બધી ધમાલ હોવા છતાંય શુદ્ધતા જતી નથી, આનું નામ અક્રમ અને ક્રમમાં તો સંગ છોડો તો અસંગ થશો.

આ વાત કોઈ જગ્યાએ હોય નહીં. આ વાત કોઈ જગ્યાએ ચર્ચાય નહીં. કારણ કે જ્ઞેયને પણ એ નથી સમજતા. ના સમજી શકે એ માણસ. સમજી શકે જ નહીં ને ! કોઈનું ગજું નહીં આ તો ! આ વાત જ અજાયબી કહેવાય.

અનંતા જ્ઞેયોને જાણવામાં પરિણમેલી એ વાક્યનો અર્થ કરવો હોય તોય ના જડે. એ શું કહેવા માગે છે તેય સમજણ ના પડે. આપણે આત્મા પ્રાપ્ત થઈ ગયોને ? લક્ષમાં બેસી ગયોને ? પછી એથી વધારે શું જોઈએ ? અને એ આત્મા એના પોતાના ગુણધર્મો સહિત છે જ !

**પ્રશ્નકર્તા :** પણ તોય દાદા, એવું થાય કે તમારા જેવું ક્યારે થશે ?

**દાદાશ્રી :** ગુંઠાણું (નિશ્ચયનું) તો તમને દાદા જેમાં છે એ જ પ્રાપ્ત થયું છે. બાકી, દાદા તો બધો સામાન પહેલેથી ભરી લાવેલા છે.

તમને એવી જ દશા થઈ છે પણ આ જ્ઞાન રસ્તે જતા મળ્યું છે. એટલે બહાર ધૂળ ઊડી કે ધ્યાન ત્યાં ગયું, પણ એ જોવાનું નહીં. ધૂળ ઊડે, કાંકરા ઊડે, બધું ઊડે. પણ એ જ્ઞેય છે અને આપણે જ્ઞાતા છીએ. આપણે જ્ઞાતાપદમાં બેસીને જ્ઞેય જાણવાનું છે. જગત આખું ઊડે, મા-બાપ-દીકરા મરવા પડ્યા હોય ને ત્યાં જ્ઞેય-જ્ઞાતાનો સંબંધ રાખીને રહે ત્યારે આ વિજ્ઞાન ઉત્પન્ન થાય. એ મરશે એ વ્યવસ્થિત ખરુંને !

પોતે જ્ઞાન સત્તામાત્ર છે. જ્ઞાતાસત્તામાં રહ્યા તો મુશ્કેલી ઊડી ગઈ. જેટલો પૂર્વનો અભ્યાસ અવળો હોયને એટલું અડે. તમારે આત્મજ્ઞાન થયું એ ઓછું કહેવાય ? વર્લ્ડમાં પૂજ્ય થયા એવું પદ પ્રાપ્ત થયું છે. બાકી તમારે આત્મા ખખડે જ છે. આત્મા લક્ષમાં બેઠો એ ખખડે જ છે. ખખડે એટલે ડબામાં ગોળો ઘાલીને ખખડાવીએ તો અવાજ આવે, એવું નહીં. એ અવાજવાળી વસ્તુ નથી.

એનું લક્ષ કોઈને એક ક્ષણ બેઠેલું ના હોય ને તમારે આ કાયમનું લક્ષ બેઠું. હવે લક્ષ કોઈ દહાડો ના ચૂકે એ જ વિજ્ઞાન છે.

## સર્વે જ્ઞેયો દેખાય પૂર્ણતાએ, કેવળજ્ઞાનમાં

**પ્રશ્નકર્તા :** જેવી રીતે કેરીનો દાખલો આપ્યોને, તો એવી રીતે કોઈ પણ મનુષ્ય કે કોઈ વ્યક્તિ કે કોઈ જીવ કે કોઈ પ્રાણી એની પણ તમામ અવસ્થાઓ અમને ખ્યાલમાં આવે ? અંદરનું બધુંય ખ્યાલ આવે ?

**દાદાશ્રી :** બધી ખબર પડે. અંદર-બહાર બધુંય ખબર પડે.

**પ્રશ્નકર્તા :** એ સ્ટેજ આવે ત્યારેને પણ ?

**દાદાશ્રી :** એ તો કેવળજ્ઞાન થાય ત્યારે.

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાન થાય ત્યારે આ દેખાય આપણને અથવા તો આ સમજ પડે એટલે આપણને કેવળજ્ઞાન થવા માંડ્યું છે, એવું આપણને ખ્યાલ આવેને ?

**દાદાશ્રી :** આ જ્ઞાન મળ્યા પછી બે-એક અવતારમાં પેલો ખાલી થઈ જાય જ્યારે, ભરેલો માલ. એ ફાઈલો ખલાસ થઈ કે ફુલ ગવર્મેન્ટ. ત્યાં સુધી ઈન્ટ્રિમ ગવર્મેન્ટ. ફાઈલો ખલાસ થઈ ગઈ એટલે ફુલ ગવર્મેન્ટ. ફાઈલો એટલે શું ? મનમાં બધી આવ્યા કરે. તે મનમાં, બુદ્ધિમાં જે આવ્યા કરે. જો ક્રોધ આવે ત્યારે ક્રોધ-માન-માયા-લોભ થયા કરે, એ બધી ફાઈલો.

**પ્રશ્નકર્તા :** હું એવી રીતે લઉં કે બીજાનું મારે અનંતી અવસ્થાઓનું જ્ઞાન નથી જોઈતું, મારી અનંતી અવસ્થાઓનું મારે જ્ઞાન જોઈએ છે તો ?

**દાદાશ્રી :** એ તો એય થાય ને આયે થાય, બે સાથે જ હોય. એવું ટૂંકું ના હોય. સવાર થાય કે બધે સામટા સૂર્યનારાયણ ઊગ્યા. એટલે આપણા એકલા પૂરતું ના ઊગે એ, બધા માટે ઊગે.

## પહેલા સ્થૂળ દેખે પછી થતું જાય સૂક્ષ્મ, છેલ્લે નિરાલંબ

**પ્રશ્નકર્તા :** જ્ઞાનીને બધા જ્ઞેયોનો ખ્યાલ આવે, પણ એ કોઈને કહી ના શકે ?

**દાદાશ્રી :** એમાં શબ્દ જ ના હોય, અવર્ણનીય, અવક્તવ્ય.

**પ્રશ્નકર્તા :** તમે જ્ઞાની છો તે કોઈ એક વ્યક્તિને જુઓ એટલે એની તમામ અવસ્થાઓનો તમને ખ્યાલ આવી જાય. હવે એ અમને જ્ઞેયોને જેમ છે તેમ જાણવાની આ શરૂઆત ક્યારે થાય ?

**દાદાશ્રી :** એ તો શરૂઆત થઈ ગઈ છે. અત્યારે આ મન-બન બધું દેખાય, વંચાય. એ બધું જ્ઞેય છે અને તમે જ્ઞાતા છો. બુદ્ધિ શું કૂદાકૂદ કરે છે ને આ બધું શું થઈ રહ્યું છે, એમ જે છે એ બધું જાણો. એ જ્ઞેય છે અને તમે જ્ઞાતા છો. પણ પેલું જ્યારે અત્યંત સૂક્ષ્મ થાય ત્યારે બહુ પ્રકારે જાણે. આ ઉપરનો સ્થૂળ ભાગ દેખાય છે, પણ સ્થૂળ ભાગ દેખાય એટલે જ્ઞેય-જ્ઞાતાનો સંબંધ થઈ ગયો. ત્યારથી એ મુક્તિ પામવાનો. બાકી જ્ઞેય-જ્ઞાતાનો સંબંધ ક્યારે થાય ? આત્મા પ્રાપ્ત થયા પછી. અને પછી બધા જ પર્યાય શુદ્ધ થયે અનંત જ્ઞાન કહેવાય. સૂક્ષ્મ સંયોગો તો તે જ્ઞાનના શુદ્ધ પર્યાયો ઉત્પન્ન થાય ત્યારે જ ઝળકે અને બધા જ પર્યાયો શુદ્ધ થાય તે અનંત જ્ઞાની, પરમાત્મા સ્વરૂપ !

એટલે હંમેશાં પર્યાય સૂક્ષ્મ થતા જાય દહાડે દહાડે. આ સંસારની બધી અવસ્થાઓ જોવાની જોવાઈ જાય ત્યાર પછી છે તે સૂક્ષ્મ થાય, જલદી, ઝપાટાબંધ. અને પછી જે દશા આવે તે અવલંબન રહિત હોય, નિરાલંબ હોય. જ્ઞાની નિરાલંબ હોય. અમને કોઈ પણ અવલંબન, શુદ્ધાત્મા શબ્દનું કે કોઈ જાતનું અવલંબન ના હોય. શબ્દનું અવલંબન તમને આપ્યું છે, અમને અવલંબન ના હોય. તમને મુશ્કેલી આવે તો તમે શુદ્ધાત્મામાં પેસી જાવ. અને અમારે તો મુશ્કેલી હોયને, તો અમે નિરાવલંબનમાં જ હોઈએ. પછી અમારે અવલંબનની જરૂર જ નહીંને ! એ તમારી સ્થિતિ ઉત્પન્ન થાય પછી, પહેલો આ માલ ખપી જાય તો.

## સિદ્ધાત્મા ન કરે મહેનત ફરવાની, ઝળકે સઘળું મહીં જ

**પ્રશ્નકર્તા :** પછી સિદ્ધક્ષેત્રમાં આખા બ્રહ્માંડના જ્ઞેયોનું બધું જાણવાનું, તે બધે મારો આત્મા ફરે છે ?

**દાદાશ્રી :** ના ફરતો નથી, મહીં ઝળકે છે. ફરવા માટેની જરૂર

નથી, ઝળકે છે અંદર. જેમ આ અરીસો એની જગ્યાએ ઊભો રહે છે અને લોકો જેટલા આવેને, એ બધા મહીં ઝળકે. હા, જ્ઞાનમાં જ ઝળકે.

**પ્રશ્નકર્તા :** હવે જ્ઞાન ત્યાં આત્મા હોય, ત્યારે બધે જે કંઈ ઝળકે છે ત્યાં મારો આત્મા બધે છે ?

**દાદાશ્રી :** આત્મા છે જ. જ્યાં જ્ઞાન નથી, ત્યાં આત્મા નથી.

**પ્રશ્નકર્તા :** આપણે જેટલા જેટલા જ્ઞેયો જોઈએ એટલે જ્ઞાનથી જ્ઞેય જોવાય તો જ્યાં આપણે દૂરદૂરના જ્ઞેયો જોઈએ, તો આત્મા મારો ત્યાં ત્યાં બધે જાય ?

**દાદાશ્રી :** ના, ના, કંઈએ જવાની જરૂર નહીં. એ જ્યાં આગળ બેઠા છે ને, ત્યાં આગળ સિદ્ધક્ષેત્રમાં બેઠા છે, ત્યાં અંદર બધું ઝળકે. મેં હાથ ઊંચો કર્યોને, તે એમને એમના જ્ઞાનમાં અંદર ઝળકે. એમને જોવા જવું પડે નહીં, ઉપયોગ દેવો ના પડે. ઉપયોગ દેવા જાય તો મહેનત થાય. ઉપયોગ તો આપણે દેવાનો હોય છે. કારણ કે દુરુપયોગ કરેલો, તે શુદ્ધ ઉપયોગમાં આવવું પડે છે. પણ એમને શુદ્ધ ઉપયોગ કશું રહ્યું નહીંને !

## નિજ અવસ્થાને જ્ઞેયરૂપ જોતો, પોતે તત્ત્વસ્વરૂપ પરમાત્મા

**પ્રશ્નકર્તા :** દાદા, છેલ્લે તો નિજ અવસ્થાને પણ જ્ઞેય તરીકે જોતો તત્ત્વસ્વરૂપી જ્ઞાન પરમાત્મા પોતે થાય છે ને ?

**દાદાશ્રી :** બસ, આ 'ચંદુભાઈ'ને તમે જોયા કરો. પોતાની નિજ અવસ્થા, ચંદુભાઈ તમારી નિજ અવસ્થા છે. એને તમે જોતાં જ, અવસ્થારૂપે જુઓ તો તમે પોતે જ પરમાત્મા છો. નિજ અવસ્થાને પણ જ્ઞેય તરીકે જોતો, આ અત્યારે એને જ્ઞેય તરીકે જુદો જુએ, તે તત્ત્વસ્વરૂપ પરમાત્મા જ છે. આમ જોવું-જાણવું એ તમારું કામ અને ચંદુભાઈનું ક્રિયાનું કામ, આ વાક્ય એવું કહેવા માગે છે.

આ નિજ અવસ્થાને એટલે આ તમારી જે અવસ્થા છે, આ ચંદુભાઈ, એને 'જ્ઞેય'સ્વરૂપે એટલે આ તમે તો પોતે 'જ્ઞાતા' ને આ 'જ્ઞેય' છે, એવી રીતે જોતો...

**પ્રશ્નકર્તા :** જોતો, તત્ત્વસ્વરૂપી જ્ઞાન પોતે જ પરમાત્મા છે.

**દાદાશ્રી :** બરોબર છે.

આ ચંદુભાઈ હોય તે જ્ઞેય, એ નિરંતર પરિવર્તન થયા કરે છે. પણ એક ભવના માટે (એનો) આકારેય નક્કી હોય છે. પણ છતાં નિરંતર ફેરફાર થયા કરે છે.

## હવે ન રહ્યું ચાળવાનું ફરી

મૂળ આત્માનો એક શબ્દ બોલું, 'અનંતા જ્ઞેયોને જાણવામાં પરિણમેલી અનંતી અવસ્થામાં હું સંપૂર્ણ શુદ્ધ છું, સર્વાંગ શુદ્ધ છું.' આ એની સમજણમાં બેસે, આવું કેટલીયવાર એની સમજમાં બેસે ત્યારે તો ફિટ થાય.

ચાળવું હોય ત્યાં સુધી ચાળવાનું. બાકી બધું ચાળી નાખ્યું છે. હવે પછી ઘઉં-કાંકરા ફરી ચાળવાની જરૂર નથી. આ તો કો'ક ફેરો વાત નીકળે સાધારણ, તો એ વાત જુદી છે. બાકી એક ફેરો આત્મા જુદો પડ્યો, પછી એ બધું ફરી ચાળવાનું રહ્યું નહીં. તો હવે એ આજ્ઞામાં રહે. આજ્ઞા જે પાળવાની હોય તેમાં જ રહેવાનું રહ્યું છે. પણ છતાંય મનનો સ્વભાવ છે તે કો'ક વાત હોય તો ઊંધી ઘાલે, તેનો ઉકેલ લાવવો પડે. નહીં તો કંઈ જરૂર નથી. ક્યાં સુધી જરૂર ? જ્યાં સુધી જ્ઞાન-દર્શન-ચારિત્ર-તપના ભેદ છે, ત્યાં સુધી જરૂર છે. જ્યાં અભેદ થયુંને એટલે કંઈ જરૂર નથી. આપણું અભેદસ્વરૂપ છે, આત્મા આપણો અભેદસ્વરૂપ છે અને પેલું દર્શન પહેલું શીખવું પડે, પછી જ્ઞાન શીખવું પડે.

**પ્રશ્નકર્તા :** પછી તપ કરવું પડે. પછી સમજીને સમાઈ જવાની વાત આવે છે.

**દાદાશ્રી :** એ તો હજુ કચાશ હોયને, તેને સમજીને સમાઈ જવાનું. બીજાને આજ્ઞા સમજાઈ ગઈ હોય અને આજ્ઞા જ પળાતી હોય, પછી વાંધો નહીંને ! જરૂર જ નહીંને ! છતાં મન કૂદાકૂદ કરતું હોય તો બેસાડીએ, થોડીવાર વાતચીત કરીએ. સમજવાનું કંઈક બાકી રહ્યું હોય, તે સમજી લઈએ એટલે સમાઈ જાય. આ બહુ ઝીણી વાત છે.

હવે જગત ક્યાં પહોંચી વળે ? સમકિત-બમકિતને તો પહોંચી ના વળે. કેવળજ્ઞાન સ્વરૂપી આત્મા આપેલો છે. એ વાક્ય છે એ જ કેવળજ્ઞાન સ્વરૂપ છે. 'અનંતા જ્ઞેયોને જાણવામાં પરિણમેલી અનંતી અવસ્થાઓમાં હું સંપૂર્ણ શુદ્ધ છું.' એ કેવળજ્ઞાન વાક્ય છે. દ્રવ્ય-ગુણ-પર્યાયથી સમજે એટલે બધું આખું કેવળજ્ઞાન સમજી ગયો.

અનંતા જ્ઞેયોને જાણવામાં... આ અમારા વાક્યમાં એટલું બધું બળ છે કે બોલતાની સાથે જ ફુલ કેવળજ્ઞાન સ્વરૂપ થઈ જાય. આ વાક્ય સમજવામાં છે બહુ અઘરું પણ બોલે તો ફુલ કેવળજ્ઞાન સ્વરૂપ થઈ જાય. કારેલાનું નામ ના જાણતો હોય પણ શાક ખાય તો સ્વાદ તો આવી જાયને ?

❖❖❖❖❖

# [૩]
# અનંત શક્તિ

## [૩.૧]
## અનંત શક્તિઓ કઈ ? કેવી ?

### આત્મશક્તિ અનંત, પણ નથી એ મિકેનિકલ

**પ્રશ્નકર્તા :** જો આત્મા-પરમાત્મા કશું કરી શકતો ના હોય તો આપણે એને અનંત શક્તિવાળો કેમ કહીએ છીએ ?

**દાદાશ્રી :** અનંત શક્તિવાળો આત્મા-પરમાત્મા છે પણ આ જે તમે માનો છો એવી મિકેનિકલ શક્તિ એમાં નથી. મિકેનિકલ શક્તિ એ પાવરથી ઊભી થયેલી છે અને આ બધી મિકેનિકલ શક્તિ છે. આ તમે મહીં ખાવાનું નાખો, તો આ મશીન ચાલે. ખાવાનું ના નાખો, હવા ના પૂરો તો મશીન બંધ થઈ જાય.

શક્તિ બે પ્રકારની; એક મશિનરી બનાવવાની શક્તિ અને આ કશું કરે નહીં ને શક્તિ પાર વગરની. ઈશ્વરની શક્તિ અપાર પણ કશું કરવાની નહીં. એની હાજરીથી બધું ચાલે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આત્મા જો અક્રિય છે તો પછી આટલી બધી શક્તિ આવી ક્યાંથી એનામાં ?

**દાદાશ્રી :** અનંત શક્તિનો ધણી છે. અક્રિય છે એટલે આવી ક્રિયા

નથી કરતો. આ મહેનતની ક્રિયા મિકેનિકલ છે, મિકેનિકલ નથી કરતો એ. પણ એની જ્ઞાનક્રિયા જબરજસ્ત હોય છે, દર્શનક્રિયા જબરજસ્ત હોય છે. અનંત શક્તિનો ધણી, જબરજસ્ત ! મિકેનિકલ શક્તિ નહીં. આ મશિનરી ફરે ને આ બધું લેવાદેવાની જે મિકેનિકલ શક્તિ છે, એ બધી પુદ્‌ગલની છે. પરમાણુની શક્તિ છે.

આત્મામાં ચાલવાની શક્તિ નથી, બોલવાની શક્તિ નથી. આત્માની જે શક્તિ છે, એમાંનો અંશ જો લોક જાણતું હોતને, તો લોકોનું કલ્યાણ ના થઈ ગયું હોત ?

## આત્મા હાજર તો પુદ્‌ગલ દેખાય શક્તિશાળી

**પ્રશ્નકર્તા :** આ જો પુદ્‌ગલ નીકળી જાય તો આત્મામાંથી શક્તિ નીકળી જાય છે ?

**દાદાશ્રી :** આ પુદ્‌ગલ જે શક્તિવાળું દેખાય છે ને, તે આત્મા મહીં છે તેથી. નહીં તો જો આત્મા નીકળી જાયને, તો આ શક્તિવાળું ના દેખાય.

**પ્રશ્નકર્તા :** હવે આ શક્તિ તો જડ છે ?

**દાદાશ્રી :** હા, આ જે દેખાય છે એ શક્તિ જડ છે બધી.

**પ્રશ્નકર્તા :** અને જો આત્મામાંથી આ શક્તિ કાઢી લેવામાં આવે...

**દાદાશ્રી :** ના, આત્મામાંથી નથી આવતી, આત્માની હાજરીને લીધે આવે છે. આત્મા હાજર છે તો આ શક્તિ ઉત્પન્ન થાય છે. આત્મા જો ગેરહાજર થઈ જાય તો શક્તિ ઊડી જાય.

**પ્રશ્નકર્તા :** એ આત્મામાંથી નથી આવતી પણ આત્મામાં છે તો ખરીને ?

**દાદાશ્રી :** એ એની જુદી શક્તિ છે, એમાંથી અહીં શક્તિ આવતી નથી.

## આત્મશક્તિ અનંત પણ આવરાયેલી

આત્માની શક્તિઓ સ્વાધીન છે પણ આવરાયેલી છે એટલે કામ નથી લાગતી. ઘરમાં દાટેલો હીરો હોય તો તેની કોને ખબર પડે ? પણ હીરાની શક્તિ હીરામાં ભરી પડી છે.

એટલે આટલી બધી આત્માની અનંત શક્તિઓ આ આવરાયેલી પડી છે. આખું બ્રહ્માંડ ધ્રુજાવે, ડગાવે એટલી શક્તિઓ છે.

જેટલા જીવો છે દુનિયામાં, એ બધા જીવોની ભેગી કરેલી શક્તિ એક આત્મામાં છે બધી. આત્માની શક્તિ છે એ બીજી કોઈ વસ્તુમાં આવતી નથી, એટલી બધી શક્તિઓ છે.

## પરમાત્મશક્તિ અનંત પણ સંસારે અશક્ત

આત્માની શક્તિ મહીં છે જ. આત્માની શક્તિ એ તો પરમાત્મપણાની શક્તિ છે. બાકી એ પરમાત્મામાં એક શેક્યો પાપડ ભાંગવાની શક્તિ નથી અને આમ અનંત શક્તિના એ માલિક છે.

**પ્રશ્નકર્તા :** હં, પાપડ ભાંગવાની શક્તિ નથી પણ તમે એક બાજુ એમ કહો છો કે આત્મામાં અનંત શક્તિ છે, એટલે બે શક્તિઓ થઈ ?

**દાદાશ્રી :** હા, શક્તિ બે પ્રકારની. એક શક્તિ તે જ્ઞાન-દર્શન, તેમાં લાગણીઓ હોય છે અને બીજી કાર્યશક્તિ, તે તેમાં લાગણીઓ ના હોય.

અનંત શક્તિ છે તે આ શક્તિ, પોતાની શક્તિ તો પાર વગરની છે પણ આવી શક્તિઓ નથી. ત્યાં આ કહે છે, હું પહોંચ્યો એ મારી શક્તિ છે આ તો. અલ્યા, આ તારી શક્તિ છે જ નહીં. આ તો રિઝલ્ટ છે.

## મૂળ સ્વરૂપે જડ તત્ત્વ પણ અનંત શક્તિશાળી

**પ્રશ્નકર્તા :** તો પછી આ જડને પોતાની કોઈ સ્વતંત્ર શક્તિ ખરી કે બધી આત્માને લીધે જ ?

**દાદાશ્રી :** જડની પણ અનંત શક્તિ. શક્તિ બે પ્રકારની : એક ચૈતન્યશક્તિ અને એક જડશક્તિ. જડમાંય શક્તિ ખરીને પાછી. જોને, અણુમાંથી ખોળી છે ને ! જોયુંને બધી શક્તિઓ ?

**પ્રશ્નકર્તા :** હવે અત્યારે જે વાત ચાલે છે એ જે પરમાણુ છે એ પરમાણુમાંય શક્તિ છે ?

**દાદાશ્રી :** પરમાણુમાં ખરીને શક્તિ, પણ પરમાણુ એ અવિભાજ્ય હોય એટલે ફેરફાર ના થાય શક્તિ. પરમાણુ જ્યારે ભેગા થાયને, અણુ થાય. અને અણુને તોડી શકાય. એટલે અણુમાં શક્તિ છે અને પરમાણુ શક્તિ બહાર નથી પડેલી. અણુ એટલે કેટલા (બધા) પરમાણુ ભેગા થાય ત્યારે અણુ થાય અને આ પરમાણુ તો અવિભાજ્ય છે.

કોઈ પણ વસ્તુને તેના મૂળ સ્વરૂપે લઈ જાઓ તો તેમાં અનંત શક્તિઓ છે. મૂળ સ્વરૂપની મૂળ શક્તિ કદી જ નાશ પામતી નથી.

## પુદ્‌ગલની અનંત શક્તિએ ભગવાનનેય ગૂંચવ્યા

**પ્રશ્નકર્તા :** આત્માની શક્તિ અને આ પુદ્‌ગલની શક્તિ એમાં તફાવત શું ?

**દાદાશ્રી :** પુદ્‌ગલમાંય અનંત શક્તિ છે. તે રૂપી છે અને સક્રિય છે. અને તે પુદ્‌ગલ કંઈ પાછું પડે એવું નથી. પુદ્‌ગલે ભગવાનને આંતર્યા. છે ને તે ભગવાન મહીં ગૂંચવાયા ! આ કોશેટો પેલો કરોળિયો વીંટે છે ને પોતાની આજુબાજુ, તે કરોળિયો જાળ તૈયાર કરે છે, ને પછી મહીં મૂંઝાય જાય એના જેવી સ્થિતિ. આ પુદ્‌ગલની કરામત છે.

**પ્રશ્નકર્તા :** આપે પુદ્‌ગલ અને આત્મા બન્નેની અનંત શક્તિ કહી સાથે સાથે એ પણ સમજાવ્યું કે બન્નેની શક્તિ નોખી-નિરાળી છે, એકમેકની સાથે કંઈ લેવાદેવા નથી તો પછી પુદ્‌ગલે ભગવાનને કઈ રીતે આંતર્યા ?

**દાદાશ્રી :** પુદ્‌ગલમાં 'હું જ છું' એમ માનતો હતો એટલે એની શક્તિ પુદ્‌ગલમાં પેસી ગઈને તે પુદ્‌ગલ શક્તિવાળું થયું. અને જ્યારથી

'હું આત્મા છું' તેનું લક્ષ બેસી ગયું ત્યારથી પુદ્ગલથી છૂટો પડ્યો. પણ શક્તિવંત બનેલું પુદ્ગલ નરમ પડતા વખત જાય અને છૂટો પડેલો આત્મા પૂર્ણપણે પહોંચતાય ટાઈમ લાગે.

## આત્મશક્તિ આવરાતા ચઢી બેઠી જડશક્તિ

પુદ્ગલની શક્તિ તે આખો આત્મા જ એણે બાંધી લીધો છે. છૂટવા જ નહીં દેતી હવે. લબાકા માર્યા જ કરે. અનંત શક્તિ એ જડની છે. આ અણુબૉમ્બ ફોડેલા, જોયેલું નહીં ? અનંત શક્તિ. એ જડમાં પેઠો એટલે જડશક્તિ પ્રાપ્ત થઈ જાય છે. મિશ્રચેતનની શક્તિ એટલે જડ અને ચેતન બેની મિક્ષ્ચરની શક્તિ છે.

આત્માની અનંત શક્તિઓ છે અને પુદ્ગલની પણ અનંત શક્તિઓ છે. આ તો પહેલા પુદ્ગલની અનંત શક્તિથી આત્મા સપડાયો છે, પણ પુદ્ગલની જડશક્તિ હોવાથી છેવટે ટ્રિકબાજી (યુક્તિ)થી આત્મા નીકળી જાય છે.

**પ્રશ્નકર્તા :** એ બરોબર છે, તો પછી એને તમે કીધું આ જડશક્તિ, એની શક્તિ વધારે છે એ વાત તો સાબિત થઈને ?

**દાદાશ્રી :** આત્માની શક્તિ આવરાઈ છે. એ આવરાઈ છે એટલે જડશક્તિમાં આ મિક્ષ્ચર થયું, ને એ જડશક્તિ જ ઉપર ચઢી બેઠી છે ! હવે છૂટવું હોય તોયે છૂટાય નહીં. એ તો જ્ઞાનીની પાસે જાય, ત્યારે છૂટે. નહીં તો લાખ અવતારેય એ છૂટે નહીં. અને આ તો જેમ દારૂ પીવે છે ને તેનો અમલ છે ને, એવી રીતે આ અહંકારનો અમલ છે. તેથી બધું ચાલ્યા કરે છે ગાડું.

## અનંત શક્તિવાળો પણ અહંકારની હાજરીએ ઉદાસીન

**પ્રશ્નકર્તા :** અમલ છે પણ આત્માની પોતાની શક્તિ તો છે જ ને ?

**દાદાશ્રી :** આત્માની શક્તિ છે, પણ આત્મા બિલકુલ ઉદાસીન છે. જ્યાં સુધી આપણે અહંકારમાં છીએ, ત્યાં સુધી આત્મા ઉદાસીન છે.

**પ્રશ્નકર્તા :** છતાંય આત્મા અનંત શક્તિવાળો છે તો પછી પુદ્‌ગલની જાળમાંથી કેમ છટકી જતો નથી ?

**દાદાશ્રી :** એને શું લેવાદેવા ? એની શક્તિને કંઈ હલાવતા નથી. ઉપર આવરણ ચડ્યું એટલે આપણને દેખાતું બંધ થઈ ગયું. આપણે આપણી આગળ દિવાલ કરીએ છીએ, આત્માની અને આપણી વચ્ચે.

## સીમિત જ્ઞાન પ્રગટે પુદ્‌ગલ માધ્યમ થકી

**પ્રશ્નકર્તા :** તો પછી દાદા, મોક્ષે જવા પુદ્‌ગલની શક્તિઓની જરૂર પડે ખરી ?

**દાદાશ્રી :** પુદ્‌ગલના માધ્યમથી આત્માનું જ્ઞાન પ્રગટ થાય છે. શ્રુતજ્ઞાન, મતિજ્ઞાન, અવધિજ્ઞાન એ બધા જ્ઞાન પુદ્‌ગલના માધ્યમથી પ્રગટ થાય છે.

**પ્રશ્નકર્તા :** આત્માની અનંત શક્તિઓ ઈન્દ્રિયો વડે પ્રગટ થઈ શકે છે ?

**દાદાશ્રી :** અમુક સીમિત શક્તિ ઈન્દ્રિયથી પ્રગટ થાય છે. બાકી બહુ આગળ પ્રગટ થાય નહીં.

## સ્વક્ષેત્રે સ્વશક્તિ, તો પરક્ષેત્રે વિભૂતિ

**પ્રશ્નકર્તા :** દાદા, વિભૂતિ શક્તિ વિશે સાંભળ્યું છે તે સમજાવશો ?

**દાદાશ્રી :** આત્માની બે જાતની શક્તિ : એક સ્વક્ષેત્રમાં રહે તો પોતાની સ્વશક્તિ ઉત્પન્ન થાય ને બીજું, પરક્ષેત્રમાં વિભૂતિ શક્તિ ઉત્પન્ન થાય. પરક્ષેત્રમાં રહીને સ્વક્ષેત્રમાં હોય મુકામ. આપણા વાસુદેવ નારાયણ કૃષ્ણ ભગવાન વિભૂતિ કહેવાય. રાવણ વિભૂતિ કહેવાય અને એ વિભૂતિનો મોક્ષ થવાનો હોય. અત્યારે થોડો વખત થોડું નુકસાન ખમવું પડે, પણ એ તો મોટા જ થવાના. એ જન્મેલા જ મોટા.

## ઓહોહોહો ! એ અનંત શક્તિ કેવી !

**પ્રશ્નકર્તા :** આત્માની અનંત શક્તિમાં શું શું આવે છે ? એ કયા પ્રકારની છે ?

**દાદાશ્રી :** આત્માની અનંત જ્ઞાનશક્તિ છે. એકાદ-બે જ્ઞાનશક્તિ છે એવું નથી. આ અનંત જ્ઞાનશક્તિ છે તેના આધારે તો જ્યોતિષવાળાનું જ્ઞાન, વકીલાતનું જ્ઞાન, ડૉક્ટરનું જ્ઞાન, એ બધું જ્ઞાન બહાર પડ્યું છે. દરેકના જુદા જુદા 'સબ્જેક્ટ્સ' હોય. એ બધા જ્ઞાન ખુલ્લા થાય એટલી બધી જ્ઞાનશક્તિ છે. એટલે આત્મા અનંત શક્તિનો ધણી છે, અનંત જ્ઞાનશક્તિ છે ને અનંત વીર્ય શક્તિ છે. બહુ ગજબની શક્તિ ધરાવે છે એવા એ પરમાત્મા છે !

**પ્રશ્નકર્તા :** પછી બીજી કઈ શક્તિઓ ?

**દાદાશ્રી :** આત્માની અનંત શક્તિ છે. તેમાં કલ્પ નામની એક શક્તિ છે. કલ્પ એ ખુદ છે, તેમાંથી તે વિકલ્પી થાય છે અને તે નિર્વિકલ્પી થાય તો કલ્પ થાય.

આપણને જ્ઞાની પુરુષ દેખાડી દે, પછી કલ્પવૃક્ષથી અનંત શક્તિઓ ખીલી જાય. અત્યારે તો (અજ્ઞાન દશામાં) શક્તિઓય ખીલતી નથી. ઊલટી શક્તિઓ બધી ખલાસ થવા માંડી. શક્તિઓ મહીં હોય છે ને જે સમતા હોય તેય જતી રહે છે.

અનંત શક્તિ છે તેની વિપરીત સ્ફુરણાથી આવડું મોટું બ્રહ્માંડ ઊભું થઈ ગયું છે આડી બાજુનું, તો સમ્યક્ સ્ફુરણાથી શું ના થાય ? સ્ફુરણા કરે તેવું થઈ જ જાય. તે નકામી ના જાય. ફક્ત નિશ્ચય કરવાની જ જરૂર છે.

આત્મામાં એટલી બધી શક્તિ છે કે ભીંતમાં પ્રતિષ્ઠા કરે તો ભીંત બોલે તેમ છે !

આખું બ્રહ્માંડ જાણવાની, અનુભવવાની, એવી બધી અનંત શક્તિઓ છે.

આત્મશક્તિની લંબાઈનો પાર જ નથી ! દરેક માણસના વિચારને 'એક્સેપ્ટ' કરે એટલે સુધી લંબાઈ છે. ચોર ચોરી કરે તેય 'એક્સેપ્ટ' કરે, દાનેશ્વરી દાન આપે તેય 'એક્સેપ્ટ' કરે, બધું 'એક્સેપ્ટ' કરે એવી એ આત્મશક્તિ છે, પરમાત્મશક્તિ છે અને એ જ આત્મા છે !

આત્માની અનંત શક્તિ છે. આત્મા તો તમારી ભૂલ ઉપરેય ભૂલ કાઢે છે ને તેની ઉપરેય ભૂલ કાઢે છે. છેલ્લી ભૂલ વગરનો આત્મા.

આ આત્માની શક્તિ એવી છે કે દરેક વખતે કેમ વર્તવું, તે બધો ઉપાય બતાવી દે, ને તે પાછું કદી ભૂલાય નહીં, આત્મા પ્રગટ થાય પછી.

ઓહોહોહો ! અનંત ગુણ છે, અનંત શક્તિ છે ! પોતાના અનુભવમાં આવે. એટલે એમાં બીજું કંઈ કરવાનું હોતું જ નથી. કારણ કે આટલી બધી પૌદ્ગલિક શક્તિઓ દુઃખદાયી કે દુઃખ આપનારી છે. એ બધીને અડવા નથી દેતી આ. પાણીમાં રહેવા છતાં પાણીને સ્પર્શ નહીં થવા દેતી તે કેટલી (બધી) શક્તિ ધરાવે છે ! આ બધુંય નિર્લેપ જ રાખી શકે છે, અસંગ જ રાખી શકે છે. સંપૂર્ણ સંગમાં રહેવા છતાં, ભીડમાં રહેવા છતાં અસંગ રહી શકે છે. આવી કેટલી (બધી) શક્તિઓ છે પોતાની ! આ તો ખુલ્લી શક્તિઓ, બીજી તો જે શબ્દથી વર્ણન ના થાય એવી શક્તિઓ બધી હું જાણું છું. એનું વર્ણન શી રીતે હું તમને કહું ?

**પ્રશ્નકર્તા :** એટલે આત્મા સર્વશક્તિમાન કહ્યો ?

**દાદાશ્રી :** માટે તે ભગવાન છે, એ કંઈ જેવું-તેવું નથી ! કોઈ પણ વસ્તુ એને ડરાવી શકે નહીં. કોઈ પણ વસ્તુ એને ડિપ્રેશન ના લાવી શકે. એને દુઃખી કોઈ કરી શકે નહીં. કેટલી બધી અનંત શક્તિ !

અપરંપાર શક્તિ હોય. એટમ બૉમ્બ પડવાનો થાય તોય મહીં પેટમાં પાણી ના હલે એટલી શક્તિ છે અંદર !

આત્માની ખુમારી જ જબરજસ્ત છે. આખાય સંસારના બૉમ્બ પડે તોય હાલે નહીં તેવી આત્માની ખુમારી છે.

**પ્રશ્નકર્તા :** આપ કહો છો ભગવાન એ ભગવાન.

**દાદાશ્રી :** હા, એની પાસે અનંત શક્તિ છે. એ શક્તિરૂપે તો દરેક જીવમાં છે. બધી જ જાતની શક્તિ, એટલે શું એમાં બાકી રહે ? પણ આવી ભૌતિક શક્તિ નથી એનામાં. એનામાં બધી આધ્યાત્મિક, વાસ્તવિક શક્તિ છે.

આત્મામાં ગજબની શક્તિ છે, અહીં બેઠા બેઠા આખું બ્રહ્માંડ દેખાય તેવું છે. મહીં અનંત શક્તિનો ભંડાર છે. એક આંગળી ઉપર આખાય બ્રહ્માંડનો ભાર રહે તેમ છે. પણ પ્રગટ થાય ત્યારે કામ લાગે.

પ્રત્યક્ષ આનંદ, પરમાનંદ, રાગ-દ્વેષ રહિતપણું, ક્રોધ-માન-માયા-લોભની નિર્બળતા રહિતપણું. કોઈ પણ જાતની અશક્તિ રહે નહીં. કોઈ પણ જાતના બોધરેશનને તોડી નાખે. તમામ પ્રકારની ડિફિકલ્ટિ (આપત્તિઓ) તોડી નાખે. કોઈ પણ ડિફિકલ્ટિને તોડી નાખીને આગળ મોક્ષમાં જઈ શકે, એવી અનંત શક્તિઓનો ધણી છે.

**પ્રશ્નકર્તા :** એ અનંત શક્તિ છે તે તીર્થંકર સિવાય બીજા કોઈને દેખાય ખરી ? તીર્થંકર સિવાય બીજા કોઈને સમજમાં આવે ?

**દાદાશ્રી :** ના, બીજાને પૂરેપૂરી સમજમાં ના આવે.

## જ્ઞાની મળતા જ, અનંત શક્તિ છૂટે જડના બંધનમાંથી

આત્મા અનંત શક્તિવાળો છે, કારણ કે મોક્ષે જતા વિઘ્નો અનેક પ્રકારના છે. તે વિઘ્ન અનેક પ્રકારના હોવાથી અનંત શક્તિ ના હોય તો જવાય ના દે. એટલે અનેક વિઘ્નોને એ ખસેડીને પોતે મોક્ષે જાય છે.

ભગવાન ભગવાન જ છે ! અનંતા ગુણો છે ! અનંતુ સુખ છે ! અનંતુ જ્ઞાન છે ! અનંતુ દર્શન છે ! અનંત શક્તિ છે એમની પાસે ! ભગવાન પાસે જો આટલી બધી અનંત શક્તિ ના હોતને તો આ મોક્ષે ના જવા દેત. આ જે અનાત્માની માયા છે તે ભગવાનના બાપનેય મોક્ષે ના જવા દે ! પણ ભગવાનેય અનંત શક્તિવાળા છે ને !

અનંત શક્તિવાળું પુદ્‌ગલ તે એને ખસેડીને પોતે બહાર નીકળી જાય છે. અનંત પ્રકારની મુશ્કેલીઓ આવે તોય પણ ઠેઠ પહોંચી જાય, એવી અનંત શક્તિવાળો છે.

**પ્રશ્નકર્તા :** આત્માની જે અનંત શક્તિ છે, એ આ સંસારમાંથી છૂટવા માટે જ અનંત શક્તિ છે ?

**દાદાશ્રી :** આમાંથી છૂટાય એવું જ નથી આ. છૂટાય એવું જ નથી એટલે અનંત શક્તિના આધારે છૂટી જાય છે, નહીં તો આમાં તો જે આ જડે બાંધ્યો છે, આત્માને કોણે બાંધ્યો છે ? વેલ્ડિંગથી કાપ્યું કપાય એવું નથી. આ લોખંડ તો વેલ્ડિંગથીય કપાઈ જાય. પણ આ તો એવું છે બંધન ! હા, આ એવું છે અનંત કે વેલ્ડિંગ કે કોઈથી કપાય નહીં એવું છે. એ જ્ઞાની પુરુષ એકલા જ કાપે આને.

**પ્રશ્નકર્તા :** એટલે અનંત શક્તિનો ઉપયોગ આ છોડાવવા માટે જ કરવાનો છે ?

**દાદાશ્રી :** છૂટવા માટે જ બધી અનંત શક્તિ વાપરવાની છે. તે અનંત શક્તિ વપરાય ક્યારે ? જ્ઞાની પુરુષ મળ્યા પછી આત્મા છૂટો પાડે ત્યારે અનંત શક્તિ (વપરાય), નહીં તો ત્યાં સુધી અનંત શક્તિ હોય જ નહીં.

## આત્મશક્તિ છે શુદ્ધતા-અપરિગ્રહ-વીતરાગતા-નિર્ભયતાથી

**પ્રશ્નકર્તા :** આત્માની જે અનંત શક્તિઓ છે, એ અનંત શક્તિ કોઈ પરિગ્રહને કારણે નહીં પણ તેની શુદ્ધતાને કારણે ને ?

**દાદાશ્રી :** એની શુદ્ધતાને કારણે.

**પ્રશ્નકર્તા :** પરિગ્રહને કારણે નહીંને ?

**દાદાશ્રી :** પરિગ્રહ હોય તો તો શક્તિવાળો કહેવાય જ નહીંને ! હથિયાર વગરની શક્તિ.

**પ્રશ્નકર્તા :** વ્યાપકપણું છે એ પણ શુદ્ધતાને લીધે ?

**દાદાશ્રી :** શુદ્ધતાને લીધે જ ને ! બધું શુદ્ધતાને લીધે.

**પ્રશ્નકર્તા :** આત્મા એ શુદ્ધ સ્વરૂપની શક્તિ છે ? ચેતના ?

**દાદાશ્રી :** તદ્દન શુદ્ધાત્મા. મૂળ સ્વરૂપે પરમાત્મા છે.

**પ્રશ્નકર્તા :** પણ એ એક શક્તિનું સ્વરૂપ છે ?

**દાદાશ્રી :** પરમાત્મામાં શું ના હોય ? વીતરાગ, નિર્ભય. નિર્ભય એટલે બધું, પછી શક્તિ કોઈ જરૂર રહી જ નહીંને ! નિર્ભયને શક્તિની જરૂર ખરી ?

**પ્રશ્નકર્તા :** નિર્ભય હોવું એ શક્તિની જરૂર નથી હોતી ?

**દાદાશ્રી :** ના, ના, વધુ શક્તિવાળો હોય તો જ એને ભય ના લાગેને કોઈનો ? નિર્ભય એટલે ક્યારેય ભય ના લાગે. અનંત શક્તિઓનો ધણી એટલે એ નિર્ભય, વીતરાગ, નિરંતર પરમાનંદી એવો આત્મા.

## આવરણો ખસતા વ્યક્ત થાય પરમાત્મ શક્તિ

**પ્રશ્નકર્તા :** આત્માની શક્તિની અભિવ્યક્તિ કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** એ તો આવરણ ખસે કે અભિવ્યક્ત થાય. આવરણ ખસવાનો ઉપાય કરીએ એટલે આવરણ ખસે. આવરણ ખસવું એ કાર્ય છે, ઈફેક્ટ છે અને ઉપાય એ કૉઝ છે. એટલે કૉઝ કરીએ એટલે પેલું ખસી જાય, એટલે એની શક્તિ પ્રગટ થાય. શક્તિ તો છે જ, પ્રગટ થતી નથી. શક્તિ તો પૂર્ણ છે પણ પ્રગટ થવી જોઈએ ને ?

મૂળ આત્મા સ્વરૂપે બધી અનંત શક્તિ છે પણ હવે એ સ્વરૂપ પ્રગટ ન થાય ત્યાં સુધી બધી શક્તિઓ વેડફાય છે. પોતે પોતાની સંપૂર્ણ શક્તિઓ વ્યક્ત થઈ જાય તે પરમાત્મા. પણ આ શક્તિઓ આવરાઈ ગયેલી છે, નહીં તો પોતે જ પરમાત્મા છે.

## લોકસંજ્ઞાએ આવરાઈ અનંત શક્તિ

**પ્રશ્નકર્તા :** આવરણ ખસે તો અનંત શક્તિ પ્રગટ થાય તો તે આવરણ વિશે વધુ સમજાવશો.

**દાદાશ્રી :** સ્વરૂપનું અજ્ઞાન એનું નામ જ મોહનું આવરણ. આત્મા તો અનંત શક્તિનો ધારક છે, (પણ) આવરણ કાઢવાનું છે. સ્વરૂપનું અજ્ઞાન છે અને સ્વરૂપનું અદર્શન છે, આ બે મોટામાં મોટા આવરણ છે.

દરેક જીવમાં, ગધેડા, કૂતરા ને ગુલાબના છોડમાંયે આત્માની અનંત શક્તિઓ છે પણ તે આવરાયેલી છે, તેથી ફળ ના આપે. જેટલી પ્રગટ થઈ હોય એટલું જ ફળ આપે. ઈગોઈઝમ ને મમતા બધું જાય તો એ શક્તિ વ્યક્ત થાય.

આત્માની ચૈતન્ય શક્તિ શેનાથી આવરાય છે ? આ જોઈએ છે ને તે જોઈએ છે. લોકોને જોઈતું હતું તે તેમનું જોઈને આપણેય શીખ્યા એ જ્ઞાન. આના વગર ચાલે નહીં. મેથીની ભાજી વગર ના ચાલે, એમ કરતા કરતા ફસામણ થઈ ગઈ ! અનંત શક્તિવાળો છે, તેની પર પથરા નાખ નાખ કર્યા ! આત્માની અનંત શક્તિ છે પણ આ જગતમાં ઘર્ષણ ને સંઘર્ષમાં જ બધી શક્તિઓ ખલાસ થઈ જાય છે.

પોતાનામાં અનંત શક્તિ છે, આ તો પાર વગરની વસ્તુઓ છતાંય આ જુઓને, ગમે તેમ મુશ્કેલીઓમાં આખા દિવસો કાઢવા. ચિંતા-ઉપાધિઓ ! અનંત શક્તિઓ છે પણ બધી આવરાયેલી પડી છે. જેમ ઘરમાં દાદાએ ધન બહુ દાટેલું હોય પણ ખબર ના હોય, એટલે ભઈ પાંચ રૂપિયા ઉછીના ખોળવા જાય. ત્યારે લોકો કહેશે, ભઈ, તારા ઘરમાં તો ઘણું ધન છે. તો એ કહે, પણ મને ખબર નથી. એનું શું થાય ? તે ધન કાઢી આપે તો કામ લાગે. એટલે અનંત શક્તિ છે.

બધા જીવો સામાન્ય ભાવે આત્મા જ છે, પરમાત્મા જ છે પણ જેનું જેટલું આવરણ તૂટ્યું ને શક્તિ પ્રગટ થઈ એટલું એને ફળ મળે. બાકી કોઈ કોઈનો ઉપરી છે નહીં. હું કંઈ કોઈનો ઉપરી નથી, હું તો નિમિત્ત છું. મારે શક્તિ પ્રગટ થઈ, તમારી શક્તિ પ્રગટ થશે. એકનું એક, વસ્તુ એક જ છે. (તમારે) અપ્રગટ છે ને (મારે) પ્રગટ છે. તે પ્રગટની પાસેથી પ્રગટ શક્તિ ઉત્પન્ન થઈ જાય.

## આત્મા પ્રાપ્ત થયે, વ્યક્ત થાય અનંત શક્તિ

મહીં અનંત શક્તિ છે, અનંત સિદ્ધિ છે પણ અવ્યક્તરૂપે રહેલી છે. મહીં રૂપાળી, રળિયામણી શકિતઓ છે, ગજબની શક્તિઓ છે ! તે મૂકીને બહારથી કદરૂપી શક્તિઓ વેચાતી લાવ્યા. સ્વભાવકૃત શક્તિઓ કેવી સુંદર છે ! અને આ વિકૃત શક્તિઓ બહારથી વેચાતી લાવ્યા ! મહીં દૃષ્ટિ જ પડી નથી. આત્મા પ્રાપ્ત થાય એટલે એ શક્તિઓ વ્યક્ત થવા માંડે. મોક્ષે જવાની અનંત શક્તિ છે. એ શક્તિ અવ્યક્ત ભાવે પડેલી છે, એને વ્યક્ત કરો.

પુદ્ગલની, આત્માની બધી જ શક્તિઓ એકમાત્ર પ્રગટ પરમાત્મામાં જ લગાડવા જેવી છે. મનુષ્યમાં પૂર્ણ પરમાત્મ શક્તિ છે, જે વાપરતા આવડવી જોઈએ. 'જ્ઞાની પુરુષ' બધી જ શક્તિઓ આપવા તૈયાર છે. શક્તિ તમારી મહીં જ પડી છે, પણ તમને તાળું ઉઘાડીને લેવાનો હક્ક નથી. જ્ઞાની પુરુષ ઉઘાડી આપે ત્યારે એ નીકળે.

મહીં કેટલી બધી એવી ભવ્ય છે શક્તિઓ ! મહીં ભણી દૃષ્ટિ જ પડી નથીને ! આ તો અહીં આગળ આત્માની વાત સાંભળે છે ત્યારે દૃષ્ટિ પડે છે. દૃષ્ટિ પડે ત્યારે આત્મા પ્રાપ્ત થાય છે. (આત્મા) પ્રાપ્ત થાય છે ત્યારે થોડીઘણી શક્તિઓ નીકળે છે. તે આપણે જોઈએ છીએ કે ઓહોહો, આટલી બધી શક્તિઓ મહીં હતી તો આટલી થોડી નીકળી તોય આટલું બધું સુખ લાગે, તો પૂરી નીકળે, આનો વિકાસ પૂરો થાય તો ક્યાં પહોંચાડે ? અને જ્ઞાની પુરુષને આપણે જોઈએ તોય આપણને એમ લાગે કે આપણા કરતા કેટલી (બધી) શક્તિ એમનામાં પ્રગટ થઈ છે ! તો એ શક્તિઓ આપણને કેટલો (બધો) આનંદ આપે છે, તો એટલી જ શક્તિઓ બધાનામાં છે. શક્તિની કંઈ કમી-બમી છે નહીં. હવે એ આપણે કાઢવાની છે. તમને છૂટ આપી છે. જે પદમાં હું બેઠો છું એ પદમાં જ તમને બેસાડ્યા છે.

## મહાત્માને આમ પ્રગટે અનંત શક્તિઓ

આત્માની અનંત શક્તિ છે. તે શક્તિ જગતમાં બધા લોકોને છે

પણ અવ્યક્ત છે. તમને મેં વ્યક્ત કરી આપી છે. અમારી સંપૂર્ણ શક્તિ વ્યક્ત થઈ છે તે અમે વ્યક્તાત્મા છીએ. તમારે બધાને અમુક અમુક અંશે વ્યક્ત થતી જાય છે.

આત્માની શક્તિ વ્યક્ત થઈ જાય, પછી બહારની કશી માથાકૂટ જ કરવાની ના રહે. ખાલી મહીં વિચાર જ આવે કે તે પ્રમાણે બહાર બધું એની મેળે થઈ જાય. 'વ્યવસ્થિત' બધું કરી નાખે. પેલા રાજા કરતાય આત્માનો વૈભવ ઘણો ઊંચો ! આ તો ભગવાન પદ છે !

આત્માની અનંત શક્તિ શાથી કહી ? અનંત કામ કરી શકે ! તમને ગોઠવતા આવડવું જોઈએ. જેટલી (શક્તિ) એમાં તમને લેતા આવડે. જેટલું એડજસ્ટમેન્ટ ગોઠવતા આવડે, એટલું તમને પ્રાપ્ત થાય.

તમે શુદ્ધાત્માથી જુઓ એટલે આપણામાં જગત દૃષ્ટિ ના હોય. જે દૃષ્ટિને આપણે બાજુએ મૂકી દીધી છે. આપણે તરણતારણ છીએ, તરીએ અને તારીએ. તમો કલ્પો ને સિદ્ધ થઈ જાય તેવી તમને (શક્તિ) આપેલી છે તે પરમેનન્ટ છે.

## એકતાર થયે પ્રગટ થઈ જાય શક્તિ

પોતાને નિરાલંબ લાગવું જોઈએ. કોઈ પણ વસ્તુ મને કંઈ પણ કરી શકતી નથી, એવું એના મનમાં ભાન થઈ જાયને બધું તો કેટલી બધી શક્તિઓ ઉત્પન્ન થઈ જાય ! શક્તિવાળાને અડવાથી ફેરફાર થઈ જાય છે.

આત્માની અનંત શક્તિ, તે તમે એકતાર થાઓને તો શક્તિ પ્રગટ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** શ્રેણી માંડીએ ત્યારે એકતાર થાયને ?

**દાદાશ્રી :** હા, શ્રેણી માંડવાની. તે બીજી શી શ્રેણી માંડવાની ? આપણે શુદ્ધાત્માના સ્વરૂપમાં વર્ત્યા અને એકતાર થવા માંડ્યા કે શ્રેણી મંડાઈ ગઈ.

**પ્રશ્નકર્તા :** પાંચ ઈન્દ્રિયોના વિષયો ને ચાર સંજ્ઞા એ બધું તો હોય છે ને ?

**દાદાશ્રી :** એ બધું શરીરમાં રહ્યું. એ તો આપણે ચંદુભાઈને કહેવું કે પાડોશમાં બેસો. તમારું માથું દુખ્યું છે અને અમે શુદ્ધાત્માનું ધ્યાન કરીએ. તે વખતે શક્તિ ઉત્પન્ન થાયને, તે શક્તિ એની પર જાય છે.

તમે શુદ્ધાત્મા છો અને આ ચંદુભાઈ શું કરે છે એ જોયા કરવાનું. ચંદુભાઈને મદદ કર્યા કરવાની. શુદ્ધાત્માની અનંત શક્તિ છે. અનંત શક્તિએ ચંદુભાઈને જોયા કરવાનું, ચંદુભાઈને શક્તિ આપ્યા કરવાની. જેટલી માગે એટલી શક્તિ અપાય. શુદ્ધાત્મા અનંત શક્તિવાળો છે.

## અનંત શક્તિના ઉપયોગે, મળે પરમેનન્ટ સુખ

**પ્રશ્નકર્તા :** આત્માની અનંત શક્તિનો ઉપયોગ આ સંસાર છૂટવાના કામમાં લાગે, પછી બીજું શું પ્રાપ્ત થાય ?

**દાદાશ્રી :** અનંત શક્તિના ઉપયોગથી નર્યું સુખ મળશે, કાયમનું, પરમેનન્ટ સુખ.

**પ્રશ્નકર્તા :** પણ દુઃખનો અભાવ, એને તમે સુખ કહો છો ?

**દાદાશ્રી :** આ તો અત્યારે દુઃખનો અભાવ, પછી સુખનો સદ્ભાવ શરૂ થશે. પહેલા તો દુઃખનો અભાવ જ નહોતો થતો, દુઃખ વધતું હતું, દુઃખ મલ્ટિપ્લિકેશન થયા કરતું હતું અને આ તો દુઃખનો અભાવ થયો. તે તો દુનિયામાં બધા સંત-સાધુઓ શું કહે ? એ તો ભગવાન કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ અમને એવું લાગતું નથી, દાદા. દુનિયાની વાત તો ઠીક છે પણ દુઃખનો અભાવમાં શું કાઢ્યું ?

**દાદાશ્રી :** ના, ના, એને દુનિયા 'ભગવાન' કહે, સંત-સાધુ બધાય.

**પ્રશ્નકર્તા :** આમાં આપણે તો દુનિયા શું કહે એની જોડે નિસ્બત નથી પણ અમને તો પેલું આત્માનું અનંત સુખ હોયને એનો બરાબર અનુભવ થવો જોઈએ ને ?

**દાદાશ્રી :** થઈ ગયો છે ને એ તો બધો અનુભવ ! આખો દહાડો અનુભવ વર્તે છે આત્માનો.

**પ્રશ્નકર્તા :** તમે એકવાર કહ્યું'તું કે જો પોતાનો વિશ્વાસ ના ગુમાવે તો આત્મા વૈભવ સાથે જ હોય છે. એને પોતાનામાં વિશ્વાસ નથી હજુ.

**દાદાશ્રી :** ના, ના, એ વૈભવ જ છે. આત્મા છે તો વૈભવ હોય જ પણ તે પોતાને ઠેકાણે જ નથીને હજુ ?

**પ્રશ્નકર્તા :** નહીં. આત્માને શક્તિ અને ઐશ્વર્ય જે છે. શું તે એની સ્પષ્ટ અનુભૂતિ થવી જોઈએ ને ?

**દાદાશ્રી :** સ્પષ્ટ તો આખો દહાડો થાય છે, પછી કેટલુંક થાય તે !

## અનંત શક્તિ મુખ્યત્વે વપરાય જ્ઞાતા-દ્રષ્ટામાં જ

**પ્રશ્નકર્તા :** આત્માને આપણે જ્ઞાતા-દ્રષ્ટા કહીએ છીએ, એમાં જોવું ને જાણવું હોય અને સાથે એમ પણ કહીએ છીએ કે આત્માની અનંત શક્તિઓ છે, તો હવે જોવું અને જાણવું એમાં જ એની આ શક્તિઓ વપરાય છે ?

**દાદાશ્રી :** ના, બધી બહુ રીતે શક્તિ વપરાય છે.

**પ્રશ્નકર્તા :** તો પછી જ્ઞાતા-દ્રષ્ટા એકલું જ આપણે કેમ કહીએ છીએ ?

**દાદાશ્રી :** જ્ઞાતા-દ્રષ્ટા મુખ્ય વસ્તુ છે. એ આવી જાયને તો બધી શક્તિઓ ઉત્પન્ન થઈ જાય. આપણે આ બાજુ નીચે ઊતરી ગયા છીએ તો આમાં જોઈન્ટ કરીએ તો પેલી બધી શક્તિઓ એની મેળે ઑટોમેટિકલી પ્રાપ્ત થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પ્રાપ્ત થાય એ બરોબર પણ પછી એ જ્ઞાતા-દ્રષ્ટા એકલો જ રહેતો નથી ને બીજું પણ એને કરવું પડે છે ને, એનો અર્થ એ થયો ?

**દાદાશ્રી :** બીજું શું કરવું પડે ?

**પ્રશ્નકર્તા :** જ્ઞાતા-દ્રષ્ટા સિવાય જો શક્તિઓ એની મેળે ઉત્પન્ન થતી હોય તો એ કર્તારૂપે થયુંને પણ ?

**દાદાશ્રી :** બીજી શક્તિઓ આપણને જોઈતી જ નથીને ! આપણને આનંદ એકલો જ જોઈએ છે. જીવમાત્ર શું ખોળે છે ? આનંદ ખોળે છે. તે આનંદ પાછો કેવો ? ટેમ્પરરી નહીં ચાલે, અમારે સનાતન આનંદ જોઈએ, પરમેનન્ટ જોઈએ, કહે છે. જ્ઞાતા-દ્રષ્ટા જેટલા પ્રમાણમાં રહ્યા એટલા પ્રમાણમાં આનંદ ઉત્પન્ન થાય. ધીમે ધીમે ધીમે આ જ્ઞાતા-દ્રષ્ટા નિરંતર રહી શકશે. એટલે બીજી શક્તિઓ તો બધી પાર વગરની છે. આ આત્માની ઊંધી શક્તિથી તો આ જગત ઊભું થઈ ગયું છે.

**પ્રશ્નકર્તા :** ઊંધી શક્તિથી ?

**દાદાશ્રી :** હા, વિભાવિક શક્તિથી તો આ જગત ઊભું થઈ ગયું છે આવડું મોટું. આ કેવડું મોટું જગત ઊભું થયું ! બધી પાર વગરની શક્તિઓ છે, પણ એ બધી ઊંધી વપરાય તો નકામું જાય.

**પ્રશ્નકર્તા :** હા, ઊંધી ન વપરાય. ઊંધી વપરાય તો જુદી વાત છે પણ સીધી રીતે વપરાય તો જ્ઞાતા-દ્રષ્ટામાં જ વપરાય કે બીજી રીતે વપરાતી હશે ?

**દાદાશ્રી :** સીધી રીતે તો જ્ઞાતા-દ્રષ્ટામાં જ વપરાય, બીજી (રીતે) કંઈ નહીં વપરાવાની. એનું કારણ ક્રિયાકારી ધર્મ નથી. કંઈ પણ કરવાનો ધર્મ આત્મામાં છે નહીં.

**પ્રશ્નકર્તા :** જો કંઈ કરવાનું ન થાય તો શક્તિનો વ્યય કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** ના, એમ નહીં, અનંત શક્તિ કહેવાનો ભાવાર્થ છે, કે આ બધું જગત ઊભું થઈ ગયું છે. આ ઝાડપાન બધા એ એક આત્મામાંની અવળી શક્તિથી જ ઉત્પન્ન થયું છે આ બધું. આ અનંત શક્તિ જુઓ તો ખરા, બધી બહાર દેખાય છે કેટલી બધી ! અને પોતાને જો સનાતન સુખ જોઈતું હોય તો આ જ્ઞાતા-દ્રષ્ટામાં આવી જાવ. એ બધા સિદ્ધ ભગવાનો છે, એ બધા જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદ ! નિરંતર તેમાં જ રહ્યા કરે. અને પોતાના અનંત સુખ. (એમાંથી) એક સેકન્ડનું સુખ ત્યાંનું અહીં પડે

તો જગતના લોકોને વરસ દહાડા સુધી સુખ રહ્યા કરે, એટલું બધું સુખ એમની પાસે છે.

## જ્ઞાતા-દ્રષ્ટા રહ્યે : મળે અનંત સુખ, મિટે સર્વ વિઘ્નો

**પ્રશ્નકર્તા :** એટલે એનો અર્થ એ થયો કે આ જે બધી અનંત શક્તિઓ છે એ ફક્ત જ્ઞાતા-દ્રષ્ટામાં જ શક્તિઓ વપરાય, બીજી રીતે શક્તિ એ ન વપરાય ?

**દાદાશ્રી :** બીજી બધી શક્તિઓ આની મહીં હોય જ પણ આપણે શેને માટે જોઈએ ? આપણે તો સુખ જોઈએ છે. મનુષ્ય, જીવમાત્ર સુખને ખોળે છે. એ સુખને માટે આ બધી ભાંગફોડ કર્યા કરે છે એ. સંસારમાં સુખ કલ્પિત સુખ મળે છે. એ સુખ નાશવંત છે, અંતવાળું છે અને અંતે પાછું દુઃખ આવીને ઊભું રહે છે. એ દુઃખેય નાશવંત છે, કલ્પિત છે અને સુખેય કલ્પિત છે. સાચું સુખ નથી અને સાચું સુખ એક સેકન્ડ પણ આવે તો પછી કાયમનું જોઈન્ટ થઈ જાય, સનાતન સુખ. તે આત્મા પ્રાપ્ત થયા પછી પોતાની શક્તિઓ બધી પ્રગટ થાય તે અનંત શક્તિ. તે આ પેલું આપણે કહ્યું છે ને કે સંસારમાં વિઘ્નો અનેક પ્રકારના હોવાથી (એની સામે હું) અનંત શક્તિવાળો છું. બધા વિઘ્નોને કાઢી શકે.

**પ્રશ્નકર્તા :** હા, એ જ કહું છું ને. વિઘ્નોને જો કાઢી શકે અને વાત જો આપણે કરીએ તો જ્ઞાતા-દ્રષ્ટા એકલું નથી રહેતો, બીજું કરવાનું થાય છે ને ?

**દાદાશ્રી :** (બીજું) કશું જ કરવાનું નથી, એટલું જ કરવાનું છે. પણ બધા વિઘ્નોને કાઢે, તમામ પ્રકારના.

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એ થયો કે જ્ઞાતા-દ્રષ્ટા રહે, બીજું બધું એની મેળે, ઑટોમેટિક નીકળી જશે.

**દાદાશ્રી :** બીજું બધું એની મેળે જ નીકળી જાય. એની મેળે જ જયે જ છૂટકો.

એટલે આપણે જે ખોળીએ છીએ કાયમનું સુખ, તે મળી જાય આપણું સુખ, પછી કોઈનું દબાણ નહીં, કોઈની પરવશતા નહીં. જીવો આ જ ખોળે છે, કાયમનું સુખ. તે સુખ (મળ્યા) પછી દુઃખ ના આવે અને પરવશતા નહીં.

**પ્રશ્નકર્તા :** દાદા, એ હું સમજ્યો, પણ હજુ બરોબર સમજાતું નથી કે આત્મામાં અનંત શક્તિ છે જેનો કંઈ પાર જ નથી એવી શક્તિઓ છે અને આપણે એમ કહીએ કે એને જ્ઞાતા-દ્રષ્ટામાં જ રહેવાનું છે, તો એ શક્તિઓનો જ્ઞાતા-દ્રષ્ટામાં જ ઉપયોગ રહે. બાકીનામાં ન રહે, એ મને હજી બરોબર સમજાતું નથી.

**દાદાશ્રી :** એવું નહીં, અનંત શક્તિઓ કહેવાનો ભાવાર્થ શું છે ? આ જગત ઊભું થઈ ગયું તે એની આ અવળી શક્તિથી. હવે સવળી શક્તિ એટલી બધી છે કે ગમે એવા જગતના (વિઘ્નો) છે, તે શું આપણે વાક્ય બોલીએ છીએ ?

**પ્રશ્નકર્તા :** મોક્ષે જતા વિઘ્નો અનેક પ્રકારના હોવાથી તેની સામે હું અનંત શક્તિવાળો છું.

**દાદાશ્રી :** મોક્ષે જતા વિઘ્નો અનેક પ્રકારના આવે તો વિઘ્નો બધાને એ નાશ કરી નાખે.

**પ્રશ્નકર્તા :** તો પછી એટલા જ્ઞાતા-દ્રષ્ટા નહીં રહ્યા એના પછી ?

**દાદાશ્રી :** જ્ઞાતા-દ્રષ્ટા રહેવાથી જ વિઘ્નો નાશ થાય, નહીં તો ના થાય. બીજો કોઈ ઉપાય નથી. જ્ઞાતા-દ્રષ્ટા રહેવાથી તમામ વિઘ્નો નાશ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** દાદા, વિઘ્નો તો મર્યાદિત હોયને ?

**દાદાશ્રી :** વિઘ્નો ? હા, બધું મર્યાદિત.

**પ્રશ્નકર્તા :** હા, એટલે નાશ થઈ જાય અમુક કાળે.

**દાદાશ્રી :** સૌ-સૌના ગજા પ્રમાણે મર્યાદિત વિઘ્નો હોય પણ

આત્માની શક્તિ અનંત છે. તે વિઘ્નો બધા ગમે તેટલા હશે, (એને) તોડી નાખશે.

## અનેક અંતરાયો સામે અનંત શક્તિ, પછી મોક્ષમાં રહે સ્ટૉકમાં

**પ્રશ્નકર્તા :** મોક્ષમાંય અનંત શક્તિઓ છે ?

**દાદાશ્રી :** હા, બધી જ શક્તિઓ ખરી, પણ ત્યાં વાપરવાની નહીં. મોક્ષે જતા અનેક અંતરાયો છે, તેથી મોક્ષે જવા માટે સામી અનંત શક્તિ છે.

**પ્રશ્નકર્તા :** 'હું અનંત શક્તિવાળો છું' એ બોલીએ છીએ, પણ સિદ્ધ ભગવાનો માટે એ શક્તિ કઈ ?

**દાદાશ્રી :** આ તો વાણી છે ત્યાં સુધી 'હું અનંત શક્તિવાળો છું' એ બોલવાની જરૂર છે અને મોક્ષે જતા વિઘ્નો અનેક પ્રકારના છે તેથી તેની સામે આપણે અનંત શક્તિવાળા છીએ. પછી કશું રહેતું નથી. વાણી ને વિઘ્નો છે ત્યાં સુધી જ બોલવાની જરૂર છે.

**પ્રશ્નકર્તા :** આત્મા મોક્ષે ગયા પછી એની જ્ઞાતા-દ્રષ્ટા સિવાય કઈ શક્તિ ?

**દાદાશ્રી :** બીજી ઘણી શક્તિઓ છે. પોતાની શક્તિથી એ આ બધું ઓળંગીને (મોક્ષે) જાય. મોક્ષે ગયા પછી એ બધી શક્તિઓનો 'સ્ટૉક' રહે. આજેય એ બધી શક્તિઓ છે, પણ જેટલી વપરાય એટલી ખરી.

**પ્રશ્નકર્તા :** મોક્ષે ગયા પછી એ શક્તિઓ બીજાને કામ ના લાગેને ?

**દાદાશ્રી :** પછી શેમાં વાપરવાની ? અને ત્યાં શું કામ છે વાપરીને ? પોતાને બીજી હરકત ના આવે તેવી 'સેફ સાઈડ' રહે.

## અનંત શક્તિ પૂરવાથી, રિલેટિવ પણ થાય શક્તિશાળી

**પ્રશ્નકર્તા :** તમે કહ્યું ચંદુભાઈને શક્તિ આપ્યા કરવાની તે વિશે વધારે સમજાવશો.

**દાદાશ્રી :** આત્મા અનંત શક્તિવાળો છે. તે હવે તેની અનંત શક્તિ રિલેટિવમાં પૂરે એટલે રિલેટિવમાં પણ જબરજસ્ત શક્તિ આવે જ. તમને બીજી સમજ ન પડે તો રિલેટિવમાં અવિરોધાભાસ રહેજો હવે. તમને જ્ઞાન આપ્યું એટલે જ્યારે સમજ ન પડે, સૂઝ ન પડે ત્યારે 'હું અનંત જ્ઞાનવાળો છું, અનંત સૂઝવાળો છું' તેમ બોલજો. દર્શન કાચું પડે તો 'હું અનંત સૂઝવાળો છું.' દેહની શક્તિ કાચી પડે તો 'હું અનંત શક્તિવાળો છું.' જંગલમાં વાઘ-વરુ કે સિંહ મળે ત્યારે 'હું અમૂર્ત છું' અને બાધા-પીડા દેહને થાય ત્યારે 'હું અગુરુ-લઘુ સ્વભાવવાળો છું' તેમ બોલજો.

મહીં આત્માની અનંત શક્તિઓ છે. એટલી બધી શક્તિઓ છે કે બોલતાની સાથે પરિણામ પામે.

## આત્મરૂપ થઈને બોલવાથી શક્તિઓ પ્રગટે

**પ્રશ્નકર્તા :** મહાત્માને આત્મશક્તિઓ કેવી રીતે પ્રગટ થાય ?

**દાદાશ્રી :** પોતે અનંત શક્તિવાળો જ છે ! આત્મા થઈને 'હું અનંત શક્તિવાળો છું' બોલે એટલે એ શક્તિ પ્રગટ થતી જાય. 'જ્ઞાની પુરુષ' રસ્તા દેખાડે તે રસ્તે છૂટી જવું, નહીં તો છૂટાય એવું નથી. માટે કહે તે રસ્તે ચાલીને છૂટી જવું.

આ સેલ્ફનું રિયલાઈઝ કર્યું એટલે અનંત શક્તિ વધી, પ્રગટ થઈ ગઈ. જબરજસ્ત શક્તિ પ્રગટ થઈ ગઈ.

આત્મા એટલે અનંત શક્તિવાન, હવે એમાંથી જેટલું આવરણ ખસે એમ શક્તિ ખીલતી જાય બહાર, પ્રગટ થતી જાય.

**પ્રશ્નકર્તા :** આવરણ ખસ્યા પછી એ આવરણની પાછળ જે રહેલું છે એ જ કાર્ય કરે છે ?

**દાદાશ્રી :** કોઈ કાર્ય કરતું નથી. સ્વભાવ બતાવે છે દરેકના. કાર્ય જો કરતું હોય તો તો ત્યાં આગળ કરનાર થયો. એનો સ્વભાવ બતાવે છે, અનંત શક્તિનો.

## જ્ઞાનવાક્યો બોલ્યે, દૂર થાય નબળાઈ-ડિપ્રેશન

ચંદુલાલને કો'ક દહાડો જરા કંઈક શરીર-બરીરની નબળાઈ હોય, જરાક એ (ઢીલા) થઈ ગયા હોય ત્યારે તમારે ચંદુલાલને બોલાવવું પડે કે 'હું અનંત શક્તિવાળો છું.' એવું પા એક કલાક બોલાવોને એટલે ચંદુલાલમાં શક્તિ પ્રગટ થઈ જાય.

જ્ઞાનવાળાને મન નિર્બળ ના થાય. 'હું અનંત શક્તિવાળો છું' બોલ્યો કે મન એક્ઝેક્ટ થઈ જાય. શરીર સામે મન નબળું પડ્યું કે ખલાસ થઈ ગયું.

અંદર અવળું બોલે તો આપણે સવળું બોલીએ. એ કહે, નબળાઈ લાગે છે તો કહીએ, બોલો ચંદુલાલ, 'હું અનંત શક્તિવાળો છું.' અનંત શક્તિવાળો પાંચ મિનિટ બોલ્યા એટલે ફર્સ્ટ ક્લાસ થઈ જાય.

દેહનો, મનનો સ્વભાવ છે, કાં તો એલિવેશન કે કાં તો ડિપ્રેશન. હવે આપણે ચંદુભાઈથી જુદા થયા એટલે વ્યવહાર તો જુદો રાખવો પડેને ? એટલે ચંદુભાઈ જોડે બોલીએ કે ડિપ્રેશન આવ્યું છે ? એટલે આપણે બોલાવીએ 'હું અનંત સુખનું ધામ છું' તો ચંદુભાઈ બોલે, 'હું અનંત સુખનું ધામ છું.' તમારે પોતાના ગુણો આમાં આરોપ કરવાના. એટલે રેગ્યુલર થઈ જાય.

દેહ પોતાનો નથી તો (બીજું) કોઈ પોતાનું હોય નહીં. ઑલ ધીસ આર ટેમ્પરરી, આત્મા પોતાનો છે. દેહ(નો માલિક), મન ડિપ્રેસ થાય તો કહેવું, અમારી પાસે અનંત શક્તિ છે.

હવે તો જે રહ્યો તે પ્રતિષ્ઠિત આત્મા છે. હવે પ્રતિષ્ઠિતને જરા પુશ ઑન આપવું પડે, શક્તિ આપવી પડે. આપણે બોલાવવું કે 'અનંત શક્તિવાળો છું' એટલે ચાલ્યું.

આપણી પાસે જ્ઞાન છે એટલે આપણે 'હું અનંત શક્તિવાળો છું' બોલાય અને અશક્ત દેહમાંયે શક્તિ પડે ને બહારવાળા તો 'હું ખલાસ થઈ ગયો છું' બોલે ને ખલાસ થઈ જાય.

દેહ ઘરડો થયો છે પણ આત્મા ઘરડો થયો છે ? આત્મા અનંત શક્તિવાળો છે. જેટલી શક્તિ કાઢે તેટલી તેના બાપની.

## બ્રહ્માંડ ધ્રુજાવે તેવી શક્તિ પ્રગટાવે દાદા

આત્માની તો અનંત શક્તિ છે, ને જેટલી બાજુએ શક્તિ ફેરવવી હોય એટલી ફેરવો. એને ફેરવનાર જોઈએ. જેટલી બાજુની કરોડો બાજુની ફેરવવી હોય તે ફેરવી શકાય. એવું નહીં કે આ આટલી બધી ભાંજગડ આવી પડી, શું થશે હવે ? શું થશે કહ્યું કે શુંયે થઈ જાય.

**પ્રશ્નકર્તા :** એનો અર્થ એમ કે એ આત્માને ગણકારતો જ નથી. આત્મા અનંત શક્તિવાળો અંદર બેઠો છે, તો તેની પાસે શક્તિ માંગ ને !

**દાદાશ્રી :** હા, આત્માને અનંત શક્તિ છે, ત્યાં શક્તિ માંગને. કાં તો આત્મારૂપ થા ને કાં તો આત્મા શ્રૂ, આત્મા પાસે શક્તિ માંગ તું.

**પ્રશ્નકર્તા :** આત્મારૂપ થયા પહેલા શક્તિ મંગાય ?

**દાદાશ્રી :** હા, શક્તિ તો મંગાયને !

**પ્રશ્નકર્તા :** આત્મારૂપ ન થયો હોય તો પણ શક્તિ માંગવાનું બને ?

**દાદાશ્રી :** બને ને ! આપણે કહીએ, 'હે શુદ્ધાત્મા ભગવાન ! તમે અંદર બેઠા છો. હવે મને શક્તિ આપો.'

અને આપણે તો 'હે દાદા ભગવાન ! આપની સાક્ષીએ હું અનંત શક્તિવાળો છું' એવું બોલવું. પછી જો જો તો ખરા ! શક્તિ તો કેવી ઉછાળા મારે છે ! શું બોલવાનું ? 'આપની સાક્ષીએ હું અનંત શક્તિવાળો છું' બોલશો કે નહીં બોલાય ? આ શીખવાડું છું. આ બધી બહુ સરસ દવા છે. જુઓને, ભાઈએ દવા કરી તો એમનું કેવું સરસ થઈ ગયું ! દવા કરવાની ભાવના થાય છે ?

## પ્રગટાવી લો અનંત શક્તિ, જ્ઞાન ઉપયોગે

અને દાદા ભગવાનનું નામ દેશોને તો ગમે તે, (પરિસ્થિતિમાં)

મન ના સ્થિર થતું હોય, તેય થયા કરે. ગમે તેવી ખરાબ પોઝિશનમાંય 'દાદા ભગવાનને નમસ્કાર કરું છું' બોલજો. કારણ કે ચૌદ લોકનો નાથ મેં જાતે જોયો છે. એનામાં શું શક્તિ નહીં હોય, અનંત શક્તિનો જે ધણી છે ! તો (હવે) બોલશો એવું ?

આ જે તમે અનંત શક્તિ છે એમ બોલો છો, તે શક્તિ કેટલી ? કોના જેવું રૂપક છે ? નાના છોકરાને આપણે પૂછીએ કે દરિયો જોવા ગયો હતો ? કેવડો મોટો હતો ? તો તે તેના હાથ પહોળા કરે તેટલો જ દેખાડે, તેવું આપણા મહાત્માઓનું છે. પણ આત્મામાં ગજબની શક્તિ છે ! અનંત શક્તિ છે ! આખું બ્રહ્માંડ ડોલાવે તેટલી શક્તિ છે ! પણ તેને તેના ઘરના ધણીને જોતા ન આવડે, તેને કોઈ શું કરે ?

પોતે તો અનંતાનંત શક્તિઓનો ભંડાર છે, માત્ર ભાન થવું જોઈએ. ભાન થયા પછી શક્તિઓ પ્રગટ કરી લેવી જોઈએ.

❖ ❖ ❖ ❖ ❖

# [૩.૨]
# અનંત ઐશ્વર્ય

## આત્મા પરમ ઐશ્વર્ય, પણ જેટલું અજાણ એટલું અપ્રગટ

**પ્રશ્નકર્તા :** દાદા, દરેક આત્મામાં ઐશ્વર્ય તો છે જ ને ?

**દાદાશ્રી :** હોય જ, અનંત ઐશ્વર્ય છે. ઐશ્વર્ય વગર આત્મા ન હોય.

**પ્રશ્નકર્તા :** પણ એનું ભાન નથી માટે...

**દાદાશ્રી :** એને પોતાને ખ્યાલ જ નથી કે હું ઐશ્વર્યવાળો છું. જેટલો એને ખ્યાલ થાય એટલું એનું ઐશ્વર્ય પ્રગટ થાય. ઐશ્વર્ય છે જ પોતાને પણ (એનો) ખ્યાલ થવો જોઈએ.

આત્મા પરમ ઐશ્વર્ય છે, પણ આ આવરણને લઈને ઐશ્વર્ય બધું બંધાયું છે. એમાંથી જેટલા અંશે મહીં લાઈટ નીકળે છે, એટલા અંશનું એને ફળ મળે છે. એટલે અંશ સ્વરૂપે એને આ લાઈટ છે, અજવાળું છે, નહીં કે આત્મા અંશ સ્વરૂપ છે. આત્મા તો સર્વાંશ જ હોય, નહીં તો થાય નહીં સર્વાંશ. પછી શી રીતે થાય ? આત્મા સર્વાંશ જ છે બધાનામાં, સર્વાંશ. મેં મારો આત્મા પ્રગટ થયેલો જોયો. સર્વાંશ રૂપે હતો ને સર્વાંશ રૂપે છે. આવરણ તૂટી ગયું, બસ. એટલે આત્મા પરમાત્માથી છૂટો પડેલો નથી, એનો એ જ પોતે જ છે.

## જેટલો અહમ્ થાય ડાઉન, એટલી ઐશ્વરી શક્તિ પ્રગટે અપ

જેટલું ઐશ્વર્ય પ્રગટ થયુંને, એટલે એટલી ઐશ્વરી શક્તિ પ્રગટ થયેલી છે. જેમ જેમ શક્તિઓ પ્રગટ થાયને, એને ઐશ્વર્ય કહેવાય. આત્મશક્તિ પ્રગટ થાય, એને ઐશ્વર્ય કહેવાય.

મનુષ્યો તો પરમાત્મા જ છે. અનંત ઐશ્વર્ય પ્રગટ થાય તેમ છે. પણ ઈચ્છા કરી કે મનુષ્ય થઈ ગયો. નહીં તો પોતે જે ચાહે તે મેળવી શકે તેમ છે. પણ અંતરાયને લીધે નથી મેળવી શકતો.

દુનિયાદારીની ચીજ એવી છે કે આત્મઐશ્વર્ય પ્રગટ કરે એવી છે ! પણ આ તો આત્મઐશ્વર્ય લઈ લીધું ઊલટું ! ઐશ્વર્ય પ્રગટ થવું એટલે શું ? જેટલી ડિગ્રી અજવાળું વધ્યું એટલી ડિગ્રી ઐશ્વર્ય પ્રગટે. જેટલો અહમ્ ઓછો તેટલું ઐશ્વર્ય આવે. તેથી ઈશ્વરની માફક કાર્ય સફળ થાય.

## સ્વભાવના આકર્ષણે, વિભુત્વમાંથી પ્રગટે પ્રભુત્વ

**પ્રશ્નકર્તા :** આત્મા પ્રભુત્વવાળો છે એ સમજાવશો.

**દાદાશ્રી :** આત્મા પ્રભુત્વવાળો છે. જરાય હીણપત ન બતાવે તેવો છે, અનંત શક્તિવાળો છે. સંયોગોમાં ફસાયો તો શક્તિ રૂંધાઈ.

જેટલો અહં ઘટ્યો તેટલો પ્રભુત્વ આવે. પ્રભુત્વ ના હોય ત્યાં સુધી વિભુત્વ હોય. વિભુત્વમાંથી સ્વભાવનું આકર્ષણ એ પ્રભુત્વ પ્રગટાવે.

**પ્રશ્નકર્તા :** સ્વભાવનું આકર્ષણ એ પ્રભુત્વ પ્રગટાવે ?

**દાદાશ્રી :** હા, સ્વભાવ ફેર થાય પહેલા, પછી સ્વભાવનું આકર્ષણ થાય. સ્વભાવનું આકર્ષણ વિભુત્વમાંથી પ્રભુત્વ પ્રગટાવે. જ્યાં આકર્ષણ ઉત્પન્ન થયુંને, તેમ પ્રભુત્વ પ્રગટાવે. વિભુત્વ તો છે જ પણ જેમ જેમ આકર્ષણ વધે એમ પ્રભુત્વ પ્રગટે.

વિભાવિક શક્તિ પ્રગટ થઈ તે વિભુત્વ. પછી બધી સ્વાભાવિક શક્તિ પૂર્ણ પ્રગટ થાય તે પ્રભુત્વ.

## પ્રગટ્યું ઐશ્વર્ય અક્રમ થકી જ્ઞાનવિધિમાં

**પ્રશ્નકર્તા :** અક્રમ માર્ગ શાસ્ત્રોમાં પ્રમાણ છે અને અક્રમ માર્ગ સાચો છે, તો પણ બધા એનો લાભ કેમ નથી લઈ શકતા ?

**દાદાશ્રી :** આ દાદાનું ઐશ્વર્યેય સમજ્યા નથી એ લોકો, કે શું ઐશ્વર્ય છે ! એટલે ભેદવિજ્ઞાની છે, એવું ઐશ્વર્ય એમને ખ્યાલમાં નથી આવ્યું. આ કાળમાં ભેદવિજ્ઞાની હોઈ શકે નહીં, એવું એમને લાગતું હોય.

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાનવિધિ છે આપની, એની અંદર ગજબની શક્તિ છે !

**દાદાશ્રી :** હા, એક્ઝેક્ટ કેવળજ્ઞાન જ. આખી જ્ઞાનવિધિ કેવળજ્ઞાન જ છે અને આ મારી શક્તિ નથી, ઐશ્વર્ય પ્રગટ થયું છે. બે કલાકમાં મોક્ષ આપે એવું ઐશ્વર્ય પ્રગટ થયેલું છે. દાદાની જ્ઞાનવિધિ થાય, આત્મજ્ઞાન થઈ જાય, તેનો મોક્ષ થઈ જાય. નહીં તો લાખ અવતારેય ઠેકાણું ના પડે.

આ તો મૂળ આત્માનું ઐશ્વર્ય છે ! અહો ! ઐશ્વર્ય છે આ ! નહીં તો બે કલાકમાં મોક્ષ તે હોતો હશે ? આ તો મૂળ આત્માનો વૈભવ છે. એ આત્મા અમે જોયો છે. એનું ઐશ્વર્ય પાર વગરનું છે.

જબરજસ્ત ઐશ્વર્ય પ્રગટ થયું છે. જે માગે એ મળે અહીં, જોઈએ એટલું, માગતા ભૂલે જગતમાં. માગવાની આપણી પાત્રતા જોઈએ. બહુ મોટું ઐશ્વર્ય કહેવાય. કલાકમાં તો મનુષ્યની આખી દૃષ્ટિ ફરી જાય છે.

## ઐશ્વર્યને શણગારે એવી અદ્‌ભુતતા દાદાની !

અમેરિકાવાળા તો આશ્ચર્ય-બાશ્ચર્યયે ના બોલ્યા, અદ્‌ભુત ! અદ્‌ભુત ! અદ્‌ભુત !

**પ્રશ્નકર્તા :** એ અદ્‌ભુતતા એટલે દાદાના આત્માની ઐશ્વર્યતા ?

**દાદાશ્રી :** ઐશ્વર્યતા. એ તો ઐશ્વર્યતાની પાર જાય એવી વસ્તુ છે, અદ્‌ભુતતા તો એનેય શણગાર કરે એવી વસ્તુ. ઐશ્વર્યનેય શણગારે એવી વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** ઐશ્વર્યનેય શણગારે !

**દાદાશ્રી :** હંઅ, એવી અદ્ભુતતા !

**પ્રશ્નકર્તા :** ઐશ્વર્યને શણગારે તો એ ઐશ્વર્ય એટલે શું ?

**દાદાશ્રી :** ઐશ્વર્ય એટલે પ્યૉરિટી. હજુ ચાર ડિગ્રીની અમારી પ્યૉરિટીમાં જરાક કચાશ છે. તે ચાર ડિગ્રીમાંથી દોઢ એક ડિગ્રીની તો થઈ ગઈ, અઢી ડિગ્રીની રહી છે. તે એટલી અઢી ડિગ્રી જાય તો કમ્પ્લીટ (સંપૂર્ણ) પ્યૉરિટી આવી જાય.

## જેનામાં ઐશ્વર્ય ઉત્પન્ન થાય તે ઈશ્વર

**પ્રશ્નકર્તા :** છ ઐશ્વર્યવાળા હોય તે ઈશ્વર કે ભગવાન કહેવાય એવું ખરું ?

**દાદાશ્રી :** ભગવાન એટલે ભગવત્ ગુણો પ્રાપ્ત થાયને, એને આ જગત ભગવાન કહે. ભગવત્ ગુણો જેનામાં પ્રાપ્ત થાય. ઐશ્વર્ય ગુણો, ઐશ્વર્ય !

**પ્રશ્નકર્તા :** માયા ના ખસે તો ઐશ્વર્ય ક્યાંથી આવશે ?

**દાદાશ્રી :** માયા ખસે તો જ ઐશ્વર્ય ઉત્પન્ન થાય. માયા ના ખસે ત્યાં સુધી ઐશ્વર્ય ના થાય.

**પ્રશ્નકર્તા :** સામાન્ય ચેતનમાં ઐશ્વર્ય તો કોઈ શાસ્ત્રમાં નથી લખાયું. સામાન્ય ચેતનમાં ઐશ્વર્ય હોય ? ઐશ્વર્ય તો ભગવાનમાં હોય, ચેતનમાં ના હોયને ?

**દાદાશ્રી :** ના, ના, આ ચેતનમાં નહીં. આ ચેતનયે વિભાવદશા છે. 'હું શુદ્ધાત્મા છું' એ પ્રતીતિમાં બેઠા પછી પોતાનું ઐશ્વર્યનું પોતાને ભાન થાય છે. પોતે ચૈતન્ય તો પરમાત્મા છે.

પોતે અનંત શક્તિનો ધણી, અનંત ઐશ્વર્યનો ધણી એવા ભગવાન ! એ નિરાલંબ છે અને પ્રત્યેક માનવી ભગવાન થઈ શકે છે. સામાન્ય માણસોમાં જે ગુણો ન દેખાય એવા ગુણો ધરાવતો હોય તે ભગવાન.

પાશવતાનો સંપૂર્ણપણે નાશ એનું નામ ભગવાન. જેટલા પાશવતાના ગુણો ઓછા થતા જાય અને દૈવી ગુણો પેદા થતા જાય અને પાશવતાના ગુણો સંપૂર્ણ નાશ પામે અને દૈવી ગુણો સંપૂર્ણ પેદા થાય તે દેવ, તે ઈશ્વર. જેનામાં ઐશ્વર્ય ઉત્પન્ન થાય તે ઈશ્વર. એનો એ જ આત્મા છે, બીજો નથી.

## માલિક થયા સિવાય માલિકી બ્રહ્માંડની, આત્મઐશ્વર્ય થકી !

મને લોકો કહે કે 'દાદા, તમને દુનિયા કેવી દેખાય છે ?' મેં કહ્યું, 'તને જે દેખાય છે એવું મને દેખાય છે, કંઈ તારાથી જુદું દેખાતું હશે મને ? આ તને દેખાય છે એમાં તને રાગ-દ્વેષ છે અને મને એમાં રાગ-દ્વેષ નથી, એટલો જ ફેર.'

**પ્રશ્નકર્તા :** રાગ-દ્વેષ વગરનું ?

**દાદાશ્રી :** હંઅ, અને બીજું તને ના દેખાતું હોય એવું મને અનંત બધું દેખાય. એ મારા જ્ઞાનની વિશાળતા છે અને ઐશ્વર્યપણું છે. પણ તને તારા ઐશ્વર્ય પ્રમાણે દેખાય, તારી વાડ પ્રમાણે, કમ્પાઉન્ડ પ્રમાણે. ઐશ્વર્યપણું એટલે કમ્પાઉન્ડ. આખા જગતનું કમ્પાઉન્ડ થઈ જાય એ ઐશ્વર્યપણું !

**પ્રશ્નકર્તા :** એ તો દાદા, આ દેહનું માલિકીપણું ના હોય તો જ થાયને, નહીં તો કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** માલિકીપણું ના હોય તો જ ઐશ્વર્ય (પ્રગટ) થાય, નહીં તો ના થાય. માલિકીવાળો તો બંધાયેલા ભાગમાં છે. એને તો બે પ્લોટ હોય ને દેહ એ... એટલામાં જ એ રઝળતા હોય અને જેની માલિકી બધી ઊડી ગઈ પ્લોટ-બ્લોટ બધામાંથી...

**પ્રશ્નકર્તા :** દાદા, તે અમારેય ધીરે ધીરે, જેમ જેમ માલિકી ઓછી થતી જાય છે તેમ તેમ...

**દાદાશ્રી :** હા, (પ્લોટની, દેહની) માલિકી તમને નથી એવી હવે તમને ખાતરી બેઠી છે. એટલે હવે ધીમે ધીમે ઓછી થતી જાય. પહેલી આ પ્રતીતિ બેસવી જોઈએ, માલિક નથી ખરેખર.

**પ્રશ્નકર્તા :** દાદા, એ આત્માનું ઐશ્વર્ય તે આ ?

**દાદાશ્રી :** હા. ઐશ્વર્ય, (અદ્ભુત) ઐશ્વર્ય ! અને તેથી તો આપણે બ્રહ્માંડના માલિક છીએ ! માલિક સિવાય માલિકી છે. માલિકીભાવ રાખવો હોય તો ટાઈટલ હોય અને ટાઈટલ પેટીમાં મૂકવું પડે. આપણે પેટી હોય નહીં. માલિક છીએ એ વાત હંડ્રેડ પરસેન્ટ (સો ટકા) છે. છોને, ઈન્કમટેક્ષવાળા સાહેબ બૂમો પાડે, પણ (માલિક) છીએ આપણે હંડ્રેડ પરસેન્ટ. ટાઈટલ હોય તો એ ઘાલેને ઈન્કમટેક્ષ ?

બહુ મોટું પદ છે આ તો ! જે પદની આગળ કોઈ પદ નથી એવું પદ છે આ. જે તમે પ્રાપ્ત કર્યું છે તે પદ !

## બિલીફ ફરતા ચિત્ત વીખરાતું અટકે, તો પ્રગટે ઐશ્વર્ય

**પ્રશ્નકર્તા :** ભરેલો માલ ફૂટે ત્યારે 'હું અનંત ઐશ્વર્યવાળો છું' એ કેવી રીતે ફિટ કરવું ?

**દાદાશ્રી :** કોઈવાર લોભની ગાંઠ ફૂટે, લાલચના પ્રસંગ આવવા માંડે એવા વખતે હું અનંત ઐશ્વર્યવાળો છું, હું અનંત ઐશ્વર્યવાળો છું, હું અનંત ઐશ્વર્યવાળો છું, એ બોલવાથી એ બધા પરમાણુઓ ખરતા જાય. એની અસર ના થાય.

જેટલી ચિત્તવૃત્તિ વીખરાય એટલું ઐશ્વર્ય ઓછું થતું જાય અને જેટલી મૂળ જગ્યાએ સ્ટેબિલાઈઝ (સ્થિર) થઈ જાય કે ઐશ્વર્ય ઉત્પન્ન થયું, સંપૂર્ણ ઐશ્વર્ય !

**પ્રશ્નકર્તા :** જ્ઞાન લીધા પછી આ બધા જે મહાત્માઓ છે, એમની ચિત્તવૃત્તિ ધીમે ધીમે એક જગ્યાએ ભેગી થાયને ?

**દાદાશ્રી :** આવડતું હોય તો થઈ રહે, બીજું શું ?

**પ્રશ્નકર્તા :** અને દરેકને આમ થોડો ટાઈમ લાગે ?

**દાદાશ્રી :** હવે કાચો ના પડે, ને અમારા વિજ્ઞાનમાં રહે તો એકાગ્ર થઈ જ જવાની છે, એક જ અવતારમાં. એવું છે, ભલે વર્તનમાં ના હોય, પણ બિલીફમાં છે ને ?

**પ્રશ્નકર્તા :** હા, બિલીફમાં છે.

**દાદાશ્રી :** ત્યારે પછી બિલીફમાં છે એ સત્ય, ભલે વર્તનમાં ના હોય. વર્તન એ આપણા હાથની, કાબૂની વાત નથી, પણ બિલીફમાં છે ને ?

**પ્રશ્નકર્તા :** બિલીફમાં પૂરેપૂરું.

**દાદાશ્રી :** તમને શું લાગે છે ? નહીં તો જો કદી વર્તનની નેસેસિટી હોય તો અમારે વઢવું પડત બધાને. અમે વર્તનને જોતા નથી, બિલીફને જોઈએ છીએ, તારી બિલીફ ક્યાં છે તે ? અમારું વર્તન ને બિલીફ એક જ પ્રકારની હોય. તમારી બિલીફ જુદી હોય, વર્તન જુદી જાતનું હોય.

**પ્રશ્નકર્તા :** આ જે ઐશ્વર્ય ઓછું થઈ ગયું, તે જેમ ચિત્ત વીખરાયું એમ ઐશ્વર્ય ઓછું થતું જાય. તે ઓછું થયું એ એમ એક્ઝેક્ટલી ખબર કેવી રીતે પડે કે આ ઓછું થઈ ગયું ?

**દાદાશ્રી :** ખબર પડે જ છે ને ! અત્યારે ઐશ્વર્ય ઓછું છે, તેથી તો કેટલાક લોકો ડખો કરે છે. સહન કરવું પડે, કેટલાક લોકો હેરાન કરે, કોઈ બૉસ ટૈડકાવે. સહન ના કરવું પડે ?

**પ્રશ્નકર્તા :** હા, સહન કરવું પડે.

**દાદાશ્રી :** એ ઐશ્વર્ય ઓછું ત્યારે જ ટૈડકાવેને ! નહીં તો ઐશ્વર્ય હોય તો મૂઓ શું ટૈડકાવે ?

**પ્રશ્નકર્તા :** દાદા, એટલે એનો અર્થ એ કે જે આ ક્લેશ થાય છે અંદર, મનમાં જે દુઃખ થયા કરે...

**દાદાશ્રી :** હા, તે આ બધું ઐશ્વર્ય ઓછું તેનું, ને ઐશ્વર્ય હોય તો તો કોણ ટૈડકાવનારો ? આમ ટૈડકાવવા માટે આવેને, તે મોઢું જોતા પહેલા આમ આમ થઈ જાય ! અરે બાપ, શું થશે, શું થશે, શું થશે ? કારણ કે ઐશ્વર્ય છે. ઐશ્વર્ય જોતાની સાથે જ ગભરામણ, પસીનો છૂટી જાય. માટે ઐશ્વર્યની જરૂર છે, બીજું કશું જરૂર નથી. હવે તમારી પહેલાની

બિલીફ રોંગ હતી, સમ્યક્ ન્હોતી એનું આ ફળ આવ્યું છે. તે તો તમારે ભોગવે જ છૂટકો. પણ અત્યારે બિલીફ તમારી જુદી જગ્યાએ છે, ઐશ્વર્ય એક કરવા તરફ જ બિલીફ છે અને આમ વર્તનમાં રહેતું નથી ઐશ્વર્ય. તે એનો વાંધો નહીં, પણ રાત-દહાડો બિલીફ ક્યાં છે, એ જોયા કરવું, અને બિલીફને ટેકા આપ આપ કરવા અને બિલીફને વિટામિન આપ આપ કરવું.

કેવું ઐશ્વર્ય પ્રાપ્ત થયું છે ! રસ્તો કેટલો સુંદર ! સહેલો, સરળ, નહીં ભૂખે મરવાનું, નહીં બટાકા છોડવાના, નહીં બધું ગળ્યું છોડવાનું, નહીં તીખું છોડવાનું, નથી બૈરાં-છોકરાં છોડવાના, નથી બંગલા છોડવાના, આ બધું છોને રહ્યું ! આમાં ચિત્તવૃત્તિ શેના માટે જોઈએ ?

❖ ❖ ❖ ❖ ❖

# [૩.૩]
# અનંત વીર્ય

## જ્ઞાનીનું આત્મ વીર્ય, તીર્થંકરનું અનંત વીર્ય

આત્માનું સ્વરૂપ શું છે ? આત્મા તો પોતે પરમાત્મા, અનંત જ્ઞાનવાળો, અનંત દર્શનવાળો, અનંત શક્તિવાળો, અનંત વીર્યવાળો છે.

**પ્રશ્નકર્તા :** અનંત વીર્ય એટલે શું ? કઈ અવસ્થામાં અનંત જ્ઞાન-દર્શન-ચારિત્ર, અનંત વીર્ય પ્રગટ થાય ? અનંત વીર્યની દશા કઈ ?

**દાદાશ્રી :** જ્ઞાન-દર્શનથી ચારિત્ર થાય, સ્વચારિત્રથી અનંત વીર્ય ઉત્પન્ન થાય. એ જ અનંત વીર્યની દશા !

**પ્રશ્નકર્તા :** કઈ ?

**દાદાશ્રી :** આ બધું દેખાય છે, એ બધા પદાર્થ ને વસ્તુ, એ દ્રવ્ય-ગુણ-પર્યાયથી, ભૂતકાળથી માંડીને ભવિષ્યકાળ બધા જ દેખાય.

**પ્રશ્નકર્તા :** અને આત્મ વીર્ય કોને કહેવાય ?

**દાદાશ્રી :** આ અમારું આત્મ વીર્ય કહેવાય. તમે આખો દહાડો દેખતા નથી ? અને તીર્થંકરોને અનંત વીર્ય, આથી અમુક પ્રકારનું વધી ગયેલું હોય, બસ એટલું. આનું નામ વીર્ય કહેવાય. બીજું કશું વીર્ય-બીર્ય હોતું નથી. આત્મ વીર્યથી, અનંત લાભ-લબ્ધિ થાય.

**પ્રશ્નકર્તા :** એટલે પોતાના આત્માના ગુણોમાં રમમાણ (લીન) થાય ? આત્માના ગુણોમાં નિરંતર રમી રહેલો હોય એ અનંત વીર્ય ગણાય ?

**દાદાશ્રી :** એ તો જ્ઞાનીય રહી શકે, અનંત વીર્ય આવું ના હોય. અનંત વીર્ય તો આમ હાથ મૂકે તોય કંઈનું કંઈ (ફેરફાર) થઈ જાય ! અનંત વીર્ય !

અનંત વીર્ય એટલે અનંત શક્તિ, પાર વગરની શક્તિ ! આમ હાથ અડાડે એટલે સામાનું કામ કાઢી નાખે.

## જ્ઞાન-દર્શન-ચારિત્ર-શક્તિ-ઉલ્લાસ તે આત્મ વીર્ય

હું શુદ્ધાત્મા છું, આત્મ વીર્યવાળો છું. એટલે આ દેહ વીર્ય કોને કહેવાય ? દેહ વીર્ય પુદ્ગલને કહેવાય છે, જે ખરી પડે. અને આત્મ વીર્ય એ શક્તિ ને ઉલ્લાસ. એ જે આત્માનો ઉલ્લાસ ને શક્તિ, જબરજસ્ત. એ જ્ઞાન-દર્શન-ચારિત્ર આના મુખ્ય ગુણો. ચારિત્ર એટલે જ્ઞાતા-દ્રષ્ટામાં રહેવું તે. ચારિત્ર એટલે રમણતા. અને વીર્યવાળો એટલે ઉલ્લાસ છે જેને, ઉપયોગ છે. એને ઉપયોગમાં રાખી શકે એવી ઉલ્લાસ શક્તિ છે.

**પ્રશ્નકર્તા :** દાદા, જે આત્મ વીર્યની વાત કહીએ છીએ એ આત્માનું વીર્ય બહુ ઉલ્લાસિત થયું હોય, તો એ રિયલ-રિલેટિવમાં છે ?

**દાદાશ્રી :** રિયલ-રિલેટિવમાં જ હોય, રિયલમાં ન હોય. રિયલમાં તો વીર્ય જ છે. અનંત વીર્યનો માલિક થયો ત્યાં આગળ ! રિયલ તો અનંત વીર્ય કહેવાય. આપણે જે મૂળ આત્મા છે તે અનંત વીર્ય. જ્યાં રુચિ (હોય) ત્યાં આત્માનું વીર્ય વર્તે.

## લાલસાઓ છૂટે ને અહંકાર ઓગળે, તો આત્મ વીર્ય વધે

**પ્રશ્નકર્તા :** આપણે શાંત-સ્થિર બેઠા હોઈએ, તે વખતે બહારથી કોઈ ક્રોધિત આવ્યો હોય તો તે વખતે આપણા પરિણામ બદલાય તો એના માટે આપણે શું આત્મબળ વધારવું જોઈએ કે આપણા પરિણામ ના બદલાય ? તે વખતે કયો ઉપાય કરવો ?

**દાદાશ્રી :** એ આત્મ વીર્યનો અભાવ છે. હવે દેહની લાલસાઓ

ને એના તરફના ભાવ, અભાવ કરી દો, તો એ આત્મ વીર્ય વધે. ભૌતિક સુખોનો અભાવ કરે તો આત્મ વીર્ય વધે. આત્મ વીર્ય ખલાસ થયું છે એનું કારણ શું ? ભૌતિક સુખમાં જ રાચે છે નિરંતર. એને પછી આત્મ વીર્ય ખલાસ થઈ જાય. નહીં તો પછી જ્ઞાની પુરુષની પાસે જવું, એટલે તને સંપૂર્ણ આત્મ વીર્યવાન બનાવી શકે.

આત્મશક્તિઓને તો આત્મ વીર્ય કહેવાય. આત્મ વીર્ય ઓછું હોય તો તેનામાં નબળાઈ ઉત્પન્ન થાય, ક્રોધ-માન-માયા-લોભ ઉત્પન્ન થાય. અહંકારને લઈને આત્મ વીર્ય તૂટી જાય. તે જેમ જેમ અહંકાર ઓગળે તેમ તેમ આત્મ વીર્ય ઉત્પન્ન થતું જાય. જ્યારે જ્યારે આત્મ વીર્ય ઘટતું લાગે ત્યારે પાંચ-પચીસ વખત મોટેથી બોલવું કે 'હું અનંત શક્તિવાળો છું' એટલે શક્તિ ઉત્પન્ન થાય.

## તૂટે વીર્યાંતરાય તો પ્રગટે આત્મ વીર્ય, અંતે અનંત વીર્ય

**પ્રશ્નકર્તા :** અને અનંત વીર્ય કેવી રીતે પ્રગટ થાય ?

**દાદાશ્રી :** ભગવાન શું કહે છે કે જ્યારે અંતરાય તૂટે, ત્યારે અનંત લાભ, અનંત ભોગ, અનંત ઉપભોગ, અનંત વીર્ય પ્રગટ થાય. તો આ વીર્ય શેના આધારે છે ? 'હું કરું છું, પણ થતું નથી.' અલ્યા ! એ વીર્યાંતરાય છે. એના અંતરાય પાડ્યા છે. જેમાં ને તેમાં અંતરાય પાડ્યા છે. હવે એને સમજણ હોત તો ના પાડત. પણ હવે કોણ સમજણ પાડે એને ? આ સમજણ જ નથી એટલે આ સ્થિતિ છે. એટલે હું તમને શું કહું છું ? બધા અંતરાય તૂટ્યાનો રસ્તો કરી આપ્યો છે મેં તમને. આ બધી આજ્ઞા આપી છે ને, તે બધા અંતરાય તૂટી જાય.

આત્મા તમને આપ્યો. હવે આત્મ વીર્ય પ્રગટ થશે ને પહેલા અંતરાય હતો. વીર્યાંતરાય હતો, અનંત વીર્યનો જે અંતરાય હતો તે તૂટશે હવે. કૃપાળુદેવે કહ્યું છે ને, 'સર્વ ભાવ જ્ઞાતા-દ્રષ્ટા સહ શુદ્ધતા.' તમામ પ્રકારના જ્ઞાતા-દ્રષ્ટા ભાવ જ રહે, શુદ્ધતાના. અને 'કૃતકૃત્ય પ્રભુ વીર્ય અનંત પ્રકાશ જો.' અનંત વીર્ય કહે છે કે જે વીર્ય છે તે, વીર્યાંતરાય બાંધ્યા'તા, તે બધા તૂટીને અનંત વીર્ય ઉત્પન્ન થાય.

❖ ❖ ❖ ❖ ❖

# [૪]

# અનંત સુખધામ

## અનંત સુખધામ સમજ્યે, ઓળખાય આત્મા

**પ્રશ્નકર્તા :** આત્માને ઓળખવાનું લક્ષણ શું ?

**દાદાશ્રી :** ઓળખવાનું તો અવિનાશી પદ છે એ, અનંત સુખધામ છે. અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત સુખ. સુખ બહાર ખોળવા ના જવું પડે પોતાનું. અને દુઃખ તો છે જ નહીં.

આત્મા અનંત આનંદનું ધામ છે છતાં બહાર સુખ ખોળ ખોળ કરે છે. આ તો અંદર જ સુખ છે પણ બહાર જગતમાં બધા સુખ ખોળે છે, પણ સુખની વ્યાખ્યા જ નથી નક્કી કરતા. 'સુખ એવું હોવું જોઈએ કે જેના પછી ક્યારેય પણ દુઃખ ના આવે.' એવું એકેય સુખ આ જગતમાં હોય તો ખોળી કાઢ, જા. શાશ્વત સુખ તો પોતામાં, સ્વમાં જ છે. પોતે અનંત સુખનું ધામ છે ને લોકો નાશવંત ચીજમાં સુખ ખોળવા નીકળ્યા છે !

## આત્મા જાણતા જ ઉત્પન્ન થાય અતીન્દ્રિય સુખ

**પ્રશ્નકર્તા :** આત્માનું સુખ એ જ અતીન્દ્રિય સુખને ? એ કેવી રીતે પ્રાપ્ત થાય ?

**દાદાશ્રી :** હા, અતીન્દ્રિય સુખ તે કેવળ પોતાનું આત્માનું અનંત

સુખ. એ તો આત્મા જાણ્યા વગર ઉત્પન્ન થાય જ નહીં. આ તો જ્ઞાની પુરુષ મળે તો એ પોતાના સુખનું ભાન કરાવે. એટલે પછી સુખ વર્ત્યા કરે.

જ્ઞાની પુરુષ પોતાનું શાશ્વત સુખ, અનંત સુખનો કંદ જે છે તે ચખાડી દે. એટલે નિજ ઘર મળતા જ શુદ્ધ ચિત્ત એ જ શુદ્ધાત્મા પ્રાપ્ત થઈ જાય.

'આઈ'(હું)માં ઈન્ટરેસ્ટ આવે તો નર્યું સુખ જ છે. સુખનું ધામ છે, પરમ સુખનું ધામ ! અનંત સુખનું ધામ, જે સુખ આવ્યા પછી ક્યારેય પણ દુઃખ હોય જ નહીં. ફાંસીએ ચઢાવે તોય નહીં. ફાંસીએ ચઢાવે તો ફાંસીએ ચઢનારો ચઢે છે, જાણનારો જાણે છે. પુદ્‌ગલ ફાંસીએ ચઢે, આત્મા કોઈ દહાડો ફાંસીએ ચઢે નહીં. આ અંબાલાલને તમે ગાળો ભાંડો, માર મારો તો મને અસર થતી નથી. કારણ બે તદ્દન જુદા રહે છે. ફાંસીએ ચઢાવો તોય મને વાંધો નથી. મારી ઈચ્છા ના હોય પણ છતાં તમે બધા ચઢાવો તો પછી એનો વાંધો નથી. કારણ મારે પાડોશી (તરીકે) એટલું તો રાખવું પડે કે મારી ઈચ્છા ના હોવી જોઈએ. એમણે મને, મારા ધક્કા ખાધા છે, મારું કામ કર્યું છે. એટલો ઉપકાર તો મારે માનવો પડેને ! પાડોશી તરીકે રહે છે આ. તો તમે ચંદુભાઈની જોડે પાડોશી તરીકે રહેશો ત્યારે ત્યાં આગળ સનાતન અનુભૂતિ થાય.

## પરમાનંદ ગુણથી અનુભવાય આત્મા

**પ્રશ્નકર્તા :** આ સનાતન અનુભૂતિ એટલે આવી સૂક્ષ્માતિસૂક્ષ્મ વસ્તુ છે, એની અનુભૂતિ કેવી રીતે થાય ? પ્રત્યક્ષ કેવી રીતે દેખાય ?

**દાદાશ્રી :** તમે આત્મા છો એ સનાતન અનુભૂતિ થાય. અને એ આત્માની અનુભૂતિ કેવી રીતે હોય ? આત્મા નિરાકારી છે, અમૂર્ત છે. કોઈ વસ્તુથી દેખાય નહીં એવો છે. અને પ્રત્યક્ષ દેખવાનો પ્રયત્ન કરવો એ ગુનો છે. તો કહે, કેમ ઓળખાય ? ત્યારે કહે, એ અનુભવથી. એના પરમાનંદ નામના ગુણથી પ્રગટ થાય.

એ આનંદ જે એનો મુખ્ય ગુણ છે, તે આનંદ ઉત્પન્ન થાય. એ આવરણ તૂટ્યું કે આનંદ થયો. એ પોતે નથી એવું છે જ નહીં, એ તો આખો જ છે. આ આવરણનો જ ડખો છે. તે આ જ્ઞાન આપીએને, તે આવરણ તૂટે એટલે અનુભવ થઈ જાય, સુખ ઉત્પન્ન થાય.

સિદ્ધોને દરેકે દરેક પ્રદેશ ખુલ્લા હોય. પ્રદેશે પ્રદેશે પોતાનું અનંત જ્ઞાન, અનંત દર્શન અને અનંત સુખ હોય ! પણ ક્યાં ગયું એ (આપણું) સુખ ? 'સ્વરૂપજ્ઞાન' મળ્યા પછી જેમ જેમ આત્મપ્રદેશો નિરાવરણ થતા જાય, તેમ તેમ આનંદ વધતો જાય.

## મસ્તીનો આનંદ મનનો, નિરાકુળ આનંદ આત્માનો

**પ્રશ્નકર્તા :** આત્માના ધ્યાન વખતે આનંદ ઉત્પન્ન થાય છે તેના વિશે સમજાવશો ?

**દાદાશ્રી :** આપણે કોઈ વસ્તુનું ધ્યાન કરીએ, આત્માનું ધ્યાન કરવા માંડ્યા, કોઈ માણસ તે ધ્યાતા, ધ્યેય આત્મા, તો પછી ધ્યાન ઉત્પન્ન થાય. એકાકાર થવું એનું નામ ધ્યાન કહેવાય અને ધ્યાનમાં આનંદ ઉત્પન્ન થાય. તે જાણે કે મને આ આત્માનો અનુભવ થયો. ન હોય તે આત્મનુભવ. આનંદ તો બે પ્રકારનો; મસ્તીનો આનંદ તે વ્યાકુળતાવાળો હોય અને નિરાકુળતાવાળો આનંદ એ સાચો આનંદ આત્માનો આનંદ. એટલે સનાતન આનંદ નિરાકુળતાવાળો.

પણ જ્યાં સુધી આત્મજ્ઞાન પામ્યો નથી ત્યાં સુધી મનનો આનંદ થાય. અને મનને આનંદ થાય તે થોડી વખત રહ્યો, ના રહ્યો પાછો. તે પેલા મનના આનંદમાં ને આત્માના આનંદમાં ફેર શું ? ત્યારે એ પેલો છે તે મસ્તીવાળો આનંદ હોય અને આ નિરાકુળ આનંદ હોય.

**પ્રશ્નકર્તા :** એટલે એનો અર્થ એ થયો કે મન જતું રહે તો જ આત્માનો આનંદ થાય.

**દાદાશ્રી :** મન બિલકુલ કામ કરતું બંધ થઈ જાય ત્યારે આત્માનો આનંદ શરૂ થઈ જાય. એટલે એ આત્માનો આનંદ નિરાકુળતાવાળો હોય.

જે આકુળવ્યાકુળપણું આખી જિંદગી જે જોયું હોય તેનાથી મુક્ત હોય, નિરાકુળ હોય. મહીં ઠંડક લાગે.

## અપ્રયાસ આનંદ માટે ન જરૂર કોઈ વસ્તુની

**પ્રશ્નકર્તા :** એ આનંદ વિષે વધુ સમજાવશો ?

**દાદાશ્રી :** આનંદ એટલે શું ? કોઈ (ચીજ)વસ્તુ વગર આનંદ થાય એવું. વસ્તુના આધારે જે આનંદ થાય એ સુખ કહેવાય. વસ્તુ વગર આનંદ થાય એ આનંદ એ જ ભગવાન છે. વસ્તુ વગરનો આનંદ તને કોઈ દહાડો થયેલો ?

**પ્રશ્નકર્તા :** વસ્તુ વગર ન થાય આનંદ.

**દાદાશ્રી :** એટલે વસ્તુના આધારે આનંદ, એ તો વસ્તુ તો ના પણ હોય ત્યારે પછી આનંદનું શું થાય ? આનંદ વસ્તુ વગરનો હોય એવો જોઈએ, કે જેથી કરીને કંઈ મહેનત વગર એ પ્રાપ્ત થયા જ કરે ! વસ્તુ હોય તો એને તે લેવા જવું પડે બજારમાં. પરવળનું શાક હોય ને આપણને આનંદ થતો હોય તો બજારમાં લેવા જવું પડે, ને તે દહાડે ના મળે ત્યારે શું કરીએ પછી ? પૈસા ના હોય ત્યારે પરવળ શી રીતે લાવીએ ? એટલે એવો આનંદ-સુખ ભોગવવાનો અર્થ જ નહીંને ! મીનિંગલેસ ! અને જે સુખ થયા પછી દુઃખ જ આવે એને સુખ કહેવાય જ કેમ કરીને ? કારણ કે જે સુખનો અંત આવે એને સુખ કેમ કરીને કહેવાય ? તને શું લાગે છે ?

જગતની કોઈ વસ્તુ મળે નહીં અને આનંદ મળે તે આત્માનંદ કહેવાય. આનંદ તો મહીં પરમાનંદ હોવો જોઈએ, જાગૃતિપૂર્વકનો. મૂર્છા ના હોવી જોઈએ. સંપૂર્ણ જાગૃતિપૂર્વક આનંદ હોવો જોઈએ.

આનંદ અંદરથી આવવો જોઈએ. બહારથી, આંખોથી દેખીને આવે એવો ના જોઈએ. સનાતન આનંદ જોઈએ ! ચેતનનો આનંદ તો એકવાર આવે પછી પાછો જાય નહીં. ચેતનનો આનંદ સનાતન હોય !

## સુખ અને આનંદનો સૂક્ષ્મ ભેદ વર્ણવ્યો જ્ઞાનીએ

**પ્રશ્નકર્તા :** દાદા, આનંદ એટલે સુખ ના કહેવાય ?

**દાદાશ્રી :** ના, આનંદ અને (ભૌતિક) સુખમાં તો બહુ ફેર. આત્માનું સનાતન સુખ એ જોયેલું નહોય, એનો પડછાયો પણ જોયો નહોય.

**પ્રશ્નકર્તા :** આનંદ અને સુખ એ બે વચ્ચે શું ફેર છે એ જરા સમજાવો ને ?

**દાદાશ્રી :** (આ સંસારના) સુખ એ વેદના છે, એક પ્રકારની વેદના છે. એ જો સુખ વધી જાય તો દુઃખ થાય. આઈસ્ક્રીમમાં તને સુખ મળે, એ આઈસ્ક્રીમ ખૂબ ખવડાય ખવડાય કરે તો શું થાય તને ? એટલે એ સુખ પોતે વેદના છે. સુખેય વેદના છે ને દુઃખેય વેદના છે.

આ સુખ-દુઃખ કહે છે તે ખરેખર સુખ-દુઃખ નથી પણ શાતા-અશાતા છે, વેદનીય છે. એ બેઉ વેદનીય છે. વેદનીય એટલે બેઉ દુઃખ છે. શાતા ઠંડક આપે અને અશાતા ગરમી આપે. બહુ ઠંડક આપે તેય દુઃખ છે.

બરફને અડીએ તે ઠંડું લાગે. તે ગરમીમાં ઠંડું લાગે એટલે સુખ થાય. શિયાળામાં ઠંડું લાગે તો દુઃખ થાય. એટલે આ સુખ અને દુઃખ એ વેદના છે. આ (સુખને) શાતા વેદનીય કહે છે અને (દુઃખને) અશાતા વેદનીય કહે છે. અને આનંદ એ તો સ્વભાવ પોતાનો. નિરંતર આનંદ, એક ક્ષણવાર આઘોપાછો ના થાય.

એટલે આ સંસારનું સુખ ને દુઃખ એ તો કલ્પનાઓ જ છે. પોતે જ અનંત સુખનું ધામ છે. એમાંથી જ બધું સુખ નીકળે છે. તે આ બધું સંસારનું, એ એમાંથી આરોપિત કરેલું સુખ છે.

**પ્રશ્નકર્તા :** તો દાદા, સાચું સુખ કોને કહેવાય ?

**દાદાશ્રી :** જે સુખ વધારે ભોગવવાથી દુઃખરૂપ થઈ પડે, એ સુખ સાચું સુખ નથી. જે સુખ કાયમ ભોગવતો હોય પણ દુઃખરૂપ ના થઈ પડે એનું નામ સાચું સુખ. એટલે આત્માનું જે સુખ છે એ સનાતન સુખ છે.

**પ્રશ્નકર્તા :** સુખ અને આનંદ બન્ને શાશ્વત સાથે મળી શકે ?

**દાદાશ્રી :** સુખ તો હોય કે ના હોય, આનંદ શાશ્વત મળી જશે.

કારણ કે વેદનીય કર્મ છે ને, એ તો અશાતા હોય ને શાતાય હોય. એ તો તીર્થંકર ભગવાનનેય અશાતા વેદનીય થોડી હોય, કો'ક દહાડો હોય.

**પ્રશ્નકર્તા :** કોઈને આવું કદી બન્યું છે કે સાથે સુખ અને આનંદ ?

**દાદાશ્રી :** ના, વર્લ્ડમાં કોઈ દહાડોય બન્યું નથી. આ આનંદ કાયમનો મળી જાય, શાશ્વત આનંદ મળે.

સુખ છે જ ક્યાં 'અહીં' સંસારમાં ? આ તો ભ્રામક માન્યતાઓ છે. તેથી 'અમે' ખુલ્લું કહીએ છીએ કે, તમે જે સુખ ખોળો છો તે 'આમાં' નહીં મળે. (સાચું) સુખ એ આત્મામાં છે. અમે એ સુખ ચાખેલું છે, અનુભવેલું છે. તેથી 'અમે' બધાને કહીએ છીએ કે આ બાજુ આવો, પેલી બાજુ સુખ નથી.

**પ્રશ્નકર્તા :** સુખની સાચી અનુભૂતિ કેવી હોય ?

**દાદાશ્રી :** એકુંય અનુભૂતિ સાચી નથી હોતી. સાચી ના હોય ત્યાં સુધી ક્રોધ-માન-માયા-લોભ રહે, ત્યાં સુધી દુઃખ રહે, ચિંતા હોય, કંટાળો રહે. કેટલાકને પૈણે, તે એને સ્ત્રીમાં જેવું સુખ લાગે એવું કોઈ વસ્તુમાં નથી એવી અનુભૂતિ હોય. અને એક છે તે બ્રહ્મચારી હોય ત્યારે કહે, બ્રહ્મચર્યમાં જે સુખ છે એના જેવું એકુંય નથી ! એટલે એ અનુભૂતિઓ તે સ્ટેન્ડ સ્ટિલ (પ્રગતિ અટકી ગયેલી) બધી, કંઈ બરકત વગરની. જે અનુભૂતિ પ્રાપ્ત થયા પછી જાય નહીં, એવી સનાતન અનુભૂતિ જોઈએ.

## ન અવલંબન બહારનું તે આંતરિક સુખ

**પ્રશ્નકર્તા :** એ બન્ને જુદું કેવી રીતે પાડી શકાય, કે આ આંતરિક સુખ છે ને આ બાહ્ય સુખ છે ?

**દાદાશ્રી :** આ બહારનું અવલંબન ના હોય ને સુખ વર્તતું હોય, તે આંતરિક સુખ અને ચા સરસ આવી એટલે સુખ વર્ત્યું, એટલે ચાને લઈને બહારથી આવ્યું. અગર પવન આવ્યો આમ ઠંડો, આ હાશ એ સુખ બહારથી આવ્યું કહેવાય.

**પ્રશ્નકર્તા :** આ જે આપણે સુખ કે આનંદની વ્યાખ્યા આપણે સમજ્યા છીએ તો એનું પ્રમાણ તો કહે બહારનું છે. આપણે એ જ જોયું છે ને આપણી પાસે એનું જ પ્રમાણ છે પણ અંદરનું સુખ છે, એનો અનુભવ આપણને ખબર નથી કે કઈ રીતનું હોય છે ? એનું પ્રમાણ શું ?

**દાદાશ્રી :** કેમ માણસ ઊંઘી જાય છે ? થાક લાગ્યો હોય ત્યારે ઊંઘી જાય છે ને થાક ઊતરી જાય છે. પણ જોડે જોડે મનમાં એમ થાય કે આજે બહુ સરસ ઊંઘ આવી. બહુ સરસ એટલે સુખ પોતાને વર્તે છે. આ પાંચ ઈન્દ્રિયોના બારણા જ વાસી દીધાને તોય અંદરનું સુખ વર્તે. તેથી તો લોકો સૂઈ જાય છે ત્યારે સુખ વર્તે મહીં. ઊંઘી ગયો એટલે સુખ વર્તે. પણ એ બધા સુખ આવરણ લાવનારા સુખો છે. આત્માને કોથળામાં પૂરીને સુખ મેળવીએ તે ખોટું છે, તેના કરતા તપ કરીને સુખ મેળવવું સારું.

ઊંઘીને ઊઠે છે ત્યારે સુખ શાથી લાગે છે ? આત્મા છે ત્યાંથી જ સુખ આવે છે, એ અહંકારને સુખ લાગે છે.

એટલે આ બહારની મશિનરી બંધ થઈ જાય તો ભગવાન તો હાજર છે, એમનું સુખ બહાર નીકળે. અનંત સુખનો કંદ જ પોતે છે. એટલે મહીંનું સુખ બહાર નીકળે પછી. આ મશિનરી ચાલુ હોય ત્યારે પેલું સુખ બહાર નીકળે ખરું પણ દેખાય નહીં.

**પ્રશ્નકર્તા :** આત્માનો જે અંદરનો આનંદ છે, તે એનું પ્રમાણ શું ? કેવી રીતે સ્પષ્ટ ખબર પડે કે આ આત્માનો જ આનંદ છે ?

**દાદાશ્રી :** આપણે આપણી વસ્તુ બીજાને આપીએ તે ઘડીએ ખબર પડે. કોઈ દુ:ખી માણસ હોય ને તે ઘડીએ આપણે ત્યાં આગળ દવાખાનામાં જઈને કંઈક વસ્તુ આપી આવીએ તે એ વખતે મહીં આનંદ વર્તતો હોય, તે આપણો પોતાનો છે. એ બહારથી નથી આવતો.

**પ્રશ્નકર્તા :** એ આપણે વસ્તુ બીજાને આપવાથી ઉત્પન્ન થયોને ?

**દાદાશ્રી :** આપવાથી તો દુ:ખ જ થાય હંમેશાં. આપવામાં સુખ

હોય જ નહીં. આપવામાં સુખ હોય તો લોકો આપી ના દે બધું ? પણ આપતી વખતે જે આનંદ થાય છે, એ અંદરનો આનંદ છે. એને દુઃખ થવું જોઈએ તેને બદલે સુખ થયું તે અંદરનો આનંદ છે.

**પ્રશ્નકર્તા :** પણ તેમાંયે વસ્તુ બીજાને આપવાનું અવલંબન તો રહ્યુંને ?

**દાદાશ્રી :** અવલંબનનો સવાલ નથી. આ આંતરિક સુખ કોને કહેવાય એ પછી એમ કરતા કરતા સમજમાં આવશે એને. આંતરિક સુખ ખરું ક્યારે આવે કે જ્યારે એકાંતમાં બહુ દુઃખ હોયને, એને દુઃખ માને. દુઃખમાં છે તે થોડીવાર થાય ને પછી મહીં સુખ વર્તે એને. પછી સરસ થઈ જાય પાછું. દુઃખમાં કંઈથી સુખ આવ્યું આ ? ના, ના, કલાકથી દુઃખી દુઃખી હતો અને થોડીવાર પછી આપણને કહે છે કે હા, હવે વાંધો નથી, હવે ચાલો. એ અંદરથી સુખ આવ્યું. અંદરથી હેલ્પ કરે છે. એટલે પાછું એને રાગે પડે છે બિચારાને. અંદરના સુખથી જ જીવન જીવી રહ્યા છે લોકો. પણ એમને અનુભવમાં ના હોયને એ વસ્તુ.

## મહાત્માને મોળા લાગે સંસારી સુખો, રહે નિરાકુળતા

**પ્રશ્નકર્તા :** બરોબર છે દાદા સમજાયું, બહારની કોઈ વસ્તુમાં સુખ જ નથી, સુખ પોતાના આત્મામાંથી મળે છે પછી ભલેને એને પોતાના આત્મા વિષે ભાન નથી, અજ્ઞાન પ્રર્વતે છે પણ સુખ તો આત્મા સંગે જ છે. હવે પ્રશ્ન એ થાય છે કે અમને મહાત્માને તો આત્માનું જ્ઞાન થયું છે તો તે અનંત સુખનો અનુભવ ક્યારે થશે ?

**દાદાશ્રી :** સ્પષ્ટનું વેદન આવતા વાર લાગશે. અસ્પષ્ટ વેદન છે અત્યારે. એટલે આપણે સ્પષ્ટતાની, એ તો બહુ ટાઈમ લાગશે એમાં.

**પ્રશ્નકર્તા :** આત્માનું શરૂઆતનું સુખ અને ટોચનું સુખ, એમાંય ફેર તો ખરોને, ઘણી કૅટેગરી આવીને ?

**દાદાશ્રી :** શરૂઆતના સુખથી જ એને આ બધું મોળું લાગવા માંડે. સંસારના સુખ મોળા લાગવા માંડેને, એટલે આત્મા ભણી એનો અભિપ્રાય

વધતો જાય અને આ અભિપ્રાય એનો ઘટતો જાય. પણ છતાંય આ છૂટે નહીં, એનું શું કારણ ? ત્યારે કહે, પૂર્વકર્મનો જે ગોઠવાયેલો છે, તે ક્રમ છોડે નહીંને ! ઈચ્છા ના હોય તોયે સંસારી સુખો ભોગવવા પડે. મોળું લાગે તોય ભોગવો, કહે છે.

**પ્રશ્નકર્તા :** આત્માનું સુખ કેવી રીતે ખબર પડે કે આ આત્માનું જ સુખ છે ?

**દાદાશ્રી :** બહારથી કશામાંથી સુખ ના હોય. કંઈ જોવાથી સુખ ઉત્પન્ન થયેલું ના હોય, કંઈ સાંભળવાથી, ખાવાથી, ઠંડકથી, સ્પર્શથી કે કોઈ પણ જાતનું ઈન્દ્રિય સુખ ના હોય, પૈસાને લીધે સુખ ના હોય, કોઈ 'આવો, આવો' કહેનારું ના હોય, વિષય સુખ ના હોય ત્યાં આગળ મહીં જે સુખ વર્તાય તે આત્માનું સુખ. પણ આ સુખની તમોને ખાસ ખબર ના પડે.

બીજું આત્માના સુખનું લક્ષણ એટલે નિરાકુળતા રહેતી હોય. સહેજે આકુળતા-વ્યાકુળતા થાય તો જાણવું કે બીજી જગ્યાએ ઉપયોગ છે, માર્ગ ભૂલ્યા. બહારથી અકળાઈને આવ્યોને, તે પંખો ફેરવે તે બહુ સરસ લાગે. એને શુદ્ધ ઉપયોગ ના કહેવાય, એનેય જાણવું જોઈએ. અશાતા વેદનીય હોય તેનેય જાણવી જોઈએ અને નિરાકુળતાયે રહેવી જોઈએ. બન્નેને જાણવા જોઈએ. શાતા વેદનીય જોડે એકાકાર થઈ જાય તે ભૂલ કહેવાય.

## પોતે મૂળસ્વરૂપ થાય, તો વર્તે આનંદ

**પ્રશ્નકર્તા :** આગળ કહ્યું 'આત્મા અનંત આનંદનું ધામ છે' એ વિશે વધારે ફોડ પાડશો ?

**દાદાશ્રી :** આત્મા આનંદનું જ આખું અસ્તિત્વ છે. આનંદનો જ જાણે કે કંદ હોયને, એના જેવું છે. એમાં દુઃખ પેસે જ નહીં અંદર, પોતે જ સુખ. જેમ બરફની અંદર દેવતા ન હોયને એવી રીતે આ આનંદનો જ ગોળો છે. એમાં બીજું કંઈ પેસે નહીં. એટલે મૂળ સ્વરૂપ થઈ જાય તો આનંદ જ છે, દુઃખ હોય જ નહીં.

**પ્રશ્નકર્તા :** તો દુઃખ ભોગવનાર આપણું શરીર છે કે બીજું કોઈ છે ? દુઃખ કોણ ભોગવે છે ?

**દાદાશ્રી :** દુઃખ અહંકાર ભોગવે છે. આ જે દુઃખ થાય છે એ અહંકારને થાય છે અને સુખ થાય છે તેય અહંકારને થાય છે. આ અહંકાર વચ્ચે ફાચર છે અને તે જ અજ્ઞાનતા છે. અહંકાર એટલે હું કરું છું ને હું ભોગવું છું, એ જ અહંકાર છે. આ અહંકાર જતો રહે એટલે આત્મારૂપ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** તો પછી આ પીડા આત્માને અડતી નથી ?

**દાદાશ્રી :** આત્માને ક્યારેય પીડા અડી નથી અને જો પીડા અડે ને, સ્પર્શ થાય તો એ પીડા સુખમય થઈ જાય. આત્મા તો અનંત સુખનું ધામ છે. માનેલા આત્માને પીડા થાય છે, મૂળ આત્માને કશું જ અડતું નથી.

આ બરફનો મોટો ગાંગડો હોય અને એની પર દેવતા ઉપર નાખીએ તો બરફ દઝાય ? બરફ દઝાય કે દેવતા ઓલવાય ?

**પ્રશ્નકર્તા :** દેવતા ઓલવાય.

**દાદાશ્રી :** બરફ કોઈ દહાડો દઝાય નહીં, દેવતાને ઓલવાવું પડે. આ જેમ બરફ અહીં ઠંડો કંદ છે, એવું આત્મા આનંદનો કંદ છે. એટલે એને જો દુઃખ અડેને, તો તેય સુખરૂપ થઈ જાય.

તે આત્મા કેવા સુખનું ધામ હશે ! નર્યું સુખ ઉભરાયા જ કરે. ધોધમાર સુખની આવક છે.

આ બરફનો દાખલો એ તો જાણે કે સ્થૂળ દાખલો છે, 'એક્ઝેક્ટ' ના કહેવાય. પણ આત્મા અનંત સુખનો ધણી, એને દુઃખ અડે જ નહીં. કેવી રીતે અડે ? જે અડે તે સુખ થઈ જાય, ખાલી અડવા માત્રથી સુખ થઈ જાય.

એક દહાડો જો આત્મા જોડે વ્યવહાર બાંધે તો ફરી દુઃખ જ ના

આવે. સુખિયા જોડે સંગ તે દુઃખ આવે જ ક્યાંથી ? આખું જગતનું દુઃખ આત્મા પર પડેને તોય નિરાંતે સ્થિર. કારણ કે એ દુઃખ આપણી પર પડતું નથી, દુઃખ દુઃખની ઉપર પડે છે. કારણ કે આત્મામાં દુઃખ નામનો ગુણ જ નથી. આત્મા નિરંતર સુખનો જ કંદ છે આખો. આખો કંદ જ સુખનો છે. જ્યાંથી જુઓ ત્યાં નર્યું સુખ. પણ 'હું બહુ દુઃખી છું' એવું ચિંતવે કે પોતાનું અનંત સુખ આવરાય ને દુખિયો થઈ જાય. 'હું સુખમય છું' ચિંતવે કે સુખમય થઈ જાય.

## 'હું અનંત સુખધામ છું' ચિંતવતા, થાય દુઃખના ભાગાકાર

**પ્રશ્નકર્તા :** દાદા, વધારે સમજાવશો, 'હું બહુ દુઃખી છું' એવું ચિંતવે તો દુઃખી થઈ જાય ?

**દાદાશ્રી :** તમને આ જ્ઞાન તો મળેલું છે છતાં તમે કહો કે માથું દુઃખે છે, માથું દુઃખે છે, માથું દુઃખે છે. તે વધતું જાય. હા, એટલે માથું દુઃખે ને કો'ક પૂછે કે ભઈ, કેમ અત્યારે સૂનમૂન છો ? તો કહેવું જરાક અસર થયેલી છે અને પાછું આપણે શું બોલવું, કે 'અનંત સુખધામ છું, અનંત સુખધામ છું.' ભાગાકાર કરીએને તે રકમમાં કશું રહે નહીં, અને સંસારીઓને ગુણાકાર થાય. જેને જ્ઞાન નથીને, તેને ગુણાકાર થાય. શી રીતે ?

**પ્રશ્નકર્તા :** અજ્ઞાનને લીધે.

**દાદાશ્રી :** 'મને દુઃખે છે' કહે એટલા માટે. બોલે એમ વધતું જાય. આત્માનો સ્વભાવ કેવો છે ? જેવો ચિંતવે એવો થાય. એણે માથું દુઃખે છે એવું ચિંતવ્યું તો તેવો. તે આપણે ભાગાકાર શાનાથી કરવા જોઈએ ? 'અનંત સુખધામ છું.' આ બધો રસ્તો (મેં) બતાડ્યો છે. બધા રસ્તા આમાં બતાડી દીધા છે, પણ ખોળી કાઢે તો બધી દવા છે આમાં. આખા દવાખાનાની બધી જ દવાઓ મૂકેલી છે. દવા કંઈ બાકી રાખી નથી. પણ હવે એટલી તપાસ કરવી પડેને કે આ શીશીઓ ક્યાં પડી છે ?

## 'અનંત સુખધામ' બોલતા જ, આધિ-વ્યાધિ-મોહનીય ભાગે દૂર

**પ્રશ્નકર્તા :** દેહની કંઈ વેદના થાય એ વખતે અસલ રીતે તો આમ

નિશ્ચયથી આત્મા નિર્વેદક છે, મન-શરીર વેદક છે. એને વેદના થાય પણ એ વખતે 'હું અનંત સુખનું ધામ છું, હું અનંત સુખનું ધામ છું, હું અનંત સુખનું ધામ છું, હું અનંત સુખનું ધામ છું' જોરથી બોલો એટલે એ બધી વેદના હટી જાય. એનો જરાય ભાર ન લાગે.

**દાદાશ્રી :** પાંચ-પચ્ચીસ વખત બોલ્યા તો ચોખ્ખું થઈ જાય.

આ દેહ મુશ્કેલીઓનો કંદ છે ને આત્મા અનંત સુખનો કંદ છે. દેહ તો ઘડીવાર પણ જંપવા ના દે. રોજ ખવડાવીએ, પીવડાવીએ, નવડાવીએ, ધોવડાવીએ તોય પાંસરો ના રહે.

કો'ક વખત ચંદુભાઈની તબિયત બરોબર ના હોય, હાથપગ ફાટતા હોય તો કહીએ, 'અનંત સુખનું ધામ છું' બોલો. આ તો સિલકમાંથી વાપરવાનું છે ને ! પહેલા તો પારકા પાસેથી માગતા હતા. આપણે રૂપિયો માંગીએ તો કહેશે, દસ આપ્યા. એમાંથી મૂઓ એક આપણને આપ્યો, ઊલટા આપણા નવ ગયા !

શરીરને દુઃખ પડતું હોય ને 'હું અનંત સુખનું ધામ છું' બોલે તો સામસામે બેલેન્સ થઈને રાગે પડી જાય. અને જ્યારે મહીં માનસિક ઉપાધિ થતી હોય, તો આપણે 'અનંત સુખધામ' બોલ્યા કે મહીં (સુખ) વર્ત્યા કરે.

તને અકળામણ થતી હોય ત્યારે 'હું અનંત સુખધામ છું. હું અનંત સુખધામ એવો પરમાત્મા છું. હું અનંત સુખનો કંદ છું.' એમ બોલ. એટલે સુખ ઉત્પન્ન થશે. પોતે સંપૂર્ણ સુખસ્વરૂપ પરમાનંદી છે તે અણગમાને 'હું અનંત સુખવાળો છું' કહીને ફેરવી નાખે.

એટલે આપણી શક્તિ આમાં નાખવી. આપણામાં શક્તિ તો બધી પાર વગરની છે. તે આમાં નાખી આપવી. પાડોશી ખરાને, ફાઈલ નંબર વન ! મોહ ચઢતો હોય તો બોલવું કે 'મોહનીય અનેક પ્રકારની હોવાથી તેની સામે હું અનંત સુખનું ધામ છું.' એટલે મોહ ઊડી જાય. મોહનું પ્રમાણ અનંત હોવાથી તેની સામે હું અનંત સુખવાળો છું. મારા સુખ આગળ મોહનીયનો હિસાબ જ નથી.

એ વિનાશી સુખો છે ને આ તો અવિનાશી સુખ. અનંત પ્રકારના મોહ અને તેમાં 'હું અનંત સુખધામ છું' એવું કહે છે. એટલે મારે બીજા મોહની જરૂર છે નહીં. આ તો ફસાયો છે, એમાંથી નીકળી જવાનું છે હવે.

## સાહજિક-વિણ સાધને પ્રાપ્ત આનંદ એ આત્માનો

**પ્રશ્નકર્તા :** બરોબર છે, મોહનીયની સામે હું અનંત સુખધામ છું.

**દાદાશ્રી :** મોહનીય અનંત હોવાથી ભગવાને બતાવ્યું કે 'મોહનીય અનેક પ્રકારની હોવાથી તેની સામે હું અનંત સુખનું ધામ છું.' એ મોહનીય અનેક પ્રકારની એટલે કઈ કઈ પ્રકારની ? જે ત્યાગ કર્યો એ મોહનીય, પેલા કપડાં પહેરે છે એ મોહનીય, આત્મા સિવાય બધી જ મોહનીય. આ તપ-ત્યાગ બધાય મોહના પ્રકાર.

**પ્રશ્નકર્તા :** તપ-ત્યાગ એ મોહનીય કહ્યું તો ધાર્મિક પુસ્તક વાંચવા તે પણ મોહનીયમાં જાય ? મને તો તે વાંચવામાં બહુ આનંદ આવે છે.

**દાદાશ્રી :** એટલે પુસ્તક વાંચતા જે આનંદ થયો એ પૌદ્ગલિક આનંદ છે અને તે ઊતરી જશે પાછો. આનંદ તો આપણા મહીંથી જ આવવો જોઈએ. એય, નિરંતર કશું વાંચવું ના પડે. આનંદનું તે સંગ્રહસ્થાન છે આખું બધું. સંગ્રહસ્થાન એટલે જે જોવા માગો એ બધું જોવાનું હોય ને પાછો આનંદ. હવે આ શાથી છે ? તો કહે નિર્લેપ આત્મા આપ્યો છે બધાને. પણ નિર્લેપ વાપરતા તો આવડવો જોઈએને બધાને ? તે વાપરવામાં ડિફેક્ટ (કચાશ), એકલી આ ડિફેક્ટ !

એટલે પુસ્તકમાંથી આનંદ ના આવવો જોઈએ, બિલકુલ ના આવવો જોઈએ. જુઓ, આપણો આનંદ કેવો છે કે પરમેનન્ટ આનંદ ! એટલે બહાર કંઈથી ઉછીનો લેવાનો નથી. કોઈની પાસે પ્રાપ્તિ કરવાની નથી. કોઈ મહેનત કરવાની નથી. વગર મહેનતનો આનંદ પોતાની પાસે પડેલો છે.

આ રિલેટિવ સ્ટેજનો માર્ગ ન્હોય. યૂ આર કમ્પ્લીટ આત્મા અને

ચોખ્ખો, પ્યૉર આત્મા, શુદ્ધાત્મા છે. પછી નિર્લેપ છે, અસંગ છે. આટલી બધી સમજ પાડવા છતાં નિર્લેપતા અને અસંગતામાં ના રહી શકતા હોય તો સમજ તમારી કાચી પડી જાય છે, આટલું ગજબનું વિજ્ઞાન પ્રાપ્ત થયા પછી !

કોઈ પણ પુસ્તક વાંચવું એટલે મહેનત કરી આનંદ થયો એ બધો પૌદ્ગલિક આનંદ. મહેનત (કરીને) નહીં, સાહજિક આનંદ રહેવો જોઈએ. હાથ કાપે તો આનંદ ના જાય એવો સાહજિક આનંદ રહેવો જોઈએ. આ આત્મા કેવો આપ્યો છે ? સાહજિક આનંદવાળો આપ્યો છે. જેટલી તમને સમજ કાચી એટલો એનો આનંદ (તમે) લૂંટી શકતા નથી.

**પ્રશ્નકર્તા :** એ આનંદ તો રહે છે. એના માટે કંઈ વાંધો નથી.

**દાદાશ્રી :** તે એ આનંદમાં જ રહેવાનો પ્રયત્ન કરવો. બીજે ખોળવો નહીં અને બીજે જો કદી (કંઈ) વાંચવાનું થાયને તો 'ફાઈલ છે' એમ માનીને વાંચો અને ફાઈલનો સમભાવે નિકાલ કરવો. આમાંથી આનંદ થયો એવું બોલ્યા કે તમારું આ જ્ઞાન ભ્રમિત થાય છે. એમાં આનંદ હોય જ નહીં. પુસ્તકમાં આનંદ હોય તો પુસ્તક લોકોને કૉમન (સામાન્ય) ના થઈ જાય. અને પુસ્તકનો આનંદ તો બે બહારવટિયાની વાતો વાંચે તેમાં વધારે આનંદ હોય છે. તેમાં તો ઊઠવાનું જ મન નથી થતું.

બહારથી કંઈ પણ આનંદ આવે એ આનંદ પૌદ્ગલિક છે. અને પોતાને કંઈ પણ વસ્તુ સિવાય આનંદ આવે, સાહજિક આનંદ, એમાં કિંચિત્‌માત્ર પ્રયત્ન પણ નહીં, અપ્રયાસ, એ સાચો પોતાનો આનંદ, એ જો ચાખ્યામાં રહેને તો ભરપટ્ટે તૃપ્તિ રહે હંમેશાં. નિરંતર ! ભરપટ્ટે તૃપ્તિ. તે આપેલો છે તે ભાગને સમજીને એમાં આવોને ! માન્યતા બદલાતી હોય તો એ માન્યતાને ખસેડો કે ભઈ, તું મારા ઘરમાં ના આવીશ. તું છે તે ફોરેન છું, હોમ ન્હોય તું. બહાર જા અહીંથી. ફલાણી (માન્યતા) આવી તો હોમમાં ના આવીશ, બહાર જા. તમે તમારા દેશમાં બેસો, અમને અમારા દેશમાં રહેવા દો. તમારું બધું અમે પાડોશી તરીકે ધ્યાન રાખીશું, કારણ કે તમે નિર્જીવ મૂઆ છો. તમારો સ્વયં પ્રકાશ નથી.

એટલે હું તમને પ્રકાશ આપીશ, પણ તમે તમારે બહાર બેસો. ડખો ના કરશો અમારામાં. (તો) પોતાનો સાહજિક આનંદ રહે. એનો પાર વગરનો, ગજબનો આનંદ થાય છે ! ગજબ એટલે એનો કંઈ હિસાબ વગરનો.

ભગવાને કહ્યું છે કે સિદ્ધ ભગવાનનો એક મિનિટનો (આનંદ) આખા જગતના તમામ જીવોનો એક વરસ દહાડાનો, આનંદ ભેગો કરે તે એટલા બરાબર થાય છે. લ્યો, એક મિનિટમાં ! સિદ્ધ ભગવાનનો આવો આનંદ (તમને) નથી રહેતો ? તમે આઠમાં ભાગના સિદ્ધ થયેલા છો અને જો તમને કેટલું રહેવું જોઈએ, કે આ શરીર ભારરૂપ લાગ્યા કરવું પડે કે આ બોજો છે. આ ફાઈલ છે તે બોજો છે એવું જ લાગ્યા કરવું જોઈએ. કે આ બોજો છે, આનંદમાં કમી ના કરે એવો નિર્લેપ આત્મા આપ્યો છે. પછી કોઈની સહેજેય ભૂલ ના થાય. સાયન્સ છે આ તો. એક પરમાણુની ભૂલ થાય તો આખું સાયન્સ ફરી જાય છતાં તમારો આત્મા જતો રહેશે નહીં. માટે ફરી ફરી સેટ થાઓ. સીટ બદલાઈ જાય, લપસી જાય તો ફરી સેટ થાઓ, ફરી લપસી જાય તો ફરી સેટ થાઓ. પણ બહારનો મહેનતવાળો આનંદ એ પૌદ્‌ગલિક આનંદ છે, વિનાશી છે. પ્રયાસથી કરેલું પૌદ્‌ગલિક કહેવાય.

જે આપણું નથી તેને બાજુએ મૂકી દઈએ એટલે અનંત સુખ પ્રાપ્ત થાય છે. આ બધી પરભારી વસ્તુઓ, આત્મા સિવાય બીજી બધી પરભારી વસ્તુઓ. કોઈ વસ્તુ કોઈ દહાડો તમારી થવાની નથી. માટે આત્મા જે દાદાએ દેખાડ્યો છે તે આત્મા એ જ આપણું સ્વરૂપ અને એ જ મિલકત અને એમાં અનંત સુખનું ધામ છે. પોતાનું સુખધામપણું છે, તેમાં જ રહેવું.

સુખધામમાંથી મહીં બીજા કોઈ પરિણામ ઊભા થાય, શાતા ખસેને તો જાણવું કે શુદ્ધાત્માની બહાર નીકળ્યા. મહીં જે શાતા (નિરાકુળતા) રહે છે ને, મહીં રહે છે ને શાતા ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** અને આ મને શું કહે છે ? બહાર બધેય ઉપાધિ રહે છે પણ મહીં શાતા જતી નથી. મેં કહ્યું, આખા જગતને મહીં અશાતા હોય

ને બહાર શાતા હોય, પણ આપણને મહીં શાતા રહે છે એ જ આત્મા. શાતા ખસે નહીં એ જ જોવું, બસ. બીજું કશું જોવું નહીં. શાતા ખસી કે ફરી શુદ્ધાત્માનું ગાયા કરવું, બીજા કશામાં પડવા જેવું જ નથી. સમભાવે ફાઈલોનો નિકાલ કરવો.

## સુખ-દુઃખની અસરોથી મુક્ત એ જ આનંદ

**પ્રશ્નકર્તા :** દાદા, સત્-ચિત્ત બન્ને સ્વરૂપ સમજાય છે પણ આનંદ પકડમાં નથી આવતું.

**દાદાશ્રી :** એ તો અમારી આજ્ઞા પાળે તો નર્યો આનંદ જ હોય. આજ્ઞા પાળનાર જોઈએ. કોઈ દહાડોય ગૂંચાય નહીં ને આનંદ રહે.

તમને શું રહે છે ભઈ, 'હું શુદ્ધાત્મા છું' એ રહે છે ?

**પ્રશ્નકર્તા :** હા, અખંડ(પણે). ગમે તેવા સંજોગોમાં ચિંતા-દુઃખ ના રહે પણ પરમ આનંદ સ્વરૂપ શું છે એ બરોબર હજુ પકડમાં આવતું નથી.

**દાદાશ્રી :** દુઃખમાં જે આનંદમય સ્થિતિ રહે, એનું નામ આનંદ કહેવાય.

**પ્રશ્નકર્તા :** દુઃખ તો ઊડી જ જાય છે આમ.

**દાદાશ્રી :** એ જ આનંદ. આનંદ હોય ત્યારે સુખ ને દુઃખની અસરો ઊડી જાય, એનું નામ આનંદ. જગત વિસ્મૃત કરાવડાવે, એનું નામ આનંદ કહેવાય.

**પ્રશ્નકર્તા :** તો ઉદાસીનતા છે એને ને આનંદને કેટલું છેટું ?

**દાદાશ્રી :** બહુ છેટું. ઉદાસીનતા એ વૈરાગ્યમાંથી ઉત્પન્ન થયેલી વસ્તુ છે અને આનંદ તો જ્ઞાનની વસ્તુ. આ તો અમારા જ્ઞાનનું ફળ, તે ઉદાસીનતા જોઈ ના હોય તોય, વૈરાગ્ય જોયો ના હોય તોય.

## વધે-ઘટે તે આનંદ પાડોશીનો, સ્વાભાવિક તે આત્માનો

**પ્રશ્નકર્તા :** ક્યારેક આનંદ-ઉલ્લાસનો અતિરેક થાય તો એ આત્માનો ?

**દાદાશ્રી :** ઉલ્લાસ વધારે થાય છે એય આત્માનો સ્વભાવ ન્હોય ને જે ડાઉન થાય છે (ઘટી જાય છે) તેય આત્માનો આનંદ ન્હોય. એ દૃષ્ટિફેરનો રોગ છે. તે ઊંચે-નીચે જાય છે તેય પાડોશી ચંદુભાઈને ત્યાંનો છે માલ. આત્મા તો તે સ્વાભાવિક આનંદમાં રહે છે.

**પ્રશ્નકર્તા :** એટલે જે અતિરેક આનંદ અમુક થાય એ છે તે હોય નહીં એ, પણ એના જેવો દેખાવ કરે.

**દાદાશ્રી :** એ જે અતિ થાય તેય આપણે ન્હોય. આપણા પાડોશીને જે ડાઉન થઈ જાય છે તેય (આપણે) નહીં. આ તો બધા પાડોશીના ગુણધર્મ છે, અતિ થવું, નીચે જવું, ઘટવધ થવું. એનાથી (જુદા રહીને) પોતે પોતાના ઘરમાં જ મુકામ રાખવો. એટલે ત્યાર પછી મોઢા પર આનંદ આવશે. કો'કને એમ લાગશે કે ભઈ કંઈક નવી જાતની શોધખોળ લાવ્યા છે ! કંઈક છે, આમની પાસે કંઈક છે ! મૂળ વસ્તુમાં આવો ઉલ્લાસ વધઘટ થાય એ આત્મવિભાગ નથી.

**પ્રશ્નકર્તા :** આનંદ એ આત્માનો અન્વય ગુણ ગણાય છે ને ?

**દાદાશ્રી :** હા, આનંદ એ તો આત્માના સહચારી ગુણોમાંનો એક ગુણ છે, અન્વય ગુણ છે. આત્મા જાણ્યા પછી આત્માનો શુદ્ધ પર્યાયિક આનંદ ઉત્પન્ન થાય છે. તે ક્રમે ક્રમે વધતો વધતો સંપૂર્ણ દશાને પામે છે. જેમ બહારના બધા જ સંજોગોમાંથી મુક્ત થઈ ગયા પછી ઠેઠ કેવળજ્ઞાન થતા સુધી અમુક ભાગ શુદ્ધ પર્યાયમાં ના રહે. કેવળજ્ઞાન પછી જ્યારે બધા જ (ભાગ) શુદ્ધ પર્યાયોમાં આવી જાય, પછી એ મોક્ષે જાય.

**પ્રશ્નકર્તા :** પૂર્ણસ્વરૂપ થાય તેનું શું કર્તવ્ય ?

**દાદાશ્રી :** ચંદ્રને પડવો બીજ, ત્રીજ એમાં એનું શું કર્તવ્ય ? જેટલું આવરણ તૂટ્યું તેટલું અજવાળું આપે.

બધા ફેઝીઝ જતા રહે પછી પૂર્ણ આત્મા તે આનંદનો કંદ છે ને આખી દુનિયા પોતાનામાં ઝળકે. એ દુનિયામાં ના ઝળકે, જેમ અરીસામાં ઝળકે તેમ. પછી અવલંબન ના લે.

ત્યાંથી પછી આવવાનું નહીં પાછા. ફરી કર્મ લાગે નહીં. એને ત્યાં નર્યું પરમાનંદ સુખ ભોગવવાનું, કાયમનું. પોતાના સ્વાભાવિક ગુણમાં જ, સુખમાં જ રહ્યા કરવાનું. અને આ બધાને ત્યાં જ જવાનું છે જ્યારે ત્યારે.

## સ્વાભાવિક સુખને માટે નહીં જરૂર શરીરની

**પ્રશ્નકર્તા :** પણ એ સુખની પછી જો શરીર ના હોય ત્યાં, તો સુખની ખબર કેમ પડે ?

**દાદાશ્રી :** આ દેહ છે ને, એટલે જ સુખ ખબર નથી પડતી. આ દેહને લઈને તો સુખ બિલકુલ ખબર નથી પડતી. આ આપણે જે સુખ કહીએ છીએ એ સાચું સુખ નથી. એ તો શાતા વેદનીય છે, અને દુઃખ તે અશાતા વેદનીય છે. આ સાચું સુખ નથી. સાચું સુખ તો સનાતન સુખ, જે સુખ આવ્યા પછી જાય જ નહીં.

**પ્રશ્નકર્તા :** પણ એ સુખની ખબર કયા અંગને પડે ?

**દાદાશ્રી :** અંગ જોઈએ જ નહીં. આ અંગને (ખબર) પડે છે ને એ વેદનીય કહેવાય. એ (પેલું) સ્વાભાવિક સુખ છે.

સ્વાભાવિક એટલે એ પોતે જ આનંદથી ભરપૂર છે. આ તો બીજામાંથી આનંદ લેવા નીકળ્યો છે કે આમાંથી આનંદ લઉં કે આમાંથી આનંદ કે જલેબીમાંથી લઉં ! તે પોતે આરોપ કરે છે (માટે) જલેબીમાં આનંદ લાગે છે, નહીં તો ના લાગે. ઊલટું દુઃખ લાગે. એટલે વસ્તુઓમાં આનંદ નથી. પોતાનો આનંદ એમાં નાખે છે ઊલટો.

**પ્રશ્નકર્તા :** એ દેહ વગરના સુખનો અનુભવ અત્યારે કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** દેહ વગરના સુખનો અનુભવ પોતે ચિંતવન કરે પણ એ દેહ તો છે જ જોડે, એટલે એ સુખ પેલા જેવું ના થાય. એ તો આના ઉપરથી આપણે હિસાબ કાઢવાનો કે અહીં જો આટલું બધું સુખ છે તો ત્યાં કેવું સુખ હશે !

## સિદ્ધગતિમાં જ્ઞાન-દર્શનથી સુખનો સ્વાનુભવ

**પ્રશ્નકર્તા :** જે સિદ્ધગતિમાં છે, મોક્ષે ગયા છે, એ લોકો દેહ વગરનું જે સુખ અનુભવ કરે છે, તો એ સુખ કોણ અનુભવ કરે છે ?

**દાદાશ્રી :** પોતે જ, પોતે પોતાનો અનુભવ કરે છે. પોતે પોતાનું સ્વાનુભવ સુખ ભોગવ્યા જ કરે છે અને નિરંતર ગતિમાન છે પાછા. એમને કાર્ય શું છે ? જ્ઞાનક્રિયા અને દર્શનક્રિયા, જે નિરંતર ચાલુ જ રહે છે !

**પ્રશ્નકર્તા :** પછી એને શું જરૂર છે ત્યાં, આ જ્ઞાનક્રિયા-દર્શનક્રિયાની ?

**દાદાશ્રી :** એ તો સ્વભાવ છે એમનો. આ લાઈટ છે, એ નિરંતર આપણને જોયા કરતું હશેને ? આ લાઈટ જો ચેતન હોય તો આપણને નિરંતર જોયા જ કરે કે ના કરે ? એવું એ ચેતન જોયા કરે છે.

એ હવે ત્યાં રહીને શું જોતા હશે ? હવે એમની પાસે જ્ઞાન-દર્શન છે ને, એ જ એમનું અનંત જ્ઞાન ને અનંત દર્શન એ વપરાય, એના પરિણામમાં આનંદ હોય. એટલે પહેલા આનંદ ના હોય. આનંદ પહેલા ને પછી જ્ઞાન અને દર્શન, એવું ના હોય. એમનું જ્ઞાન અને દર્શન વપરાય એટલે આનંદ રહે જ ! તે એમને જ્ઞાન-દર્શન સિવાય બીજું કશું છે નહીં. એ સ્વરૂપ જ આખું જ્ઞાનસ્વરૂપ છે, દર્શનસ્વરૂપ છે. મેં હાથ ઊંચો કર્યો, તે બધા સિદ્ધોને જ્ઞાનમાં દેખાય. એ સિદ્ધો જ્ઞેયોને જાણ્યા જ કરે છે. આ જગતમાં જ્ઞેય અને દૃશ્ય બે જ વસ્તુ છે. જ્ઞેયને જાણ્યા કરે છે અને દૃશ્યને જોયા કરે છે. એનું પરિણામ શું ? કે અનહદ સુખ, સુખનો પાર જ નહીં. એ સ્વાભાવિક સુખ છે.

**પ્રશ્નકર્તા :** હવે એ બધા અલગ અલગ હોય કે બધા એક લેવલમાં જ હોય ?

**દાદાશ્રી :** એમાં ફેરફાર નહીં. એ તો દેહધારી જ ના હોય ને ! એ તો અરૂપી હોય બધા.

**પ્રશ્નકર્તા :** દાદા, આત્મા મોક્ષમાં જાય અને પછી જ્ઞાતા-દ્રષ્ટા બને, પછી એમાં આગળ વધ્યા કરે ખરો ?

**દાદાશ્રી :** પછી આગળ વધવાનું રહ્યું જ ક્યાં તે વધે ?

**પ્રશ્નકર્તા :** બસ, એક સ્થિર સ્થિતિ થઈ ગઈ ?

**દાદાશ્રી :** પછી એ ધ્યેય ને એ જ પરમાત્મા જીવન, બસ. જે આપણે ખોળીએ છીએ. અનંત અવતારથી શું ખોળીએ છીએ ? ત્યારે કહે, સુખ પણ આવું સુખ આવે પછી દુઃખ આવે એ ગમતું નથી. તો કહે, સનાતન સુખ જોઈએ છે. સનાતન સુખ એ પોતાનો સ્વભાવ.

**પ્રશ્નકર્તા :** મોક્ષમાં જે સુખ છે તે શેના આધારે છે ? એનો આધાર તો ખરો જ ને ?

**દાદાશ્રી :** એ દૃશ્યો ને જ્ઞેયોના આધારે છે. આત્મા એ પોતે જ્ઞાતા-દ્રષ્ટા છે ને સુખ, દૃશ્યો ને જ્ઞેયોના આધારે છે.

## સત્-ચિત્ત એ સ્વરૂપ આત્માનું, આનંદ એ સ્વભાવ

**પ્રશ્નકર્તા :** દાદા, આત્મા જ્ઞાનસ્વરૂપ છે કે આનંદસ્વરૂપ છે ?

**દાદાશ્રી :** એ આનંદસ્વરૂપ, જ્ઞાનસ્વરૂપ બધુંય છે. મૂળ એનું સ્વરૂપ જ્ઞાનસ્વરૂપ છે. આનંદ તો એ સ્વભાવ જ છે એનો, સ્વરૂપ નહીં.

**પ્રશ્નકર્તા :** આપણે જે સચ્ચિદાનંદ કહીએ છીએને, સત્-ચિત્ત-આનંદ, તો એ આત્માનું સ્વરૂપ જ છે ને ?

**દાદાશ્રી :** નહોય એ. સત્-ચિત્ત એ આત્માનું સ્વરૂપ અને આનંદ એ સ્વભાવ. સત્-ચિત્ત એટલે આત્માનું સ્વરૂપ. એ સત્-ચિત્ત એટલે શુદ્ધતા, શુદ્ધ ચિત્ત, શુદ્ધાત્મા.

## પરમાનંદ એ જ મોક્ષ

**પ્રશ્નકર્તા :** તો પછી આત્માનો સ્વભાવ શો ? પરમાનંદ કે મોક્ષ ?

**દાદાશ્રી :** બન્ને સ્વભાવ એના !

**પ્રશ્નકર્તા :** પરમાનંદ અને મોક્ષમાં કંઈ ફેર ખરો ?

**દાદાશ્રી :** મોક્ષમાં ને પરમાનંદમાં ફેર નહીં. પરમાનંદ ઉત્પન્ન થયોને, એ માણસ એકાદ અવતારમાં મોક્ષનો જ અધિકારી થયો. એટલે પછી આ દેહની મુક્તિ મળી જાય. પછી ફરી દેહ ઉત્પન્ન થાય નહીં.

એટલે પરમાનંદ એ જીવનમુક્ત કહેવાય, એય મોક્ષ કહેવાય છે. એ મોટામાં મોટો મોક્ષ. અત્યારે અમે મોક્ષમાં જ હોઈએ છીએ, કાયમને માટે. વીસ વર્ષથી અમે મોક્ષમાં હોઈએ. જ્ઞાન પહેલા ન્હોતા, ત્યારે તો પાર વગરની ચિંતા ને ઉપાધિઓ, મહીં અહંકાર ને ગાંડપણ બધું.

પરમાનંદ એટલે પરમ તૃપ્તિ. દેહ ગયો એટલે પરમ તૃપ્તિ. દેહ ગયો એટલે પરમાનંદ. દેહનો બોજો છે ત્યાં સુધી તૃપ્તિ. બહાર ગમે તેટલી આફતો આવતી હોય તોય તૃપ્તિ જાય નહીં.

## પ્રયત્ને આત્માનંદ, બિનપ્રયત્ને સહજાનંદ, પૂર્ણત્વે પરમાનંદ

**પ્રશ્નકર્તા :** પરમાનંદ અને આત્માનંદ એ બેઉમાં કંઈ ફરક હોય ?

**દાદાશ્રી :** આનંદ તો તમને છૂટ્યો છે. તે આનંદ એટલે શું ? ત્યારે કહે કે કોઈ દુ:ખ અડે નહીં સંસારમાં, એ આનંદ.

**પ્રશ્નકર્તા :** અને પરમાનંદ ?

**દાદાશ્રી :** પરમાનંદ એટલે પોતાના સુખમાં જ પોતે રાચે.

**પ્રશ્નકર્તા :** તો આનંદ, સહજાનંદ અને પરમાનંદમાં ફેર ક્યાં આવ્યો ?

**દાદાશ્રી :** સહજાનંદ એટલે વગર પ્રયત્ને આનંદ ઉત્પન્ન થયા કરે, કોઈ પણ જાતના પ્રયત્ન સિવાય. આત્માનંદ પ્રયત્નવાળો છે, સહજાનંદ પ્રયત્ન વગરનો છે અને પરમાનંદ એટલે ભગવાન. આ એકના એક જ જાતનો આનંદ પણ પેલો પ્રયત્ન દશામાં છે, ને પ્રયત્ન વગરનો આનંદ,

સહજાનંદ. સહજ એટલે પ્રયત્ન સિવાય, અપ્રયત્ન દશા. અમારું સહજાનંદ હોય અને તમારે છે તે આત્માનંદ હોય.

**પ્રશ્નકર્તા :** અને સૌથી શ્રેષ્ઠ પરમાનંદ ?

**દાદાશ્રી :** પરમાનંદ એ પૂર્ણાહુતિ.

## આત્મા જોડે અભેદતા, તો થાય પરમાનંદ

આત્માની સાથે નિરંતર રહેનારો ગુણ પરમાનંદનો છે. એ ક્ષણેક્ષણ સાથે રહેનારો. પરમાનંદ વગર આત્મા રહી શકતો નથી. એ પરમાનંદ જો 'આપણે' 'આત્મા' જોડે એકતા-અભેદતા ઉત્પન્ન થાય એટલે એ પરમાનંદનો આપણને લાભ મળી જાય. આત્માથી છૂટાપણું છે, 'હું ચંદુભાઈ છું', તો પછી પરમાનંદ ચાખે નહીં જરાય.

આનંદમાં પેલો દુઃખથી મુક્ત થઈ ગયો, સંસારી દુઃખથી, એટલે હાશ અનુભવે, હાશ ! એ કડવી દવા પીએ છે તોય વાંધો નથી આવતો, કોઈ ગાળ ભાંડી જાય તોય વાંધો નથી આવતો. એ હાશ અનુભવે. અને એ દશાનો અનુભવ થયા પછી પરમાનંદ આવે. પણ તે ઘડીએ આનંદ તો હોય બધો. કોઈ ગાળ ભાંડે તોય મહીં અસર ના થાય એટલે આનંદ તો હોય. સંસારી દુઃખથી અભાવ એ તો બહુ મોટામાં મોટું સુખ કહેવાય.

## સ્વભાન થયે રહે પરમાનંદ, જે સ્વભાવ 'પોતાનો'

**પ્રશ્નકર્તા :** પરમાનંદમાં કોણ રહે ? હું રહું કે પરમાત્મા રહે ?

**દાદાશ્રી :** નહીં, તમે પોતે જ, હું જ. 'હું ચંદુભાઈ નહીં', 'હું ચંદુભાઈ' એ રિલેટિવ વ્યૂ પોઈન્ટથી છે. 'હું શુદ્ધ ચેતન છું' એવું ભાન થવું જોઈએ તમને. અસ્તિત્વનું ભાન થવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** ચેતનને પરમાનંદમાં રહેવાની જરૂર ખરી ?

**દાદાશ્રી :** નહીં, પોતે જ પરમાનંદ સ્વભાવનો જ છે, સ્વાભાવિક પરમાનંદ છે. એને રહેવાની કંઈ જરૂર નથી. પોતે સ્વાભાવિક છે. આ

તો તમે 'હું ચંદુભાઈ' થયા એટલે તમે પરમાનંદ ખોળો છો. કારણ કે તમને પરમાનંદ છે નહીં.

## બુદ્ધિની ડખોડખલ ગેરહાજર, ત્યાં પરમાનંદ હાજર

**પ્રશ્નકર્તા :** કઈ સ્થિતિને આપણે પરમાનંદ કહીએ ? એનું કંઈ વર્ણન તો હોયને ?

**દાદાશ્રી :** આ સૂર્યનારાયણ હોય પણ દેખાય નહીં, છતાં નીચે અજવાળું દેખાય. પેલા વાદળ પાતળા છે એટલે અજવાળું છાયારૂપે દેખાય. એવું સુખ અત્યારે તમને મળે છે અને જ્યારે વાદળા ના હોય અને સ્વભાવમાં જ આવી જઈએ તો પરમાનંદ છે.

**પ્રશ્નકર્તા :** એ પરમાનંદ તરફ જવું કેવી રીતે ?

**દાદાશ્રી :** બુદ્ધિ ના વપરાય અને જ્ઞાતા-દ્રષ્ટા રહ્યો તો પરમાનંદ હોય જ. ને તે પરમાનંદનો અનુભવ તે જ આત્મ અનુભવ. ડખોડખલ ના કરે, તો તે જ્ઞાતા-દ્રષ્ટા રહે ને તેનું ફળ જ પરમાનંદ. શુદ્ધાત્માનો જ્ઞાયક સ્વભાવ છે. એ સ્વભાવનું ફળ શું ? પરમાનંદ !

ગુપ્ત ચમત્કાર એટલે શું કહેવા માગે છે કે આ પરમાનંદ પોતાની પાસે છે. એ ખોળવા માટે જો આ ધાંધલ માંડી છે, પણ એ જડતો નથી. આ ગુપ્ત ચમત્કાર છે. જો એ જડે તો કામ થઈ ગયું.

જ્યારે પોતે પોતાના દોષ દેખે ત્યારે સ્વયંજ્યોતિ સુખધામ થાય !

❖ ❖ ❖ ❖ ❖

## [૫]

# અગુરુ-લઘુ

### ગુણો : પુદ્ગલના ગુરુ-લઘુ, આત્માના અગુરુ-લઘુ

**પ્રશ્નકર્તા :** આત્માના ગુણો અગુરુ-લઘુ છે તે સમજાવો.

**દાદાશ્રી :** આત્માના ગુણો જે છે ને એ અગુરુ-લઘુ સ્વભાવના છે. વધે નહીં, ઘટે નહીં. એનો પરમાનંદ નામનો ગુણ છે. જરાય વધે નહીં, ઘટે નહીં. જ્ઞાન નામનો ગુણ છે તે જરાય વધે નહીં ઘટે નહીં. દર્શન નામનો ગુણ જરાય વધે નહીં, ઘટે નહીં. અગુરુ-લઘુત્વ, વધઘટ ના થાય. વધઘટ થવી એનું નામ ભ્રાંતિ, એનું નામ પુદ્ગલ.

ગુરુ-લઘુ એટલે ગોત્રકર્મ ઊભા થયા. ઉચ્ચ-નીચ થાય બધું. ઉચ્ચ ગોત્ર, નીચ ગોત્ર બધું એ ગુરુ-લઘુ. ગોત્ર લઘુ-ગુરુ કરે અને અગોત્ર અલઘુ-ગુરુ કરે.

જે વધઘટ થાય છે તે બધું જ અનાત્મા છે અને જે વધઘટ નથી થતું એ જ આત્મા.

આપણે આ પુદ્ગલ જે છે ને, આપણું શરીર છે ને, જે પુદ્ગલને આપણે છોડી દેવાના છીએ, એ ગુરુ-લઘુ સ્વભાવનું છે અને આપણે અગુરુ-લઘુ સ્વભાવના છીએ. આપણે આ વિકારી પુદ્ગલથી છૂટા થવાનું છે. માટે આપણે કહ્યું આ બધું ગુરુ-લઘુ સ્વભાવનું છે, અને હું અગુરુ-લઘુ સ્વભાવનો છું.

એટલે ચેતનનો અગુરુ-લઘુ સ્વભાવ. આપણો મૂળ સ્વભાવ અગુરુ-લઘુ, તે તો ગુરુ-લઘુમાંથી પોતે અગુરુ-લઘુ સ્વભાવમાં જ થવા ફરે.

હું શુદ્ધાત્મા અને જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદી અને બધા એના ગુણો જે છે એ બધા અગુરુ-લઘુ સ્વભાવના છે અને આ જે બધા ગુણો છે જડના એ ગુરુ-લઘુ સ્વભાવના છે. શુદ્ધાત્માનો સ્વભાવ જોવાનો ને જાણવાનો છે, તે ક્યારેય વધઘટ થતો નથી.

**પ્રશ્નકર્તા :** ચેતનમાં તો જ્ઞાતા-દ્રષ્ટા બે જ ભાવને કે બીજા કોઈ ભાવ છે ?

**દાદાશ્રી :** બીજા બધા બહુ ભાવ છે પણ તે બધા અગુરુ-લઘુ ભાવ છે. પોતે ઘટવધ જ ના થાય. અને ઘટવધ થાય એ આપણે જોવાનું કે આ જડ ભાવ છે.

**પ્રશ્નકર્તા :** આત્માનો અગુરુ-લઘુ સ્વભાવ એટલે કોઈ પ્રદેશને બહાર ના જવા દે તે ?

**દાદાશ્રી :** હા, એના પ્રદેશની બહાર ના જવા દે, એટલે સ્થિરતા છોડે નહીં.

## જ્ઞેયો-દશ્યો ગુરુ-લઘુ, આત્મા અગુરુ-લઘુ

**પ્રશ્નકર્તા :** અગુરુ-લઘુ સ્વભાવ વિશે વધારે ફોડ પાડશો.

**દાદાશ્રી :** આ દરેક ચીજો બધી ગુરુ-લઘુ છે, જે તમારી પાસે ટચમાં આવે છે ને ! વજનમાં હલકી હોય, ભારે હોય. હલકી હોય તો ભારે થઈ જાય છે, ભારે હોય તો હલકી થઈ જાય, એવી બધી આવે છે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આ ઘડિયાળની ચેઈન ઘસાતી જાય તેમ હલકી થતી જાયને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** અને ગુરુ એટલે આ વાળ વધ્યા જ કરેને, આપણે કપાય કપાય કરીએ તોય ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** ગુરુ થયા જ કરેને ?

અને અગુરુ-લઘુ એટલે વધઘટ ના થાય, જાડો ના થાય, પાતળો ના થાય, ઊંચો ના થાય, નીચો ના થાય, વજનદાર ના થાય, હલકો ના થાય, જેમ છે તેમ સ્થિતિમાં રહે.

**પ્રશ્નકર્તા :** બરોબર છે, આપણે જોઈએ છીએ એ બધી વસ્તુઓ ગુરુ-લઘુ જ હોય છે.

**દાદાશ્રી :** બધી ગુરુ-લઘુ હોય. જેટલી જુઓને, એ બધી ગુરુ-લઘુ હોય. આ જગતની બધી જ ચીજ ગુરુ-લઘુવાળી છે.

જગતમાં જે કંઈ દેખાય છે તે ગુરુ-લઘુ છે. ગુરુ-લઘુ સ્વભાવવાળા છે. તેને જોનાર (બુદ્ધિ, અહંકાર) પણ ગુરુ-લઘુ સ્વભાવવાળો છે અને જે આત્મા છે તે અગુરુ-લઘુ સ્વભાવી છે.

હવે આ અગુરુ-લઘુ સ્વભાવ બધા જ તત્ત્વોને છે. છયે તત્ત્વો નિર્લેપ છે. બધા જ અવિચળ છે.

## આત્મા એકલો નહીં, છયે તત્ત્વો અગુરુ-લઘુ

**પ્રશ્નકર્તા :** દાદા, આ આત્મા અગુરુ-લઘુ એમ કહ્યો પણ બીજી વસ્તુ અગુરુ-લઘુ કેમ હોઈ શકે, કંઈ પણ છે તે ? મગજમાં, બુદ્ધિમાં બેસાડી શકાય એવી વાત નથી આ. કાં તો લઘુ છે, કાં તો ગુરુ છે. કાં તો આ છે, કાં તો આ છે કંઈક તો છે ને ? કારણ કે અગુરુ-લઘુ એક આત્મા જ છે.

**દાદાશ્રી :** ના, આત્મા નહીં, છ એ છ તત્ત્વો બધા.

**પ્રશ્નકર્તા :** બેમાંથી એક હોય પણ આ તો અગુરુ-લઘુ, ગુરુય નહીં અને લઘુય નહીં, એટલે કેવું ?

**દાદાશ્રી :** સમકક્ષા કહેવાય, સમકક્ષી.

**પ્રશ્નકર્તા :** આત્માની બાબતમાં અગુરુ-લઘુ સમજી શકાય પણ આપ કહો કે પરમાણુ જે છે, એ પરમાણુય અગુરુ-લઘુ, એ કેવી રીતે બને ?

**દાદાશ્રી :** હા, એય અગુરુ-લઘુ.

**પ્રશ્નકર્તા :** કારણ કે પરમાણુની જ્યારે આપણે વાત કરીએ ત્યારે આ એટમ છે કે જે કંઈ અણુ છે, એનું વિભાજન કરતા કરતા કરતા કરતા પછી વિભાજન ના થાય ત્યારે એ પરમાણુ કહેવાય.

**દાદાશ્રી :** હા, એ પરમાણુ કહેવાય.

**પ્રશ્નકર્તા :** તો એ લઘુ ખરું પણ અગુરુ-લઘુ કેવી રીતે કહેવાય ? અગુરુ-લઘુ એ કેવી રીતે બને એ ?

**દાદાશ્રી :** એવું નહીં, અગુરુ-લઘુ એટલે ગુરુયે નથી અને લઘુયે નથી. આ મૂળ તત્ત્વ જે છે એને ફક્ત પરમાણુ જ કહેવાય છે. પરમાણુ છે તે તેમાંથી જે તત્ત્વો (જલ, પૃથ્વી, વાયુ, તેજ) છે તે બીજા વિકારીભાવને પામેલા હોય. તે પછી અણુ થાય, પછી મોટો આવડો પથરો થાય, બધું થાય, એ બધા ગુરુ-લઘુવાળા.

જેટલા છ તત્ત્વો છે એ બધાય અગુરુ-લઘુ છે, મૂળ તત્ત્વ. મૂળ તત્ત્વ આપણને પાંચ ઈન્દ્રિયથી અનુભવમાં આવતા નથી. એટલે આ જગતમાં જે જે દેખાય છે તે બધું જ ગુરુ-લઘુ. હા, ઈન્દ્રિયગમ્ય તે બધુંય ગુરુ લઘુ.

અને આત્મા અને પરમાણુ સિવાયના બીજા તત્ત્વો છે તે પણ અગુરુ-લઘુ સ્વભાવના છે અને તે ટંકોત્કીર્ણ છે. ટંકોત્કીર્ણ કહે છે ને, તે અગુરુ-લઘુ સ્વભાવને લઈને છે. બધા અગુરુ-લઘુ સ્વભાવવાળા છે ને ટંકોત્કીર્ણ ભાવે રહેલા છે.

## પૃથ્વી, પાણી, તેજ, વાયુ એ ગુરુ-લઘુ

છ વસ્તુ છે આ જગતમાં, એ હું ગેરેન્ટીથી કહું છું. છ વસ્તુઓ

કાયમ ને સત્ જ છે. સત્નો અર્થ જ એ છે કે જે અવિનાશી હોય અને જોડે જોડે ગુણ-પર્યાય સહિત હોય. અને અગુરુ-લઘુ સ્વભાવવાળો હોય. એ બધા જ તત્ત્વો એવા છે, એ શુદ્ધાત્મા એકલો નહીં. બધા તત્ત્વો સત્ કહેવાય છે.

તત્ત્વનો સ્વભાવ કેવો ? અગુરુ-લઘુ. તત્ત્વને માટે જો વિશેષણ વાપરવું હોય તો અગુરુ-લઘુ લખવું પડે. જે વધે નહીં, ઘટે નહીં, એનું નામ તત્ત્વ કહેવાય. ભારે નહીં, હલકું નહીં, લાંબું નહીં, ટૂંકું નહીં, બધું એવું હોય ત્યારે એને અગુરુ-લઘુ તત્ત્વ કહેવાય.

**પ્રશ્નકર્તા :** મૂળ તત્ત્વ ઘટવધ થતું નથી, હવે ઑક્સિજન એ તો ઘટી જાય છે ?

**દાદાશ્રી :** ઑક્સિજન એ મૂળ તત્ત્વ નથી. મૂળ તત્ત્વ તો પરમેનન્ટ હોય, એને ફેરફાર ના થાય. ઘટે નહીં, વધે નહીં, કોઈ ચેન્જ ના થાય. ઑક્સિજન મૂળ તત્ત્વ નથી, હાઈડ્રોજન મૂળ તત્ત્વ નથી, પાણી એ મૂળ તત્ત્વ નથી.

તમારી સમજમાં આવ્યુંને ? બીજું બધું વધઘટ થયા જ કરે. મૂળ તત્ત્વ સિવાય દરેક વસ્તુ વધઘટને પામે. (એ) ગુરુ-લઘુ હોય અને મૂળ તત્ત્વ અગુરુ-લઘુ હોય.

**પ્રશ્નકર્તા :** પાણી મૂળ તત્ત્વ નથી ?

**દાદાશ્રી :** ના, ના, પાણી, તેજ, વાયુ એ મૂળ તત્ત્વ નથી. આકાશ એકલું મૂળ તત્ત્વ છે.

**પ્રશ્નકર્તા :** હવે આ છ એ તત્ત્વો અવિનાશી તત્ત્વ છે, એમાં આત્મા ગુરુતમ કે બધા તત્ત્વો ગુરુતમ ?

**દાદાશ્રી :** બધા સરખા, ગુરુતમ-લઘુતમ ના હોય.

**પ્રશ્નકર્તા :** બધા સરખા જ ને ? તો આત્માને કેમ પરમ તત્ત્વ કહ્યો છે આપણે ?

**દાદાશ્રી :** ચેતન ગુણ છે એનામાં એટલે.

## શુદ્ધ સ્વરૂપે અગુરુ-લઘુ, વિકારી રૂપે ગુરુ-લઘુ

**પ્રશ્નકર્તા :** એટલે અગુરુ-લઘુ સ્વભાવ બધા દ્રવ્યમાં સામાન્ય છે.

**દાદાશ્રી :** જે એનો અગુરુ-લઘુ સ્વભાવ છે ને, તે બધામાં કૉમન છે પણ શુદ્ધ સ્વરૂપે છે. એ તત્ત્વો શુદ્ધ સ્વરૂપે હોય, ને તે બધામાં કૉમન છે. એનામાં પણ જ્યારે વિકૃત સ્વરૂપે થાય, વિકારી ત્યારે તે ગુરુ-લઘુ થાય. બાકી આત્મા વિકારી ક્યારેય થતો નથી. આત્મા સ્વભાવથી જ વિકારી કોઈ દહાડો થતો નથી. આ તો ભ્રાંતિ ભરેલી છે અને ભ્રાંતિથી આ પુદ્‌ગલનો ગુણ વિકારી થવાનો સ્વભાવ છે. પૂરણ-ગલનનો વિકારી થવાનો સ્વભાવ છે, ને તે આનાથી આ દેહ-વાણી-મન ઉત્પન્ન થયેલા છે અને તે પૂરણ-ગલન સ્વભાવના છે. એટલે વસ્તુ, તત્ત્વસ્વરૂપે બધા અગુરુ-લઘુ છે પણ વિકૃતભાવે ગુરુ-લઘુ થાય.

ગુરુ-લઘુ થાય તે બધું પુદ્‌ગલ, પરમાણુ નહીં. પરમાણુ ગુરુ-લઘુ થાય નહીં. સ્વાભાવિક પરમાણુ જેને કહેવામાં આવે છે ને, વિશ્રસા, તે સ્વાભાવિક છે. એને પુદ્‌ગલ ના હોય. તે અગુરુ-અલઘુ હોય. અને આ જે વિકૃત પુદ્‌ગલ છે, વિકારી પુદ્‌ગલ, તેમાં લોહી, પરુ બધું નીકળે.

**પ્રશ્નકર્તા :** મિશ્રસા એ ?

**દાદાશ્રી :** મિશ્રસા, એ પુદ્‌ગલ ગુરુ-લઘુવાળું હોય. માણસ જ્યારે કંઈ ભાવ કરે છે ને, ત્યારે એ પરમાણુ છે તે ખેંચાય છે. પરમાણુ ખેંચાય છે ત્યારે પ્રયોગસા કહેવાય છે અને પછી મિશ્રસા થાય. પ્રયોગસા મિશ્રસા થઈને પછી ફળ આપીને પછી વિશ્રસા થાય ત્યારે પાછા અગુરુ-લઘુ સ્વભાવના અને આ મિશ્રસા અને પ્રયોગસા એ બધા ગુરુ-લઘુ સ્વભાવના છે. આ રાગ-દ્વેષ થાય છે ને, તે રાગ વધેય ખરો ને ઘટેય ખરો.

**પ્રશ્નકર્તા :** હાનિ-વૃદ્ધિ વખતે અગુરુ-લઘુ સ્વભાવ કેવો હોય ?

**દાદાશ્રી :** અગુરુ-લઘુ સ્વભાવ એટલે બહાર હાનિ થાય, વૃદ્ધિ થાય, પણ 'પોતે' અગુરુ-લઘુ સ્વભાવમાં આવી જાય. (પોતાનામાં)

હાનિ-વૃદ્ધિ થવા ના દે. અગુરુ-લઘુ સ્વભાવ હાનિ-વૃદ્ધિ ક્યારે પણ ના થાય. હાનિ થાય, વૃદ્ધિ થાય અને પાછો અગુરુ-લઘુ સ્વભાવમાં આવી જાય. પણ આ જે પુદ્ગલ છે ને, તે એકલા જ હાનિ-વૃદ્ધિ પામે છે.

પુદ્ગલ પરમાણુઓ અવિનાશી છે પણ આ પુદ્ગલની અવસ્થાઓ જે દેખાય છે એ બધી વિનાશી. અવસ્થા નાશ થાય છે, વસ્તુ તેની તે જ.

**પ્રશ્નકર્તા :** રાગ-દ્વેષ થાય, ક્રોધ-માન-માયા-લોભ એ બધું થાય તે કયું પુદ્ગલ ?

**દાદાશ્રી :** એ બધુંય વિકારી પુદ્ગલ છે, સાચું પુદ્ગલ નથી. સાચું પુદ્ગલ પરમાણુ સ્વરૂપે લઘુ-ગુરુ નથી, અગુરુ-લઘુ સ્વભાવનું જ છે.

**પ્રશ્નકર્તા :** મૂળ પરમાણુ અગુરુ-લઘુ છે, બાકીના સ્કંધ, દેહ, પ્રદેશો બધા ગુરુ-લઘુ ?

**દાદાશ્રી :** પછી તો એ બધા ગુરુ-લઘુ જ થાયને ?

**પ્રશ્નકર્તા :** એ પછી પરમાણુના પર્યાય ગણાયને બધા ?

**દાદાશ્રી :** એને અવસ્થાઓ કહેવાય.

## ગુણ અગુરુ-લઘુ, પર્યાય ગુરુ-લઘુ

**પ્રશ્નકર્તા :** આત્મા સિવાય બાકીના દ્રવ્યો છે એ ગુરુ-લઘુ પણ થાય ?

**દાદાશ્રી :** હા, એ ગુરુ-લઘુ થાયને ! સંજોગોના આધીન એની અવસ્થાઓ હોય ને, એ બધી ગુરુ-લઘુ થાય. સ્કંધ મોટો થાય, નાનો થાય એ સ્કંધ થાયને એના. એ બધા સ્કંધ થવાના.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ ગુરુ-લઘુ પુદ્ગલમાં જ થાયને ? બાકીના નહીંને, પાંચ દ્રવ્યોમાં ?

**દાદાશ્રી :** ના, તેને બધા સ્કંધ, દેહ, પ્રદેશો. આ બધા જે ધર્માસ્તિકાય ને અધર્માસ્તિકાય...

**પ્રશ્નકર્તા :** પુદ્ગલાસ્તિકાય સિવાય જે ધર્માસ્તિકાય-અધર્માસ્તિકાય-આકાશાસ્તિકાય એમાં પણ ગુરુ-લઘુ જેવું છે ?

**દાદાશ્રી :** એવું છે ને, મૂળ તત્ત્વ હોય, તેને જ અગુરુ-લઘુ કહેવાય. અને મૂળ તત્ત્વના જ્યારે પર્યાય, અવસ્થા થાય ત્યારે ગુરુ-લઘુ થાય. એટલે દરેકને ગુણેય હોય અને પર્યાયે હોય.

## પ્રકૃતિ એ વિકારી સ્વરૂપ, ગુરુ-લઘુ સ્વભાવની

**પ્રશ્નકર્તા :** દાદા, આ પરમાણુ અગુરુ-લઘુ અને પુદ્ગલ, પ્રકૃતિ એ ગુરુ-લઘુ વિશે જે વાત કહી તે વધારે સમજાવશો ?

**દાદાશ્રી :** હવે એ જે આ પ્રકૃતિ છે તે દ્રવ્ય નથી ગણાતું, આ વિકારી સ્વરૂપ છે. એટલે એ ગુરુ-લઘુ સ્વભાવનું છે. જો ગુરુ-લઘુ સ્વભાવનું ના હોયને અને એ જો અગુરુ-લઘુ સ્વભાવનું હોતને તો કોઈને છૂટત જ નહીં. તત્ત્વ જ અહીં સમજવાનું છે. ખરું સ્વરૂપ જ અહીં સમજવાનું છે. અને આમેય હિસાબ કાઢતા, ક્રોધ-માન-માયા-લોભનો હિસાબ કાઢી લઈએ, તો વધઘટ થાય છે કે નથી થતા ?

આ તો ક્રોધ કેટલો (બધો) વધી જાય અને પાછો ઘટે ત્યારે એટલો જ ઘટી જાય. એ અગુરુ-લઘુ સ્વભાવમાં આવે નહીં. આ વિકૃત સ્વભાવ છે. બાકી છયે દ્રવ્યો બધા અગુરુ-લઘુ સ્વભાવના છે પણ આ પ્રકૃતિ એ વિકારી સ્વભાવ છે. વિકારી વસ્તુ. હવે વિકારી વસ્તુ ગુરુ-લઘુ સ્વભાવની છે પાછી. એટલે રાગ-દ્વેષેય ગુરુ-લઘુ સ્વભાવના છે. હવે ગુરુ-લઘુ સ્વભાવવાળી વસ્તુ જો આત્માની કહેવામાં આવેને તો ભયંકર ભૂલ છે. તો તો પછી જાય જ નહીં કાયમ. જો એના અન્વય ગુણો ગણવામાં આવેને, તો ક્યારેય ના જાય. એટલે આત્માની હાજરીથી ઉત્પન્ન થનારા ગુણ છે.

ક્રોધ-માન-માયા-લોભેય ગુરુ-લઘુ છે, એ વધે-ઘટે અને આત્મા અગુરુ-લઘુ. આ બેનો મેળ પડે નહીં. બેનો ગુણધર્મથી જ મેળ નથી. પુદ્ગલનોય, એટલે મૂળ સાચું પુદ્ગલેય પરમાણુ સ્વરૂપે અગુરુ-લઘુ

સ્વભાવનું છે અને ક્રોધ-માન-માયા-લોભ ગુરુ-લઘુ સ્વભાવના છે. એટલે પુદ્‌ગલની જોડેય મેળ નથી. પેલાનો સ્વભાવ જુદો, આનો જુદો. એ વ્યતિરેક ગુણો થયા છે. વ્યતિરેક ગુણો ગુરુ-લઘુ સ્વભાવના હોય.

આપણે આ વિકારી પુદ્‌ગલથી છૂટા થવાનું છે. માટે આપણે કહ્યું આ બધું ગુરુ-લઘુ સ્વભાવનું છે, અને હું અગુરુ-લઘુ સ્વભાવનો છું.

આ (વિભાવિક) પુદ્‌ગલ તત્ત્વ ચંચળ છે.

આ બધું પુદ્‌ગલ સચળ છે ને મિકેનિકલ છે અને આત્મા અવિચળ છે, અચળ છે. જે ચંચળ ભાગ છે એ જ અનાત્મા અને અચળ એ જ આત્મ ભાગ છે. ચંચળ લઘુ-ગુરુ થયા કરે. પણ આત્મા અગુરુ-લઘુ સ્વભાવવાળો છે. ચંચળ બધું જ જ્ઞેય છે અને અચળ જ્ઞાતા છે. જ્ઞાતા-જ્ઞેયનો સંબંધ છે, બીજો કશો જ સંબંધ નથી.

## પોતાના અગુરુ-લઘુ ગુણને લીધે પોતે જુદો

આ પુદ્‌ગલ પરમાણુ જે છે ને, એ વધઘટ થાય જ નહીં. જેટલા છે એટલા ને એટલા જ રહે. દુનિયામાં ગમે એટલા માણસોને બાળો-કરો, ગમે તે કરો તો એની વધઘટ ના થાય. એક પરમાણુ વધે નહીં, ઘટે નહીં. એ પુદ્‌ગલેય અગુરુ-લઘુ છે. પણ આ વિભાવિક પુદ્‌ગલ ગુરુ-લઘુ છે. તે આપણે ઓળખવા માટે આવ્યું છે કે આ ગુરુ-લઘુ છે. એ આપણું પદ નથી. આપણે અગુરુ-લઘુ છીએ. માટે જે વધઘટ થાય ત્યાંથી તે આપણું ન્હોય.

આ જે વિભાવિક પુદ્‌ગલ ઊભું થયું છે, વિશેષ પરિણામી પુદ્‌ગલ, તે બધું જ વિકૃતિવાળું છે. એ બધું જ લઘુ-ગુરુ હોય છે.

**પ્રશ્નકર્તા :** એ વધે-ઘટે પણ આત્મા તો અગુરુ-લઘુને ?

**દાદાશ્રી :** આત્મા અગુરુ-લઘુ.

**પ્રશ્નકર્તા :** એ ગુણ, એનાથી (એને લઈને) જુદો પડે.

**દાદાશ્રી :** એ જ ગુણથી (ને લીધે) એ પોતે જુદો છે. આપણું

અગુરુ-લઘુ છે પદ. કોઈ કહેશે, રાગ-દ્વેષ એ આત્માના ગુણ સિવાય બીજું હોય કેવી રીતે ? તો કહે, ના, એ લઘુ-ગુરુ છે. ઘડીકમાં રાગ વધી જાય છે ને ઘડીકમાં ઘટી જાય છે. તો આત્માના ગુણ ઘટ-વધ ના થાય, એ અગુરુ-લઘુ સ્વભાવના છે, એટલે આપણે ઓળખવા માટે સમજી લેવું. ક્રોધ-માન-માયા-લોભ થાય તો તું ગભરાઈશ નહીં. તારું સ્વરૂપ નથી આ. અને ખરેખર ક્રોધ-માન-માયા-લોભ થતાંય નથી, આપણા જ્ઞાન આપ્યા પછી. જે ગુસ્સો થાય છે, એની પાછળ હિંસકભાવ ને તાંતો બે નથી હોતા. એટલે એ છે તે નિર્જરા થતો ગુણ છે. નિર્જરા તો થઈ જશે ને મહીં જે બંધ બંધાયેલો છે એની નિર્જરા ન થાય તો બંધ એમનો એમ જ રહે.

## જે ગુરુ-લઘુ તે ન હોય મારું, હું અગુરુ-લઘુ

મારામાં અને આ બધી જગતની વસ્તુમાં ફેર શું છે ? ત્યારે કહે, હું (મારો) અગુરુ-લઘુ સ્વભાવ અને જગતનો બધો ગુરુ-લઘુ સ્વભાવ છે. તેના ઉપરથી અગુરુ-લઘુ શોધખોળ કર. તો કહે છે કે સાહેબ, મને રાગ-દ્વેષ થાય છે. મારે વીતરાગ થવું છે. તો કહે કે રાગ-દ્વેષ ગુરુ-લઘુવાળા છે, વધી પણ જાય અને ઘટી પણ જાય. તું તો સ્વભાવથી જ વીતરાગ છું, અગુરુ-લઘુ સ્વભાવવાળો છું. એટલે જ્ઞાની પુરુષ તને એ દશા લાવી આપે, શુદ્ધાત્મા દશા. પછી કષાય રહે નહીં કશું. કષાયભાવ છોડી દે. પછી એ ભાવ પુદ્ગલના, આત્માના એ ભાવ નથી. આત્મામાં ક્રોધ-માન-માયા-લોભ છે નહીં.

આ ગુરુ-લઘુ અને પેલું અગુરુ-લઘુ. ક્રોધ-માન-માયા-લોભ ગુરુ-લઘુ, એટલે પછી લોક ત્યાં જાણે કે આ મારો ગુણ છે. એટલે એને તરત સમજણ પડે કે ના, આ ગુણ બીજો છે.

કષાયો બધાંય ગુરુ-લઘુ. વધ-ઘટ નથી થતા ? તમે (ક્રોધ) નહીં જોયેલો હોય કોઈ દહાડોય ? ક્રોધ વધે તેને જાણો ?

**પ્રશ્નકર્તા :** વધેય ખરો ને ઘટેય ખરો, ઠંડો પડે વળી પાછો.

**દાદાશ્રી :** ઘટી જાય તેનેય જાણો ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** જાણનાર કોણ ? અગુરુ ને અલઘુ !

વીંટીને કાટ ચઢતો હોય, તો સોનાની વીંટીને કાટ કેમ ચઢ્યો ? તો કહે, મહીં બીજી ભેળસેળ છે એટલે. આત્મા અગુરુ-લઘુ સ્વભાવનો છે. ક્રોધ-માન-માયા-લોભ એનો ગુણ નથી. બીજી કોઈ વસ્તુ છે આ. ખોળી કાઢો, કઈ વસ્તુ...

**પ્રશ્નકર્તા :** અંદર પેસી ગઈ છે ?

**દાદાશ્રી :** ત્યારે કહે, પૂરણ-ગલનનો સ્વભાવ છે એ. કોનો ?

**પ્રશ્નકર્તા :** પુદ્‌ગલનો પૂરણ-ગલનનો સ્વભાવ છે.

**દાદાશ્રી :** હા, પુદ્‌ગલ વધી જાય છે, ઘટી જાય છે. મોટું થાય છે, ઘૈડું થાય છે, આમ થાય છે, તેમ થાય છે તે આ બધો પુદ્‌ગલનો સ્વભાવ છે.

લોક તો પુદ્‌ગલ પર રાગ કરે છે, પણ મૂઆ જે કરમાવાનું છે તેની ઉપર શું રાગ કરે છે ? રાગ કરવો હોય તો અગુરુ-લઘુ સ્વભાવ ઉપર કરજો.

## આત્મા અગુરુ-લઘુ, અનૂચેન્જેબલ સ્વભાવી

આ મન-વચન-કાયા તો વધેય ખરાં, ઘટેય ખરાં પાછાં. પછી ક્રોધ-માન-માયા-લોભ વધે-ઘટે. વધી જાય, પાછા ઘટી જાય. આત્મા તેવો નથી. સેઈમ ડિઝાઈન (એક સરખો રહે), વધે-ઘટેય નહીં પાછો, હલકો થાય નહીં, વજનદાર થાય નહીં, તેનો તે જ. અનંત અવતાર થયા, ભટક્યો તોય પણ એમાં ફેરફાર ના થાય. અગુરુ-લઘુ સ્વભાવ. સહેજ પણ વધે નહીં, ઘટે નહીં, એમાં કોઈ ચેન્જ (ફેરફાર) ના થાય. ગમે તેવા કાળ બદલાય પણ ચેન્જ ના થાય અને આ જે ચેન્જ થાય છે એ જ માયા છે, એ બધું પુદ્‌ગલ છે.

ઘટે, વધે, ભારે થાય, હલકું થાય, પાતળું થાય, જાડું થાય એ બધું

પુદ્‌ગલ છે અને આત્મા અગુરુ-લઘુ સ્વભાવનો છે. શું એનો સરસ સ્વભાવ ! પરમાત્મા ! આ દેહ ના હોય તો આખા જગત, આખા લોકમાં પ્રકાશ પડે એટલા તો પ્રકાશવાળા છે ! આ દેહને લઈને અંતરાઈ રહ્યા છે.

## ગુરુ-લઘુ સંયોગોને જુદા 'જોયા' કે છૂટ્યા

એટલે આપણે કહ્યું, આ સંસારની સર્વ જંજાળો ગુરુ-લઘુ સ્વભાવવાળી છે, હું અગુરુ-લઘુ સ્વભાવવાળો છું. નિજ ગુણધર્મથી હું સંપૂર્ણ શુદ્ધ છું, સર્વાંગ શુદ્ધ છું.

આત્માનું એકેએક પરિણામ સનાતન છે, શાશ્વતું છે અને આત્મા સિવાયનું બીજું બધું જ ગુરુ-લઘુ સ્વભાવવાળું છે, વિશેષ પરિણામો છે. ફક્ત આપણે જાણી લેવાનું કે આ તો વિશેષ પરિણામો છે ને હું તો શુદ્ધાત્મા છું. જગતના તમામ સંયોગો પૂરણ-ગલનવાળા છે અને મારા સ્વભાવથી હું અગુરુ-લઘુ સ્વભાવવાળો છું.

ક્રોધ-માન-માયા-લોભ એ પુદ્‌ગલ ભાવ છે. એ વધે-ઘટે ને આત્માનો સ્વભાવ વધે નહીં, ઘટે નહીં એવો અગુરુ-લઘુ સ્વભાવ છે. એટલે ક્રોધ-માન-માયા-લોભ થાય એને 'આપણે' 'જોયા' કરવાના કે 'ઓહોહો ! આ વધ્યો, આ ઘટ્યો !' એટલે 'આપણે' છૂટા રહ્યા. પછી 'આપણે' જોખમદાર નહીં. પુદ્‌ગલભાવમાં ભળ્યા એટલે તમારી જોખમદારી, તમે સહી કરી આપી અને સહી ના કરી આપી, ભળ્યા નહીં એટલે છૂટ્યા, એવું ભગવાન કહે છે.

'હું અગુરુ-લઘુ સ્વભાવવાળો છું' એવું લઘુ-ગુરુવાળા સંયોગોમાં પણ (આપણને) યથાર્થ રહેવું જોઈએ. બાહ્ય સંજોગોથી શિથિલતામાં ના જ રહેવું ઘટે. સંયોગોમાં શિથિલ થઈ જાય છે આ તો.

એટલે જેવું થાય એવું આપણે જોયા કરવું, કે ચંદુભાઈની શી દશા થાય છે એ આપણે જોયા કરવાનું. વધઘટ, વધઘટ, ગુરુ-લઘુ કહ્યુંને ? ગુરુ લઘુ નહીં ? આ અગુરુ-લઘુ સ્વભાવનું તો હોય નહીં, એટલે વધઘટ થયા કરે.

## રાગ-દ્વેષના કારણોમાંય 'હું' અગુરુ-લઘુ સ્વભાવવાળો

શુદ્ધાત્મા વીતરાગ છે અને અગુરુ-લઘુ સ્વભાવના છે. અને રાગ-દ્વેષ ગુરુ-લઘુ સ્વભાવના છે. વધે-ઘટે, પણ હવે રાગ-દ્વેષ હોય નહીં. હવે એવા જે ભાવ આવે એ તો નિકાલી ભાવ હોય છે.

એમાં રાગ-દ્વેષ ના હોવા જોઈએ. પેલા દ્વેષના કારણ સેવે તોય આપણને દ્વેષ ના હોય. પેલા રાગના કારણો સેવે તોય આપણને રાગ ઉત્પન્ન ના થાય. રાગ-દ્વેષ રહિત થવું એ જ ધર્મ. આપણને એ રાગ-દ્વેષ નથી થતા અને આ લોકોને રાગ-દ્વેષ થાય છે. આપણે કહીએ કે રાગ-દ્વેષ એ ગુરુ-લઘુ સ્વભાવના છે અને હું તો અગુરુ-લઘુ સ્વભાવવાળો વીતરાગ જ છું. એટલે રાગ-દ્વેષનેય છૂટા પાડી દીધા છે. પછી તો હોય જ નહીંને ! સાયન્સમાં કશું હોય જ નહીંને ! રાગ-દ્વેષ ના હોય. આ 'હું ચંદુભાઈ છું' એ જ રાગ હોય છે ને, એ જો ઊડ્યું તો બધું ગયું. એ શ્રદ્ધા હતી ને, તે જ રાગ હતો. આમ શ્રદ્ધાથી પછી રાગ રહિત થયો પોતે, ફાઈલોના હવે નિકાલ કરવાના બાકી રહ્યા. દહાડે ને દહાડે છૂટતા જાય.

આ દેહના, પ્રકૃતિના કાર્યમાં આત્મા તો છૂટો જ છે. એટલે હવે ભળતો જ નથી એ. પ્રકૃતિ પ્રકૃતિનું કામ કર્યા કરે. એ ડિસ્ચાર્જ થયા કરે.

## આ વિજ્ઞાન સમજે તો પછી કાયમ સમાધિ

તમને આત્મા પ્રાપ્ત થયો છે, તે આત્મા પ્રાપ્ત થયા પછી બીજું કશું હોય જ નહીં. ફક્ત નિકાલ જ કરવાનો સમભાવે. કશું જ કરવાનું ના હોય. રાગ-દ્વેષ કશું ના હોય. કારણ કે આત્મા છે તે અગુરુ-લઘુ સ્વભાવનો, રાગ-દ્વેષ ગુરુ-લઘુ સ્વભાવના. રાગ તો વધેય ખરો ને ઘટેય ખરો અને આત્મા વધે-ઘટે નહીં એવો. બે જુદે જુદી વસ્તુને અજ્ઞાની પાછો એક કરી નાખે છે. આ મેં જે આત્મા આપ્યો છે ને, એ અગુરુ-લઘુ સ્વભાવનો છે. એ રાગ-દ્વેષવાળો ન્હોય એ. અને આ છે તે આ કેવળજ્ઞાન હાથમાં આપ્યું છે.

**પ્રશ્નકર્તા :** અને તે બિલકુલ સરળ ભાષામાં ! જ્યારે એ સમજણ પડી જાય છે ને ત્યારે જલદી ઊતરી જાય છે.

**દાદાશ્રી :** જલદી ઊતરી જાય. પાછું ભૂલી ના જાય. એ તો રાગે પડી જાય એક વાર સમજી લે તો, તેથી હું કહું છું ને, સમજી જાવ. અહીં આવીને સમજી જાવ કે આ શું છે ! પછી કાયમ સમાધિ રહેશે.

પેલી સમાધિ તો ગુરુ-લઘુવાળી છે, એ રિલેટિવ સમાધિ છે અને આપણી તો સહજ સમાધિ છે. આપણી સમાધિ તો અગુરુ-લઘુ છે.

## 'હું અગુરુ-લઘુ' મંત્રજાપે, રહે સ્વમાં સ્થિર

મન-વચન-કાયાની જે બધી ઘટમાળ અંતરમાં ઊઠે છે તે બધા જ્ઞેય છે, ગુરુ-લઘુ સ્વભાવના છે. તે આપણે કહેતા'તા કે આ મને થાય છે. પણ આપણે તો હવે આત્મા થયા. આત્મા અગુરુ-લઘુ સ્વભાવનો છે. હવે બેનો મેળ પડે જ નહીંને !

હવે જે જે ભાવો અને વિચારો આવે તે નિકાલી બાબત છે. એકુંય ભાવ વિચાર આત્માનો ન્હોય. ઈફેક્ટ (અસર) થાય તો 'હું અગુરુ-લઘુ સ્વભાવનો છું' તેમ બોલવું.

જીવ ઉછાળે ચઢે ત્યારે 'હું અગુરુ-લઘુ સ્વભાવનો છું' બોલ્યો કે ઉછાળો બંધ. બાધા-પીડા દેહને થાય ત્યારે 'હું અગુરુ-લઘુ સ્વભાવવાળો છું' તેમ બોલજો. 'હું અગુરુ-લઘુ સ્વભાવવાળો છું' એવું બોલે કે તરત જ પોતાની ગુફામાં પેસી ગયો. 'અગુરુ-લઘુ સ્વભાવવાળો છું' એ મોટામાં મોટો મંત્ર છે. આ જગતમાં બધા ડિપ્રેશનની પાછળ 'અગુરુ-લઘુ સ્વભાવવાળો છું' એ બોલે, તે ઘડીએ ગમે તેવું ડિપ્રેશન આવ્યું હોય તો બંધ થઈ જાય. કેટલાય લોક, મહીં કલાક-કલાક બોલે છે. જેટલું બોલે એટલો લાભ ઉઠાવે.

અમે તો કહી છૂટીએ. ડૉક્ટરો દવાઓ બધી કહી છૂટે, દવાઓ આપી છૂટે, પછી પેલાને પીવી-ના પીવી હોય એની મરજી. ઘેર જઈને મૂકી રાખે તેને હું શું કરું ?

## 'અગુરુ-લઘુ સ્વભાવવાળો' બોલતા જ, ડિપ્રેશન થાય બંધ

**પ્રશ્નકર્તા :** કોઈવાર શોક વ્યાપી જાય, એકદમ હતાશા થઈ જાય

આમ, નિરાશા થઈ જાય, ગડમથલ થવા માંડે, એ વખતે 'હું અગુરુ-લઘુ સ્વભાવવાળો એવો શુદ્ધાત્મા છું.' બોલાય ?

**દાદાશ્રી :** જો તમને મનમાં બહુ વિચાર આવતા હોયને ખૂબ જ અને મન ગૂંચાયા કરતું હોય, હતાશ કરી નાખે, ડિપ્રેસ કરી નાખે, ઊંચા-નીચા પરિણામો લાવે તેવા પરમાણુઓ, ત્યારે 'હું અગુરુ-લઘુ સ્વભાવવાળો' એવા મહીં જાપ ચાલુ કર્યા અને એક-એક ગુંઠાણું કરો તો તો મહીં પાર વગરનું સુખ વર્તે ને મહીં સમતુલા આવી ગઈ. મન છોને મહીં વિચાર કરે. 'હું અગુરુ-લઘુ સ્વભાવવાળો' બોલ્યા કે પેલાં બંધ થઈ જાય. બધાને સમતુલા થઈ જાયને ? સાયન્સ છે આ તો. એવું છે ને કે આ અહીં બટન દબાવો એટલે ત્યાં પંખો ચાલે.

બહારના ભાગમાં પરમાણુ ચંચળ થઈ જાય, તે 'હું અગુરુ-લઘુ સ્વભાવવાળો છું' એમ બોલીએ તો તેની દવા થઈ ને પછી સ્થિર થવાય.

## આત્મગુણોની ભજનાએ થવાય તે રૂપ

આંખો બળતી હોય તેય જોયા કરવું, પગ દુઃખતા હોય તેય જોયા કરવું, બધું જોયા કરવું. ઊંઘ ના આવતી હોય તો બીજા ઉપાય ખરા. તે આપણા આત્માના જે સ્વાભાવિક ગુણધર્મ છે ને, તે એક ગુણ બોલો કે રાગે પડી જાય. 'હું અગુરુ-લઘુ સ્વભાવવાળો છું.' પણ અજ્ઞાન દશામાં તો ભોગવ્યે જ છૂટકો. આ જ્ઞાનદશામાં ઉપાય હોય.

તમારો અગુરુ-લઘુ સ્વભાવ છે ને, એવું એક પોણો કલાક ધ્યાન કરોને તો અજાયબી ઉત્પન્ન થાય !

આત્માના જેટલા ગુણો છે તેનો વિચાર કરો, મનન કર્યા કરો તો તે ગુણો તમારામાં ઉત્પન્ન થશે. ગુણો કેળવાય, વ્યક્ત થઈ પ્રગટ થાય.

❖ ❖ ❖ ❖ ❖

# [૬]
# અસંગ

## [૬.૧]
## સંગમાં એ અસંગ

### આત્મા સ્વભાવે અસંગ, વિશેષભાવે સંગી

આત્મા અગમ્ય છે. જ્યાં દૃષ્ટિ પહોંચી શકે નહીં ત્યાં આત્મા છે. એ આત્મા નિર્લેપભાવે રહેલો છે, અસંગભાવે જ રહેલો છે.

**પ્રશ્નકર્તા :** આત્માને અસંગી કહે છે પણ જોવામાં સંગી દેખાય છે.

**દાદાશ્રી :** આ સંગી થાય છે ને સંગી દેખાય છે ને, તે એમનો વિશેષભાવ છે, વિકૃતિભાવ. વિકૃત થયેલો છે એ ભાવ. નિર્લેપ આત્માને કશું અડે નહીં આમાં. ક્યારેય લેપાયમાન થાય નહીં, ગમે તેવું હોયને, ક્રોધ-માન-માયા-લોભ હોય તોય. આત્મસ્વભાવ તો સંગમાં રહેતો હોવા છતાં અસંગી છે. તેને કોઈ ડાઘ પડે નહીં. એ પોતે અસંગ સ્વભાવનો છે. એને સંગની જરૂર જ નથી કંઈ. આ તો ભ્રાંતિથી માને છે એવું કે મને આ વળગ્યું. પણ આ વળગ્યું નથી ને કશુંય નથી. અસંગ જ છે. અને આ થયું છે તે વૈજ્ઞાનિક અસર છે. છયે દ્રવ્યો અસંગ છે.

**પ્રશ્નકર્તા :** દાદા, એટલે સ્વભાવગત આત્મા તો અસંગ જ છે ?

**દાદાશ્રી :** આત્મા તો અસંગ જ છે. મિથ્યાત્વમાંય અસંગ છે. ગાય-ભેંસમાંય અસંગ છે. એટલે તો અમે આ વાક્ય બોલીએ છીએ, મન-વચન-કાયાની તમામ સંગી ક્રિયાઓથી હું તદ્દન અસંગ જ છું.

## અસંગની બિલીફ બેસે તો થાય પોતે અસંગ

**પ્રશ્નકર્તા :** તો એવા અસંગ આત્માનો અનુભવ કેમ નથી થતો ?

**દાદાશ્રી :** અસંગ આત્મા તો તેમ જ છે, પણ આપણી બિલીફમાં અસંગ આત્મા છે નહીંને ! જ્યારે એ અસંગ આત્મા બિલીફમાં આવશે તો અસંગ જ છે. બિલીફમાં આવવો જોઈએ ફક્ત. એ છે પોતે જ અસંગ. તમારી બિલીફ બદલાયેલી છે તે બિલીફમાં આવવો જોઈએ. તમને 'હું ચંદુભાઈ છું' એ બિલીફ બદલાયેલી છે. હવે તમે અસંગ આત્મા છો એવું તમને જ્યારે બિલીફ બેસે તો થઈ જવાના અસંગ પછી. પહેલી બિલીફ બેસે. શરીર હોય એટલે બિલીફ તો બેસે. બિલીફ બદલાવી જોઈએ. આ બિલીફ રોંગ બિલીફ છે. 'હું ચંદુભાઈ છું' એ ફર્સ્ટ રોંગ બિલીફ અને હું વૈષ્ણવ છું, આ બાઈનો ધણી છું, આનો મામો થઉ, આનો કાકો થઉ. એવી કેટલી રોંગ બિલીફો બેઠી છે ?

**પ્રશ્નકર્તા :** અસંખ્ય, અગણિત.

**દાદાશ્રી :** આવી અસંખ્ય રોંગ બિલીફો હોય, ત્યાં સુધી રાઈટ બિલીફ હોય નહીં. રાઈટ બિલીફ બેસે એટલે અસંગની બિલીફ બેઠી કહેવાય. રાઈટ બિલીફ જેને ગુજરાતીમાં સમ્યક્ દર્શન કહેવાય. તે અસંગની બિલીફ કહેવાય. અસંગની બિલીફ બેસે એટલે અસંગ થાય.

## સ્વભાવમાં આવે તો થાય પોતે અસંગ

દેહાધ્યાસ જાય એટલે પોતાના અસંગ સ્વરૂપમાં નિરંતર રહે. દેહાધ્યાસને લઈને સંગી લાગે છે. જ્યાં સુધી જ્ઞાન ન મળે ત્યાં સુધી તમે બધામાં જ ભેગા ને ભેગા જ દેખાવ. આત્મા જુદો જ છે. આત્માએ અનંત અવતાર કર્યા છે, પણ તેણે કોઈ દેહમાં, દેહ સાથે સંગ કર્યો જ નથી. ગધેડામાં, કૂતરામાં, પાડામાં, જીવડામાં, માણસમાં બધે જ ફર્યો છે પણ પોતે અસંગ જ છે.

એટલે પોતાનો અસંગ જે સ્વભાવ છે તે સ્વભાવ ઉત્પન્ન થઈ જવો જોઈએ. પોતાના સ્વભાવમાં આવ્યા એટલે પોતે અસંગ જ છે, નિર્લેપ જ છે. એ શુદ્ધાત્મામાં રહે તો અસંગ જ રહે.

## અસંગ વાણીરૂપી શસ્ત્રથી છેદાય સંસારવૃક્ષ

**પ્રશ્નકર્તા :** ગીતામાં અધ્યાય-૧૫, શ્લોક-૩ બતાવ્યું છે,

अश्वत्थमेनं सुविरूढमूलमसङ्गशस्त्रेण दृढेन छित्त्वा ।

અસંગ શસ્ત્રથી આ સંસારવૃક્ષ છેદી શકાય, તો આ વાતનો અર્થ ક્યાંય સમજાવ્યો નથી. હવે આપ એ સમજાવો.

**દાદાશ્રી :** અસંગ શસ્ત્ર, અસંગ વાણીથી સમજાવી શકાય. વાણી અસંગ જોઈએ. જે વાણીનો કોઈ માલિક ના હોય એ અસંગ વાણી કહેવાય. વાણીની માલિકી ના હોય. વાણી નીકળે પણ એનો માલિક ના હોય.

(હવે) માલિકી વગરની વાણી ક્યાંથી લાવે ? એટલે શરીર જો માલિકી વગરનું થાય, અહમ્ નષ્ટ થઈ જાય તો જ માલિકી વગરની વાણી થાય અને તો જ અસંગ વાણી કહેવાય. તો એનું અસંગ શસ્ત્ર ઊભું થયું. પોતે સંગવાળો તે અસંગ શી રીતે ભેગું થાય ? એટલે આ અમારી વાણી અસંગ કહેવાય છે. માલિકી વગરની વાણી અસંગ કહેવાય, માલિકી વગરનો દેહ અસંગ કહેવાય અને માલિકી વગરનું મન અસંગ કહેવાય. તે આ અસંગ વાણીથી આ બધું કામ થાય. (સંસારવૃક્ષ છેદી શકાય.)

## આત્મા-જડનો સંગદોષ મટાડે, તે ઈનામ અક્રમ વિજ્ઞાને

**પ્રશ્નકર્તા :** પછી એમાં પાંચમાં શ્લોકમાં કહે છે,

निर्मानमोहा जितसङ्गदोषा अध्यात्मनित्या विनिवृत्तकामाः।

તો આ સંગદોષ એટલે શું ?

**દાદાશ્રી :** આ સંગદોષ એટલે આત્મા ને જડનો જે સંગ થયો, તેના દોષથી આ જગત ઊભું થયું છે. હવે સંગદોષથી પેલા ગુણો ઉત્પન્ન થયા;

વ્યતિરેક ગુણો કે જે આત્મામાંય નથી ને જે જડમાં, અનાત્મામાંય નથી. એટલે આ વ્યતિરેક ગુણોથી આ જગત ઊભું થયેલું છે. આમાં વ્યતિરેકના ગુણો કયા કયા ? ક્રોધ-માન-માયા-લોભ. તે માનમાંથી અહંકાર ઊભો થયો ને ચાલુ થઈ ગયું. હવે આ સંગદોષ છોડાવવામાં આવે (તો જ તે છૂટે). તેથી હું આ જ્ઞાન આપું છું ને છૂટા કરું છું સંગદોષથી. હવે એ સંગદોષ છૂટે કે તરત જ છૂટું થઈ જાય. એટલે પોતપોતાના જ સ્વભાવમાં આવી જાય. પેલું વ્યતિરેક ઊડી જાય.

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, એના ઉપર બહુ બહુ લખાણ થયા છે, બહુ વિચાર થયા છે. સંગદોષ આ એક જ વસ્તુ જો માણસ જીતી શકે તો !

**દાદાશ્રી :** સંગથી તો જગત ઊભું થયું છે. બે સાથે નજીક આવવાથી આ ઊભું થયું છે. આ સંગદોષ મટાડી દેને, તો થઈ ગયું ! એટલે સ્ટેપ બાય સ્ટેપ, ગ્રેજ્યુઅલી (ક્રમે ક્રમે) કામ લેવાનું આ ક્રમિક માર્ગવાળાએ રાખ્યું. બીજો રસ્તો જ નહીંને ! અને આ અક્રમ માર્ગે ઈનામ તો જુદી જાતનું છે, નહીં તો આ નોકરિયાતો-વેપારીઓ તે આ ઈનામ પામતા હશે ?

## આત્મજ્ઞાન થકી અસંગ થતા, જીતાય સંગદોષ

**પ્રશ્નકર્તા :** એ સંગદોષ સંપૂર્ણ જીતાય કેવી રીતે ?

**દાદાશ્રી :** સંગદોષ જીતવા માટે તો એક જ રસ્તો છે. અસંગ થાય તો જ સંગદોષ જીતાય, નહીં તો જીતાય એવો નથી. આ સંસારનો સંગદોષ નાશ કરવા માટે તો આપણે ભાવ ફેરવવા પડે. જ્યાં જે સંગ ઊભો થયો છે અને તે દોષિત છે, માટે આપણે એ સંગથી વિરુદ્ધ સંગનો ભાવ ફેરવવો પડે. ત્યારે આંટી ઊકલે, નહીં તો આંટી ઊકલે નહીંને !

અને જેને જ્ઞાન મળ્યું હોય એને તો અસંગ જ ભાવ ઉત્પન્ન થઈ ગયો એટલે ખલાસ થઈ ગયું અને પેલું બધું જે રહ્યું એ નિકાલી. એ બધો ભરેલો માલ નિકાલ થઈ જાય અને ફરી (નવો) માલ ટાંકીમાં આવતો

નથી. એટલે આપણું જ્ઞાન જ અસંગ કરે છે. એટલે પછી સંગદોષ જીતાઈ ગયો.

આપણે કહીએ છીએને, મન-વચન-કાયાની તમામ સંગી ક્રિયાઓથી હું તદ્દન અસંગ છું. એ સંગદોષ જીત્યો.

આ 'ફાઈલ' કહી કે પોતે અસંગ. આત્મા સિવાય બીજા બધા ભાગને 'ફાઈલ' જ કહીએ છીએ. 'આ ફાઈલ નંબર વન' કહ્યું એટલે આત્મા છૂટો.

## અસંગ થયા પણ બાકી રહ્યું સંગદોષ ફળ

**પ્રશ્નકર્તા :** આમ તો હું સંગ વિહીન જ છું ને પણ ? આત્માનું સ્વરૂપ તો સંગ વિહીન જ છે ને ?

**દાદાશ્રી :** સંગ વગરનું જ છે.

**પ્રશ્નકર્તા :** પણ છતાંય સંગદોષ લાગે છે તે ?

**દાદાશ્રી :** અજ્ઞાનતાને લઈને જ બધું. અજ્ઞાનતા ખસે તો બધું જતું રહે, હડહડાટ.

**પ્રશ્નકર્તા :** એટલે એ અજ્ઞાન મારું સંગદોષને લીધે છે ને ?

**દાદાશ્રી :** હા, બસ. એટલે તમે એ અસંગ થઈ ગયા હવે. તમે શુદ્ધાત્મા છો અને અસંગ છો, નિર્લેપ જ છો. પોતાનું સ્વરૂપ જાણ્યું, અસંગ જ તદ્દન. તો પણ તમને જે પહેલા અજ્ઞાન દશામાં સંગદોષ લાગેલો છે, તે ફળ ભોગવવાનું રહ્યું છે.

**પ્રશ્નકર્તા :** દાદા, એટલે ઘણીવાર એવું બને છે કે આ હું નગીનભાઈના સંસર્ગમાં છું, હું મગનભાઈના સંસર્ગમાં છું, તો મન-વાણી અને કાયાથી અમુક જે બોલાય, વિચાર આવે, વર્તન થાય એ બેની હાજરીને હિસાબે થાય, એ બેના સંગને હિસાબે થાય, તો એ સંગદોષ મને લાગે ?

**દાદાશ્રી :** નાટકમાં સંગદોષ લાગે નહીં અને નાટકની બહાર બધે

સંગદોષ છે જ. આમનો સૂઈ જઉ કે આમનો સૂઈ જઉ પણ સંગદોષ છે અને નાટકમાં ફરતો હોય તેને બધી ક્રિયા હોવા છતાં સંગ લાગતો નથી. તમને તો ખાતરી બેસી ગઈ છે ને કે આપણે તો હવે નાટક વચ્ચે છીએ ?

## આત્માને ક્રમિકમાં માને સંગી, અક્રમમાં છે અસંગ

**પ્રશ્નકર્તા :** દાદા, આપ કહો છો કે જ્ઞાન પછી તમે અસંગ થઈ ગયા પણ ક્રમિકમાં સમકિત થયા પછી પણ આત્માને અસંગ કરવાનું કહે છે.

**દાદાશ્રી :** ક્રમિકમાં સમકિત થાય ત્યારે આત્માને પૂરો જાણ્યો નથી હોતો. એ લેપાયમાન આત્માને આત્મા જાણે છે, સંગી આત્માને આત્મા જાણે છે.

એટલે પછી એને સમો કરવા ફરે છે. એ તો આને જ આત્મા જાણે છે, વ્યવહાર આત્માને જ. આ જ મુખ્ય આત્મા છે, દરઅસલ આત્મા જ આ છે ને આને જ અસંગ કરવાનું છે ને આને સ્થિર કરવાનો છે એવું માને છે. અલ્યા, મૂળ આત્મા સ્થિર જ છે, આત્મા અસંગી જ છે. નિર્લેપ કરવા માટે આખી દુનિયાનો બધો ત્યાગ કરે છે. જંપીને બેસતો નથી. આત્મા નિર્લેપ જ છે, તને ભાન થવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** બરોબર છે ? મૂળ આત્મા તો અસંગ સ્વરૂપે જ રહેલો છે.

**દાદાશ્રી :** હા, અને વ્યવહાર આત્મા જેવું ચિંતવે એવી અસર કરે. કારણ કે સંગની અસરવાળો છે. 'હું અસંગ છું' એવું ચિંતવે તો અસંગ થઈ જાય. 'હું સંગી છું' તો સંગી થઈ જાય. જેવો સંગ મળે તેવો આભાસ થઈ જાય. સંગી ક્રિયાઓથી આત્મા અસંગ જ છે. તેથી આપણે ખુલ્લો કર્યો છે કે ભઈ, સંગી ક્રિયાઓથી અસંગ છે. શા માટે તમે માની બેઠા છો કે હું ફસાયો ? નહીં તો વ્યવહાર આત્મા જેવો કલ્પો એવો થઈ જાય તરત. 'છે' એમ કલ્પો તો વાંધો નથી, 'નથી' એમ કલ્પો તો ઊંધો થઈ

જશે. જગત આખું કલ્પીને જ ઊંધું થયેલું છે ને ! અસંગીને સંગ ક્યાંથી થયો ? મન-વચન-કાયાની તમામ સંગી ક્રિયાઓથી હું તદ્દન અસંગ જ છું. આ સંગી ક્રિયાઓ છે, તેથી કરીને મારી ક્રિયાઓ નથી. આ વાક્યો ઈટસેલ્ફ બોલે એવા છે. આખું જ્ઞાન જ ઉઘાડું કરે એવું છે આપણું વાક્ય એક-એક.

**પ્રશ્નકર્તા :** તેથી જ જ્ઞાની પુરુષનું માહાત્મ્ય છે કે જેમની પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરીને અસંગ થવાય છે.

**દાદાશ્રી :** હા, આ જ્ઞાની પુરુષને જોયા નથી, દર્શન કર્યા નથી, એમનો શબ્દ સાંભળ્યો નથી. એક શબ્દ સાંભળે કલ્યાણ થઈ જાય. જે નિત્ય મુક્ત છે, નિત્ય સમાધિવાળા અને નિત્ય આત્મા થયેલા છે. જેનું અનિત્યપણું બધું સર્વથા છૂટી ગયેલું છે, સનાતનપણું પ્રાપ્ત થઈ ગયેલું છે, ત્યાં અસંગ થવાય.

## સર્વે અવસ્થાઓના સંગમાંય અસંગતા એ જ અસંગ

આ અમારું વિજ્ઞાન બહુ જુદી જાતનું છે. સંસારમાં છૂટા રહેવાય, લોક સમજી જાય કે ઓહોહો, સંસારમાં રહે છે ને નિર્લેપ રહે છે, અસંગ જ રહે છે. અને પેલો એકલો નાઠો હોય તોય મૂઓ એનું મન પાછું ચોંટ્યું હોય. જંગલમાં જાય તોયે ઝૂંપડી ઊભી કરે, ગાય ને બકરી પાળે. પણ જ્યારે તને ભીડમાં એકાંત લાગશે ત્યારે ઉકેલ આવશે એમ ભગવાન કહે છે.

ત્રણ પ્રકારના સંગ : ૧) કુસંગ ૨) સત્સંગ અને ૩) અસંગ. આ તો કુસંગ-સત્સંગ બન્નેવ જાળો છે. એકમાંથી નીકળે તે બીજામાં પેસે. આ છેલ્લો તે અસંગ. અસંગ મૂળ પોતે, કશું જ અડે નહીં.

**પ્રશ્નકર્તા :** અને દાદા, એ ત્યાગ વૈરાગ્ય કરે પણ અહંકાર સહિત હોયને ?

**દાદાશ્રી :** હા, બુદ્ધિય હોય ત્યાં. જેટલી બુદ્ધિ હોય એટલા પ્રમાણમાં અહંકાર હોય અને અહંકાર હોય ત્યાં નિર્લેપતા ના હોય.

અસંગ ન હોઈ શકે. અસંગ, સંગમાં હોવો જોઈએ, સંપૂર્ણ ભીડમાં હોવો જોઈએ, એનું નામ અસંગ કહેવાય. આ નાસી જઈએ અહીંથી, એ અસંગ ના કહેવાય. ગમે તેને, હિમાલયમાં નાસી ગયા તેને અસંગ કહેવાય નહીં. એકલા પડી રહીએ તોય જ્યાં મન છે ત્યાં અસંગ હોઈ શકે નહીં માણસ કોઈ. અસંગને કશું અડે નહીં. ભીડમાં પણ અસંગતા હોય, ભીડમાં પણ નિર્લેપતા હોય.

લોક અસંગ થવા સંગ છોડ છોડ કરે છે. જ્યારે અક્રમ જ્ઞાન શું કહે છે ? વ્યવહાર ભલે હો કોટી સંગ. ચંદુભાઈ પોતે તો વ્યવહાર છે. તેની મહીં તો કેટલા વાળ, કેટલીયે નસો, કપડાં કેટલાય ! કોટી સંગ પણ ભગવાનમાં તું નિશ્ચય રાખ. મન-વચન-કાયાથી અસંગ થઈ ગયા એટલે બધા સંગોથી અસંગ થઈ ગયા.

એટલે અમારે તો વ્યવહાર એક્સેપ્ટ (સ્વીકાર) હોય, ને લોકો કહેશે, એય, સંગથી નાસો ! આ હાર પહેર્યા છે તો આ ફૂલો છે, એ દરેકના કેટલા સંગ થઈ જાય ? એનાથી મારું અસંગપણું છૂટ્યું ? આ બહારનો ભાગ સંગવાળો છે અને પોતે અસંગ છે.

અવસ્થામાં અસંગ રહેવાય તો બહુ થઈ ગયું. અવસ્થામાં અસંગ રહેવાય તે જ આત્મા અનુભવ છે. અવસ્થામાંથી તો કોઈ અસંગ થયેલો નહીં. આ આપણું વિજ્ઞાન અવસ્થામાં અસંગ રાખે.

એટલે આ સંગમાં અસંગ રહેવાની ક્રિયા શીખો. બાકી આ રસ્તે તું અસંગ ક્યારેય પણ નહીં થઉ, આ મોહની દુકાનોથી.

## આત્મા-પરમાણુ અસંગી, અહંકાર સંગી

જ્ઞાન પછી આ સંસારની કોઈ ચીજ અડે નહીં. સંસારમાં રહેવા છતાં, સ્ત્રી સાથે રહેવા છતાં પુરુષ સંપૂર્ણ નિર્લેપ રહી શકે, અસંગ રહી શકે. આ મોટરની આગળ લાઈટ હોય તે બાન્દ્રા (મુંબઈનું પરું)ની ખાડીમાં પડે તો કાદવને અડે કે ના અડે ? કાદવવાળું થાય એ લાઈટ ? ત્યારે મહીં પાણી અડે કે ના અડે ? પાણીવાળું થાય ? ત્યારે ગંધને અડે કે ના અડે ?

**પ્રશ્નકર્તા :** કોઈ ચીજને અડે નહીં. ત્યાં હોવા છતાં સ્પર્શે નહીં.

**દાદાશ્રી :** હા, એવો આત્મા છે. કાદવ કે કીચડ કશું અડે નહીં. આત્માને કષાય અડે નહીં, નિર્લેપ જ, અસંગ જ. આ બધું અહંકારને અડવાનું. અહંકારને અડે બધુંય, કષાય-બષાયો બધુંય. અને આત્મા તો નિર્લેપ જ છે અને અસંગ જ છે.

**પ્રશ્નકર્તા :** એટલે એનો, (પુદ્ગલનો) સંગ નહીં એને ?

**દાદાશ્રી :** કોઈ પણ સંગથી સંગી થતો નથી. કોઈ પણ સંગનો સંગી થતો નથી. અસંગ જ છે, સ્વભાવથી જ અસંગ છે.

આત્મા અસંગી છે, પુદ્ગલ (પરમાણુ) અસંગી છે. સ્વભાવ જુદા બન્નેના. કોઈ કોઈને મદદ કરતું નથી, કોઈ કોઈને નુકસાન કરતું નથી. એ હેલ્પ ના કરે, નુકસાન ના કરે. અજ્ઞાન દશામાં તમારું નુકસાન તમે પોતે જ કરી રહ્યા છો. એ કાં તો પુદ્ગલ આશ્રિત હો કે સ્વાશ્રિત હો, પણ પોતે પોતાનું નુકસાન કરી રહ્યા છે.

## ક્રમિક માર્ગે કરવો પડે અસંગ, અક્રમમાં થાય કૃપાથી

**પ્રશ્નકર્તા :** દાદા, વચનામૃતમાંથી વાંચું છું તો એ વિશે વધારે ફોડ પાડશો. શ્રીમદ્જી પત્ર-૯૧૮ એમાં કહે છે;

અને હાલ ધ્યાન શું વર્તે છે ? તો, સદ્ગુરુના વચનને વારંવાર વિચારી, અનુપ્રેક્ષીને પરભાવથી આત્માને અસંગ કરવો તે.

**દાદાશ્રી :** એ ક્રમિક માર્ગનો. આપણે તો થઈ ગયો છે. એમને કરવાનો, તે કેટલી માથાકૂટ કરે ત્યારે અસંગ થાય તે, ક્રમિકમાં !

**પ્રશ્નકર્તા :** તોય એ તો અસંગ થયો એમ લાગે ને પાછો વયો જાય (જતું રહે), એમ થાય નહીંને ?

**દાદાશ્રી :** એ તો આ માછલાં પકડીએ એના જેવી વાત. માછલાં પકડે ને સુંવાળા રેશમ જેવા તે પકડીએ ત્યાર હોરા જતા રહે. એવી રીતે આ અસંગતા ના પકડાય. અને આ (અહીંયા) નિરંતર અસંગતા રહે છે,

વગર પકડે. (આપણે) તો આ બધું પૂરું થઈ ગયું. આ છેલ્લું છે. અડતાલીસ આગમનો સાર લખ્યો છે, તેય (અહીં) પૂરું થઈ ગયેલું છે.

## ભ્રાંતિથી ભાસે સંગી, નિજભાને અસંગ

**પ્રશ્નકર્તા :** 'કેવળ હોત અસંગ જ જો, ભાસત તને ન કેમ,
અસંગ છે પરમાર્થથી, પણ નિજભાને તેમ.' -શ્રીમદ્

**દાદાશ્રી :** આપણું જ્ઞાન અહીં જુદું પડે છે. કેવળ અસંગ જ છે પણ ભાસતો નથી. એને ભ્રાંતિથી નથી ભાસતો. અસંગ જ છે, પણ અસંગ થાય કેવી રીતે ? જો સંગી હોય તો અસંગ થઈ શકે નહીં. કેવી રીતે અસંગ થઈ શકે ? એ તો ગુણધર્મ છે એના. સંગી થયો એટલે લેપાયમાન થયો. લેપાયમાન થયો એટલે બધા ગુણધર્મ પેસી જાય પછી. એટલે આપણું વિજ્ઞાન અહીં આગળ આટલો જ ડિફરન્સ.

'અસંગ છે પરમાર્થથી' એ વાત સાચી છે. તે આપણેય એવું કહીએ છીએ કે 'અસંગ પરમાર્થથી છે, પણ નિજભાને તેમ.' અત્યારે ભાન અવળું છે, માટે આ તો અસંગ નથી. ભાન અવળું છે માટે આત્મા સંગી થયો કહે છે.

## કરોડો અવતારેય જે સંગ ન છૂટે, તે અક્રમ છોડાવે કલાકમાં

**પ્રશ્નકર્તા :** (વાંચે છે) (શ્રીમદ્ પત્ર-૬૦૯)-૪. 'એ જ માટે સર્વ તીર્થંકરાદિ જ્ઞાનીઓએ અસંગપણું સર્વોત્કૃષ્ટ કહ્યું છે, કે જેના અંગે સર્વ આત્મસાધન રહ્યા છે.

૫. સર્વ જિનાગમમાં કહેલા વચનો એક માત્ર અસંગપણામાં જ સમાય છે. કેમ કે તે થવાને અર્થે જ તે સર્વ વચનો કહ્યા છે.

૩. 'સંગના યોગે આ જીવ સહજસ્થિતિને ભૂલ્યો છે.' સંગના યોગે. 'સંગની નિવૃત્તિએ સહજસ્વરૂપનું અપરોક્ષ ભાન પ્રગટે છે.'

**દાદાશ્રી :** હવે સંગની નિવૃત્તિ ક્યારે થાય ? કરોડો અવતારેય સંગની નિવૃત્તિ થાય નહીં. આ સંગ તો, આ ખસેડે ત્યારે પેલો પેસે. પેલાને ખસેડે ત્યારે પેલો પેસે. પછી સ્ત્રી, પુત્ર, છોકરાં બધા, કંઈ સંગ

છૂટી જાય એવો છે ? આ સંગ ક્યારે છૂટે ? પણ છતાંય ક્રમિક માર્ગ તો એવો જ છે, એમાં છોડવું જ પડશે. અહીં તો તમે અસંગ જ થઈ ગયા. હવે તમારે સંયોગો ને વિયોગો બે રહ્યા.

**પ્રશ્નકર્તા :** સંયોગો અને વિયોગો ?

**દાદાશ્રી :** હા, તે સંયોગો પાછા વિયોગી સ્વભાવના છે. વિયોગેય કંઈ કરવાનો નથી. સંયોગ વિયોગ થયા કરે. સવાર થાય અને કંઈ ને કંઈ સંયોગ થયા કરે. છેવટે માથામાં દુઃખે એય સંયોગ ભેગો થાય. પણ એ સંયોગ વિયોગી સ્વભાવનો છે ને ? બધા સંયોગ વિયોગી સ્વભાવના છે. એટલે તમારે શું કરવાનું ? જોયા કરવાનું. ધીરજ પકડી રાખવાની. એ એની મેળે ઊઠીને ચાલ્યો જશે.

## શુદ્ધાત્મા ભાને થયો સર્વભાવથી અસંગ

**પ્રશ્નકર્તા :** (શ્રીમદ્ પત્ર-૬૦૯)-૬. અહીં શું કહે છે ? 'સર્વ ભાવથી અસંગપણું થવું તે સર્વથી દુષ્કરમાં દુષ્કર સાધન છે.'

**દાદાશ્રી :** હવે તમે સર્વભાવથી અસંગપણે થયા છો. કોઈ પણ ભાવ તમને રહ્યો નહીં. ભાવ હોયને ત્યાં અભાવ હોય. એકલો ભાવ હોય નહીં. ભાવ એટલે રાગ અને અભાવ એટલે દ્વેષ. અને તમને કશાના ભાવ-અભાવ છે ? તમે જો ચંદુભાઈ હોય તો ભાવ આવે પણ તમે શુદ્ધાત્મા થયા, તે ભાવ જ ક્યાં રહ્યો ? સ્વભાવ રહ્યો. આ ભાવ તો વિભાવ છે, વિશેષભાવ. સર્વભાવથી અસંગપણું તે સર્વથી દુષ્કરમાં દુષ્કર સાધન છે, પણ દુષ્કરમાં દુષ્કર સાધન તમે કરીને બેઠા હવે. તમને નથી લાગતું ? મન-બુદ્ધિ કબૂલ કરે છે ? પછી વાંધો શો તમને ? આપણા દેશની પાર્લામેન્ટ મંજૂર કરે, પછી હવે એથી વધારે શું ?

હવે તમને તો અસંગ જ બનાવ્યા છે, ત્યારે તમે પાછા અડી આવો છો એને જઈને આમ. શું કરવા અડવાની જરૂર ? છતાંય તમને કર્મ નહીં બંધાય, એવું આ વિજ્ઞાન છે. પાછું અડી આવો તો તમને મૂંઝામણ થાય એટલું જ, એટલો ટાઈમ તમારું સુખ જતું રહે એટલું જ, બીજું કંઈ તમને વાંધો નહીં આવે.

**પ્રશ્નકર્તા :** એ પેલું અડી આવીએ છીએને, એનાથી સુખ જતું રહે છે.

**દાદાશ્રી :** હા, એ તો પણ કટેવ પડેલી જાય નહીંને હવે ! આપણે પ્રતિક્રમણ કરવું. 'ચંદુભાઈ, પ્રતિક્રમણ કરો' કહીએ. આ તો બહુ સુંદર-સરળ માર્ગ છે ! તે મોક્ષ હાથમાં આવી ગયેલો છે.

તમે તો ભગવાન મહાવીર જેવા થયા છો. જો તમને રહેતા આવડે તો તમે મહાવીર છો. તમને તો નિર્લેપ, અસંગ મહાવીર જેવા બનાવ્યા છે. પણ રહેતા આવડવું જોઈએ. આવી વસ્તુ જો પ્રાપ્ત કર્યા પછી વાપરતા ના આવડે તો આપણું ઓવરવાઈઝપણું છે.

## આત્માસંબંધી → નિઃશંકતા → નિર્ભયતા → નિઃસંગતા

**પ્રશ્નકર્તા :** નિઃશંકતાથી નિર્ભયતા ઉત્પન્ન થાય છે અને નિર્ભયતાથી અસંગતા ઉત્પન્ન થાય છે. અસંગતા એ જ મોક્ષ કહેવાય છે.

**દાદાશ્રી :** હા, નિઃશંક આત્માથી નિર્ભયતા થાય છે અને પછી અસંગતા ઉત્પન્ન થાય. પછી પોતે અસંગ સ્વરૂપે રહી શકે. કૃપાળુદેવે આ બહુ ઝીણવટથી લખ્યું છે અને આપણા જે શાસ્ત્રો છે ને એ લાંબા છે, એનો પાર આવે એવો નથી. આ કૃપાળુદેવે બહુ લાંબું ચિતર્યું નહીં, ટૂંકામાં અને શૉર્ટ કટમાં સમજણ પાડી દીધી. પણ કૃપાળુદેવનું સમજ્યા છે તોય આત્મા જાણ્યા વગર છૂટકો નથી. આત્મા જાણવા માટે આ બધા શાસ્ત્રો લખ્યા છે.

આત્મા સંબંધમાં નિઃશંકતા ઉત્પન્ન થઈ, તો 'વર્લ્ડ'માં કોઈ શક્તિ એને ભયકારી બની શકે નહીં. નિર્ભયતા ! અને નિર્ભયતા ઉત્પન્ન થાય એટલે સંગમાં રહેવા છતાં નિઃસંગ રહેવાય. ભયંકર સંગોમાં રહેવા છતાંય નિઃસંગતા હોય, એવું આ કૃપાળુદેવ કહેવા માગે છે.

બાકી, જ્યાં શંકા ત્યાં દુઃખ હોય અને 'હું શુદ્ધાત્મા' તો નિઃશંક થઈ ગયો. એટલે દુઃખ ગયું. એટલે નિઃશંક થાય તો જ કામ ચાલશે.

નિઃશંક થવું એ જ મોક્ષ. પછી ક્યારેય પણ શંકા ના થાય, એનું નામ મોક્ષ. એટલે અહીં શંકા કાઢવા માટે તો આ 'જ્ઞાની પુરુષ' છે. બધી જ જાતની શંકાઓ ઊભી થયેલી હોયને, ત્યારે 'જ્ઞાની પુરુષ' આપણને નિઃશંક બનાવી આપે.

આત્મા આ છે એવું નક્કી થયું. નક્કી એટલે મહીં મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર બધા એક અવાજે નક્કી થાય. કોઈ વાંધો, શંકા, આશંકા, કુશંકા ઉઠાવે નહીં, ત્યારે જાણવું ક્ષાયક સમકિત થઈ ગયું. એવું થઈ ગયું તમને. મહીં કોઈ શંકા-બંકા ઉઠાવે છે હવે ?

**પ્રશ્નકર્તા :** ના, હવે નથી. હવે ખાસ નથી કંઈ.

**દાદાશ્રી :** કોઈ શંકા જ ના ઉઠાવે, ને નિઃશંકપણું થાય. નિઃશંક આત્મા જાણ્યો અને એ નિઃશંકતાથી નિર્ભયતા ઉત્પન્ન થાય છે અને તે નિર્ભયતાથી નિઃસંગતા થાય છે.

**પ્રશ્નકર્તા :** હા, નિઃસંગતા !

**દાદાશ્રી :** બીજી વાત જ નહીંને ! એ નિઃશંકતાથી નિર્ભયતા રહે, નિરંતર નિર્ભયતા રહે અને તેથી અસંગ રહી શકે. તેનું ફળ અસંગ જ છે. કૃપાળુદેવે કેવું સરસ લખ્યું વાક્ય ! નહીં ? નિર્ભયતાથી નિઃસંગતા, એટલે અસંગતા.

**પ્રશ્નકર્તા :** હવે આમાં તમે જે કહો, એના કાર્ય-કારણ જાણવાની હવે જરૂર નથી.

**દાદાશ્રી :** કારણ જાણવાનું ક્યાં રહ્યું તે ? અત્યાર સુધી કારણો જાણવા સારુ જ, શંકા-શંકા, આમ હશે કે તેમ હશે, આમ હશે કે તેમ હશે, આમ હશે કે તેમ હશે ? અત્યારે નિઃશંક થઈ ગયા, અને નિઃશંકતાથી નિર્ભય થાય, નિઃસંગ-અસંગ થાય છે. અને તેથી વીતરાગતા થાય છે. પછી શું જોઈએ ? આથી વધારે જોઈએ ? નિઃશંક થયો. જગતમાં એક માણસ નિઃશંક ખોળવો એ મહા મહા વસમી વસ્તુ છે. આત્મા સંબંધમાં નિઃશંકતા ઉત્પન્ન થાય એટલે નિર્ભય થઈ ગયો.

## અલૌકિકની મહોર વાગતા થાય નિઃશંક

**પ્રશ્નકર્તા :** જ્ઞાનીના શબ્દની અંદર આ ચેતનાનો સંગ છે માટે નિઃશંક થવાય છે ?

**દાદાશ્રી :** હા, તો જ થાયને ! નહીં તો થવાય કેવી રીતે ? એમનું વચનબળ છે અને સજીવન થયેલી છે વાણી.

**પ્રશ્નકર્તા :** હા, એનો સંગ છે. કાલે કહ્યુંને, અલૌકિકની મહોર છે.

**દાદાશ્રી :** હા, અલૌકિકની મહોર !

**પ્રશ્નકર્તા :** એનો સંગ છે એટલે નિઃશંક થાય છે.

**દાદાશ્રી :** ના, પણ શબ્દ એ સારો છે. તે ઘડીએ નીકળી ગયો, નહીં તો હું ક્યાંથી ખોળત ? હું કંઈ આમની ડાયરીમાં જોવા જઉ ? તે ઘડીએ એની મેળે નીકળ્યો. માટે આની પાછળ છે ને, કંઈક ગોઠવણી છે ને ? ગોઠવણી છે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** ગોઠવણી નથી, આ તો સાહજિક છે. ગોઠવણીવાળા (હોય) તો નિઃશંક થાય જ નહીં.

**દાદાશ્રી :** અને બીજો ઈમ્પાવર (સત્તા આપવી) નીકળ્યો. ઈમ્પાવર કરતા આ જે મહોર કહીને તે બહુ સરસ લાગ્યો.

## ત્યારે કરી લેવા પૂર્ણ સ્થિતિના દર્શન

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ આપ બોલો છો, તે વખતે જે વાક્યો આવા નીકળી આવે છે તે એ વાક્યો નીકળી આવે છે તે એ વાક્યો નીકળતી વખતે જે અમે જ્ઞાનીની મુખમુદ્રા જોઈએ છીએ...

**દાદાશ્રી :** એ દર્શન, તે ઘડીએ દર્શન કરવા. આમ આમ (જે' જે') કરી લેવું. એ પૂર્ણ સ્થિતિ. વાક્ય નીકળેને, તે ઘડીએ જ્ઞાતા-દ્રષ્ટારૂપે નીકળે. નીકળ્યા પછી પાછું જરાક આઘુપાછું થાય. તે વખતે દર્શન કરવા. પૂર્ણ સ્થિતિના દર્શન.

તમામ સંગી ક્રિયામાં અસંગ તો આપણે જ કહ્યુંને ! કોઈ જગ્યાએ કહે નહીંને ! કોઈ જગ્યાએ બોલે નહીં કે આત્મા આવો છે, સંગી ક્રિયામાં અસંગ છે. કોઈ પુસ્તકોમાંય ના હોયને ! આપણા આ બધા વાક્યો જોઈને સજ્જડ થઈ જાયને લોકો ! અમે જેમ જોયો છે તેવો કહ્યો છે. તે તો રૂપ બતાડી શકાય નહીં પણ શબ્દોથી, આ સંજ્ઞાથી તમને સમજાવી દઈએ. કોઈ શાસ્ત્રમાં જડે નહીં આ વાક્યો ! આગવું સંપાદન છે ! મૌલિક છે.

## ત્રિલોકને વશ કરવા કરતા પણ વિકટ, અસંગપણું

**પ્રશ્નકર્તા :** (શ્રીમદ્ પત્ર-૨૧૩) 'એક સમય પણ કેવળ અસંગપણાથી રહેવું એ ત્રિલોકને વશ કરવા કરતા પણ વિકટ કાર્ય છે.' એવું કહ્યું છે એમણે.

**દાદાશ્રી :** એક સમય પણ ! એટલે આ આંખની નિમેષ બદલાય છે એટલી વખત આ જગતમાં કોઈ અસંગ રહી શકેલો નહીં, એક સમય પણ. તેને શું કહે છે ?

**પ્રશ્નકર્તા :** 'એવા અસંગપણાથી ત્રિકાળ જે રહ્યા છે...'

**દાદાશ્રી :** ત્રિકાળ અસંગ છે. કૃપાળુદેવ જ અસંગ રહી શકેલા, તેય થોડાઘણા. અને તે જ સમજી શકે કે આ ત્રિકાળ રહેતા હશે, તેમની કેવી દશા હશે ?

**પ્રશ્નકર્તા :** 'તેવા અસંગપણાથી ત્રિકાળ જે રહ્યા છે એવા સત્ પુરુષના અંતઃકરણ, તે જોઈ પરમાશ્ચર્ય પામી નમીએ છીએ.'

**દાદાશ્રી :** હા, ખરું કહે છે.

**પ્રશ્નકર્તા :** 'ત્રિલોકના નાથ વશ થયા છે જેને એમ છતાં પણ એવી કોઈ અટપટી દશાથી વર્તે છે કે જેનું સામાન્ય મનુષ્યને ઓળખાણ થવું દુર્લભ છે. એવા સત્ પુરુષને અમે ફરી ફરી સ્તવીએ છીએ.'

**દાદાશ્રી :** હા, એવા સત્ પુરુષને અમે ફરી ફરી સ્તવન કરીએ છીએ. એક સમય પણ અસંગપણું રહેવું...!

**પ્રશ્નકર્તા :** જગત જીતવું સહેલું છે પણ એક સમય પણ અસંગ રહેવું મહા વિકટ છે.

**દાદાશ્રી :** જગતમાં જીતવું સહેલું છે પણ એક સમય પણ અસંગ રહેવું મહા વિકટ છે. હવે એ તમને જ્ઞાન આપીએ ત્યારે અસંગ રાખીએ છીએ.

**પ્રશ્નકર્તા :** અસંગ રાખો છો, બરાબર છે.

**દાદાશ્રી :** હા, એક સમય જ, વધારે નહીં.

## દાદાકૃપાએ મહાત્માઓ હઉ વર્તે નિરંતર અસંગપણે

હવે એ અસંગમાં તમે કેટલો સમય રહેતા હશો બધા ?

**પ્રશ્નકર્તા :** નિરંતર !

**દાદાશ્રી :** નિરંતર અસંગ રહો છો. હું તો નિરંતર અસંગમાં રહું છું પણ આ (મહાત્માઓ) હઉ નિરંતર અસંગમાં રહે છે. હવે આ સંસારમાં સંગમાં રહેવું અને અસંગ રહેવું તે એક સમય પણ, એક મિનિટ પણ અસંગ રહી શકે નહીં કોઈ માણસ. આ તમને તો મેં કાયમના અસંગ બનાવ્યા. તેથી તમને કર્મ અડતા નથી. હું તો થયો તે થયો પણ તમને હઉ બનાવ્યા.

કૃપાળુદેવે શું કહ્યું ? કોને કોને વશ થાય ? શું ગુણો હોય ? તો કહે પળનો નાનામાં નાનો ભાગ એટલું જો કદી અસંગપણે વર્ત્યા આ જગતથી તો, આખા ત્રિલોકને વશ કરવા કરતા એ કઠિન છે, કહે છે. અને આ દાદા તો નિરંતર (અસંગ) રહે છે. હું કહું છું, કે ભગવાન મને વશ થઈ ગયેલા છે, ચૌદ લોકનો નાથ વશ થયેલો છે. અમથા હાથ અડાડી જશોને તોય કલ્યાણ થઈ જશે. આખી દુનિયાનું કલ્યાણ કરવા નીકળ્યા છીએ.

## સંગી ક્રિયાઓને પોતાની માનવાથી છે બંધન

**પ્રશ્નકર્તા :** મન-વચન-કાયાની તમામ સંગી ક્રિયાથી હું તદ્દન અસંગ છું, એ વધારે સમજાવશો.

**દાદાશ્રી :** મન-વચન-કાયાની સંગી ક્રિયાઓ સ્થૂળ છે ને હું સૂક્ષ્મ છું. બન્નેને કંઈ લેવાદેવા નથી. આ સંગી ક્રિયાઓ મન-વચન-કાયાની છે. એને આત્માનો સંગ જ ના થાય. અસંગ આત્મા ને સંગ કેવી રીતે કરશો ? એટલે આ મન-વચન-કાયાની સંગી ક્રિયાઓ છે, તેને તું તારી માનું છું ને તું ફસાઉ છું ને તું બંધાઉ છું. આપણું જ્ઞાન કહે છે કે તારી ના માનીશને, તો નહીં બંધાઉ, નહીં તો ફસાઈ જઈશ.

મન-વચન-કાયાની તમામ સંગી ક્રિયાથી હું અસંગ છું. આ અસંગ શબ્દ બહુ મોટો મૂક્યો છે. ત્યારે કહે, સંસારી માણસ અસંગ કેવી રીતે કહેવાય ? તે અમે આ સાયન્ટિફિકલી પ્રૂફ આપ્યું. આ બધી તું સંગી ક્રિયાઓ કરું છું ને, તેનાથી આત્મા જુદો છે. જો, જ્ઞાનીએ કેવો આત્મા જોયો હશે ? મન-વચન-કાયાની તમામ સંગી ક્રિયાથી તદ્દન અસંગ જ છે, એવો આત્મા મેં જોયો છે.

મન-વચન-કાયાની તમામ સંગી ક્રિયાઓથી 'શુદ્ધ ચેતન' સાવ અસંગ જ છે. મન-વચન-કાયાની તમામ સંગી ક્રિયાઓનું 'શુદ્ધ ચેતન' જ્ઞાતા-દ્રષ્ટામાત્ર છે. સમીપમાં રહેવાથી ભ્રાંતિ ઉત્પન્ન થાય છે. બન્ને વસ્તુઓ સ્વભાવે કરીને જુદી જ છે. આત્માની કોઈ ક્રિયા છે જ નહીં, તો પછી આ બધી સંગી ક્રિયાઓ કોની છે ? પુદ્ગલની.

## સંગી ક્રિયાઓનો કરનાર નહીં, પણ જાણનાર આત્મા

**પ્રશ્નકર્તા :** મન-વચન-કાયાની સંગી ક્રિયા એટલે શું ? સંગી ક્રિયાઓ કોને કીધી ?

**દાદાશ્રી :** કોઈને અડવું એ સંગી ક્રિયા. આપણો દેહ બીજાને અડ્યો, એમાં 'હું જુદો છું' કહે છે. એ સંગી ક્રિયાઓ કહે છે.

**પ્રશ્નકર્તા :** એ દેહની સંગી ક્રિયા, તો વાણી અને મનની સંગી ક્રિયા કઈ કહેવાય ?

**દાદાશ્રી :** આ મન છે તે તને યાદ કરે, એને સંગી ક્રિયા કહેવાય.

**પ્રશ્નકર્તા :** એટલે પોતાનું મન બીજાને યાદ કરે એ સંગી ક્રિયા કહેવાય મનની ?

**દાદાશ્રી :** હં.

**પ્રશ્નકર્તા :** અને વાણીની સંગી ક્રિયા ?

**દાદાશ્રી :** વાણી બોલીએને આપણે એનું નામ, એ સંગી ક્રિયા.

'હું ચંદુ' અને 'મેં આ કર્યું' તે સંગી ક્રિયા. એ સંગી ક્રિયાઓ બધી અનાત્મા છે.

એટલે આત્મા કોઈ વસ્તુને ટચ થાય એવો નથી. એટલે આ અવસ્તુ, અવસ્તુને ટચ થાય છે. એટલે એને સંગ અડે જ નહીં. (પોતે) અસંગ રહે છે. આ બધી ક્રિયાઓ થાયને, તેનાથી અસંગ જ છે, એ એવું કહેવા માગે છે. પણ લોક માની બેઠા છે કે મને થાય છે. હું સંગમાં બેઠો છું, એવું ભાન છે એ જ ભ્રાંતિ. એ ભ્રાંતિ છે બધી, પણ એ સમજાય શી રીતે કે આ બધી સંગી ક્રિયાનો હું ભોક્તા નથી, પણ જાણનાર છું ? કારણ કે સંગી ક્રિયામાં આત્મા હોતો જ નથી. સંગી ક્રિયા એ જડ છે અને સ્થૂળ છે, આત્મા સૂક્ષ્મતમ છે (એને) લેવાદેવા નથી. એ સંગી ક્રિયાઓનેય જાણનાર છે, સંગીક્રિયા કરનારો નથી.

## સંગી ક્રિયા સ્થૂળ, અસંગ આત્મા સૂક્ષ્મતમ

હવે અસંગ આત્મા પ્રાપ્ત કરવા માટે મન-વચન-કાયાની સંગી ક્રિયાઓથી આખું જગત જે છેટું રહે છે, એનો ત્યાગ કરે છે, ત્યાં આપણું આ અક્રમ વિજ્ઞાન કહે છે કે એ સંગી ક્રિયાઓમાં હું જુદો છું. આ આત્મા કેવો છે એવું કોઈએ કહ્યું છે આપણને ? 'હું તદ્દન અસંગ છું' એમ કહ્યુંને, તે આપણે એકલાએ કહ્યું, નહીં તો કોઈ કહે નહીં. તીર્થંકરો જાણે પણ કહે નહીં આવું. લોકો દુરુપયોગ કરે. તમને તો બધું જ્ઞાન આપ્યું એટલે કહેવાય. આત્મા એવો છે કે કશી વસ્તુ એને સંગ કરી શકે જ નહીં.

ધન્ય છે, તમારા જ્ઞાનનેય ધન્ય છે કે અસંગ હતો તેને અસંગ તમે

બનાવ્યો જ અને આ ક્રમિકનું જ્ઞાન અસંગ બનાવતું જ નથી. એ (તો કહેશે) બહારનું છોડો, છોડો તો છૂટશો. તો આ દેહ શી રીતે છોડશો તે ? અને આપણે તો કહ્યું કે આ 'મન-વચન-કાયાની તમામ સંગી ક્રિયાઓથી હું તદ્દન અસંગ છું.' તે આખી સંગી ક્રિયાઓ ઉડાડી દીધી. એટલે બધું ઉડાડી મેલ્યું ને બાળી મેલ્યું. (બધું) છેદ કરી નાખ્યું છે. આત્મા એનાથી જુદો.

આ સંગી ક્રિયાઓ એ બધી સ્થૂળ ક્રિયાઓ છે અને આત્મા તો બિલકુલ સૂક્ષ્મ છે. બે કોઈ દહાડો ભેગા કરવા હોય તોયે થાય નહીં. એટલે સ્થૂળ ને સૂક્ષ્મ ભેગું હોય જ નહીં. પણ આ તો ભ્રાંતિથી ઊભું થયું છે જગત. આત્મા એક ક્ષણવારેય રાગી થયો નથી અને દ્વેષીયે થયો નથી. આ તો ભ્રાંતિથી, જેમ કોઈ માણસને મગજ ઉપર ડિપ્રેશન આવી ગયું હોયને, તો એ નવી જાતનું આચાર-વિચાર નથી કરતો ? પહેલા જે પોતાનું હિતનું કરતો હતો, તે અહિતનું કરતો નથી ? એના જેવું, એને આ રોંગ બિલીફો બેસી ગઈ છે. આત્મા અનાત્મા થયો નથી કોઈ દહાડો ને અનાત્મા આત્મા થયો નથી, ફક્ત એને રોંગ બિલીફ બેસી ગઈ છે. 'આ હું કરું છું' એવી બિલીફ તૂટી ગઈ એટલે રાઈટ બિલીફ બેઠી, એટલે રાઈટ જ્ઞાન ઊભું થાય.

## સંગી ક્રિયામાં ઊંધી કલ્પનાથી ફસાય આત્મા

પેલું કવિએ ગાયુંને, 'તન્મયતા, સંગી ક્રિયા, ખુલ્લા ફાટક.'

સંગી ક્રિયા એટલે 'હું ચંદુ છું' કરીને જે ક્રિયા કરીએ એ ખુલ્લા ફાટક, કહે છે.

તે 'સૂક્ષ્મભાવ કારણનું સ્થૂળ છે નાટક.' સૂક્ષ્મભાવ કારણનું સ્થૂળ બધું ઊભું થયું, (પણ જો) 'હું શુદ્ધાત્મા છું' તો પછી એની એ જ ક્રિયામાં એને કશું અડે નહીં અને એની એ જ ક્રિયાથી પેલાને સંસાર ઊભો થઈ જાય. ક્રિયા એક જ પ્રકારની, પણ કોણ કરે છે ? તે આરોપિત ભાવથી કરે તો સંસાર ઊભો થઈ જાય અને સ્વાભાવિક ભાવથી કરે તો કશું લેવાદેવા નથી.

'તમામ સંગી ક્રિયાઓથી હું તદ્દન અસંગ છું' એવું એક્ઝેક્ટ વાક્ય

તે વખતે ઑન ધી મોમેન્ટ રહ્યા કરે, એવું જ્ઞાન હોય તો એને અડે નહીં. પણ એટલું બધું મનુષ્યનું ગજું નહીંને ! અમે જે જ્ઞાન આપ્યું છે એમાં કેટલાક માણસો એવા નીકળશે હજુ કે સંસારમાં રહે છતાં કશું અડે નહીં. કારણ કે અમે જ્ઞાન તો પૂરેપૂરું આપેલું છે. કશું સંસાર અડે નહીં એવું આપેલું છે. પણ એ જ્ઞાનના શબ્દો હાજર રહેવા જોઈએને ! શબ્દ ના રહેવા જોઈએ હાજર ?

## નિર્વિકલ્પ-નિરપેક્ષ-અસંગ-નિર્લેપ બનાવે નિરાલંબ

**પ્રશ્નકર્તા :** દાદા, હવે એ સમજવું હતું કે જ્યારે કોઈ વિકલ્પ જ ન રહે, ત્યાર પછી શેનો સંગ થાય ?

**દાદાશ્રી :** નિર્વિકલ્પી પોતે થઈ ગયો એટલે આ જે વિકલ્પોના આધારે જીવતો હતો, તે એ આધાર છૂટી ગયો ને પોતે પોતાના આધારથી જીવતા શીખ્યો. તે જે આ વિકલ્પોના આધારે જીવતો હતો, એ છૂટી ગયું. અને પોતે પોતાના આધારથી જીવન શરૂ થયું એટલે નિરાલંબ થતો જાય છે. આ અવલંબનો છે એ બધા વિકલ્પો. અનંત અવતારથી વિકલ્પો સિવાય બીજું કશું કમાયા નથી. ભટક ભટક ભટક કરે છે. અને બુદ્ધિનો ધંધો શું ? વિકલ્પમાં ચઢાવે.

**પ્રશ્નકર્તા :** આ રીતે અસંગ થઈ જાય એ પછીની પરિસ્થિતિ શું ?

**દાદાશ્રી :** નિરાલંબ થયા પછી એને શું સ્થિતિ ? આ હું નિરાલંબ થયો છું. મને કોઈ જાતની જરૂર નથી. કોઈ જાતની નેસેસિટી નથી મને. કોઈ અવલંબનની મારે જરૂર નથી એબ્સૉલ્યૂટમાં.

**પ્રશ્નકર્તા :** એબ્સૉલ્યૂટ એટલે શું સમજાવશો ?

**દાદાશ્રી :** એબ્સૉલ્યૂટ એટલે અસંગ, નિર્લેપ બધા શબ્દો ભેગા કરે ત્યારે એબ્સૉલ્યૂટ થાય. એમાં નિરપેક્ષ એ શબ્દ નાખવો પડે.

એબ્સૉલ્યૂટ એટલે નિરાલંબ. અને છેવટે નિરાલંબમાં આવવું પડશે બધાને. ક્યાં સુધી અવલંબન ? આ અવલંબન એટલે પરવશતા. વિકલ્પો એટલે પરવશતા. આ વિકલ્પના આધારે એ જીવે છે.

**પ્રશ્નકર્તા :** આ વિકલ્પ શમી ગયા પછી પણ એને પોતાનું દૈનિક જીવન તો ગાળવાનું રહે છે જ ને ?

**દાદાશ્રી :** એ તો બધું એની મેળે જ ચાલે એવું છે આ જગત. આ તો વિકલ્પો કરે છે કે 'હું ચલાવું છું' એટલું જ. જગત એની મેળે જ ચાલ્યા કરે છે. આ તો વિકલ્પો, અહમ્, ઈગોઈઝમ કરે છે ખાલી. અને જ્યાં વિકલ્પો શમી ગયા એ છેલ્લું પદ કહેવાય, પૂર્ણત્વ પ્રાપ્ત થયું કહેવાય.

## જ્ઞાનીના પરમાણુ અસંગતા ઉત્પન્ન કરાવે મહાત્માને

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું, જ્ઞાની અસંગ ને નિર્લેપ છે, તો પછી એમના દેહને અસર થાય ?

**દાદાશ્રી :** અસર થયા વગર રહે નહીંને ! આય પરમાણુનું બનેલું શરીર છે અને આય પરમાણુનું. પણ આ પરમાણુ બધે જ છે. જે અસર થાય એવા પરમાણુ હતા તે બધા નીકળી ગયા છે હવે. પવિત્ર પરમાણુ થતા થતા થતા થતા પછી અસંગ પરમાણુ થાય. આપણને અસંગતા ઉત્પન્ન કરે એવા પરમાણુ. એટલે એમની જોડે જો લાભ મળે બરાબરનો, તો આપણે ભૂલી જઈએ બધું, વિચારો જ ભૂલી જઈએ. સ્થૂળ ભેગા થઈએને તે અંદરનું બધું, સંસાર બધો ભૂલાડી દે.

## જ્ઞાની-વીતરાગ પ્રત્યેના પોતાના ભાવ થાય સો ગણા રિટર્ન

**પ્રશ્નકર્તા :** જ્ઞાની અસંગ હોય તો એમને કોઈ પણ જાતની વ્યવહારની લેવાદેવા નહીં હોય, તો હવે નમસ્કાર કરીએ તો એ કેવી રીતે સ્વીકારે ?

**દાદાશ્રી :** સ્વીકારે નહીં, એ તો વીતરાગ. રિટર્ન વિથ થેંક્સ. જો એક ગાળ બોલું તો સો ગાળો થઈને પાછી. એક નમસ્કાર કરું તો સો નમસ્કાર થઈને પાછા. તારી જે ભાવના ઈચ્છા છે, સો ગણી થઈને પાછી મળે. એક કાંકરી મારું તો સો કાંકરી પાછી, રિટર્ન વિથ થેંક્સ.

**પ્રશ્નકર્તા :** હંડ્રેડ ટાઈમ્સ (સો વખત) ?

**દાદાશ્રી :** હંડ્રેડ ટાઈમ્સ. એટલે તને ઠીક લાગે તો કાંકરી માર, ઠીક લાગે તો ફૂલ ચઢાવ અને ઠીક લાગે તો કંઈ ઈચ્છાપૂર્વક નમસ્કાર કર. એટલે તું જેવું માગું એવું, મોક્ષ માગું તો મોક્ષ મળે.

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાન થયા પછી જ્ઞાની અહીં જગતમાં રહે ?

**દાદાશ્રી :** કેવળજ્ઞાન ગ્રહણ કરેલું તે આપવા માટે જ્ઞાનીને રહેવું પડે. તીર્થંકરો બધું ગ્રહણ કરીને આવેલા પણ તે પોતે કર્તા નથી એટલે તેમનો ગ્રહણ કરેલો માલ ખાલી કરવો પડે. એટલે તે ઉપદેશ રૂપે ને આશીર્વાદ રૂપે જગતને આપ્યા જ કરે તે અબંધ અને અમને જ્ઞાનીને બંધ પડે. પણ તે શાના બંધ પડે ? ત્યારે કહે ખટપટ કરે, લ્યો, વિધિ કરો, જ્ઞાન આપીશું ને ચાલો સત્સંગ કરીએ, તમે આ કરો ને તે કરો ને તમને મોક્ષે લઈ જઈશું વિગેરે આઘાપાછી કરીએ તે નિકાલી ના હોય. તેનો અમને બંધ પડે.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું જ્ઞાનીને બંધ પડે પણ આપ તો આત્મારૂપે જ રહો છો ને આત્મા તો અસંગ છે પછી શું વાંધો ?

**દાદાશ્રી :** આત્મા પોતે જ અસંગ છે, પછી શું વાંધો છે ? પણ તે વ્યવહારથી પણ આવવું જોઈએ. નિશ્ચયથી તો આવી ગયું અમારે. વ્યવહારથી થોડોક જ ભાગ બાકી રહ્યો હોય. અમારે અહીં ભેગા થઈએ એટલું જ, બીજો કોઈ ખાસ વ્યવહાર રહ્યો નહીં. આટલો જ સંગ અમારે. તે આ તો ઊંચો સંગ છે ને ? પણ આયે સંગ કહેવાય. તમારે ઓછા થતા જાય છે સંયોગો, જેમ જેમ નિકાલ થતા જાય છે (તેમ) તેમ.

❖ ❖ ❖ ❖ ❖

## [૬.૨]
## અસંગ ને નિર્લેપ

### આત્માને થયો છે સંયોગ, નથી થયો સંગ

**પ્રશ્નકર્તા :** નિર્લેપ અને અસંગ એ બે ભાવો કહ્યા આપે તો એ સમજાવશો.

**દાદાશ્રી :** અસંગીને સંગ ના અડે ને નિર્લેપીને લેપ ના અડે. લેપાયમાન ના થાય. લેપાયમાન થયો જ નથી. આ પોતે સ્વભાવથી નિર્લેપ જ છે, અસંગ જ છે. કોઈની જોડે સંગ જ થયો નથી. સંયોગ થયો પણ સંગ નથી થયો. સંયોગ છૂટા પડી શકે, પણ જો સંગ થયો હોય તો છૂટો ના પડે. એટલે પોતે અસંગ છે. આ વર્લ્ડમાં કોઈ પણ ચીજ એવી નથી કે જે એને લેપાયમાન કરી શકે અને કોઈ સંગ એવો નથી કે એને સંગમાં લાવી શકે. એ નિર્લેપ અને અસંગ બે વસ્તુ જુદી છે. આટલું બધું કાર્ય કરવા છતાં પોતે અસંગ રહે છે. આટલું બધું સંસારી કાર્ય છતાં પોતે અસંગ જ છે. આટલું બધું કાર્ય લેપાયમાનમાં દેખાય છે, સંસારી ભાવ છે, બધું છે, છતાં નિર્લેપ છે પોતે. એવો આત્મા છે અને એવો આત્મા જ્ઞાનીએ જોયો. તો જ છૂટો પડેને ! નહીં તો લેપાયમાન થયેલો આત્મા શી રીતે છૂટો પડે ?

### અસંગ-નિર્લેપનો ગુહ્ય ફેર સમજાવ્યો જ્ઞાનીએ

**પ્રશ્નકર્તા :** અસંગ ને નિર્લેપમાં શો ફેર ?

**દાદાશ્રી :** નિર્લેપ ને અસંગ બેમાં ફેર. અસંગમાં એમ લાગે કે કો'ક પાછળ અડ્યું છે પણ કોઈ અડ્યું જ ના હોય. વચ્ચે અવકાશ હોય જ ને નિર્લેપમાં તો અડ્યું જ ના હોય. અસંગવાળો તો ફરી ચોંટીય જાય ખરો પણ નિર્લેપવાળાની તો વાત જ જુદી. ક્યારેય લેપાયમાન ન થાય.

**પ્રશ્નકર્તા :** નિર્લેપ અવસ્થામાં એના ડિસ્ચાર્જ કર્મો ઘણા ખરા પૂરા થઈ જ ગયા હોયને ?

**દાદાશ્રી :** હા, કો'ક કો'ક જ રહ્યા હોય.

**પ્રશ્નકર્તા :** નિર્લેપ અવસ્થાવાળાને નિર્લેપનુંય ભાન તો હોયને ?

**દાદાશ્રી :** ના હોય. નિર્લેપપણાનું ભાન હોય તો તો લેપ છે. અમને એ ના રહે. અને અસંગવાળાને સંગનું ભાન રહે. અવસ્થામાં અસંગ તો સાધારણ માણસનેય અમુક અમુક બાબતમાં રહે. આ બાર આનાનો ભોટવો તૂટ્યો હોય તો ઘરમાં કોઈ કશું જ બોલે કરે નહીં, એનું શું કારણ ? એની ડિવેલ્યૂ થઈ ગઈ છે તેથી ને વેલ્યૂવાળી વસ્તુમાં અસંગ રહેવું તે ખરું. આપણું આ વિજ્ઞાન વેલ્યૂએશનવાળી વસ્તુનું ડિવેલ્યૂએશન કરી નાખે છે કે આ વિનાશી છે, તકલાદી છે.

અમે અવસ્થામાં અસંગ હોઈએ ને પાછા નિર્લેપ હોઈએ. અવસ્થામાં નિર્લેપ તે તો જ્ઞાની સિવાય બીજો કોઈ રહી ના શકે. આ અમે જ્ઞાન આપીએ એટલે મહાત્માઓ અસંગ રહી શકે.

અમને આત્મ અનુભવ નિરંતર રહે ને અવસ્થામાં અમે નિર્લેપ રહીએ અને તમને મહાત્માઓને આત્મા બિલીફમાં રહે ને તેથી અવસ્થામાં તમે અસંગ રહી શકો. આ આપણું વિજ્ઞાન શું કહે છે કે તમારે મહાત્માઓને અવસ્થાઓમાં અસંગ રહેવાનું ને ધીમે ધીમે નિર્લેપ થવાશે.

**પ્રશ્નકર્તા :** દાદા, એવું અમારે ક્યારે થશે ?

**દાદાશ્રી :** અમે જે સ્ટેશને પહોંચ્યા છીએ તે સ્ટેશને પહોંચશો એટલે તમારે તેવું થશે. આ પ્રત્યક્ષ પુરાવો જોયોને તમે ? પુસ્તકમાંનું નહીં.

## 'મેં કર્યું' એ ભ્રાંતિરસ ઓગળતા થાય અસંગ

હવે તમે શુદ્ધાત્મા થઈ ગયા એટલે નિર્લેપ પ્રતીતિથી જ થઈ ગયા, અસંગ જ થઈ ગયા. પોતે આ દેહથી અસંગ જ છે. દેહને અડતો નથી. જે દેહને ચોંટેલો હતો ભ્રાંતિથી, તે અમે જ્ઞાન આપીએને, તે દહાડે બેઉ છૂટું પડી ગયું. હવે શેનાથી ચોંટેલો હતો ? ત્યારે કહે, ભ્રાંતિરસથી. એ કહે 'મેં આ કર્યું' કે તરત જ ભ્રાંતિરસ ઉત્પન્ન થયો અને એની મહીં વચ્ચે પડે. એ ભ્રાંતિરસ કોઈ દહાડો ઓછો થાય નહીં. રોજ કારખાનું ચાલુ જ હોય. એટલે ભ્રાંતિરસ અમે ઓગાળી નાખીએ અને છૂટું કરી નાખ્યું. હવે છૂટું કર્યા પછી અસંગ થઈ ગયો. આમ અડેલું છે પણ સંગ નથી. નિરંતર અસંગ રહે છે, અસંગ, નિર્લેપ. એને હવે લેપ અડે નહીં.

**પ્રશ્નકર્તા :** ભ્રાંતિમાં ક્યારે બેસી જવાય એ ખબર નથી પડતી તે શું ?

**દાદાશ્રી :** આ જ્ઞાન આપ્યા પછી તું એક ક્ષણ લેપાયમાન થયો નથી. નિર્લેપ જ રહ્યો છે, અસંગી જ રહ્યો છે. પણ જેમ પરિચય વધતો જશે, ફોડ પડતો જશે, એટલે ભ્રાંતિમાં પડ્યા જ નથી, એ ભાન આવશે. રાતે ઊઠ્યા પછી તરત 'શુદ્ધાત્મા છું'નું લક્ષ આવ્યું તો જગત આખાની વિસ્મૃતિ હતી, નહીં તો રાતે બધા પ્રકારનું ભાન જતું રહે છે. પણ શુદ્ધાત્મા પહેલા યાદ આવ્યો એટલે શુદ્ધાત્માના ભાનમાં આવી ગયા.

## 'હું ચંદુ' નહીં પણ 'હું શુદ્ધાત્મા' તો થયો અસંગ

અસંગ એટલે 'હું શુદ્ધાત્મા', એના સિવાય બીજું ભાન નહીં. પોતે અસંગ એવો શુદ્ધાત્મા છે. હું અસંગ જ છું, નિર્લેપ જ છું. પેલી રોંગ માન્યતા તૂટી ગઈ એટલે ગયું. એ રોંગ માન્યતા હતી. તેથી તો લોક કહે, 'હું અસંગ કેવી રીતે કહેવાઉ ?' એમ ના કહે લોકો ? અને તમને તો પોતાને સમજાય કે આ રોંગ માન્યતા તૂટી. 'હું ચંદુભાઈ છું' એ આપણને બીજા પદમાં ભ્રાંતિ પડી હતી. પણ હવે જેટલું અવળું આરાધન કરેલું, તેટલું ફરી સવળું કરો તો છૂટે. એટલે સવળું થઈ જાય. આ જેટલા અવળે રસ્તે ચાલ્યા એટલા પાછા ફરવું પડે.

'હું શુદ્ધાત્મા છું' તે જ અસંગપણાનું લક્ષ છે. જ્ઞાનનું ફળ વિરતિ છે. અસંગપણું એ જ વિરતિ છે. આત્મા પ્રાપ્ત થાય તો જ સર્વસંગ પરિત્યાગ થાય.

તમને આત્મા આપ્યો છે. તમને પોતાનું સ્વરૂપ, સર્વ સંગથી રહિત માત્ર આત્મા આપ્યો છે. કોઈ સંગ એને અડે નહીં, અને (જો) સંગ અડે તો આત્મા કોઈ દહાડોયે આત્મવત્ થાય નહીં. એ સંગથી અસંગ બનાવ્યા પછી તો આ જ્ઞાન તમને પરિણામ પામ્યું છે. નહીં તો પામે નહીંને ! હવે નિશ્ચયથી અસંગ છો, એટલે અસંગ થઈ ગયા છો, નિશ્ચયથી. વ્યવહારના લોકોય બોલે પણ તે ના ચાલે. તમારે તો અસંગ સ્વરૂપનું લક્ષ રહે છે જાતે. લક્ષ એટલે શું ? આત્મધ્યાન કહેવાય. પહેલું 'હું ચંદુભાઈ છું' એવું ધ્યાન હતું, હવે 'શુદ્ધાત્મા છું' ધ્યાનમાં આવ્યું. આ 'હું શુદ્ધાત્મા છું' ધ્યાનમાં અમુક ભાગ તો ઘણો ખરો શુદ્ધાત્મા ધ્યાનમાં જાય. બહુ ફાઈલો હોય તો જરાક ચૂકી જાય, પણ તોયે ધ્યાનમાં શું છે ? શુદ્ધાત્મા. એ શુક્લધ્યાન છે, અસંગ સ્વરૂપ છે. આથી મોટું પદ વર્લ્ડમાં કોઈ ન હોય. (આ તો) અવિરતિપદ છે. એટલા માટે સાચવવાનું એટલું જ કે આપણે અવિરતિપદમાં આવ્યા છીએ, એટલે આ બધાનો નિકાલ તો કરવો પડશેને ? અમારી આજ્ઞામાં રહે એટલો ઉકેલ થઈ જાય.

## કુસંગમાંય અસંગ, આજ્ઞારૂપી પ્રોટેક્શનથી

**પ્રશ્નકર્તા :** અસંગપદ પામ્યા પછી આજ્ઞાનું મહત્વ કેટલું ?

**દાદાશ્રી :** આ આજ્ઞા એટલે આ રાઈટ બિલીફ ફરી બદલાય નહીં, એના માટે અમે આપેલું પ્રોટેક્શન. (એનાથી) ફરી બિલીફ બદલાઈ ના જાય. આ લોકોનો કુસંગ પુષ્કળ છે, એટલે બિલીફ ફરી બદલાઈ જવાનો સંભવ. જો કુસંગમાં ના રહેતા હોય અને સત્સંગમાં રહેતા હોય, તેને તો પછી બિલીફ બદલાવાનીય નથી, તો એને આજ્ઞાની જરૂર નથી. પણ સત્સંગમાં રહેવાય એવું નથી અને કુસંગમાં રહેવાનું છે એટલે બિલીફ બદલાઈ જાય. એટલે આજ્ઞા પાળો તો પછી એ પ્રોટેક્શન હોય, તો પછી તમારે આ બિલીફ બદલાય જ નહીં. પણ નર્યો આખો દહાડો કુસંગ કુસંગ

કુસંગ કુસંગ. બૈરાં-છોકરાં બધું જ કુસંગ છે. આ જગતમાં જે બધું ચાલે છે, પેપરો-બેપરો બધું, વિચારો-બિચારો બધું કુસંગ છે. એટલે કુસંગોમાં રહી અને અસંગ રહેવું એ અમારી આજ્ઞા સિવાય રહી શકે નહીં.

પૌદ્‌ગલિક સંગને કુસંગ કહે છે. 'આપણે' છીએ જ અસંગ. એનો અનુભવ ના થવા દે એ બધો કુસંગ કહેવાય.

## પૌદ્‌ગલિક વિચારક્રિયાથી શુદ્ધાત્માની દર્શનક્રિયા જુદી

**પ્રશ્નકર્તા :** દાદા, આજે અસંગતા ઉપર મેં વિચાર કરવા માંડ્યો. હું અસંગ છું, શેનાથી અસંગ છું એ બધું મેં જોવા માંડ્યું. આનાથી અસંગ છું, આનાથી અસંગ છું, આનાથી અસંગ છું. હવે એ આત્માના લક્ષે જ આ વિચારધારા છે, પણ આ ક્રિયા છે અને ક્રિયા બંધનરૂપ છે આ ?

**દાદાશ્રી :** એને ને બંધનને લેવાદેવા જ નહીંને ! આ વિચારક્રિયા નહીં, દર્શનક્રિયા છે. શુદ્ધાત્મા વિચારક્રિયાથી બહાર છે. વિચારક્રિયા પુદ્‌ગલમાં છે. શુદ્ધાત્મા નિર્વિચાર છે.

**પ્રશ્નકર્તા :** એટલે આ દર્શનક્રિયા છે ?

**દાદાશ્રી :** દર્શનક્રિયા અને જ્ઞાનક્રિયા. અને વિચારક્રિયા જુદી વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** વિચારક્રિયા તો સંસાર જ બંધાવે.

**દાદાશ્રી :** એ આપણે બંધાયેલો કે ના બંધાયેલો નથી જોવો. એ તો કોઈ સંજોગમાં તેમ નથી હોતું, પણ એ ચારિત્રમોહ હોય. એવું આપણે બહુ ભાંજગડમાં ઊતરવાની જરૂર નહીં.

**પ્રશ્નકર્તા :** અમારે બધા કાર્ય કરવા માટે તો વિચારક્રિયાની જરૂર છે ને ?

**દાદાશ્રી :** એ તો બધું હોય જ. એ તો સંસારની, વ્યવહારની વાત આવી. એ અસંગની વાત કહે છે. મેં તમને કશું વિચારવાનુંય સોંપ્યું નથી. ફક્ત આજ્ઞામાં રહો અને સંસારનો, તમારા વ્યવહારનો, ફાઈલોનો નિકાલ કરો, એટલું જ મેં કહ્યું છે. સરળ ને સીધી વાત છે આ.

## 'હું શુદ્ધાત્મા' એ અસંગભાવ, તેથી ન બંધાય કર્મ

**પ્રશ્નકર્તા :** જ્ઞાન મળ્યા પછી કર્મ ભલે નિર્જરા થાય, તો એ નિકાલ જ કરવાનો રહે, બીજા નવા તો નહીં બંધાયને એમાં ?

**દાદાશ્રી :** 'હું શુદ્ધાત્મા છું' (એ) નિર્લેપભાવ થયો, અસંગભાવ થયો, એટલે નવું કર્મ બંધાય નહીં. હવે ચાર્જ ના થાય નવું. જૂનું ડિસ્ચાર્જ થયા કરે. તમારે મહીં 'હું શુદ્ધાત્મા' ન્હોય ને 'હું ચંદુ' એવું આવી જાય ? એવું આવે એવું નથી. અમે આપેલું છે શુદ્ધાત્મા જ્ઞાન, એ બદલાય એવું નથી. હવે નિર્લેપ, લેપાયમાન ના થાય. સંગ ઉત્પન્ન ના થાય, અસંગ. આની મહીં રહેવા છતાં પોતે અસંગ છે.

## સંગી ક્રિયાઓમાં જાગૃતિથી, 'હું' આત્મારૂપે અસંગ

**પ્રશ્નકર્તા :** જીભનું આકર્ષણ બહુ રહ્યા કરે છે, તેમાં શું ઉપાય રાખવાનો ? એનાથી નવો બંધ તો નહીં પડેને ?

**દાદાશ્રી :** એ આકર્ષણ રહ્યા કરે છે, તેમાં ફક્ત જાગૃતિ રાખવાની છે કે 'મન-વચન-કાયાની તમામ સંગી ક્રિયાઓથી હું તદ્દન અસંગ જ છું.' એ જાગૃતિ રહેવી જોઈએ અને ખરેખર એક્ઝેક્ટલી એમ જ છે. એ બધું પૂરણ-ગલન છે. તમે આ જાગૃતિ રાખો તો તમને બંધ પડતો નથી.

આ ચંદુભાઈ ભજિયાં ખાતા હોય કે રસ-રોટલી ખાતા હોય ને ટેસબંધ ખાતા હોય તો તેમાં અહંકાર છે પણ 'હું' નથી. ક્રિયાઓ બધી જ જડની છે. તેની સાથે આત્માને લેવાદેવા જ નથી. એ દેહની સંગી ક્રિયા કહેવાય અને આપણે મન-વચન-કાયાની તમામ સંગી ક્રિયાઓથી અસંગ છીએ. આ તો ક્રિયા એટલી બધી નજીક થાય છે તે તેમાં એમ ભ્રાંતિ ઊભી થઈ જાય છે કે 'હું જ જમું છું.' પણ ખરેખર તો પોતે ક્યારેય ખાતો જ નથી. ખાતી વખતે મન-વચન-કાયાની સંગી ક્રિયા થાય છે તે ઘડીએ હું ખાતો નથી, હું જુદો છું તે વખતે. સંગી ક્રિયાઓથી હું જુદો, કારણ કે જુદો હોય તો જ જાણી શકે, નહીં તો જુદો ના હોય તો જાણી શકે નહીં.

હવે ચંદુભાઈની પાસે કંઈક કામ થઈ જાય, કરનાર કોણ ? વ્યવસ્થિત, વ્યવસ્થિત તમને અહીંયા પ્રેરણા કરે, અને ચંદુભાઈ બધું કામ કર્યા કરે, તમારે જ્ઞાતા-દ્રષ્ટા રહેવું. હવે, ચંદુભાઈથી કંઈ ખરાબ કામ થઈ ગયું કોઈ જગ્યાએ તો તમને ગભરાટ ના રહેવો જોઈએ. કારણ કે એ તો, વ્યવસ્થિત શક્તિએ કર્યું અને તમે તો શુદ્ધાત્મા છો, શુદ્ધ જ છો. હવે ફરી તમને લેપાયમાન થાય જ નહીં હવે, અસંગ જ છો. તમે શુદ્ધ જ છો, હવે કોઈ પણ સંજોગોમાં કાંઈ પણ ખરાબ ક્રિયા આવી, એક બાજુ ખરાબ ક્રિયા થાય છે. અને તમે શુદ્ધ જ છો. આ ક્રિયાના આજે તમે કર્તા નથી. આ ક્રિયાનું સંચાલન તમારે હાથે થયેલું છે પણ આજે એના કર્તા તમે નથી.

## અજવાળું વધતા થાય નિરંતર અનુભવ અસંગ-નિર્લેપપદનો

**પ્રશ્નકર્તા :** દાદા પણ હવે ઉતાવળ બહુ થાય છે, જલદી પૂરું કરવું છે.

**દાદાશ્રી :** અમે તમને આ જે બોધબીજ આપ્યું છે, તે હવે ધીમે ધીમે બીજ-ત્રીજ થશે. અનંત કાળની અમાસ વીતી ને અજવાળું સહેજ દેખાય, ઝાંખી (થાય) તો એ બોધબીજ છે. તે પછી ત્રીજ થાય, ચોથ થાય અને પછી છેલ્લે પૂનમ થાય. એક ફેરો બીજ ઊગ્યા પછી થાય, ત્યાં સુધી અમાસની અમાસ જ રહ્યા કરે. બીજ ઊગી એટલે આપણને ખાતરી થઈ કે હવે ત્રીજ થવાની. ધીમે ધીમે ત્રીજ થશે એવી તમને ખબર પડશે કે આ હવે અજવાળું વધ્યું. અજવાળું વધે તેમ આ સંસાર અડતો ઓછો થઈ જાય. અત્યારે સ્થૂળ રૂપે અડતો નથી પણ સૂક્ષ્મ રીતે અડ્યા કરે છે હજુ. તેય પણ ઓછો થતો થતો થતો આપણું પદ જે નિર્લેપ જ છે, તે નિર્લેપનો નિરંતર અનુભવ રહ્યા કરે. આપણું પદ જે અસંગ જ છે તે નિરંતર અનુભવ રહ્યા કરે.

## 'હું અસંગ છું' એ છે સંગીનો અસંગ થવાનો પુરુષાર્થ

**પ્રશ્નકર્તા :** આપણે ચરણવિધિ કરતી વખતે બોલીએ છીએ કે 'હું અસંગ છું, હું અરૂપી છું, હું અક્ષય છું, હું અમૂર્ત છું' તો તે બોલીએ તે વખતે એવા ભાવ મહીં ઉત્પન્ન થવા જોઈએ ? તો જ એ બરાબર કહેવાય ને ?

**દાદાશ્રી :** એના ભાવ કરવાની જરૂર નથી, ખાલી બોલવાની જ જરૂર છે.

**પ્રશ્નકર્તા :** બોલવાની જરૂર છે પણ ભાવ થાય તો ?

**દાદાશ્રી :** ભાવ થાય તો વાંધો નહીં. એ છે તો વધારે એ (સારી રીતે) થાય, બાકી એકનું એક જ. એ બોલવાની જરૂર છે ખાલી. આ તો સંગી બોલે છે કે 'અસંગ છું', એટલે અસંગ થવા માટેનો એનો પુરુષાર્થ છે. આત્મા તો નિરંતર અસંગી જ છે.

દહાડામાં પાંચ વખત બોલવું કે 'હું શુદ્ધાત્મા છું, મને કશું અડે નહીં આમાંનું. નિર્લેપ છું, અસંગ છું, કશું અડે નહીં મને' એવું બોલવું.

## અક્રમ વિજ્ઞાન થકી સંસારમાં રહીને પણ અસંગ-નિર્લેપ

હવે આપણે નિર્લેપ છીએ, અસંગ છીએ. કેવું સુંદર જ્ઞાન આપ્યું છે ! આવું સરસ વિજ્ઞાન મળ્યા પછી એક તણખલું પણ તમને અડતું નથી. સંપૂર્ણ નિર્લેપ ને સંપૂર્ણ અસંગ. ચંદુ શું કરે છે, તેને તમે જાણો.

સંસારમાં રહેવાનું, છોકરાં પૈણાવવાના, કામ કરવાનું, અને આમ સંસારમાં રહેવા છતાં અસંગ અને નિર્લેપ રહેવાનું. સંસારમાં રહેવા છતાં કંઈ પણ સ્પર્શે નહીં, નિર્લેપ રહી શકાય, અસંગ રહી શકાય. આ ખાય-પીવે છતાં અસંગ. ખાધેલું અડે નહીં. કારણ કે આ અક્રમ જ્ઞાન છે.

**પ્રશ્નકર્તા :** દાદા, નોકરી-ધંધો હઉ કરાયને ?

**દાદાશ્રી :** ધંધો કરજો તેનો વાંધો નથી, પણ આજ્ઞા અમારી પાળજો. એટલે આમાંથી મુક્ત રહેશો. આ (સંસારનું) કામ થશે અને એમાં નિર્લેપ રહી શકશો, અસંગપણે રહી શકશો. સંગમાં રહેવા છતાં અસંગ રહેશો. આ વિજ્ઞાન છે. અક્રમ વિજ્ઞાન છે આ. દસ લાખ વર્ષે પ્રગટ થાય છે એક ફેરો. તે સંસારમાં રહેવા છતાંય મુક્તિ ભોગવો.

## શુદ્ધાત્મા સ્વભાવ પકડી રાખ્યે થાય અસંગ

મેં તમને જે આત્મા આપ્યો છે, તે અસંગ જ આપ્યો છે. દેહનો

નિરંતર સંગ હોવા છતાં અસંગ જ છે. આત્માને કશું અડતુંય નથી ને નડતુંય નથી. માટે તે રૂપે રહેવું, નિર્લેપ, અસંગ ! અગ્નિનોય સંગ એને અડતો નથી, તો આ દુઃખનો, શરીરનો શી રીતે અડે ? માટે આ એનો સ્વભાવ પકડી રાખવો.

હવે જે આપણે શુદ્ધાત્મા થયા છે, તે શુદ્ધાત્માને કશું અડે એમ જ નથી. એનો નિર્લેપ સ્વભાવ જ છે. સ્વભાવથી અસંગ જ છે. સ્વભાવથી જ છે, તો પછી આપણે વળી એને અસંગ કરાવવા ક્યાં જઈએ ? જે સ્વભાવથી જ અસંગ છે !

જ્ઞાન આપ્યા પછી એક વખત નિર્લેપ થયા પછી લેપાયમાન ના થાય, અસંગ થયા પછી સંગી ના થાય. ડૉક્ટરે કહ્યું હોય કે જમણા હાથે પાણી ના અડાડશો તો પણ અનાદિકાળનો પરિચય તે અડી જાય. તેમ આ અનાદિ કાળના પરિચયે કરીને કંઈક થાય તો બોલવું, અમે નિર્લેપ છીએ, અસંગ છીએ, એટલે અસંગ થઈ જવાય.

તાવ ભલેને આવ્યો તેથી આત્માને કશું થવાનું નથી. સંગમાં રહેવા છતાં પોતે તો અસંગ જ છે. પોતે તો જ્ઞાતા-દ્રષ્ટા, શુદ્ધ ભાવમાં જ છે. જેવો સંગ તેવો રંગ લાગે. આત્મા 'અસંગ' છે. તું 'અસંગ' છે તો તને રંગ અડતો નથી, 'ચંદુભાઈ'ને અડે છે. 'આપણે' તો 'જાણ્યા' કરીએ !

## દેહ એ સંગી ચેતના, જે ભડકાટે કરે અસર

**પ્રશ્નકર્તા :** ગમે તેટલું જ્ઞાન ગોઠવીએ પણ દેહ ઉપર કંઈ આવે તો અસર થઈ જ જાય છે.

**દાદાશ્રી :** કારણ કે આ દેહ સંગી ચેતના છે. સંગી ચેતના એટલે આરોપિત ચેતના. સંગથી પોતે ચેતનભાવને પામેલી છે. એ સંગ કરે છે. આપણે એ સંગને જાણીએ છીએ. આ સંગી ચેતનાએ શું સંગ કર્યો, એના આપણે જાણકાર છીએ.

**પ્રશ્નકર્તા :** એ સંગી ચેતના એટલે નિશ્ચેતન ચેતના ?

**દાદાશ્રી :** હા, નિશ્ચેતન ચેતન, પૌદ્‌ગલિક માયા. જે પૌદ્‌ગલિક,

જે આખું ફિઝિકલ બૉડી છે, એની મહીં ચેતના ભરાઈ ગયેલી છે. પરમાણુ એ પરમાણુમાં એ સંગી ચેતના છે.

આ ડિસ્ચાર્જમાં જે બધું ચેતન રહેલું છે. આ સંગી ચેતના એ ફિઝિકલ બૉડીની છે. આ દેહ એ સંગી ચેતના છે. અને પેલી માનસિક ને વાણીની એ મિશ્ર ચેતના કહેવાય. મિશ્ર ચેતનાનો વાંધો જ્ઞાનીને ના હોય. જ્ઞાનીને બીજી કશી અસર ના કરે પણ આ સંગી ચેતનામાં જરાક વાઢકાપ થાય તો વેશ થઈ પડે. છતાંય રાગ-દ્વેષ ના થાય એ નિશાની. કાપનારની ઉપરેય રાગ-દ્વેષ ના થાય, કપાવનારની ઉપરેય રાગ-દ્વેષ ના થાય. હું અત્યારે અસંગ ચેતન તરીકે જીવું છું. પણ જ્યાં સુધી દેહ છે ને, ત્યાં સુધી દેહની અસર રહ્યા કરે. બહારની, ગાળો ભાંડતો હોય તો તે અસર ના થાય, પણ દેહની અસર તો થાય. દેહ તો વળગેલો, ચોંટેલો છે, એની મહીં ચેતન ઘૂસી ગયેલું છે. તે અમુક ચેતન હતું તે અહંકારનું ચેતન એ બધું મૂળ ચેતનમાં પેસી ગયું અને આ દેહનું ચેતન એ છે તે સંગી ચેતના કહેવાય છે. એ અસર આપ્યા વગર રહે નહીં. એટલે આપણે સમજવું જોઈએ કે અંદર સંગી ચેતના છે ત્યાં સુધી અસર થવાની જ. એટલો સમય આપણે સમજીએ કે એક-બે અવતાર હોય ત્યાં સુધી, પછી હવે ડખો રહ્યો નહીંને ! કર્મ બંધાતા અટક્યા કે ગયું બધું. એટલે બધું ગયું જ છે. વાંધો જ રાખશો નહીં. તમારે વાંધા રાખવા જેવું છે જ નહીં ત્યાં.

હવે સંગી ચેતનાને જોવી હોય તો ક્યાં માલૂમ પડે ? કોઈ કહેશે, મારે જાણવું છે કે સંગી ચેતના શું છે ? તો કોઈ અહીં આગળ વિધિ કરતો હોય અને કંઈ નવી જાતનો અવાજ થાય, તે શરીર ધ્રુજે. આપણને ધ્રુજ્યું એ ખબર પડે. અહીં મને હઉ ખબર પડે. પોતાનેય ખબર પડે પણ પોતે ના ધ્રુજે મહીં. એ સંગી ચેતના જ ધ્રુજે, પોતે ના ધ્રુજે. એટલે સંગી ચેતનાને ઓળખી જવાય. એ ત્યાં ઓળખાય. જે ધ્રુજે છે એ સંગી (ઈફેક્ટિવ) ચેતના. કારણ કે એને આ આવા જોડે સંગ થયો.

**પ્રશ્નકર્તા :** સંગી ચેતનાને સંગ (ઈફેક્ટ) થયો.

**દાદાશ્રી :** આપણને સંગ અડે નહીં.

**પ્રશ્નકર્તા :** આત્માને અડે નહીં.

**દાદાશ્રી :** અસ્પર્શ્ય આત્મા, નિરંતર અસંગ જ રહેનારી ચીજ. અને આ ભડકે છે એ સંગી ચેતના છે, મૂળ ચેતના નથી. એટલે સંગી ચેતનાને આપણે શું કહીએ છીએ ? કે અનાત્મા (પાવર ચેતના). આ આપણી શોધખોળ.

## સંગી ચેતના એ છે ડિસ્ચાર્જ ચેતના

**પ્રશ્નકર્તા :** સંગી ચેતના કોના આધારે, આત્મા કે જીવ ?

**દાદાશ્રી :** સંગી ચેતના જીવના આધારે છે. એટલે જીવ જ્યાં સુધી જીવે ત્યાં સુધી સંગી ચેતના રહે.

**પ્રશ્નકર્તા :** એ સંગી ચેતના ક્યારેક કામ કરતી બંધ થઈ જાય એવું બને ખરું ?

**દાદાશ્રી :** ના, એવું બને નહીં. સંગી ચેતના તો નિરંતર કામ કર્યા જ કરે છે. જ્યારે બેભાનપણું થાય ત્યારે એ કામ ના કરે. બેભાનપણું થાય ત્યારે તો બધી ચેતનાઓ જ બંધ થઈ જાય છે, એ ચેતનાઓ ઉપર આવરણ આવી જાય છે.

શરીરમાં સંગી ચેતના એ ડિસ્ચાર્જ ભય ભરેલો છે. તે ડિસ્ચાર્જ થાય કે ભય ઉત્પન્ન થયા વગર રહે નહીં. અંગમાં રહેલી ચેતના છે, એ સાચી ચેતના નથી. એ ચેતના તો મિક્ષ્ચરસ્વરૂપે છે. સાચી ચેતના તો કોઈ દિવસ મિક્ષ્ચર થાયેય નહીં. આ તો બિલીફથી ઉત્પન્ન થયેલી છે. એ સંગી ચેતના પાછી અમુક જાતનો અવાજ થયો હોયને, તો એય (વિધિ કરતા મહાત્મા) ના ભડકે, હુંય ના ભડકું. કેટલાક ફેરા અમુક જાતના અવાજ થાય છે, તેમાં એ ભડકે તો હું ના ભડકું. એ બધું અમે માપ કાઢ્યા કરીએ.

## અજ્ઞાનથી ભય, સંગી ચેતનાથી ભડકાટ

**પ્રશ્નકર્તા :** ભડકાટ એટલે શું ?

**દાદાશ્રી :** આત્માની અજ્ઞાનતાથી ભય રહે છે અને સંગી ચેતનાથી

ભડકાટ રહે છે. ભડકાટ-ફફડાટ એ સંગી ચેતનાનો ગુણ છે. ભડકાટ દેહનો ગુણ છે. એટલે એક રમકડાંમાં ચાવી આપી હોય, તે જેવી ચાવી આપી હોય તેવું જ રમકડું ચાલે. એનો મૂળ ગુણ નથી. તેવી રીતે દેહમાં ભડકાટ વણાઈ ગયેલો છે. એટલે આપણે ના કરવો હોય તોય થઈ જાય છે. અહીંયા કોઈ ભડાકો કરે તો આપણી આંખ આમ બંધ ના થવા દેવી હોય તો થઈ જાય, એવો એ ભડકાટ છે. તે જ્ઞાન આપ્યા પછી ભડકાટ રહે અને અજ્ઞાન હોય તો ભય રહે. ભય અજ્ઞાનથી છે.

આ જગતને ભય રહે છે, તે અજ્ઞાનનો ભય છે. અજ્ઞાનનો ભય ગયો એટલે ભય રહ્યો નહીં, ભડકાટ રહ્યો.

જે અવાજ ના સાંભળ્યો હોયને એ અવાજ સાંભળે એટલે ભડકે. અને જે અવાજનો પરિચય થઈ જાય, પછી એનાથી ના ભડકે.

**પ્રશ્નકર્તા :** પરિચય થઈ ગયા પછી ના ભડકે ?

**દાદાશ્રી :** પછી ના ભડકે. પણ જે અવાજ તમે પહેલા સાંભળ્યો નથીને, એ ગણકારો કે ના ગણકારો તોય દેહ ધ્રુજ્યા વગર રહે નહીં.

## સઘળી ક્રિયા સંગી ચેતનાની, ન રહ્યો હવે પોતે ગુનેગાર

આ કોઈ માણસ કોઈને ધોલ મારતો હોય ત્યારે આત્મા અસંગ જ છે. આ તો સંગી ચેતનાથી એમ લાગે છે કે પોતે મારે છે, પણ ખરેખર તો પોતે અસંગ જ છે. ચાર્જ થયેલી બૅટરી ડિસ્ચાર્જ થાય તો પ્રકાશ આપીને જાય, તેમ આ સંગી ચેતનાનું છે. એ ડિસ્ચાર્જ થાય છે.

પાંચ હજાર રૂપિયા ગયા અને પછી મોઢું ઊતરી જાય. મોઢું ભલે ઊતરી જાય, પણ આ અંદર ના ઊતરે તોય આપણે જાણીએ કે આ સાચું છે. મોઢું જો ઊતરી જાય એ તો સંગી ચેતના છે. તે (મોઢું) ઊતરી જાય તેને અમે ના જોઈએ. અમે અંદર કેમનું છે એ જોઈ લઈએ. અંદર કશું ના થયું હોય પણ. આ ભાત ઊતરી જાય છે, ખીચડી ઊતરી જાય છે તો કંઈ આ મોઢું ઊતરી ગયા વગર રહે કે ? ઊતરી ના જાય ? પણ કેટલાકને નાય ઊતરે, હોં ! આ જ્ઞાનના બળ ઉપર આધાર રાખે છે.

કેટલાકને ના ઊતરે અને કોઈને ઊતરે. તેથી કંઈ એનો ગુનો નથી, પણ અંદર નથી ઊતર્યો. કારણ કે આ જે ચેતના છે ને, એ સંગી ચેતના કહેવાય છે. પણ હવે એ શાનો સંગી થાય ? અસંગીનો સંગી. અસંગ છે એનો આ સંગી.

## વિષય એ સંગી ચેતના, તેનાથી 'હું જુદો' કહ્યું અક્રમમાં

ક્રમિક માર્ગમાં તો એમ કહે કે આપણે સંસારી છીએ, મોક્ષ શી રીતે થાય ? આપણે તો સમકિતેય ના થાય. એ સ્ત્રી રહી, છોકરાં રહ્યા, વિષયો રહ્યા. એ તો કહે સાહેબ, હું તો સ્ત્રી પૈણેલો. આ તો મેં (વિષય) ભોગવ્યો ત્યારે આ શું કહે છે ? એ બધી સંગી ચેતના છે, તેનાથી 'હું' જુદો છું. એટલે શું થઈ રહ્યું છે એને તું જાણ. તે પણ આ આપણું અક્રમ વિજ્ઞાન જ એક આટલું કરી શકે. બીજે બધે પેલા રસ્તે ના કરી શકે. એટલે બીજે એમણે છોડવું જ પડે. એટલે આપણે છૂટ આપેલી. અને ડિસ્ચાર્જ છે એટલું જ થશે, બીજું થવાનું નથી. એને (ચાર્જ) બંધ કરી દીધું. નહીં તો સ્ત્રીસંગ હોય ને મોક્ષ થાય, એ બે સાથે ના બને. આ જગત આખું સંગવાળું છે.

લોકોએ ડરીને એમ કહ્યું, કે આ વિષયથી જ બંધન છે, તે અમારો જોયેલો આત્મા જુદી જાતનો જોયો છે, અસંગ જ છે. તેથી તો અમે કહ્યું છે, 'મન-વચન-કાયાની તમામ સંગી ક્રિયાઓથી હું તદ્દન અસંગ જ છું' એટલું ભાન રહેવું જોઈએ. આપણે જે છીએ તે ભાન રહેવું જોઈએ.

## જ્ઞાનદૃષ્ટિએ વિષયને પણ ગણ્યો નોકષાય

આ સંગી ક્રિયા છે એમાં ખરેખર આત્મા છે જ ક્યાં ? આ લોકોને સમજાયું નથી. તે આ મેં મારા વિજ્ઞાનમાં શું શોધખોળ કરી છે ? મન-વચન-કાયાની તમામ સંગી ક્રિયામાં હું તદ્દન અસંગ જ છું. જે આ જ્ઞાન હાજર રાખે, એટલે 'અસંગ જ છું' એવું એ જ્ઞાન હાજર રાખીને જો કરતો હોય તો વાંધો નથી અને ખરેખર અસંગ જ છે. હું જાતે જોઈને બોલ્યો છું.

આ બધે અસંગ છે એવું આ જગત સમજે નહીંને ! સમજવાનુંય નથી ક્યારેય. નહીં તો આવી જવાબદારી કોઈ લેતું હશે કે ? સ્ત્રી (પત્ની)

સાથેની જવાબદારી ? જવાબદારી તો ના લે પણ આ પરિણામ બદલાય નહીંને ! પરિણામ બદલાય છે તે જોયું છે ને આપણે ?

**પ્રશ્નકર્તા :** હા, બદલાય છે.

**દાદાશ્રી :** કેવડી મોટી જોખમદારી આ ! વિષય તો સંયોગ કરે છે એ જોયા કરવાનું અને એકવાર મનમાંથી નીકળી ગયું. તે ભાવમાંથી નીકળી ગયુંને કે તે મારું સ્વરૂપ નહોય ને મારે જરૂરેય નથી.

'મન-વચન-કાયાની તમામ સંગી ક્રિયાઓથી હું તદ્દન અસંગ જ છું.' આ જ્ઞાન તમને હાજર રહ્યું તો સંગી ક્રિયાય કોઈ નડે એવી નથી. એક્ઝેક્ટલી છે, આ વિજ્ઞાન છે. આ તો તમને યાદ રહ્યુંને એટલે, નહીં તો તો સ્ત્રી સાથે કંઈ આ જ્ઞાન અપાતું હશે ? સ્ત્રી સાથે તો નવમું ગુંઠાણું ઓળંગે નહીં. તે તમારે પણ વ્યવહારથી તો નવમું ઓળંગાય જ નહીં. જ્યાં સુધી સ્ત્રીનો પરિગ્રહ બંધ ના થાય, ત્યાં સુધી વ્યવહાર તમારો નવની ઉપર ના ચડે. આમ બારમું પેલું (નિશ્ચયથી) રહે છે. મહીં અંદર શાંતિ રહે છે, ઠંડક રહે છે. હવે કર્મ બંધાશે નહીં.

હવે જગત આ ના સમજે અને કહે છે, વિષય થઈ ગયો, ચોંટી ગયું. એ અજ્ઞાન ચોંટે છે. અજ્ઞાની વિષય ન કરે તોય ચોંટે વિષયથી અને (આપણા જ્ઞાન પામેલા) જ્ઞાની વિષય કરે તોય ના ચોંટે. જ્ઞાનીઓને માટે એ બધું જુદી જાતનું છે, એ નિર્જરાનું કારણ છે. અજ્ઞાનીને વિષય બંધનું કારણ છે અને જ્ઞાનીને વિષય નિર્જરાનું કારણ થાય છે. માટે એને નોકષાયમાં ગણવું પડશે. નોકષાય એટલે નહીં જેવા કષાય, નહીંવત્. કારણ કે એને એમાં પરાણે પડવું પડે છે. જેમ ગાડીમાંથી પડી જાય, એવી રીતે કરવું પડે છે. ગાડીમાંથી જાણીજોઈને કોઈ પડતું હશે ? ભય છે ને, એને પણ નોકષાય કહ્યો. કારણ કે ભય લાગે ને શરીર ધ્રૂજી જાય. પણ એ સંગી ચેતનાનો ભય છે, આત્માનો ભય નથી. એવું વિષય એ સંગી ચેતનાનું છે.

## સ્ત્રી સંગમાં છે આત્મા અસંગ, પણ થયો શોખ તો જોખમ

આ આત્મા મન-વચન-કાયાની તમામ સંગી ક્રિયાઓથી અસંગ જ

છે. ફક્ત સંગી ક્રિયાઓનો જાણકાર છે. હવે સ્ત્રી (હોવા) છતાં આ જ્ઞાન આપીએ છીએ. સ્ત્રી હોય છે એમને એમ કહેતા નથી કે સ્ત્રીને તમે કાઢી મેલો. પણ સ્ત્રીની જોડે સહવાસ તમારે કેટલો રાખવાનો ? કે તાવ આવ્યો હોય તો જ દવા પીએ, એના જેવો જ રાખવાનો, નહિતર સ્ત્રીની જોડે સહવાસ રાખવાનો નહીં.

**પ્રશ્નકર્તા :** પણ તાવ તો આવ્યા વગર રહે નહીંને ? શરીર છે એટલે આવે, આત્માને ન આવે.

**દાદાશ્રી :** નહીં, એનો અર્થ હું જુદું કહેવા માગું છું. હવે આ બધાને શાથી થોડું થોડું અટકાવું છું એમાં, વિષયમાં ? આ સ્ત્રીની જોડે જે સહવાસ છે પુરુષનો, તે એને જે શોખની ખાતર કરે છે તે નહીં, પણ તમારે તે તાવ ચઢ્યો હોયને જેમ દવા પીએ એવી રીતે તમને મહીં સહન ન થાય, સ્ત્રીને સહન ન થાય અને તમે પીઓ તો જવાબદારી તમારી નથી. અને તમે જો શોખની ખાતર પીઓ તો તમારી જોખમદારી છે. કારણ કે આત્મા બ્રહ્મચારી જ છે પોતે. તમે નક્કી કરો કે મારે નથી ભોગવવું, એટલે છૂટા થઈ જાવ છો.

એક ક્ષણવાર પણ સંસારનો સંબંધ રાખવા જેવો નથી, ત્યાં નિરંતર પડી રહેવું પડે છે. નાછૂટકે. શું કરે ? મનમાં એમ જ લાગવું જોઈએ કે આ ફસાઈ ગયો છું.

## વિષયોમાં આત્મા અસંગ, પણ દુરુપયોગે ન પાડે ફોડ તીર્થંકર

મેં તમને આત્મા આપ્યો છે એ અસંગ અને નિર્લેપ આપેલો છે. ક્યારેય પણ સંગવાળો ન થાય, ક્યારેય પણ લેપાયમાન ના થાય. કાયમ નિર્લેપ જ રહી શકે તેમ છે, અસંગ જ રહી શકે એમ છે. મન-વચન-કાયાના સંગમાં અસંગ રહી શકે એમ છે. ભરત રાજાને ઋષભદેવ ભગવાને જે જ્ઞાન આપ્યું'તું, તેરસો રાણીઓમાં રહેવાનું હતું એટલે. તે જ્ઞાન મેં તમને 'અક્રમ વિજ્ઞાન' આપ્યું છે. આ આખું વિજ્ઞાન છે ! આ તો સાયન્ટિફિક !

આ અમે જે આત્મા આપીએ છીએ, તે નિર્લેપ ને અસંગ જ આપીએ છીએ. ત્યારે કહે, સ્ત્રીઓ સાથે શી રીતે આત્મા અસંગ રહી

શકે ? ત્યારે કહે છે, કે એ આત્મા વિષયથી જુદો છે, બધાથી જુદો છે. આત્મા સૂક્ષ્મ છે બિલકુલ, અને આ જે વિષયો છે તે સ્થૂળ સ્વભાવના છે. બેઉને કોઈ દહાડોય મેળ પડ્યો નથી. એ જ્ઞાની પુરુષ જાણે, પણ એ ફોડ પાડે નહીં. તીર્થંકરો ફોડ પાડે નહીં. તીર્થંકરો જો ફોડ પાડેને, તો લોકો દુરુપયોગ કરે. અમે ફોડ પાડીએ તે ગુપ્ત રીતે, આટલામાં જ અમુક જ માણસો માટે. નહીં તો પછી એનો દુરુપયોગ ચાલે. સૂક્ષ્મ સ્વભાવનો છે, હવે કશો વાંધો નથી. તે ભૂત પેઠું પાછું !

આપણે તો પોલીસવાળો પકડે અને તમે માંસાહાર ના કરતા હોય તોય તમને ત્રણ દહાડાથી ખાવાનું ના આપે ને કહેશે, માંસાહાર કરો. તો એ માંસાહાર કરવું પડે, તો તે તમને ગુનેગાર તરીકે નોંધવામાં ના આવે. કારણ કે પોલીસવાળાના આધારે તમારે કરવું પડે છે. એવું કર્મોના દબાણથી આ ક્રિયા થયા કરે છે. તેમાં આ સ્થૂળ ક્રિયા છે, તમે સૂક્ષ્મ છો, પણ જો આ જ્ઞાન તમારા મનમાં રહે કે આત્માને કશું અડતું જ નથી, તો ઊંધું કરી નાખે. એટલે અમે આવું બહાર ના પાડીએ કે આત્મા સૂક્ષ્મ સ્વભાવી છે. વિષયોથી ડરો એમ કહીએ. વિષયો એ વિષ નથી, પણ નીડરતા એ વિષ છે. નીડરતા, મને કંઈ વાંધો નથી હવે, એ સંપૂર્ણ જ્ઞાની થયા પછી, એને અનુભવ જ્ઞાન થાય ત્યાર પછી. આ તો અમે તમને ફોડ પાડવા સમજણ પાડીએ.

આત્મા કોઈ વસ્તુને સ્પર્શ કરે એવો છે જ નહીં, અસ્પર્શ્ય છે. એ નિર્લેપ જ છે, કાયમને માટે અસંગ જ છે, પણ એ સમજમાં બેસ્યા વગર કામ ના લાગે. એ પૂરેપૂરું સમજી લેવું જોઈએ.

## શુદ્ધાત્માપદ : અસંગ - નિર્લેપ - નિઃશંક

હવે તમારું શુદ્ધાત્માપદ ક્યારેય લેપાયમાન ના થાય એવું છે, ને ચંચળતા અડે નહીં. કારણ કે લક્ષ બેઠું છે. નિર્લેપ, અચળ આત્મા પ્રાપ્ત થાય તો જ લક્ષ બેસે, બાકી એમ ને એમ બોલે તો કશું વળે નહીં.

આ આપણું સાયન્સ છે ને, તેથી આપણે એમ કહીએ છીએને કે હવે તું શુદ્ધાત્મા છું અને સંસારમાં રહ્યો છું, તેની શંકા ના કરીશ. કારણ

કે મેં જે તને આપ્યો છે એ શુદ્ધાત્મા કેવો છે ? વીતરાગોએ જોયો છે, જાણ્યો છે, અનુભવ્યો છે, જે કેવળજ્ઞાન સ્વરૂપ છે, જે હું અનુભવી રહ્યો છું અને એ જ મેં તને આપ્યો છે. અને તને આપ્યો છે તે કેવો છે ? ત્યારે કહે છે, મન-વચન-કાયાની તમામ સંગી ક્રિયાઓથી તદ્દન અસંગ છે, બિલકુલ નિરાળો એવો આત્મા છે.

હું શુદ્ધાત્મા એટલે શુદ્ધ જ. મને લેપ અડે જ નહીં. સંગ અડે જ નહીં એવો અસંગ. માટે શંકામાં પડશો નહીં કે મને સંગ અડ્યો છે. કારણ કે અસંગીને સંગ કેમ અડે ? છતાં શંકા ઉત્પન્ન થઈ તો ભગવાન શું કહે છે ? તને શંકા પડી એ જ બતાવે છે કે આત્મા હાજર છે. માટે તું નિઃશંક જ છું. એવું આ અવિરોધાભાસ, વીતરાગી વિજ્ઞાન છે.

## માર ખાતા જ પોતે પેસે શુદ્ધાત્માની ગુફામાં

**પ્રશ્નકર્તા :** અમે દેહના સંગથી અસંગ થયા, તો દેહના કર્મો કેટલા ભોગવવા પડે ?

**દાદાશ્રી :** દેહનો સંગ તો તીર્થંકરોનેય રહે. એમનેય (મહાવીર ભગવાનને) કાનમાં ખીલા ખોસાયા તેય વેદવા પડ્યા, એય હિસાબ છે. દેહનું આયુષ્યકર્મ હોય તે પૂરું કરવું પડે, પછી મોક્ષે જવાય. દેહમાં રહેવા છતાંય અસંગ અને નિર્લેપ રહેવાય એવું વીતરાગોનું વિજ્ઞાન છે !

**પ્રશ્નકર્તા :** દાદા, તો જ્યાં સુધી શરીરની અસર અહંકારને લાગે ત્યાં સુધી એ જેટલું છૂટું પડવું જોઈએ એટલું છૂટું પડ્યું નથી, એ એક થર્મોમિટર (માપદંડ) ખરુંને ?

**દાદાશ્રી :** અહંકાર આમાં છે જ ક્યાં તે ? આ તો મરેલો અહંકાર. મરેલા અહંકારની મૂછો ના હાલે ? પવનથી મૂછો હાલે એ જીવતો કહેવાય નહીં, મરેલો અહંકાર છે.

**પ્રશ્નકર્તા :** મરેલો ખરો પણ શરીરની અસરો એને અનુભવમાં તો આવેને ? આજે મને કોઈ લપડાક મારે તો મને અનુભવમાં તો આવેને કે મને કોઈએ માર્યું.

**દાદાશ્રી :** ના, એને ક્યાં વાગવાનું ?

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મારૂપે જ્યારે વિચાર કરું ત્યારે ન વાગે એ બરાબર છે, પણ જે વાગે છે તે કોને વાગે છે ?

**દાદાશ્રી :** ચંદુભાઈને તો વાગે જ ને ! તમે તે ઘડીએ ચંદુભાઈ થઈ જાવ તો વાગે, (શુદ્ધાત્માની) ગુફામાંથી બહાર નીકળો તો ! લોક મારે, પણ મારે ત્યારે શુદ્ધાત્મા થઈ જાવ. માર ખાતા પહેલા તમે ચંદુભાઈ થઈ ગયા હો, પણ માર ખાતી વખતે તમે શુદ્ધાત્મા થઈ જાવ. તે ઘડીએ ગુફામાં પેસી જાવ. 'માર ખાવો પડ્યોને હમણે' કહીએ, ચંદુભાઈને.

## લાલચ ગઈ કે રહે શુદ્ધાત્માની ગુફામાં

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ ગુફામાં કાયમ રહેવાય એવી કોઈ અવસ્થા ના હોય ?

**દાદાશ્રી :** ખરીને, પણ તમને જ્યાં સુધી હજુ આ લાલચો છે ને, ત્યાં સુધી એવી અવસ્થા કેમ આવે ? આ લાલચો છે. જેને કંઈ પણ લાલચ ના હોય તે ગુફામાં રહી શકે અને લાલચુને ગુફા કોઈ દહાડો આવે જ નહીં. લાલચ શાની કરવાની ? મહીં આવું ભયંકર સુખ, પાર વગરનું સુખ મહીં !

## અસંગ જ્ઞાને ના વેદે, જાણે સર્વ જ્ઞેયને

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, જે એ ગુફામાં સ્થિર થઈ ગયો, એને શરીરની કોઈ પણ સ્થિતિમાં કોઈ રીતે કોઈ અસર જ ન હોય ?

**દાદાશ્રી :** બધી સ્થિતિને એ જાણ્યા જ કરે. એનો જાણવાનો જ ધર્મ અને અસર થાય એટલો વેદવાનો ધર્મ એનો પોતાનો નથી. એટલે આમાં ને આમાં, દહીંમાં ને દૂધમાં બેઉ જગ્યાએ પગ હોય તે ઘડીએ વેદવું કહેવાય અને એકલો દૂધમાં પગ હોય ત્યારે જાણ્યું કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, શરીરમાં હોવા છતાંય એવી સ્થિતિ આવે ખરી ?

**દાદાશ્રી :** હા આવે, અમે એટલે સુધી કહ્યું છે કે આટલું બધું જોવાથી, આટલું બધું જાણવાથી પણ સંગ જ નથી એને. સંગ એટલે જ્ઞેય જેટલું જોયું કે આ અડ્યું છે, આ અડ્યું છે પણ એ સંગથી આપણે અસંગ છીએ. આટલી બધી સંગી ક્રિયાઓ, બધું આખું જગત ચાલી રહ્યું છે પણ તેમાંય 'હું અસંગ છું' કહ્યું ત્યારથી ના સમજ્યા તમે ? આ જોખમવાળું વાક્ય વેદાંતમાં પણ ના હોય, કોઈ શાસ્ત્રમાં ના હોય.

આ જ્ઞાન એવું છે કે કોઈ પણ સંયોગો ઊભા થાય તો પણ કોઈ પણ સંયોગો તમોને અડે તો શું, પણ સ્પર્શ સરખોય ના થાય. સર્વ સમાધાનકારી આ જ્ઞાન છે.

## અસંગ વૃત્તિ અનુભવાય સામાયિકથી

મન-વચન-કાયાની તમામ સંગી ક્રિયાઓથી હું તદ્દન અસંગ જ છું. હવે સંગી ક્રિયાઓમાં અસંગ રહેવું એ કેટલી જાગૃતિ જોઈએ ?

**પ્રશ્નકર્તા :** જબરજસ્ત જાગૃતિ જોઈએ.

**દાદાશ્રી :** રોજ ત્રણ સામાયિક કરે ત્યારે સંગી ક્રિયામાં આમ એ અસંગ વૃત્તિ અનુભવે, નહીં તો સંગ જ થઈ જાય. હવે આપણા કેટલાક તો મહીં એકાદ કરતા હશે વખતે પણ બહુ નહીંને ? એટલે જ અમે કહીએ છીએ કે ચેતો ! રોજ ત્રણ સામાયિક તો કરવી જ જોઈએ. 'પોતે છૂટો જ છું' એવું ભાન રહેવું જ જોઈએ ત્રણ કલાક, તો અસંગ વૃત્તિ થાય. નહીં તો જોઈન્ટ (ભેગું) થઈ જાય પાછું. હું શુદ્ધાત્મા છું, શુદ્ધાત્મા છું એકલું કરે કંઈ વળે નહીં. અસંગ વૃત્તિ ના જોઈએ ?

**પ્રશ્નકર્તા :** જોઈએ.

**દાદાશ્રી :** મન-વચન-કાયાની તમામ સંગી ક્રિયાઓથી 'હું' તદ્દન અસંગ છે. છે જ અસંગ, પણ પેલા ભાસ્યમાન પરિણામ ફેરવી નાખે છે એને.

**પ્રશ્નકર્તા :** એને અનુભવમાં આવવું જોઈએ ?

**દાદાશ્રી :** અનુભવમાં આવવું જોઈએ અને નબળાઈઓ જવી

જોઈએ. નબળાઈઓ ક્યારે જાય, કે પોતે કંઈક સામાયિક કરતા હોય તો જાય. એટલે વાત જો સમજે તો બહુ ઊંચી છે. જો આટલાથી જ, હજુ કશું નથી કરતો તે પહેલા આટલું બધું મળી ગયું છે, તો જો કરે તો કેવી દશા ઉત્પન્ન થાય !

## અસંગતા એ આંશિક મુક્તિ, વીતરાગતા એ કાયમી મુક્તિ

**પ્રશ્નકર્તા :** આપે જે વાત કરી હતી કે વીતરાગતાનું ફળ મુક્તિ છે, તો એનો અર્થ એવો થયો કે અસંગતાનું ફળ પણ મુક્તિ છે ?

**દાદાશ્રી :** અસંગતા તો એક મિનિટ હોય, તો એક મિનિટની મુક્તિ. બે મિનિટ હોય તો બે મિનિટની, વીતરાગને તો કાયમની મુક્તિ.

**પ્રશ્નકર્તા :** એટલે વીતરાગને કાયમની મુક્તિ હોય ને પેલાને જેટલો સમય અસંગ રહે એટલો સમય જ મુક્તિ હોય ?

**દાદાશ્રી :** હા, અને સંગથી આ બંધન. આ સંયોગોના સંગથી બંધન ને સંયોગોથી અસંગ એનું નામ 'મુક્તિ.'

## જ્ઞાનીનું સમ્યક્ ચારિત્ર, અસંગ-નિર્લેપ

**પ્રશ્નકર્તા :** સમ્યક્ દર્શન થયું, પછી સમ્યક્ જ્ઞાન અને સમ્યક્ ચારિત્રની પ્રાપ્તિ થાય ?

**દાદાશ્રી :** હા, દર્શન થઈ ગયું. દર્શન પછી અનુભવ થવા માંડે. પ્રતીતિ છે એવા, 'આત્મામાં સુખ છે' એવા તમને અનુભવ થવા માંડે. કો'ક દહાડો આટલા અંશ, કો'ક દહાડા આટલા અંશ પણ અનુભવ થતા થતા અનુભવની પોટલી ભેગી થતી જાય.

**પ્રશ્નકર્તા :** અનુભવની પોટલી ?

**દાદાશ્રી :** તને પછી અનુભવ થાય છે ને ? એમાં ખરેખર સુખ છે એવું થાય છે ને ? તે એટલું એ પોટલીમાં ભેગું કર્યું. એમ કરતા કરતા પોટલી ભેગી થાય. આખી પોટલી પૂરી થઈ જાય, એટલે સમ્યક્ જ્ઞાન પૂરું થઈ ગયું કહેવાય. સમ્યક્ જ્ઞાનના અંશો ભેગા થાય છે.

**પ્રશ્નકર્તા :** સમ્યક્ જ્ઞાનના અંશો ભેગા થાય છે ?

**દાદાશ્રી :** અનુભૂતિની પોટલી અને અનુભૂતિ, એ બે થયા પછી સમ્યક્ ચારિત્ર શરૂ થઈ જાય છે. જે ચારિત્ર નિર્લેપ હોય, અસંગ જ હોય તે આત્માનું ચારિત્ર. સમ્યક્ ચારિત્ર અસંગ હોય, નિર્લેપ હોય. એ એમાં અમે એકલા જ હોઈએ. તે અમુક જ ટાઈમ, વધારે ટાઈમ નહીં. પણ અમે જોયેલું એટલે અનુભવેલું, એટલે અમે તમને કહી શકીએ ખરા કે સમ્યક્ ચારિત્ર શું છે ! વીતરાગો કયા ચારિત્રમાં વર્તતા, તે અમે તમને કહી શકીએ. સમજાવી શકીએ પણ તમને પહોંચે નહીં, કારણ કે એના માટે શબ્દો નથી. અમે જે કહેવા માગીએ છીએ, એના માટે શબ્દો નથી. એટલે જેટલા શબ્દોથી સમજાવાય એટલું સમજાવીએ. બાકી આ સમ્યક્ જ્ઞાનના માટે શબ્દો છે, ચારિત્ર માટે શબ્દો નથી.

## છેલ્લા સ્ટેશનો, અસંગ અને નિર્લેપ

આ 'હું શુદ્ધાત્મા છું' એ મોટામાં મોટું પદ તમને મળ્યું છે પણ હવે સંપૂર્ણ નિર્લેપ અને સંપૂર્ણ અસંગ થવાનું છે. આ નિર્લેપતા અને અસંગતા, આ બે છેલ્લામાં છેલ્લા સ્ટેશન છે.

❖ ❖ ❖ ❖ ❖

# [૭]
# નિર્લેપ-અલિપ્ત

## [૭.૧]
## આત્મા સદા નિર્લેપ જ

### પ્રકાશસ્વરૂપ આત્મા નિર્લેપ-અસંગ, શરીરથી

**પ્રશ્નકર્તા :** આત્મા નિરંતર હોય, નિર્લેપ હોય, તો પછી એને આ શરીરની સાથે કેમ રહેવું પડે છે ?

**દાદાશ્રી :** હા, છે જ ને નિરંતર. તમારો આત્મા છે તે નિર્લેપ જ છે. બધાનો આત્મા, જીવ માત્રનો આત્મા નિર્લેપ જ છે. અને આ (શરીર) થયું છે તે વૈજ્ઞાનિક અસર છે.

**પ્રશ્નકર્તા :** તો પછી શરીરને ને આત્માને શું સંબંધ રહે ?

**દાદાશ્રી :** શરીરને ને આત્માને કોઈ સંબંધ જ નથી. આ દેહમાં આત્મા તદ્દન જુદો જ છે. જેમ પાણીમાં તેલ રેડીએ ને જુદું હોયને, તેવો નિર્લેપ છે. તમે સાધારણ જુઓને, (તમારા) હાથ ઉપર પ્રકાશ પડવા દો, તો એ પ્રકાશ નિર્લેપ રહે છે કે લેપાયમાન થાય છે ? આ દીવાનું અજવાળું છે તે હાથ ઉપર નિર્લેપ થાય છે કે લેપાયમાન થાય છે ?

**પ્રશ્નકર્તા :** નિર્લેપ, લેપાયમાન નહીં થાય.

**દાદાશ્રી :** એવી રીતે જ છે આ બધું. આત્મા પ્રકાશસ્વરૂપ જ છે, બીજું કશું છે નહીં. આત્મામાં મિક્ષ્ચરપણું હોય જ નહીં. આત્મા સ્વતંત્ર વસ્તુ ને સ્વાભાવિક વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** આત્મા કયા પ્રકાશે કરીને એ જોડે ને જોડે રહે છે, પણ એને અડતું નથી ?

**દાદાશ્રી :** નિર્લેપતા નામના ગુણથી. નિર્લેપતા અને અસંગતા એ બે એના ગુણોને લઈ કશુંય એને લાગે નહીં. બે મોટા ગુણો, નિર્લેપતા અને અસંગતા. અસંગતા એટલે અડીને બેસે તોય સંગ નહીં અને નિર્લેપતા એટલે કે ગમે તેવું રૂપાળું-રમણીય દેખાય તો પણ ચોંટે નહીં. બે ગુણો છે પોતાના.

## જ્ઞાનીના વિજ્ઞાનથી રહેવાય જળકમળવત્ સંસારે

**પ્રશ્નકર્તા :** સંસારમાં રહીને, સંસારની ફરજો બજાવતા બજાવતા પણ નિર્લેપતાથી, અસંગતાથી કેવી રીતે રહી શકાય ?

**દાદાશ્રી :** એ જ, (જ્ઞાન) જ્ઞાની પુરુષની પાસે હોયને ! જ્ઞાની પુરુષની પાસે વિજ્ઞાન એવું હોય, તે વિજ્ઞાનથી થઈ શકે. પછી એનાથી સંસારનુંય થઈ શકે અને આત્માનુંય થઈ શકે.

હું તમારી સાથે વાતચીત કરી શકું છું, એટલે સંસારમાંય રહી શકું છું અને હું મારા પોતાનામાંયે રહી શકું છું, બેઉ કરી શકું છું. આ સંસારની ક્રિયાઓ બધી કરું છું, બધું કરું છું, એય કરું છું ને તેય કરું છું, સંસારમાંયે રહેવાય ને (આત્મામાંય) રહેવાય. જ્ઞાની પુરુષની પાસે બધું વિજ્ઞાન હોય. શાસ્ત્રમાં ના હોય એ. શાસ્ત્રમાં તો છોડ્યે જ છૂટકો થાય.

આવા લોક ભેગું રહેવું ને દહાડા કાઢવા અને કર્મ બંધાય નહીં એવી રીતે રહેવું, તે શી રીતે રહેવું ? તે બધી વિદ્યા હું શીખવાડી દઈશ. લેપાયમાન થાય નહીં, સંગી થાય નહીં એવી વિદ્યા બતાવી દઈશ. નહીં તો આ જગત તો લેપાયમાન જ છે. જેમ કમળ પાણીમાં હોય અને નિર્લેપ રહે છે ને, તેવી રીતે નિર્લેપતા તમને બતાવી દઈશ.

એટલે આત્મા જાણવાનો ક્યાં હોય ? 'જ્ઞાની પુરુષ' પાસે. આ શાસ્ત્રના જ્ઞાનીઓ પાસે આત્મા ના હોય. જો આત્મા પ્રાપ્ત થયો હોય તો સમકિત એમને થયેલું હોય અને સમકિત એટલે આ સંસારમાં રહીએ છતાં સંસાર અડે નહીં.

## જ્ઞાનીકૃપાથી બદલાય દર્શન, બેસે પ્રતીતિ

**પ્રશ્નકર્તા :** સામાન્ય માણસ પણ સહેલાઈથી અલિપ્ત રીતે રહી શકે જો જ્ઞાની મળે તો ?

દાદાશ્રી : તે જ્ઞાની પુરુષની કૃપાથી બધું થઈ શકે. કૃપા પ્રાપ્ત કરવી જોઈએ ને કૃપાપાત્ર પ્રાપ્ત થઈ જાય, પછી સંસારમાં સારી રીતે આમ તમારા છોડીઓ-છોકરાંઓ પૈણાવો પણ તમે લેપાયમાન ના થાવો એવું આ વિજ્ઞાન છે. આ કંઈ ધર્મ નથી, આ તો વિજ્ઞાન છે.

'જ્ઞાની પુરુષ' શું કરે ? કે કાયમની સમાધિ રહે એવું નિર્લેપ જ્ઞાન આપે. એ જ્ઞાન એટલે તો પ્રતીતિ જ બેસી જાય. પહેલી પ્રતીતિ થઈ ગઈ પછી જ લક્ષ બેસે, નહીં તો લક્ષ બેસે નહીં. પ્રતીતિ મુખ્ય કારણ. એટલે ભગવાને કહેલું સમ્યક્ દર્શન મુખ્ય કારણ છે. પછી ચારિત્રનું શું ? ત્યારે કહે, સમ્યક્ દર્શન ચારિત્રને લાવશે. તું તારી મેળે સમ્યક્ દર્શન કરી લે. સમ્યક્ દર્શન ચારિત્રને બોલાવી લાવશે. ક્રમિક માર્ગ શું કહે છે ? પહેલું જ્ઞાન, દર્શન ને પછી ચારિત્ર. આપણે શું કહીએ છીએ ? દર્શન, જ્ઞાન ને ચારિત્ર.

## જ્ઞાનવિધિમાં આ શબ્દો બોલવાથી જ થતો જાય નિર્લેપ

શુદ્ધાત્માને તો જ્ઞાની પુરુષ એકલાએ જ જોયેલો હોય, શુદ્ધાત્મા શું છે એ. બાકી આ દર્શન એટલે પ્રતીતિ થઈ ગયા પછી આગળનો ભાગ લક્ષ બેસે એટલે જાય નહીં. એ શ્રદ્ધા તૂટે નહીં પછી. પછી આગળ જેમ જેમ અનુભવ થતો જાય, પછી એનો અમુક નોર્મલ અનુભવથી ઉપર જાય ત્યારે એને પોતાને પોતાનું સ્વરૂપ કેવું છે તે દેખાય. તે અબંધ સ્વરૂપ છે, ક્યારેય બંધાયેલું નથી.

હું જે જ્ઞાનવિધિ કરાવું છું ને, એનાથી પહેલું દર્શન બદલાય છે.

એ શું છે ? એ બધું વિભાજન થાય છે, તે ઘડીએ કર્મો (પાપો) ભસ્મીભૂત થાય છે અને અંદર જુદું પડી જાય છે, ભ્રાંતિરસથી ચોંટેલું. તે તમે મારા શબ્દ બોલો એટલે આમાં મહીં આવે છે ને એ શબ્દો, 'તમામ લેપાયમાન ભાવોથી હું સર્વથા નિર્લેપ છું.'

**પ્રશ્નકર્તા :** હા, ભાવોથી સર્વથા હું નિર્લેપ છું.

**દાદાશ્રી :** એટલે પછી એ પોતે (નિર્લેપ) થતો જાય. મહીં જેટલું બોલતો હોય તેમ થતો જાય. પછી ઘેર જઈને ગાયે (બોલે) કશું વળે નહીં. અહીં વિધિ કર્યા પછી થાય, નહીં તો એમ ને એમ બોલેને બધું, કશું વળે નહીં. અહીં એ (અમારી હાજરી) હોયને !

**પ્રશ્નકર્તા :** દાદા, પણ જ્યારે વાક્યો નીકળે છે ત્યારે આશ્ચર્ય થાય છે કે ક્યાંથી આ નીકળ્યું ?

**દાદાશ્રી :** એ જે અમે જોયો છે, જાણ્યો છે અને અનુભવમાં છે, એ કેવળજ્ઞાન સ્વરૂપ આત્મા છે. તેથી આ વાક્યો નીકળે છે. તમામ લેપાયમાન ભાવોથી સર્વથા નિર્લેપ જ છું.

**પ્રશ્નકર્તા :** એ વિજ્ઞાન, આપે કીધુંને !

**દાદાશ્રી :** હા, વિજ્ઞાન એટલે એનો એક અંશથી માંડીને સર્વાંશ સુધીનો હિસાબ જોઈએ. વચ્ચેથી કાપી લઈએ એ ભાગ ના ચાલે. અને સિદ્ધાંત અધૂરો ના હોય, સિદ્ધાંત પૂરો જ હોય.

એક જરાય દેહાધ્યાસની રુચિ આથમેલી હોતી નથી છતાંય હું પ્રતીતિ બેસાડું ત્યાર પછી પેલી રુચિ તરત આથમી જ જાય.

## ભ્રાંતિથી ભાસે તન્મયાકાર, જાણ્યું જો એને તો છૂટો

**પ્રશ્નકર્તા :** દાદા, જ્ઞાન લીધા પછી જે સંયોગો આવે તે સંયોગોમાં તન્મયાકાર તો થઈ જવાય છે, નિર્લેપ નથી રહેવાતું.

**દાદાશ્રી :** તન્મયાકાર થઈ જાય છે તેય તું નથી, શુદ્ધાત્મા નથી. શુદ્ધાત્મા તન્મયાકાર થઈ શકે જ નહીં. તેય તું નથી, એ તારી ભ્રમ

માન્યતા છે. તે માન્યતાને લીધે તન્મયાકાર થઈ જાય છે. તેને જાણ કે તન્મયાકાર કેવી રીતે, કેટલો થયો છે. આ એકદમ તન્મયાકાર થઈ ગયો છે કે થોડો થોડો કાચોપોચો કે અત્યારે સંપૂર્ણ એડજસ્ટ થઈ ગયો છે, એ બધું જાણ, કહે છે. જાણ્યું કે તું છૂટ્યો.

કેટલાક કરાળ સંજોગો હોય છે અને કેટલાક વિકરાળ સંજોગો છે. પ્રત્યેક સંજોગ નિર્લેપ કરવા જ આવે છે. બહારના એ સંજોગોની અસરો થવાની બંધ થતી જાય એમ નિર્લેપ થતા જવાય. સત્સંગનો પરિચય વધતો જશે એટલે પોતે પોતાના પદમાં જ રહેશે, પારકી ટપાલો સ્વીકારશે નહીં. જેની ટપાલ હોય તે સ્વીકારે.

## નિર્લેપ વ્યવહારે પ્રગટે આનંદ

'જ્ઞાની પુરુષ'નો નિર્લેપ વ્યવહાર હોય. તેમની પાસે જઈએ તો આપણો ઉકેલ આવે. એ દેખાડે કે આ 'કરેક્ટ' છે ને આ 'ઈન્કરેક્ટ' છે.

'નિર્લેપ વ્યવહાર' એટલે શું કે કોઈ વસ્તુ સારી દેખી, તેને જોઈને આનંદ પામવાનું. પણ ત્યાં ચીટકી નહીં રહેવાનું, આગળ ચાલવાનું. તો બાવળ પણ સારો લાગે ને ગુલાબ પણ સારું લાગે. પણ જગત ત્યાં ચીટકી પડે છે. ચીટકી પડે છે એ જ દુઃખ છે !

આ કુદરતને ઘેર તો નિશ્ચયમાં દુઃખ નથી ને વ્યવહારમાંય દુઃખ નથી. આખા જગતને આ સમજણ નહીં પડવાથી વ્યવહાર દુઃખદાયી થઈ પડ્યો છે. વ્યવહાર એને આવડતો નથી. વ્યવહાર નિર્લેપ જોઈએ. નિર્લેપ વ્યવહાર પછી આનંદનો પાર નથી રહેતો !

## જ્ઞાની કરે ડ્રામા, બહાર ભળે બધે ને મહીં રહે નિર્લેપ

**પ્રશ્નકર્તા :** જ્ઞાની પુરુષનો નિર્લેપ વ્યવહાર હોય એ વિશે સમજાવશો.

**દાદાશ્રી :** જ્ઞાની પુરુષને ચેતન પરિણામ અને અનાત્મા પરિણામ,

એ બન્ને ધારાઓ જુદી જુદી વહે છે. એમને કોઈ નુકસાનકર્તા વસ્તુ હોતી નથી, કારણ કે નિર્લેપભાવ ઉત્પન્ન થઈ ગયેલો છે, અસંગભાવ ઉત્પન્ન થઈ ગયેલો છે. એક ક્ષણ પણ સંગ હોય નહીં. એક ક્ષણ પણ લેપાયમાન ના થાય. કોઈ પણ ચીજ કરે તોય લેપાયમાન ના થાય એનું નામ જ્ઞાની, નહીં તો પછી બીજા અજ્ઞાની બધા.

ખરા જ્ઞાની તે બધું નાટક કરે. સંસારીઓ હઉ એવું નાટક ન ભજવે એવું સુંદર નાટક ભજવે પણ નાટક, ડ્રામા. ખરા જ્ઞાની કેવા નાટક કરે ?

**પ્રશ્નકર્તા :** નિર્લેપ રીતે બધો ડ્રામા કર્યા કરે.

**દાદાશ્રી :** હા, નિર્લેપ રીતે.

**પ્રશ્નકર્તા :** દાદા, એ નિર્લેપ એટલે જ્ઞાતા-દ્રષ્ટાથી આપ જોયા કરો છો બધું ?

**દાદાશ્રી :** ના, એ જ્ઞાતા-દ્રષ્ટાય નહીં. એવું તો સામાને ખૂંચે એ તો. હું તમારા બધામાં ભળતો રહું છું અને અંદર નિર્લેપ રહું છું. એટલે બોજા ના વધે. અંદર નિર્લેપ રહી અને બધાની સાથે હસવા-બસવાનું બધી રીતે, તમને એમ જ લાગે કે આ મારી જોડે (સરસ) જ વર્તે છે.

**પ્રશ્નકર્તા :** એ દાદા, ભૂલું પડી જવાય એવું છે. તદાકાર થાવ છો પણ તન્મયાકાર નથી થતા !

**દાદાશ્રી :** તન્મયાકાર નહીં, એટલે જુદા, નિર્લેપ. તદાકાર ને તન્મયાકાર બે વસ્તુ જુદી છે, પણ આ તો નિર્લેપભાવે બધું છે. કારણ કે નહીં તો તમને અસંતોષ થાય, હું ધ્યાન ના આપું તો. અસંતોષ થાય એ ભૂલ મારી ગણાય. જવાબદારી છે ને !

**પ્રશ્નકર્તા :** કુદરતી છે તે એમની એમ રહે, પણ જે બીજી મનોવૈજ્ઞાનિક ડખલો નીકળે છે, તે જ્ઞાનીને પણ દુનિયા જુદી હોય ?

**દાદાશ્રી :** ના, એટલે એ એમાં હોય જ નહીંને ! સ્પર્શે જ નહીંને

પછી. આની આ જ દુનિયા પણ સ્પર્શે નહીં અને પેલાને સ્પર્શ્યા કરે બધું. પેલો લેપાયમાન થયા કરે અને પેલા જ્ઞાની નિર્લેપ જ રહે.

## 'જ્ઞાની' અસરોથી મુક્ત, રહે સદા અલિપ્ત

આત્મા અન્ઈફેક્ટિવ છે છતાંય ઈફેક્ટિવ થાય તોય પણ પોતે અન્ઈફેક્ટિવ રહે તે જ્ઞાની છે. પણ અન્ઈફેક્ટિવને ઈફેક્ટ ન થાય, તે સંપૂર્ણ જ્ઞાની. મને સંસારનો ભાવ આવે જ નહીં. પણ ક્યારેક તે ભાવ લાવવા માટે મારે પ્રયત્ન કરવો પડે. બીજાઓને સહેજે સંસાર આવીને ઊભો રહે છે. જ્ઞાનીઓને વિષયો (સંસારની ભૌતિક ચીજવસ્તુઓ) તેની ઉપર પડે છે, તે વિષયો ખોળે નહીં. તેમની ઉપર વિષયો (સામેથી) આવીને પડે, સહજભાવે વિષયો આવે. પ્રયત્ન કરવો પડે તો તે સંપૂર્ણ જ્ઞાનીની નિશાની નથી.

**પ્રશ્નકર્તા :** આ અલિપ્તતા જે છે, જુદા દેખાય છે એ જે છે, એ અલિપ્તતા દર્શન સુધીની છે કે ચારિત્રની સ્થિરતા સુધીની છે ?

**દાદાશ્રી :** ચારિત્રની સ્થિરતા સુધી. જ્ઞાની પુરુષ જ્યાં બેઠા હોય ત્યાં નિર્ભય સ્થાન હોય. જે પુરુષ સંસારમાં રહેવા છતાં સંસારથી અલિપ્ત છે, તેઓ અર્ધસંસારી. બાકીના બધા જ સંસારી. સિદ્ધગતિ એકલી જ અસંસારી છે.

❖ ❖ ❖ ❖ ❖

# [૭.૨]
# લેપાયમાન ભાવો

## નિર્લેપને લેપી નાખે તે બધા લેપાયમાન ભાવો

જ્ઞાન મળ્યા પછી આપણે શું કહીએ છીએ કે મન-વચન-કાયાના તમામ લેપાયમાન ભાવોમાં હું સર્વથા નિર્લેપ જ છું.

**પ્રશ્નકર્તા :** દાદા, આ લેપાયમાન ભાવો એટલે શું ?

**દાદાશ્રી :** લેપાયમાન ભાવો એટલે મનમાં જેટલા વિચાર આવે છે, ચિત્ત ભટક ભટક કરે છે, બુદ્ધિ ડખો કરે છે, એ બધી જે છે તે ભાંજગડો છે. મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકારના ભાવો તમને જે આવે તે. તરંગો-બરંગો બધુંય આવે એ બધા લેપાયમાન ભાવો છે. એ નિર્જીવ ભાવો છે, સહેજેય સજીવ નથી.

મનના ભાવ આવે છે તે, વાણીના ભાવ આવે છે તે, કાયાના ભાવ આવે છે તે બધા લેપાયમાન ભાવ છે. એ આપણને લેપી નાખે, નિર્લેપને લેપી નાખે એવા છે. લેપાયમાન કરે તેવા છે પણ જ્ઞાનીએ નિર્લેપ બનાવ્યા એટલે લેપાયમાન થાય જ નહીં.

જે ભાવો લેપ ચઢાવે, તે મન-વચન-કાયાના તમામ લેપાયમાન ભાવોથી હું નિર્લેપ જ છું. એટલે એ લેપાયમાન ભાવો આપણને અડે નહીં. એ ઘડીમાં આમ કહે ને ઘડીમાં આમ કહે. તે બધા લેપાયમાન ભાવો ઊભા કરે. તે બધા જ્ઞેય છે અને તમે જ્ઞાતા છો. તમે જ્ઞાતા-દ્રષ્ટા

છો. આટલું બે જુદું છે, તેને તમે એકાકાર થઈ જાવ એટલે પછી ઊલટાંનું બગડી જાય.

## શુદ્ધાત્મા લેપાયમાન ના થાય, વિચારો-કષાયો થકી

**પ્રશ્નકર્તા :** હું ઘણા વખતથી અહીં સત્સંગમાં આવું છું પણ આત્મામાં બરોબર મન સ્થિર રહેતું નથી, મારું મન બીજા વિચારોમાં બહુ ભટકે છે.

**દાદાશ્રી :** વિચારો તો હજુ આવવા જોઈએ, વધારે આવવા જોઈએ. એટલે મહીં ખાલી થઈ જાય. મહીં ભરેલા છે તે નીકળી જવા જોઈએ ને ? વિચારોનો તમને શું વાંધો ?

**પ્રશ્નકર્તા :** એમ નહીં પણ એ ઘડીએ એમાં લેપાયમાન થવાય છે. લેપાયમાન થાય તો શું કરવું ?

**દાદાશ્રી :** આપણે ના થવું હોય તો કોણ કરનાર છે ? એને જોવાના છે, વિચારોને. આત્મા પ્રાપ્ત થયો એની નિશાની શું ? તો કહે, આ જુએ, શું વિચાર આવે છે તે. ખરાબ વિચાર, સારા વિચાર એ બધાને જુએ, એનું નામ આત્મા પ્રાપ્ત થયો કહેવાય. હવે મન સ્થિર ના રહે કે કૂદે તોય જોયા કરવાનું. હવે તારે મનની જોડે સંબંધ ના રહ્યો. તું જ્ઞાતા-દ્રષ્ટા થયો અને મન છે તો જ્ઞેય થઈ ગયું. મન જુદું અને તું જુદો. હવે મન ગમે તેમ કૂદાકૂદ કરે, આપણે શું ? આપણે જોયા કરવાનું. એવું જોતા ફાવતું નથી ?

**પ્રશ્નકર્તા :** એ હજી જોવાની શક્તિ ઉત્પન્ન થઈ નથી.

**દાદાશ્રી :** ના, પણ આ પ્રમાણે કરો તો જ થાય એ બધું. એ વિચારો તો, જે માલ ભરેલો છે નીકળ્યા વગર રહે નહીં.

**પ્રશ્નકર્તા :** પ્રયત્ન કરું છું.

**દાદાશ્રી :** પ્રયત્ન કરવાના ના હોય. આ તો સમજી લીધેલું જરૂરી છે. આનો પ્રયત્ન કરનાર કોણ ? ચંદુભાઈ પ્રયત્ન કરે. તમે ચંદુભાઈ ન્હોય, તમે તો શુદ્ધાત્મા, તમારે પ્રયત્ન કરવાનું હોય નહીંને !

## પૂર્વે પૂરણ થયેલા ભાવો, આજે ગલન થતા સોંપવા દાદાને

અક્રમ જ્ઞાન શું કહે છે ? કે એ (જે સંયોગ આવે છે તે) આપણું જ્ઞાન મજબૂત કરવા આવે છે. ના ગમતો મહેમાન આવે તો એમ થાય કે આ ક્યાં આવ્યો ! આ જે ભાવ થાય તે લેપાયમાન ભાવ છે. આખુંય જગત લેપાયમાન ભાવમાં રહે છે. આપણને એ ભાવ આવે પણ તે એને આપણે તરત જ ઓળખી જઈએ.

હવે લેપાયમાન ભાવો તો જાતજાતના આવે. લેપાયમાન ભાવોને કહે છે કે 'દાદા, મને આવો કેમ વિચાર આવે ?' અલ્યા મૂઆ, એ તો લેપાયમાન ભાવ છે, તારો ભાવ નથી એ. એ લેપાયમાન એટલે પૂરણ થયેલા તે ભાવો છે.

લેપાયમાન ભાવો આવે પણ તે છે તો આવે છે, તમોને કશું જ અડે નહીં. મને લેપાયમાન ભાવ ન આવે, તમોને આવે એટલો જ ફેર. તમોને લેપાયમાન ભાવ બહુ પજવતા હોય તો મારું નામ દઈ દેવું. કહેવું કે દાદાને કહી દઈશ તો તે જતા રહે.

**પ્રશ્નકર્તા :** બસ દાદા, અમે તો તમારા માથે નાખીશું.

**દાદાશ્રી :** બસ બસ બસ. એ કાગળિયું અમારા નામ પર લખી રાખવું. ઉધારી લઈ લઈશું અમે ! ત્યારે શું ? દાદાને માથે બધું નાખવાનું. નાખોને બધાય, જેટલું નખાય એટલું નાખો. પણ આપણે જે ગામ જવું છે, ત્યાં ચાલો. એ ચૂકશો નહીં. કોઈ અવળ-હવળ બોલાશે, તો અમે સમજી જઈશું કે એને દસ વરસ પહેલા પૂરેલું, આજે એને બિચારાને શું ? જ્ઞાન થતા પહેલા પૂરેલું અને ગલન અત્યારે થાય છે. આ મરડો એ આજનું ગલન છે.

## લેપાયમાન ભાવોમાં જ્ઞાતા-દ્રષ્ટા રહે, ઉપજે સંયમ પરિણામ

**પ્રશ્નકર્તા :** દાદા, અમને શરીરમાં વેદના થતી હોય તો પછી આ સામાયિક કરવાનું મન ના થાય, ચરણવિધિ કરવાનું મન ના થાય, તો શું ?

**દાદાશ્રી :** એ ના થાય એનો વાંધો નહીં. વેદના થાય એ જોયા કરીએ એમાં બધું આવી ગયું. ચરણવિધિ, સામાયિક બધું આવી ગયું.

**પ્રશ્નકર્તા :** દાદા, સ્વભાવ પછી ચીડિયો થઈ જાય.

**દાદાશ્રી :** કોનો સ્વભાવ ચીડિયો થઈ જાય ? ચીડિયો થાય તેય આપણે જોયા કરવાનું. જો ચીડિયો થયોને, કહીએ.

**પ્રશ્નકર્તા :** કોઈ કશું બોલેને તો આમ સહન ના થાય.

**દાદાશ્રી :** કોને સહન ના થાય પણ ? સહન ના થાય તેને જોવાનું આપણે. કઈ જાતનું બોલે છે ?

**પ્રશ્નકર્તા :** એટલે હું શું કહેવા માગું છું દાદા, કે આ અંદર સળગતું હોય તો એમ થાય કે ફાયદો થવાને બદલે આવું બધું દેખાય છે. આવા બધા પરિણામો આવે છે એટલે કંઈક ભૂલ થાય છે ને ?

**દાદાશ્રી :** આ જ ભૂલ થઈ રહી છે. આમ થઈને પાછો એનો એ જ થઈ જઉ છું. અંદર સહન ના થાય ને ફલાણું ના થાય ને ચેન ના પડેને પણ શું વાંધો, આત્માને ચેનની જરૂર જ નથી. સહન કરવાનુંય આત્માને હોતું જ નથી. શુદ્ધાત્મા શુદ્ધ જ છે. આવું તેવું બધું કશું છે જ નહીં. આ બધાનો એ જ્ઞાતા-દ્રષ્ટા છે. જે બધું આ થઈ રહ્યું છે તેનો જ્ઞાતા-દ્રષ્ટા છે. આ તો બધા લેપાયમાન ભાવો કહેવાય. એને ખાલી જોવા-જાણવાના જ છે. જોયું-જાણ્યું એટલે સંયમ પરિણામ થયું ને પછી સંયમ ચારિત્ર થાય.

## લેપાયમાન ભાવોમાં તપ થતા, રહેવાય જ્ઞાતા-દ્રષ્ટા

**પ્રશ્નકર્તા :** આત્મા જ્ઞાતા-દ્રષ્ટા રહે છે તો જ્યારે બહારના ભાવો આવે, મહીંના મનના બધા ભાવો આવે, તે વખતે આત્મા કેવી રીતે જ્ઞાતા-દ્રષ્ટા રહે છે ? તે વખતે જ્ઞાતા-દ્રષ્ટાની એની અવસ્થા કેવી હોય ?

**દાદાશ્રી :** જ્ઞાતા-દ્રષ્ટા એટલે અત્યારે આપણે કંઈક ટેક્ષીમાં જવા તૈયારી કરીએ ને રસ્તામાં કોઈ જગ્યાએ એક્સિડન્ટ થયેલો હોય પછી

આપણા મનમાં મહીં ભાવ ઉત્પન્ન થાય, કે આગળ એક્સિડન્ટ થશે તો ? તે આપણે જોયા કરવાનું. એ જે ભાવો ઉત્પન્ન થાયને, એને જોયા કરવાના.

**પ્રશ્નકર્તા :** પોતાના અંદરના ઊઠેલા ભાવોને એ પોતાના જ્ઞાનમાં જુએ ?

**દાદાશ્રી :** જ્ઞાનમાં જોયા કરવાના. પછી એ ભાવોમાં તમે હાલી નહીં જાવ. જો તમે જ્ઞાતા-દ્રષ્ટા રહેશો તો તરત જ બીજો ભાવ ઉત્પન્ન થશે, કે પછી ત્યાં આગળ જઈને કઈ હોટલમાં જમવાનું રાખીશું ? અરે મૂઆ, હમણે તો એક્સિડન્ટની વાત કરું છું, ને હમણે પાછી હોટલની વાત કરે છે ? એ મન ડિસ્ચાર્જ થઈ રહ્યું છે, એમાં તમે શા માટે ભડકો છો ? મનના ભાવો ડિસ્ચાર્જ થઈ રહ્યા હોય તેમાં તમારે ભડકવાનું કોઈ કારણ નથી. એ તો ઘડીકમાં સાંઈઠ વર્ષે પરણવાનો ભાવ હઉ આવે. માટે કંઈ વળ્યું એનું ? એને જોયા કરો.

**પ્રશ્નકર્તા :** દાદા, લેપાયમાન ભાવો જે ઊભા થાય, એને આપણે સહન જ કરવા પડેને ?

**દાદાશ્રી :** છૂટકો જ નહીંને ! આ તો તપ કરવા સિવાય છૂટકોય નહીં. અમે આજ સુધી તપ કરીએ છીએ. અમે આખો દહાડો તપ જ કરીએ છીએ. છૂટકો નહીં એને, તપ જ કરવું પડેને !

## લેપાયમાન ભાવો એ જડ ભાવ, લેપે આખા જગતને

એ લેપાયમાન ભાવો પ્રાકૃતિક ભાવો છે. એ સ્વભાવ ભાવ નથી. લેપાયમાન ભાવો એ જડ ભાવ છે. એ છોને બૂમાબૂમ કરે, એમાં આપણે શું છે ? લેપાયમાન ભાવોએ જ લેપી નાખ્યા છે ને આ લોકોને ! લેપાયમાન ભાવથી જ આ જગત રંગાયું છે ને બધું.

જગત આખું જ એ ભાવમાં ફસાયું છે. એ લેપાયમાન ભાવોમાં એકાકાર થઈ જાય છે, ફસાઈ જાય છે. એ એમ જાણે છે કે મને ભાવ આવે છે આ. લેપાયમાન ભાવને પોતાના માને છે. આ બધા લેપાયમાન

ભાવો લેપ કરે. જગતને આ ભાવો લેપે છે. આ જગત શી રીતે ચાલે છે ? લેપાયમાન ભાવથી ચાલે છે.

આખું જગત લેપાયમાન ભાવોમાં જ છે. કહે કે આ મને વિચાર આવે છે. લેપાયમાન ભાવોને મને જ આવે છે, બીજા કોને આવે કહે છે. તેઓ વિજ્ઞાનની આ વાત જાણતા જ નથી. એટલે અમે ખુલ્લું કર્યું આ તમામ લેપાયમાન ભાવો એ પુદ્ગલ ભાવ છે, અને પાછા કહીએ છીએ ખરા કે ભઈ, એ પ્રાકૃતિક ભાવો છે, જડ ભાવો છે, એ ચેતન ભાવો નથી. એ પુદ્ગલના ભાવો એને ચેતન ભાવ માને છે. તેથી કહે છે ને, જડ અને ચૈતન્ય બન્નેના સ્વભાવ ભિન્ન છે.

## લેપાયમાનની રાશિ જુદી છતાં ચોંટે આખા જગતને

**પ્રશ્નકર્તા :** ખાલી એક પોતે એટલું જોઈ લેને, 'હું શુદ્ધ છું' આમ. આ વિચાર એ જડ ભાવ છે, હું એનાથી જુદો છું.

**દાદાશ્રી :** હા, એને કહીએ, 'તમારી રાશિ જુદી, મારી રાશિ જુદી. તમારે ને મારે શું લેવાદેવા (તમે) અહીં આવ્યા તે ?' એ જડ છે ને આપણે ચેતન. એમાં આપણે લેવાય શું જવાનું ? આપણી જાતિનું હોય તો આપણે હજી જરા સાંભળવું પડે. તેથી જ અમે કહીએ છીએને, મન-વચન-કાયાના તમામ લેપાયમાન ભાવોથી હું સર્વથા નિર્લેપ જ છું. કારણ કે એ પુદ્ગલ ભાવો છે, એ ચેતન ભાવો નથી. અને આપણે ચેતન ભાવો છીએ. બેને મેળ જ નથીને !

આ મારી સાસુ છે, આ મારા મામા છે, આ ફુવા છે, નફો થયો, ખોટ ખાધી, આજે આમ કરવું, તેમ કરવું છે ને ફલાણું કરવું છે, એ બધાય લેપાયમાન ભાવો એ પુદ્ગલ ભાવો છે. તેને પોતે માને કે મને લેપ ચડી ગયો, ચોંટી ગયા. ચોંટી જાય એવા છે, જગત આખાને ચોંટી ગયા છે પણ તમને જ્ઞાન મળ્યું એટલે તમને ચોંટે એવા નથી, કહે છે.

## લેપાયમાન થનારને જાણે એ દ્રષ્ટા ખુદ પોતે જ

**પ્રશ્નકર્તા :** દાદા, તમે કહો છો કે આ જ્ઞાન આપ્યા પછી નિર્લેપ

થઈ ગયા અને છતાં અમને તો હજુ એવા નિર્લેપ થયા દેખાતા નથી. અમને એવું દેખાય છે કે આ લેપાયમાન થઈ ગયા. પછી પાછા જુદા પડ્યા, પાછા લેપાયમાન થયા, એવું જે અમને ભાન થાય છે તે કેમ થાય છે ? આના જેવો જ એ ભાવ...

**દાદાશ્રી :** તમે પોતે લેપાયમાન થઈ જાવ છો એવું ભાન થાય છે ?

**પ્રશ્નકર્તા :** હા, કોઈ વસ્તુમાં પાછા તન્મયાકાર, લેપાયમાન પૂરા થઈ જાય એવું જ થાય.

**દાદાશ્રી :** એ ભાન આત્મભાન નથી. આત્મભાન તો ક્યારેય લેપાયમાન ના થાય, એનું નામ આત્મભાન કહેવાય. માટે આપણે કહેવાનું કે આ જગા આપણી ન્હોય. આપણી જગા આવી વેરાન નથી, આપણી તો જાયજેન્ટિક પ્લેસ (વિશાળ જગ્યા) છે. આપણે આ વેરાન જગ્યામાં ક્યાંથી હોય ? આ હોટેલ આપણી નથી એવું ખબર ના પડે ? કઈ નાતના છીએ એ હિસાબે આપણી હોટેલ ખબર ના પડે ? સુગંધ ઉપરથી સમજી જાય કે અહીં કંઈ બિરયાની મળે છે. એટલે આપણે એ હોટેલને સમજી જઈએ. એવું આ તન્મયાકાર થાય એ ભાવ આપણો નહીં. એટલે તન્મયાકાર કેવા પ્રકારે થાય છે, એ જોયા કરવાનું.

**પ્રશ્નકર્તા :** પણ અમે જ્યારે તન્મયાકાર થઈ જઈએ તેટલો વખત અમને શુદ્ધાત્માપદનું ભાન રહેતું નથીને ? તેટલો વખત તન્મયાકાર કે લેપાયમાન થઈ જઈએ છીએ.

**દાદાશ્રી :** શાથી નથી રહેતું કે હું તન્મયાકાર થઈ ગયો, એટલે પેલું ભાન ખોવાઈ જાય. કોઈ માણસ અમથો એમ કહે, દારૂ ન પીધો હોય છતાં કહેશે, હા, મેં તો આજ દારૂ પીધો છે, તો એટલો વખત ચડી જાય. એટલે દારૂડિયા જેવા જ લક્ષણ નીકળે, ના પીધો હોય છતાંય.

**પ્રશ્નકર્તા :** એ સવાલ નથી, પણ કેટલીક વખત એવા લેપાયમાન થઈ જઈએને કે પૂરેપૂરો દારૂ પીધા જેવું દેખાઈયે છીએ એનો સવાલ છે ને ? એટલે અમે જાતને નિર્લેપ કેવી રીતે કહીએ ?

**દાદાશ્રી :** આપણે સમજી જવું કે આ હોટલ આપણી ન્હોય. એટલે બીજી હોટલ આપણી કઈ છે તે જડશે. દાદાએ કહી છે એ હોટેલમાં આપણે હું નિર્લેપ છું, શુદ્ધ જ છું, મને આ કેમ હોય ? મને આ દેખાય કે દૃશ્ય ને દ્રષ્ટા એક ના હોય. તન્મયાકાર થયા છીએ એ દૃશ્ય છે અને દૃશ્ય પોતે કંઈ સમજી ના શકે કોઈ દહાડો કે હું નહીં, આ તન્મયાકાર થયો છે. એ તો દ્રષ્ટા જ જાણી શકે છે. જાણ્યું કોણે ? ત્યારે કહે, દ્રષ્ટાએ. તોયે પોતાને ખ્યાલ ના આવે, એ કેવી અજાયબી કહેવાય !

## 'મારા ન્હોય' કહેતા જ ભાગે લેપાયમાન ભાવો

મન-વચન-કાયાના લેપાયમાન ભાવો છે ને, તે કૂદાકૂદ કરી મેલે. 'આ મારું ન્હોય' એમ કહ્યું કે પેલા બંધ થઈ જાય. એ લેપાયમાન ભાવો છે. એ તો ના આવે એવો કોઈ કાયદો નથી. એ તો આવેય ખરાં. એ તો જીવતા સ્મશાનમાં સૂવાડે, ઉપર લાકડા મેલે તે હઉ દેખે પોતે, એવી આ દુનિયા છે. પણ એવું ગમે તે કરે નાટક, તોય 'મારું ન્હોય' એમ કહ્યું કે ચાલ્યું. સ્મશાનેય મારું ન્હોય, આ બાળો છો તેય મારું ન્હોય. કારણ કે મારું ને તમારું, આપણું ને પારકું બે જુદું પાડી આપ્યું છે. એટલે તમારું જે છે એ તમારું છે ને તમારું ન્હોય તે તમારું નથી, એ જુદું પાડી આપેલું છે. આપણે ને તે છૂટા છે અને તેને ગણકારવાનું જ નહીં. મારું સ્વરૂપ જ નહીં કહ્યું, એટલે છૂટા થઈ જાય. એટલે તમારે કહેવાનું આ. કહો કે તરત જ જતા રહે, ભાગી જાય.

## 'હું ચંદુ' તો ભાવો લેપે, જો 'હું શુદ્ધાત્મા' તો રહે નિર્લેપ

**પ્રશ્નકર્તા :** દાદા, દાખલો આપો એક, એ લેપાયમાન ભાવમાં નિર્લેપ એનો.

**દાદાશ્રી :** આ જે રત્નાગિરિની મોંઘા ભાવની હાફુસ લાવ્યા હોય અને પછી ખાય ત્યારે શું કહે ? બહુ સરસ કેરી હતી આ તો ! હેં. એમ કરતા કરતા અજ્ઞાનતામાં મહીં બીજ પડ્યા કરે, એ લેપાયમાન ભાવ. હવે એ બહુ સરસ કેરી હતી એ બધું વર્ણન કરેને એ બધા ભાવ કેવા હતા કે લેપાયમાન. પણ પોતે 'હું ચંદુલાલ છું' એટલે એને લેપાયા જ કરે છે

અને 'હું શુદ્ધાત્મા છું' તો એને લેપાયમાન નહીં કરે. તેનું તે જ, ભાવો તો તેના તે જ છે.

**પ્રશ્નકર્તા :** એટલે આમાં શું થયું કે અજ્ઞાનતામાં એને ફરી ઈચ્છા થાય કે પેલી કેરી ફરી મળે તો સારું ?

**દાદાશ્રી :** હા, ફરી ઈચ્છા થઈ કે બંધાયો.

**પ્રશ્નકર્તા :** હા, સમજી ગયો. એટલે રસ ઉત્પન્ન થયો અને રસ રહ્યો.

**દાદાશ્રી :** અને આપણે શું કહ્યું કે ખાવ સારી રીતે, રસ ભોગવો પણ તે પોતે જુદો જ છે. તે પેલો તો ભોગવેય નહીં પૂરો ને મૂઓ આવું બાંધે. એટલે મન-વચન-કાયાના તમામ લેપાયમાન ભાવોથી હું સર્વથા નિર્લેપ જ છું.

જે ભાવો આખા જગતને લેપાયમાન કરી દે છે, હવે તમને એમ સમજ પડી કે આ લેપાયમાન ભાવો એ મારા ભાવો નથી. એટલે તમે કહો છો કે આ મારે લેવાદેવા નથી. એટલે એ ભાવો તમને નુકસાનકર્તા નથી. પણ પેલો તો એમ જ જાણે છે કે આ ભાવો મને જ આવે છે ને મારા જ છે, એટલે એને લેપાયમાન થાય છે. એને પોતાને બાંધે છે એ ભાવ. (એ પોતે) નિર્લેપ રહી શકે નહીં.

આ મન-વચન-કાયાના ભાવ એટલે શું, કે અહંકાર-બુદ્ધિ બધાના ભેગા થઈને આ ભાવ ઉત્પન્ન થયેલા છે. એટલે એ બધા લેપ કરે એવા છે, લેપાયમાન ભાવો છે. એટલે એ આવરણ કરે એવા છે. મનમાં વિચાર આવે એ મનમાં લેપાયમાન થયા કહેવાય. વાણી બોલે એ વાણીના લેપાયમાન ભાવ કહેવાય અને વર્તન કર્યું, કો'કને ધોલ મારી દીધી એ દેહના લેપાયમાન ભાવ કહેવાય. એ બધા પ્રાકૃત ભાવો છે, જડ ભાવો છે અને એ મારા ભાવો ન્હોય. મારા ચેતન ભાવ.

**પ્રશ્નકર્તા :** ચેતન ભાવ એટલે શું ?

**દાદાશ્રી :** ચેતન ભાવ કેવા હોય ? પેલો (ચંદુ) ધોલ મારે, તો

ચેતન ભાવ શું કહે ? આવું કરવાની જરૂર નથી. આવું ના હો, એટલે કોઈને દુઃખ ના થાય એ ચેતન ભાવ. બીજું ચંદુના ભાવોને આપણે જોઈએ. ચંદુના લેપાયમાન ભાવ કહેવાય અને તું શુદ્ધાત્મા છે, તે તું એને જુએ એ ચેતન ભાવો, શુદ્ધ ચેતન ભાવ. ચેતન ભાવ એટલે જાણવું-જોવું, જ્ઞાતા-દ્રષ્ટા એ બધું.

## 'ઉપકારી' બોલવાથી, અટકે લેપાયમાન ભાવો

**પ્રશ્નકર્તા :** દાદા, વાણી બહુ ખરાબ નીકળી જાય છે ?

**દાદાશ્રી :** હવે મન-વચન-કાયાના તમામ લેપાયમાન ભાવો એ ચેતન ભાવો નથી, એ બધા પ્રાકૃતિક ભાવો, જડ ભાવો છે. તે તમારી વાણી નીકળી ગઈ કે આ માણસ નાલાયક છે, તો પેલા જડ ભાવો ઊભા થઈ જાય કે બહુ જ ખરાબ છે. આમ છે ને તેમ છે. એટલે એ પુષ્ટિ આપે બધું. એવું બોલતા બોલાઈ ગયું, તીર વાગી ગયું પણ પેલા ભાવો ઊભા થાય ત્યારે આપણે શું કહેવું પડે ? ઉપકારી છે બધા. તમે કહો કે એ તો આપણા ઉપકારી છે, એટલે બંધ થઈ જાય પછી પુદ્‌ગલ ભાવો. જેવી તમારી વાણી હોયને, એવા બધા પુદ્‌ગલ ભાવો. એટલે એ મન-વચન-કાયાના તમામ લેપાયમાન ભાવો એટલે લેપાવું ના હોય તોય લેપાયમાન કરી દે. તેથી કહ્યું છે ને, લેપાયમાન ભાવોથી સર્વથા નિર્લેપ જ છું. પણ એ લેપાયમાન ભાવોને ઓળખવા જોઈએ.

તમે કહો કે 'આ તો ખોટ જાય એવું છે' એટલે તરત જ લેપાયમાન ભાવો જાતજાતની બૂમો પાડે. આમ થઈ જાય ને આમ થઈ જાય ને આમ થઈ જાય. અલ્યા ભઈ, તમે બેસોને બહાર હમણે. મેં તો કહેતા કહી દીધું પણ તમે શું કરવા ભસ ભસ કરો છો, કહીએ. એટલે (પછી) આપણે કહીએ કે 'ના, ના, લાભદાયી છે.' ત્યારે પછી બેસી જાય પાછા.

**પ્રશ્નકર્તા :** 'ઉપકારી છે' એવું બોલવાથી બહુ ફાયદો થઈ જાય ?

**દાદાશ્રી :** હા, એનાથી બધા ભાવો ઊભા થતા બંધ થઈ જાય મહીં.

**પ્રશ્નકર્તા :** દ્વંદ્વ ના ઊઠે ?

**દાદાશ્રી :** ના, એ હઉ બોલવા લાગે, ઉપકારી છે. તમે અત્યાર સુધી ગાળો દેતા હતા ને હવે ઉપકારી બોલો છો ?

**પ્રશ્નકર્તા :** શક્તિ આવી જાય ને ? 'ઉપકારી છે' એવું કહીએ એટલે શક્તિ આવે પછી.

**દાદાશ્રી :** હા. અને પેલો ભઈ ઉપકારી ના હોયને તોય એને 'ઉપકારી' બોલવો. આપણે 'ઉપકારી' બોલીએને, એટલે મહીં પુદ્ગલ ભાવો, જે લેપાયમાન ભાવો તે ઉત્પન્ન થતા બંધ થઈ જાય અને આપણે 'ખરાબ છે' એમ કહીએ તો લેપાયમાન ભાવો જોશભેર ચાલુ થઈ જાય. એક આમ બોલે ને એક આમ બોલે, એ લેપાયમાન ભાવો છે.

## અભિપ્રાય વિરમે, તો શમે લેપાયમાન ભાવોના પડઘા

હવે કોઈ વખત કેવું બને કે કોઈ માણસની જરા ખરાબ વાત કરીએ, તે પહેલા બીજા ભાવ ઊભા થઈ જાય છે મહીં ?

**પ્રશ્નકર્તા :** દાદા ફરી કહો, એ સમજાયું નહીં.

**દાદાશ્રી :** આપણે કોઈને આજે 'નાલાયક' કહ્યો અને કાલે પછી આપણે સમભાવે નિકાલ કરવા જઈએ તોય મહીં બીજા ભાવ બોલ બોલ કરે કે ?

**પ્રશ્નકર્તા :** કરે, કરે.

**દાદાશ્રી :** શું શું બોલે એ ?

**પ્રશ્નકર્તા :** એ તો છે જ એવો, પણ હવે આપણે જવા દોને, ભાઈ.

**દાદાશ્રી :** હા, નાલાયક છે, બદમાશ છે, આમ છે, તેમ છે, બધું બોલ બોલ કરશે મહીં. એવું બને કે ના બને ?

**પ્રશ્નકર્તા :** એવું જ બને છે.

**દાદાશ્રી :** કોણ બોલતું હશે એ ?

**પ્રશ્નકર્તા :** એ ખબર નથી.

**દાદાશ્રી :** આ બધા પડઘા છે અને તે નિર્જીવ છે પાછા. એટલે તમારે સાંભળવાનું નહીં, પણ તે એમને એમ જાય એવાય નથી. એ બૂમો પાડ્યા જ કરશે. એ લેપાયમાન ભાવો વારેઘડીએ જાતજાતના ઊભા થયા જ કરવાના મહીં. એ પણ આપણા અભિપ્રાયને લઈને છે. અભિપ્રાય જો ના હોય તો કશું નહીં. જેના અભિપ્રાય ગયા તેને કશું જ નથી. હજુ પાછલા અભિપ્રાય છે ને આપણા, તે હવે ના ઈચ્છા હોય છતાંય પાછલા અભિપ્રાય તો જાય નહીંને ! માટે અભિપ્રાય આપશો નહીં કોઈના માટે. અને આપો તો સમભાવે નિકાલ કરી નાખજો. હવે બોલતી વખતે તમે એવો શું ઉપાય કરશો, કે એ બેસી જાય ? ત્યારે કહે, તમારે એવું બોલવાનું કે એ તો ઉપકારી છે મારા. તો ટાઢા પડશે, નહીં તો ટાઢા નહીં પડે. તમને ગૂંચવી મારશે મૂઆ.

એટલે તમે એવું બોલશોને, ત્યારે એ બધાય બંધ થઈ જાય. આ તો નવી જાતનું, ઉપકારી કહે છે પાછા. એટલે પાછા ટાઢા થઈ જશે. આ તો બધી દુનિયા એવી છે. મહીં સાવ વગર કામનું. આ તો મહીં કશું જ નહીં. આખું આ આનાથી જ તોફાન ચાલી રહ્યું છે. એ મન-વચન-કાયાના ભાવોથી જ, લેપાયમાન ભાવોથી જ ચાલી રહ્યું છે આ જગત.

**પ્રશ્નકર્તા :** બહુ જ મોટું હથિયાર આપ્યું આપે આ તો !

**દાદાશ્રી :** હા, એટલે આ જે હોય તે તમે સમજી જજો. ગભરાશો નહીં, એ છોને આવે. તારે આવવા હોય એટલા આવને, કહીએ.

## લેપાયમાન ભાવો લેપે, ને તેમાં નિર્લેપ રાખે તે ઉપયોગ

**પ્રશ્નકર્તા :** આ પેલા જ્ઞાનના વાક્યો છે જે, લેપાયમાન ભાવોથી નિર્લેપ છું, એ જ્યારે પ્રસંગ વખતે વાપરે ત્યારે એ ઉપયોગમાં જ ગણાય ને ?

**દાદાશ્રી :** ઉપયોગમાં જ. પર ઉપયોગમાં જતા અટકાવે એ વાક્યો.

નહીં તો એને એમ લાગે કે હું લેપાયમાન થઈ ગયો. મને અડ્યું, હું અશુદ્ધ થઈ ગયો, કહેશે.

**પ્રશ્નકર્તા :** આપણે કોઈ માટે કંઈ અભિપ્રાય બાંધ્યો હોય અને એ માણસ આવીને ઊભો રહે તો અંદર બધા લેપાયમાન ભાવો ઊભા થઈ જાય, તો એ લેપાયમાન ભાવો એ જ બધો પૂંજો-કચરોને ?

**દાદાશ્રી :** ત્યારે બીજું શું ? એ લેપે. લેપે એ લેપાયમાન ભાવો અને નિર્લેપ રાખે એ આ ઉપયોગ. આ તો બે-ત્રણ મિનિટ રહે. અમે બેઠા છીએ એવો ઉપયોગ કાયમ રહે નહીંને !

**પ્રશ્નકર્તા :** એટલે મૂળ ઉપયોગમાં કોઈ પણ વસ્તુ રહેવા ના દે, એ બધો જ કચરો ?

**દાદાશ્રી :** હા, ઉપયોગમાં રહેવા ના દે એ કચરો. રહેવા દે એ કચરો ખલાસ થઈ ગયો છે. આપણે તો સાફેય કરવાનું ના હોય, આપણે તો 'જોવાનું' ! અગર જે આવે તે 'મારું સ્વરૂપ નહીં' કહ્યું એટલે છૂટા. દુઃખ આવે, સુખ આવે, ક્રોધ આવે, બીજું આવે તોય પણ જે આવે તે 'મારું સ્વરૂપ ન્હોય' એવી જાગૃતિ રહેવી જોઈએ.

## પ્રકૃતિને જોનાર લેપિત, તેનેય જોનાર નિર્લેપ આત્મા

**પ્રશ્નકર્તા :** તમે જે કહ્યું કે પ્રકૃતિને જોવાનું તો એ કયો ભાગ જુએ છે પ્રકૃતિને ? પ્રકૃતિના ગુણદોષ જે જુએ છે, તે જોનારો કોણ છે ?

**દાદાશ્રી :** એ જ પ્રકૃતિ છે.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિનો કયો ભાગ જુએ છે ?

**દાદાશ્રી :** એ અહંકારનો, બુદ્ધિનો ભાગ.

**પ્રશ્નકર્તા :** તો પછી આમાં મૂળ આત્માનું શું કામ છે ?

**દાદાશ્રી :** મૂળ આત્માને લેવાદેવા નહીંને !

**પ્રશ્નકર્તા :** મૂળ આત્માનું જોવા-જાણવાનું કઈ રીતનું હોય ?

**દાદાશ્રી :** (એ તો) નિર્લેપ હોય છે, આ તો લેપિત છે.

**પ્રશ્નકર્તા :** એટલે સારું-ખોટું જુએ છે, એ લેપિત ભાગ છે ?

**દાદાશ્રી :** એ બધો લેપિત ભાગ. તેથી એક રસ નિર્દોષતા નથી દેખાતી. અને નિર્લેપ ભાગ એટલે એક રસ નિર્દોષતા.

**પ્રશ્નકર્તા :** આ બુદ્ધિએ સારું-ખોટું જોયું પ્રકૃતિનું, એ જે જુએ-જાણે છે તે પોતે છે ?

**દાદાશ્રી :** પ્રકૃતિનો દોષ જુએ, તે પ્રકૃતિ થઈ ગઈ. આત્મા નથી ત્યાં આગળ. આત્મા અવસ્થીને કોઈનો દોષ ના દેખાય.

❖ ❖ ❖ ❖ ❖

# [૭.૩]
# અસ્પર્શ્ય

## ભેગું રહેવા છતાં અસ્પર્શ્ય-ટંકોત્કીર્ણ

આત્મા કેવો છે ? અસ્પર્શ્ય. પ્રકાશને હલાવ હલાવ કરીએ તેમાં એનું કશું બગડી જવાનું છે ? એવો આત્મા અસ્પર્શ્ય છે. અને એ અસ્પર્શ્ય આત્મા જ જાણવા જેવો છે, અસ્પર્શ એટલે કોઈ પણ વસ્તુ એને સ્પર્શ ન કરે ? ત્યારે કહે, ના, કોઈ વસ્તુ સ્પર્શ ના કરે.

આપણે ગાડી લઈને આવતા હોઈએ અને બાન્દ્રાની ખાડી આવે તો ખાડીની આજુબાજુ નર્યો કાદવ ને પાણી ને કીચડ ને ગંદવાડો બધો હોય છે. તે ગાડીની લાઈટમાંથી અજવાળું જાય ત્યાં આગળ, તે એ અજવાળું આમ કાદવને અડે, કીચડને અડે, હવાને અડે તોય એ અજવાળું ગંધાય નહીં. અજવાળાને સ્પર્શ ના થાય કોઈનો. આ તો રૂપકનો દાખલો કહું છું. મૂળ વસ્તુ તો એથીય અલાયદી છે. મૂળ અજવાળું તો ઓર જ જાતનું છે ! આ અજવાળાને જો કશું અડતું નથી, તો પેલા અજવાળાને શું અડે ? અને તે અજવાળું મેં જોયેલું છે, પરમ જ્યોતિસ્વરૂપ !

**પ્રશ્નકર્તા :** કોઈ વસ્તુ ગંદકીમાં પડેલી હોય પણ એ ગંદકી એને અડે નહીં, એનું નામ ટંકોત્કીર્ણ ?

**દાદાશ્રી :** ગંદકી અડે નહીં પણ આમ ગંદકીનો સ્પર્શ તો થાય

એને, પણ આ તો સ્પર્શેય ના થાય. ભેગું રહેવા છતાં સ્પર્શે નહીં, અસ્પર્શ્ય છે. ત્યારે એ આત્મા કેવો ? ટંકોત્કીર્ણ !

**પ્રશ્નકર્તા :** એનો અર્થ જળ-કમળ-વત્ ગણાય ?

**દાદાશ્રી :** ના, જળકમળવતેય નહીં. એ બધા પ્રભાવ પાડે છે એકબીજા ઉપર. આ તો પ્રભાવેય ના પાડે.

## સર્વે અવસ્થાઓમાં આત્મા અસ્પર્શ્ય

આત્મા-અનાત્માનો અસ્પર્શ્ય સ્વભાવ છે પણ અનાદિની ભ્રાંતિ છે. માન્યતામાં જ ભૂલ છે કે આ હું છું, એ રોંગ બિલીફ છે. એટલે અવસ્થાઓ બદલાયા જ કરે છે, પણ દરેક અવસ્થાઓમાં મારું જ્ઞાન મેલું થતું નથી. જાનમાં, લગ્નમાં, ઘરમાં, માર્કેટમાં, બહાર બધે અસ્પર્શ્ય સ્વભાવ છે.

આત્મા અસ્પર્શ્ય સ્વભાવવાળો છે. આત્મા રાગેય કરતો નથી છતાં તે અહંકાર કરે છે કે મેં રાગ કર્યો. લોકો જેમ માને છે તેમ જો આત્મા ભોગવતો હોય તો એક જ વખત ભોગવે તો પુદ્ગલ થઈ જાય. આત્મા ક્યારેય વિષય ભોગવતો જ નથી. વિષયથી જુદો છે, બધાથી જુદો જ છે આત્મા. આત્મા કોઈ વસ્તુને સ્પર્શ કરે એવો છે જ નહીં. અસ્પર્શ્ય છે, નિર્લેપ જ છે, એ અસંગ જ છે, કાયમને માટે પણ એ સમજમાં બેસ્યા વગર કામ ના લાગે. એ પૂરેપૂરું સમજી લેવું જોઈએ.

આ તમને જે આજ્ઞા આપી છે, એ આરાધન કરતા કરતા એનું ફળ એ આવીને ઊભું રહેશે. શુદ્ધાત્મા તો થઈ ગયા પણ હવે શુદ્ધાત્મા પછી જે આરાધન આપ્યું એનું ફળ અસ્પર્શ્ય અને નિરાલંબી આત્મા આવશે.

એટલે આપણે શું કહીએ છીએ 'હું શુદ્ધાત્મા છું', હું સર્વ પાપોથી નિર્લેપ એવો શુદ્ધાત્મા છું. હું સંપૂર્ણ નિષ્પાપી એવો શુદ્ધાત્મા છું.

પાપ-પુણ્ય મને ક્યારેય સ્પર્શ્યું નથી અને માન્યતાએ કરીને હું અશુદ્ધ હતો, તે હવે હું શુદ્ધાત્મા છું. હું પાપી હતોય નહીં, કોઈ દહાડો પાપ મને વળગ્યુંય નથી, એવો હું છું. જેમ ગામ લક્ષમાં રાખે, કે મારે અમદાવાદ જવાનું છે ને પછી આખા હિન્દુસ્તાનમાં ફરે તોય મારે જવાનું

છે અમદાવાદ, એ એના ધ્યાનમાં જ રહે. એ રીતે 'હું શુદ્ધાત્મા' એના ધ્યાનમાં જ રહે. અને વિજ્ઞાન પ્રાપ્ત થયું છે. નિરંતર 'શુદ્ધાત્મા છું' એવું ભાન છે તમને. કો'કને ગાળ દો છો, તોય પણ તમે શું છો ? તો કહેશે, હું શુદ્ધાત્મા છું. અને ગાળ જેને દે છે તેય શુદ્ધાત્મા છે, એવું તમને લક્ષમાં છે, ધ્યાનમાં છે. ગાળ દે છે એ વ્યવહાર કરે છે, વ્યવહારને છેદે છે.

## આત્મજ્ઞાને વિમુખ થાય સંપૂર્ણ પાપકર્મથી

**પ્રશ્નકર્તા :** દાદા, બીજો એક પ્રશ્ન છે કે દરેક મનુષ્ય કોઈ ને કોઈ પ્રકારે પાપમાં તો પડેલો હોય જ છે. જ્ઞાન લેવાથી જ્ઞાન લેનાર વ્યક્તિ પાપથી ધીરે ધીરે વિમુખ બને ખરી ?

**દાદાશ્રી :** ધીરે ધીરે નહીં, સંપૂર્ણ પાપથી વિમુખ થાય, કારણ કે પાપ કરનાર અને પોતે બે જુદા થઈ જાય. અને પછી પોતાની નવી શક્તિ વધે નહીં, જે પાપ કરનાર હતો તે ડિઝોલ્વ થયા કરે છે રોજ રોજ. કારણ કે જે અહંકાર હતો તે ઊડી ગયો અને પોતે જુદો પડી ગયો. એટલે પેલું ડિઝોલ્વ થયા કરે છે. એટલે જ્ઞાન જ્ઞાનમાં ભળે છે અને જડ જડમાં ભળે છે. ચેતન ચેતનમાં ભળે છે ને જડ જડમાં ભળે છે, બેઉ જુદા જ પડી જાય છે.

## મન-વચન-કાયાનું માલિકીપણું જતા, થાય સંપૂર્ણ નિષ્પાપી

**પ્રશ્નકર્તા :** આ વનસ્પતિ તોડીએ એમાં પાપ નથી ?

**દાદાશ્રી :** આ પાપ તો, નર્યું આ જગત જ પાપમય છે. જ્યારે આ દેહનો માલિક નહીં હોય તો જ નિષ્પાપી થાય, નહીં તો આ દેહનો માલિક છે ત્યાં સુધી પાપ જ છે બધા.

શ્વાસ લઈએ તો કેટલાય જીવ મરી જાય ને છોડતાય કેટલાય જીવ મરી જાય ! અમથા આપણે હેંડીએને, તો કેટલાય જીવોને આપણો ધક્કો વાગ્યા કરે છે, આમ દેખાતા નથી એવા જીવોને.

નર્યું પાપ જ છે બધું પણ 'આ દેહ નથી હું' એવું જ્યારે ભાન થશે, દેહનું માલિકીપણું નહીં હોય, ત્યારે (પોતે) પાપથી નિષ્પાપ થશે. તે હું

આ દેહનો વીસ વર્ષથી માલિક થયો નથી, આ મનનો માલિક નથી, આ વાણીનો માલિક નથી. માલિકી ભાવના દસ્તાવેજ જ ફાડી નાખેલા છે. એટલે એની જવાબદારી જ નહીંને ! એટલે જ્યાં માલિકી ભાવ ત્યાં ગુનો લાગુ થાય. માલિકી ભાવ નથી ત્યાં ગુનો નથી. એટલે અમે તો સંપૂર્ણ અહિંસક કહેવાઈએ. કારણ કે આત્મામાં જ રહીએ છીએ, હોમ ડિપાર્ટમેન્ટમાં જ રહીએ છીએ અને ફોરેનમાં હાથ ઘાલતા જ નથી. એટલે આ બધા હિંસાના સાગરમાં સંપૂર્ણ અહિંસક છીએ.

## જ્ઞાની રહે સદા અસ્પર્શ્ય ને ફ્રેશ

હું કેવળ અસ્પર્શ્ય સ્વભાવી છું. અમે અસ્પર્શ્યમાં જ રહેવાના, એટલે પછી ભાંજગડ નહીં. આપણું જ્ઞાન લીધેલું હોય પણ જે સ્પર્શમાં રહે છે જેટલા કંઈક અંશે, તે બન્નેને થાક લાગે, દેહનેય થાક લાગે ને આત્માનેય થાક લાગે. અને અસ્પર્શ્ય (હોય એ) પોતાને થાક ના લાગે ને દેહનેય થાક ના લાગે. પોતપોતાના સ્વભાવમાં જ હોયને !

**પ્રશ્નકર્તા :** પોતાના સ્વભાવમાં રહે તો વિશેષ ભાવ ઉત્પન્ન થાય નહીંને ત્યાં ?

**દાદાશ્રી :** એથી હું કહું છું, કે 'અલ્યા ભાઈ, દાદા રોજ આવે છે ને ભેગા થાય છે રોજ, પણ કંટાળો નથી (આવતો), વાસી લાગતા નથી ?' ત્યારે કહે, 'ના, વાસી નહીં, એ તો ફ્રેશ લાગે છે.' 'ફ્રેશ લાગે છે, હા. વાસી નથી લાગતા', કહે છે. વાસી લાગે તો કંટાળો આવે આપણને.

## અસ્પર્શ્ય સ્વભાવ વર્તાય સ્વ-સ્વભાવમાં

**પ્રશ્નકર્તા :** સ્વભાવની ખામીથી મોક્ષ જતો રહે છે, એવું આપે જે કહ્યું'તું એ વિશે વિશેષ સમજાવો.

**દાદાશ્રી :** એક ફેરો આત્મસ્વભાવ સમજી લીધો, પછી એમાં ખામી આવે ત્યારે મોક્ષ જતો રહે. મઠિયાથી તદ્દન ન્યારો રહેનારો આત્મસ્વભાવ.

**પ્રશ્નકર્તા :** એને ક્યાં કોઈની સાથે લેવાદેવા છે ?

**દાદાશ્રી :** ના, બહુ તીખા થયા હોય તોય વીતરાગ ભાવ રહે ને મોળા થયા હોય તોય વીતરાગ ભાવ રહે એવો આત્મસ્વભાવ. સ્વભાવ નહીં ઓળખવાથી આખું જગત ભટકાઈ મર્યું છે. એનો સ્વભાવ છે એ તો. એમ જાણે કે આ મઠિયાનો રંગ એને જ અંદર લાગી જાય છે. જેટલા રંગ લાગ્યા છે ને, બધા મનને લાગેલા છે. એ શું જાણે કે આત્માને રંગ લાગી ગયો. અલ્યા મૂઆ, આત્માને રંગ અડે જ નહીં. એને કોઈ વસ્તુ સ્પર્શ ના થાય. એને અસ્પર્શ કહેવાય છે. તમને એનો સ્વભાવ ગમ્યો ? કોઈ વસ્તુ સ્પર્શ ના કરે.

**પ્રશ્નકર્તા :** બરાબર છે, દાદાજી, બિલકુલ બરાબર.

**દાદાશ્રી :** કેવો સરસ સ્વભાવ છે !

**પ્રશ્નકર્તા :** આ નિરાળોને ! હંમેશાં, કાયમ નિરાળો !

**દાદાશ્રી :** નિરાળો. માર ખાય છે છતાં પોતે આનંદમાં હોય.

**પ્રશ્નકર્તા :** માર ખાય છે એ માલ જેવો લાગે.

**દાદાશ્રી :** હા, અમને ત્યાં કાઢી મૂક્યા તોય પણ આનંદ થયો. આત્મા જાણે કે કાઢી મેલનાર કોણ ને કાઢી મૂક્યો કોને ? અંદર એ આત્મા જાણે. આત્મા તેનો તે. પછી સ્વભાવની ખામી લઈને માથે લઈ લે કે આ મારું અપમાન કર્યું તો પછી આવી બન્યું. શેને લઈને માથે લઈ લે છે ? સ્વભાવની ખામી !

**પ્રશ્નકર્તા :** સ્વભાવની ખામી, એ સ્વભાવને ન જાણવાથી ને, દાદાજી ?

**દાદાશ્રી :** એટલે એ સ્વભાવની ખામી જ કહેવાય.

**પ્રશ્નકર્તા :** એ આત્માને ગેરહાજર કરે છે ?

**દાદાશ્રી :** હા, એનું જાણપણું ખોવડાવી નખાવે છે.

❖ ❖ ❖ ❖ ❖

# [૮]

# સ્વભાવ-સ્વપરિણતિ-સ્વપરિણામ

## [૮.૧]

## સ્વભાવ : પરભાવ

### આત્મભાવ એ સ્વભાવ, પુદ્ગલભાવ એ પરભાવ

**પ્રશ્નકર્તા :** પરભાવ એટલે શું ? સ્વભાવ કોને કહેવો, જ્ઞાનીની ભાષામાં ?

**દાદાશ્રી :** પરભાવ એટલે આત્મભાવ નહીં એ. આત્મા સિવાય બીજા બધાય પરના ભાવ, એટલે સંસારીભાવ એ પરભાવ કહેવાય.

અને સ્વભાવભાવનો અર્થ શું ? આત્મભાવના. સ્વભાવભાવ એટલે કોઈ ચીજનો પોતે કર્તા નહીં. સ્વભાવભાવમાં બીજો કોઈ ભાવ જ નહીં. એમાં તો જ્ઞાતા-દ્રષ્ટા ને પરમાનંદ જ રહે.

**પ્રશ્નકર્તા :** પરભાવો પુદ્ગલના છે ?

**દાદાશ્રી :** હા, પરભાવ પુદ્ગલના. પરભાવ એટલે બંધન કરાવનાર અને સ્વભાવ એ છોડાવનાર. જે બને છે તે પુદ્ગલનો સ્વભાવ છે અને જોવા-જાણવાનો આત્માનો સ્વભાવ છે.

**પ્રશ્નકર્તા :** સ્વભાવ ભાવ એ ધ્રુવભાવ છે ?

**દાદાશ્રી :** સ્વભાવ ભાવ ધ્રુવભાવ છે, સનાતન ભાવ છે.

## જ્ઞાની પોતે સ્વભાવમાં રહી, પરભાવને જાણે

**પ્રશ્નકર્તા :** સ્વભાવ-પરભાવ વિશે વધારે સમજાવશો ?

**દાદાશ્રી :** 'હું શુદ્ધાત્મા' એ સ્વભાવ કહેવાય. 'હું ચંદુભાઈ' ને 'આ મારું' એ બધો પરભાવ. 'હું ચંદુ છું અને આ ભાવ કરું છું, પૈસા કમાવવાનો ભાવ કરું છું' એ પરભાવ કહેવાય. અને હું ચંદુ નહીં ને હું શુદ્ધાત્મા છું એટલે પૈસા કમાવવાનો ભાવ છે એ છે તે પરભાવ નથી ગણાતો. એ છે તે ડિસ્ચાર્જ છે. અને તેને આપણે જોયા કરવાનું, કે ચંદુ શું કરે છે.

**પ્રશ્નકર્તા :** એવું કેમ, દાદા ?

**દાદાશ્રી :** આત્મજ્ઞાની પરભાવમાં કેમ કરીને આવે ? આત્મજ્ઞાની થયો એટલે પોતે સ્વભાવમાં હોય. પરભાવ એને ઉત્પન્ન થાય ખરા, તે પરભાવને જાણે.

## આત્મા ન કરી શકે પરભાવ, રહે સ્વભાવનો જ કર્તા

**પ્રશ્નકર્તા :** એટલે શુદ્ધાત્મા લક્ષ થયા પછી આવા ભાવો પરભાવ નથી ગણાતા ?

**દાદાશ્રી :** હા, કારણ કે આ આત્મા પરભાવ કરી શકતો જ નથી. આત્મા સ્વભાવનો જ કર્તા છે. કોઈ દહાડો પરભાવનો કર્તા છે જ નહીં. પરભાવનો કર્તા કોણ ? ત્યારે કહે, અજ્ઞાન, 'હું ચંદુ છું' એ પરભાવનો કર્તા, 'હું શુદ્ધાત્મા છું' એ સ્વભાવનો કર્તા. આત્મા કોઈ દહાડો પરભાવનો કર્તા થયો નથી, થશે નહીં અને થવાનોય નથી. પોતાના ધર્મની બહાર આત્મા ગયો નથી. કોઈ પણ વસ્તુ પોતાના ધર્મની બહાર હોતી નથી. કોઈ પણ વસ્તુ પોતાના ધર્મની આઉટ સાઈડ (બહાર) રહી શકતી જ નથી. એના નિજધર્મમાં હોય. આત્મા પોતાના નિજધર્મમાં જ છે.

આ તો પરભાવો એ બિગિનિંગ ઑફ કોઝીઝ છે. આ ભાવકર્મ

'મને' થાય છે એ જ બંધન છે, એ જ પરભાવ છે. પરભાવને સ્વભાવ માને એ જ બંધન. પરભાવ કેમ ? પરસત્તાને આધીન છે. શાસ્ત્રોમાં શું લખ્યું છે, કે (આત્મા) સ્વભાવથી અકર્તા છે. આ વિભાવથી, વિશેષભાવથી કર્તા છે અને માટે ભોક્તા છે.

## જ્ઞાન પછી રાગ-દ્વેષ એય ડિસ્ચાર્જ

**પ્રશ્નકર્તા :** રાગ-દ્વેષને ભાવ કહે છે એ બરાબર નથી ?

**દાદાશ્રી :** આ જ્ઞાન પછી રાગ-દ્વેષ એય છે તે ડિસ્ચાર્જ વસ્તુ છે. તમારે કરવાનું ના ગમતું હોય છતાંય કરવું પડે, તે પહેલાનો રાગ હતો તેથી. બધી ડિસ્ચાર્જ થતી વસ્તુઓ છે.

ખરાબ વિચાર આવતા હોય, તે તમને ના ગમતા હોય, તો તમને એના કર્મ બંધાય નહીં. મહીં વિચાર આવતા હોય ને તમે એમ કહો કે આ આમ જ કરવા જેવું છે, તો કર્મ બંધાય.

બાકી, મનેય ડિસ્ચાર્જ થયા કરે છે, વાણીયે ડિસ્ચાર્જ થયા કરે છે અને આ બૉડીયે (કાયાયે) ડિસ્ચાર્જ થયા કરે છે. ત્રણેવ બૅટરીઓ ડિસ્ચાર્જ જ થયા કરે છે.

દ્રવ્ય એ ડિસ્ચાર્જ થનારી વસ્તુ છે અને ભાવ એ અંદર ઉત્પન્ન થતી વસ્તુ છે. એ અંદર આપણો અભિપ્રાય હોય તે વખતે ભાવમાં.

## આજ્ઞાપાલન ત્યાં ના રહે પરભાવ

**પ્રશ્નકર્તા :** વ્યવહારમાં જો અતિક્રમણ થઈ જાય તો તુરંત પ્રતિક્રમણ કરી નાખવાનું આપે સૂચન કર્યું છે, પણ જો નિજ સ્વભાવમાંથી પરભાવ કે પરદ્રવ્યમાં ખેંચાઈ જવાય કે તેમાં જ તન્મયાકાર થઈ જવાય તો શું કરવું ? પરભાવ કે પરદ્રવ્યમાં તન્મયાકાર થવું એ શુદ્ધાત્માનું અતિક્રમણ થયું કહેવાય ? કૃપા કરીને સમજાવશો.

**દાદાશ્રી :** અમારી જે આજ્ઞા પાળે તે પરભાવમાં જઈ શકે નહીં. એને જવું હોય તોય નહીં જવાય. પરદ્રવ્યમાં ખેંચાય જ નહીં.

જો આજ્ઞા પાળશો તો પરભાવ ને પરદ્રવ્યની ભડક રાખશો નહીં. એ જો ભડક રહી હોતને તો આ માર્ગ કહેવાત જ નહીં કે મેં તમને મોક્ષ આપ્યો છે એવું. એટલે એ ભડક નથી, માટે તમારે કોઈએ ભડકાટ રાખવાનો નહીં.

એટલે કોઈ ગભરાશો નહીં. એમાં તન્મયાકાર થાય તોય એ પરભાવમાં કે પરદ્રવ્યમાં નથી. જો આજ્ઞા પાળો છો તો આ નથી અને આ છે તો આજ્ઞા પાળી શકાય નહીં. એટલું બધું વૈજ્ઞાનિક છે આ તો બધું. વિજ્ઞાન આખું પૂરું કરે તો એક જ માણસ આખા બ્રહ્માંડને એ (આશ્ચર્ય) કરી નાખે.

**પ્રશ્નકર્તા :** આવો વિચાર આવ્યો એટલે મારી જાગૃતિ ઓછી અને આજ્ઞાનું પાલન ઓછું થાય છે એવો અર્થ થયો ?

**દાદાશ્રી :** ના, એવું કશું નહીં. આ તો આ સમજણનો ખુલાસો થયેલો નહીંને એટલે આવું થાય. આ સમજણનો એક ફેરો ખુલાસો થઈ ગયો એટલે ફરી ના થાય.

**પ્રશ્નકર્તા :** પરભાવમાં ચાલ્યું જવાય છે એટલે આજ્ઞામાં નથી રહેવાતું એમ કહેવાય ?

**દાદાશ્રી :** હવે પરભાવમાં જતું જ નથી. પરભાવ વસ્તુ જુદી છે. બીજું જાય છે એ. પરભાવ હોતો નથી.

(હવે) એ કર્મની નિર્જરા જ થયા કરે. કંઈ વાંધા જેવું નથી એમાં. પરભાવ તો કર્મ બંધાય, ચાર્જ થાય અને ચાર્જ થાય એટલે ચિંતા શરૂ થઈ જાય. અને ચિંતા થાય એટલે ભટકવાનું દુનિયામાં, સંસાર મંડાયો. આ વિજ્ઞાન એમાં પરદ્રવ્ય અને પરભાવ છે જ નહીં. જો હોત તો એ સમાધિ આપે જ નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે આજ્ઞા પાળવી એ જ મુખ્ય છે ?

**દાદાશ્રી :** બસ, બીજું કશું જ નહીં. આપણે આજ્ઞા પાળશોને, એ એનું ફળ જ આ છે. પરભાવથી મુક્તિ અને સ્વભાવમાં રહેવું એ જ આ

આજ્ઞાનું ફળ જ છે. એટલે તમારે એ ફળ લાવવાની જરૂર નથી, તમારે તો આજ્ઞા પાળવાની જરૂર છે.

## સ્વભાવથી છે જ અપ્રતિબદ્ધ, હવે જરૂર દૃઢતાની

'હું શુદ્ધાત્મા છું', સ્વભાવ ભાવ સિવાય બીજો ભાવ જ ઉત્પન્ન ના થાય, પરભાવ જેને ઉત્પન્ન જ ના થાય, એ અપ્રતિબદ્ધ કહેવાય. નહીં તો પ્રતિબદ્ધ છે જ, બંધાયેલો જ છે ને પરભાવમાં !

**પ્રશ્નકર્તા :** દાદા, આપે તો બહુ સાદો અર્થ કર્યો. આ અપ્રતિબદ્ધપણું એટલે તો સ્વભાવમાં આવવું.

**દાદાશ્રી :** હા, ભાવથી સ્વભાવમાં રહેવું. પરભાવથી પ્રતિબદ્ધ અને સ્વભાવથી અપ્રતિબદ્ધ. તમે સ્વભાવમાં જ આવેલા છો, છોયે સ્વભાવમાં. પણ હવે શું થાય ?

**પ્રશ્નકર્તા :** દાદા, અમે અપ્રતિબદ્ધ દશામાં છીએ ?

**દાદાશ્રી :** હા, છો ને, પણ એ તમને એટલી દૃઢતા આવવી જોઈએને કે નહીં, હું અપ્રતિબદ્ધ જ છું, પુરાવા સહિત. પુરાવા સહિત હોવું જોઈએ પાછું. એ દશા મેં આપેલી છે તમને, પ્રાપ્ત થયેલી છે. તમે કારખાના ચલાવો છો ને અપ્રતિબદ્ધપણે વર્તો છો, જુઓને ! એ કેવી અજાયબી આ કાળમાં ! પછી શું ?

**પ્રશ્નકર્તા :** દાદા, હજુ અપ્રતિબદ્ધ દશાની તો શરૂઆત છે.

**દાદાશ્રી :** શરૂઆત છે. એટલે એ ગાઢ થવું જોઈએ. એ માન્યતા ગાઢ થવી જોઈએ. તમે આ છો, પણ એ માન્યતા હજુ ગાઢ થઈ નથી. એ બિલીફ ગાઢ થવી જોઈએ, સમ્યક્ દર્શન ! છો તો એ જ, પણ હજુ ગાઢ થયું નથીને ! ગાઢ તો પહેલાનું, તે પહેલાનું પાછું યાદ આવ્યા કરે.

❖ ❖ ❖ ❖ ❖

# [૮.૨]
# સ્વપરિણતિ-પરપરિણતિ

## પરિણતિ એટલે શું ?

**પ્રશ્નકર્તા :** પરિણતિ એટલે શું, દાદા ? પરિણતિનો અર્થ સમજાવો.

**દાદાશ્રી :** પરિણતિ એટલે પરિણામને પોતાના માનવા. પરિણતિ બે પ્રકારની : એક ક્રિયા પરિણતિ છે અને એક જ્ઞાન પરિણતિ છે. ક્રિયા પરિણતિ એ મિકેનિકલ છે, જ્ઞાન પરિણતિ દરઅસલ હોય. જગત આખું પરપરિણતિમાં છે, સ્વપરિણતિ જોઈ જ નથી.

## પુદ્‌ગલ પરિણામને પોતાના માનવા તે પરપરિણતિ

**પ્રશ્નકર્તા :** સ્વપરિણતિ-પરપરિણતિ એટલે શું એ સમજાવો.

**દાદાશ્રી :** પરપરિણતિ એટલે શું કે પુદ્‌ગલના પરિણામ પુદ્‌ગલ કરી રહ્યું છે તેને આપણે કહીએ છીએ, 'હું કરી રહ્યો છું.' એટલે કરે છે બીજો અને કહે છે કે 'હું કરું છું.' બીજાના પરિણામને 'હું કરું છું' એમ કહે છે, 'પોતાના પરિણામ છે' એમ કહે છે. છે પુદ્‌ગલના પરિણામ, તેને કહે છે કે 'આ મારા પરિણામ છે.' એ તો પુદ્‌ગલ જ થઈ ગયોને ! તારા આત્મ પરિણામ જુદા હોય. પુદ્‌ગલને, ક્રોધ-માન-માયા-લોભને પોતાના માનવા તે પરપરિણતિ.

તે લોકો પુદ્‌ગલ પરિણતિમાં છે. પુદ્‌ગલ પરિણામને પોતાના

પરિણામ માને છે. એટલે પરપરિણામના માલિક આ લોકો. પોતાના પરિણામની ખબર જ નથી.

આ શરીરમાં આત્મા સિવાય બીજા જે પરિણામ થાય છે, તેને મારા જ પરિણામ છે માને તે પરપરિણતિ છે.

**પ્રશ્નકર્તા :** પરપરિણામ અને પરપરિણતિમાં શું ફરક ?

**દાદાશ્રી :** આ જે ચંદુભાઈ કરે એ બધું પરપરિણામ કહેવાય. એને 'હું કરું છું' એવું જો થાય તો પરપરિણતિ કહેવાય.

'માથું દુઃખે છે' એ પરપરિણામ કહેવાય અને તેને 'મને દુખ્યું' એમ કહ્યું એને પરપરિણતિ કહી. જેણે સ્વપરિણતિ, સ્વપરિણામ જોયા નથી, તે પરપરિણતિ સિવાય બીજું શું જુએ ?

પરપરિણતિ એટલે, ઈટ હેપન્સ આ બધું થઈ રહ્યું છે, બીજી શક્તિ કરે છે, પરશક્તિ કરે છે ને પોતે માને છે 'હું કરું છું.' આ કરે છે બીજો એટલે ઉદયકર્મ કરે છે, આ વ્યવસ્થિત કરે છે અને આ કહે છે કે 'હું કરું છું' તે પરપરિણતિ. પારકાના પરિણામ પોતે કર્યા છે એવું બોલવું, આરોપ કરવો. પરદ્રવ્યના પરિણામ છે એ, તેને સ્વદ્રવ્યના પરિણામ માનવા એનું નામ પરપરિણતિ.

**પ્રશ્નકર્તા :** પરપરિણતિ ઉત્પન્ન કોણ કરે છે ?

**દાદાશ્રી :** પરપરિણતિ કોણ ઉત્પન્ન કરે છે ? જીવતો ઈગોઈઝમ. એ પરપરિણતિને સ્વપરિણતિ માને છે. અમે કહ્યું, પરપરિણતિને પરપરિણતિ માનો ને સ્વપરિણતિને સ્વપરિણતિ માનો.

## પરને પર ને સ્વને સ્વ માને એ સ્વપરિણતિ

**પ્રશ્નકર્તા :** અને સ્વપરિણતિ એટલે શું ?

**દાદાશ્રી :** સ્વપરિણતિ એટલે પુદ્ગલના પરિણામને પરપરિણામ માનવા અને પોતાના પરિણામને પોતે પોતાના માનવા, એ સ્વપરિણતિ.

આ જે થઈ રહ્યું છે તેને કહે છે કે 'હું કરી રહ્યો છું' તે પરપરિણતિ. આ જે કંઈ થઈ રહ્યું છે તે 'હું કરતો નથી' તે નિજપરિણતિ. કર્તાપદને પરપરિણતિ કહેવાય અને જ્યાં પરપરિણતિ નથી ત્યાં સ્વપરિણતિ છે.

**પ્રશ્નકર્તા :** સ્વપરિણતિ કેવી રીતે ઉત્પન્ન થાય ?

**દાદાશ્રી :** 'કોણ કરે છે' એ સમજાઈ જાય તો સ્વપરિણતિ ઉત્પન્ન થાય. જેમ છે તેમ જાણવું એ સ્વપરિણતિમાં આવે.

મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર એ જ સંસારમાં રખડાવનારા છે. મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકારથી પર થાય તો જ શુદ્ધ પરિણતિ આવે. આ તો જે પોતે જ અશુદ્ધ છે, તે શુદ્ધ પરિણામ ક્યાંથી લાવે ? આખુંય જગત અશુદ્ધ પરિણતિમાં જ છે. શુદ્ધ પરિણતિમાં તો કોણ રહી શકે ? જ્ઞાનીઓ સિવાય કોઈ શુદ્ધ પરિણતિમાં રહી શકે જ નહીં.

એક મિનિટ પણ સ્વપરિણતિમાં આવે ત્યાંથી એનો મોક્ષમાર્ગ ખુલ્લો થઈ ગયો. સ્વપરિણતિ એ મોક્ષનો હેતુ. પરપરિણતિ એ સંસાર !

પરપરિણતિથી તો ઊલટાનો સંસાર બગાડે છે અને સ્વપરિણતિથી તો સુંદર સંસાર ચાલે.

## 'હું શુદ્ધાત્મા' ને 'ના કોઈ કર્તા' એ શુદ્ધ પરિણતિ

**પ્રશ્નકર્તા :** શ્રીમદ્‌નું એક વાક્ય છે કે શુદ્ધ પરિણતિ હોય નહીં, ત્યાં સુધી પરમ વિશ્વાસ પ્રાપ્ત થાય નહીં, પરમ શ્રદ્ધા પ્રાપ્ત થાય નહીં. તે સમજાવશો.

**દાદાશ્રી :** શુદ્ધ પરિણતિ એટલે 'હું શુદ્ધ આત્મા છું', પોતાનું લક્ષ એ. 'આ દેહ હું ન્હોય, હું શુદ્ધાત્મા છું' અને બીજા પણ 'શુદ્ધાત્મા છે' એવી એને ખાતરી થઈ જવી જોઈએ ત્યારે શુદ્ધ પરિણતિ ઉત્પન્ન થાય. જો બીજાને, શુદ્ધાત્માને કર્તા દેખે તો શુદ્ધ પરિણતિ ના કહેવાય. બીજાને અકર્તા દેખે. પોતે અકર્તા, સામોય અકર્તા. હું કરું છું, તું કરું છું અને તેઓ કરે છે, એ ત્રણેવ છે તે કર્તાપદ ના હોવું જોઈએ.

એક કર્તાપદ ને બીજું અકર્તાપદ. કર્તાપદમાં ‘હું ચંદુલાલ ને હું જ આ બધું કરું છું’ તે પરપરિણતિ ને તે અનંત અવતાર સંસારમાં ભટકામણ જ કરાવનારી છે ને બીજું અકર્તાપદ તે સ્વપરિણતિ. સ્વપરિણતિ મોક્ષમાં લઈ જાય. સ્વપરિણતિને ભગવાને ‘મોક્ષ’ કહ્યો છે. એક અશુદ્ધ પરિણતિ ને તે પ્રસવધર્મી છે. તે નર્યા બચ્ચા જ જન્મ્યા કરે. અને બીજી શુદ્ધ તે સ્વધર્મી પરિણતિ, તે મોક્ષ તરફ પ્રગતિ કરે. બે જ પરિણતિ છે.

## શુભ-અશુભ બન્ને પુદ્ગલ પરિણતિ : શુદ્ધ એ સ્વપરિણતિ

**પ્રશ્નકર્તા :** તમે બે જ પરિણતિ છે એમ કહ્યું, એક અશુદ્ધ ને બીજી શુદ્ધ પરિણતિ કહી, તો ત્રીજી શુભ પરિણતિ નહીં ?

**દાદાશ્રી :** શુભ અને અશુભ તે બધી પુદ્ગલ પરિણતિ છે અને શુદ્ધ ભાવ મોક્ષ છે. શુદ્ધ ભાવ તો એનું નામ કહેવાય કે ક્યારેય પણ જાય નહીં, અવિનાશી ભાવ. એ સ્વભાવભાવ છે, વિભાવભાવ નથી.

**પ્રશ્નકર્તા :** અધ્યવસાયમાં શુભ-અશુભતા હોય ? અધ્યવસાયમાં શુભ અને અશુભ એવું ભેદાંકન હોય ?

**દાદાશ્રી :** હા, એ તો હોય. શુભ-અશુભ હોય જ. એ તો એમાં દીવા જેવી વાત. પણ આ પરિણતિ શુભ-અશુભ હોતી હશે ? પરિણતિ એટલે બે પ્રકારની પરિણતિ; એક પુદ્ગલ પરિણતિ છે અને એક આત્મ પરિણતિ છે. સ્વપરિણતિ અને પરપરિણતિ બે જ હોય.

જેને મોક્ષે જવું હોય તેને બે જ પરિણતિ છે; એક અશુદ્ધ પરિણતિ ને બીજી શુદ્ધ પરિણતિ. અશુદ્ધ પરિણતિથી સંસાર છે ને શુદ્ધ પરિણતિથી મોક્ષ છે.

## સમકિતીને જ ‘પરિણતિ’ બોલવાનો અધિકાર

**પ્રશ્નકર્તા :** અમે એવું સાંભળ્યું હતું કે અશુભ પરિણતિ છોડો અને શુભ પરિણતિ કરો તો એ શું ? ?

**દાદાશ્રી :** આ અશુભ પરિણતિ છોડો અને શુભ પરિણતિ કરો,

કહેશે. હવે એને ખરેખર પરિણતિ નથી ગણાતી, પણ છતાં આ પરિણતિનો અર્થ નીચો લાવ્યા. બે જ પ્રકારની પરિણતિ; એક સ્વપરિણતિ ને બીજી પરપરિણતિ. બીજે પરિણતિ ના વપરાય.

કેટલાક કહે છે કે આ ભાઈની પરિણતિ બરાબર નથી, પણ પરિણતિ વસ્તુ જુદી જ છે. તેને લોક જ્યાં ત્યાં વાપરે છે.

આ 'પરિણતિ' શબ્દ જ કોઈથીયે ના બોલાય. આ તો બધા જ 'પરિણતિ' શબ્દ બોલે છે ને શબ્દ વાપરે છે. એ શબ્દ તો જ્ઞાનીનો છે. જ્ઞાની જ 'પરિણતિ' શબ્દ બોલી શકે.

ધર્મમાં હોય કે ગમે ત્યાં પરપરિણતિ શબ્દ ના વપરાય. વ્યાખ્યાનમાં જાય ત્યાં સંસારનો વિચાર આવે તો તેને પરપરિણતિ માને અને ધર્મના કાર્યને સ્વપરિણતિ માને. પણ એ પોતે જ મૂળથી પરપરિણતિમાં છે.

'પરિણતિ સારી નથી' એવું કહે છે ને, એ શું હશે ? ભગવાનની ભાષા જુદી છે. ભગવાનની ભાષા રહી જ નથી. આ તો કહેશે, મનના શુદ્ધ પરિણામ રહે. આ કોણે અર્થ કર્યો છે તે જ નથી સમજાતું. એક મહારાજ સમજણ પાડતા કે પરિણતિ સારી રાખ. આ પરિણતિ બોલવાનો અધિકાર જ ના હોય. પરિણતિ તો તીર્થંકર કે જ્ઞાની બેને જ બોલવાનો અધિકાર છે.

એ સમકિતી માણસને જ પરિણતિ બોલવાનો અધિકાર, બીજા કોઈને બોલવાનો અધિકાર જ નથી. કારણ કે એ જ પરપરિણતિમાં છે ને એને પરિણતિ બદલવાનું ક્યાં રહ્યું ? પરપરિણતિમાં છે, કાદવમાં જ છે ને પછી 'કાદવને અડશો નહીં' એમ કહે, એના જેવી વાત છે.

ભાવની પરિણતિ સારી રહેતી નથી એવું કહે છે ને ? એ પરિણતિ શબ્દ વપરાય જ નહીં. છતાં ચોથા ગુંઠાણા પછી વપરાય. પણ પરપરિણતિને સ્વપરિણતિ માને તો સમકિત આગળ વધે નહીં. મનની, બુદ્ધિની પરિણતિ એ બધી પરપરિણતિ છે.

## આત્મપરિણતિ જાણે, તો સ્વ-પર પરિણતિ ખ્યાલમાં આવે

આ બધા પરપરિણતિમાંય નથી. કારણ કે સ્વપરિણતિને ઓળખે તો પરપરિણતિમાં રહ્યો કહેવાય. સ્વપરિણતિને ઓળખતો નથીને, તો પરપરિણતિ શાને ?

**પ્રશ્નકર્તા :** સ્વપરિણતિમાં નથી, પરપરિણતિમાંય નથી તો પછી શેમાં છે ?

**દાદાશ્રી :** પરિણતિ તો આત્માની પરિણતિને જાણે, તેમાં ન રહેવાય તો પોતે પરપરિણતિમાં છે એમ ખ્યાલમાં રહે અને આ તો વાત-વાતમાં પરિણતિ બોલે.

**પ્રશ્નકર્તા :** આખા દિવસમાં પચાસેક વખત તો આવતું હશે, શુભ પરિણતિ, અશુભ પરિણતિ એવું બધું.

**દાદાશ્રી :** હવે પરિણતિમાં શુભ ને અશુભ હોતું નથી. આ નવી જાતનું તોફાન !

**પ્રશ્નકર્તા :** સ્વ અથવા તો પર બેમાંથી એક હોય છે.

**દાદાશ્રી :** બસ, સ્વ-પર પરિણતિ છે. જો આત્માની પરિણતિમાં છે તો સ્વપરિણતિ અને નહીં તો પુદ્‌ગલ પરિણતિમાં છે. એ જે જાણે છે કે આ આત્મ પરિણતિ છે, માટે મારી આ પુદ્‌ગલ પરિણતિ છે. તેને પરિણતિ છે, બાકી બીજાને પરિણતિ કેવી ?

**પ્રશ્નકર્તા :** આ પરપરિણામ જાણે તો તરત જ પાછો સ્વપરિણામમાં આવી જાયને ?

**દાદાશ્રી :** સ્વપરિણામમાં ના આવી શકે તોય વાંધો નહીં પણ સ્વપરિણતિને જાણતો હોય એ પરપરિણતિ ક્યારે ખસે તેવા પ્રયત્નમાં હોય. ક્યારે પરપરિણતિ જાય એવા પ્રયત્નમાં હોય.

**પ્રશ્નકર્તા :** તો દાદા, એ લોકો બીજાને કહે કે તમે પરપરિણતિમાં છો, તો પોતે ના હોય ત્યારે જ કહેને ?

**દાદાશ્રી :** પણ એનું નામ જ ભ્રાંતિને ! એ પોતે પિત્તળ લઈને બેઠેલા હોય અને આપણા સાચા સોનાને કહે છે કે તમે પિત્તળ લઈને આવ્યા છો. એટલે સાચા સોનાવાળો સમજતો હોય કે મારું સાચું છે, એનું પિત્તળ છે, પણ એને સમજણ નથી એટલે બિચારો આવું બોલે છે. એટલે પછી એ એને સહન કરે. સહન કોને કરવાનું છે ? આ દુનિયામાં જે સાચા છે એને સહન કરવાનું છે.

## કર્તાપદે જપ-તપ-ત્યાગ-ધર્મ એ બધું પરપરિણતિ

આ બધા જે લોકો જપ, તપ, ત્યાગ જે જે બધું કરે છે એ બધી પરપરિણતિ છે. એટલે સંસારમાં જ ભટકવાનું સાધન ખોળી કાઢ્યું છે.

એ સાધુ હોય કે સંન્યાસી હોય, સમાધિમાં રહેતો હોય કે ઉપાધિમાં રહેતો હોય પણ ચિંતા વગર કોઈ માણસ ના હોય. ચિંતા એટલે શું ? મહીં આકુળતા-વ્યાકુળતા રહ્યા જ કરતી હોય આમ. કારણ કે પરપરિણતિમાં છે. સ્વપરિણતિ ઉત્પન્ન થાય તો જ દહાડો વળે.

'હું આ કરું છું, હું આ ભોગવું છું, હું આ ધર્મ કરું છું' ત્યાં સુધી પરપરિણતિ. 'હું સંડાસ જઉ છું, હું ઊંઘી જઉ છું' તેય પરપરિણતિ. આ બધી પરપરિણતિ હોય ત્યાં સુધી સ્વપરિણતિનો છાંટોય પણ ન દેખી શકે. પરપરિણતિ જોયેલી ખરી કોઈ વખત ?

**પ્રશ્નકર્તા :** પરપરિણતિમાં જ છીએ ને.

**દાદાશ્રી :** હવે સ્વપરિણતિમાં આવીએ તો સ્વાદ જુદી જ જાતનો હોય. આ અત્યારે પરપરિણતિમાં જે સ્વાદ આવે છે એના કરતા સ્વપરિણતિનો સ્વાદ જુદો જ હોય.

આ અમૃતમય હોય, પેલું વિષપાન હોય. પેલી વિષમસ્થિતિ હોય, આ સમસ્થિતિ હોય. સ્વપરિણતિમાં સમસ્થિતિ હોવી જ જોઈએ, અમૃતપાન હોવું જ જોઈએ. વિષપાન કદી પણ, એક સેકન્ડ પણ ન આવે, એનું નામ સ્વપરિણતિ. સ્વપરિણતિમાં જાગૃતિનું પ્રમાણ ઓછું-વત્તું હોય !

## સ્વપરિણતિમાં છે એ સંન્યસ્ત

**પ્રશ્નકર્તા :** આપે જે સંન્યાસી શબ્દ કહ્યોને, તો એ ખરા સંન્યાસીનો અર્થ સમજાવો. એમની સ્વપરિણતિ, સ્વપરિણામ કેવા હોય ?

**દાદાશ્રી :** પરપરિણામને અને સ્વપરિણામને સમજીને ચાલતા હોય તે સંન્યાસી કહેવાય. પરપરિણામને અને સ્વપરિણામને જે જાણી શકે તે સંન્યાસી.

**પ્રશ્નકર્તા :** અને દાદા, સંન્યાસનો અર્થ સમજાવો, સંન્યસ્ત !

**દાદાશ્રી :** સંન્યાસ તો પરપરિણતિને ખસેડ ખસેડ કરે. ક્રમિક માર્ગમાં પરપરિણતિને ખસેડ ખસેડ કરે. અને એને આ સંસાર ડખામાં પડેલી ના હોય કશી.

જે સંસારમાં રહે છે, બધી રીતે સંસારી છે, પણ સંસારના ભાવમાં એટલે પરભાવમાં નથી, જે સ્વપરિણતિમાં છે એ સંન્યસ્ત છે. અગર સ્વપરિણતિમાં જેની શરૂઆત થઈ છે, હજુ પૂર્ણાહુતિ નથી થઈ એ સંન્યસ્ત.

## આચાર્ય ભગવંતને હોય ઘણી ખરી સ્વપરિણતિ

**પ્રશ્નકર્તા :** આચાર્ય ભગવાનની પરિણતિ કેવી હોય ?

**દાદાશ્રી :** આચાર્ય ભગવાન તો કેવા હોય ? કે પોતે સ્વ-પરનું જ્ઞાન ધરાવતા હોય અને પરપરિણતિમાં થોડા કાચા હોય. સ્વપરિણતિ જ હોય ઘણી ખરી.

**પ્રશ્નકર્તા :** પરપરિણતિમાં થોડા કાચા હોય એ ના સમજાયું.

**દાદાશ્રી :** પરપરિણતિમાં થોડા કાચા હોય એટલે એ શું કરે કે બીજા બાબતમાં 'કર્તા છું' એવું ના કહે, પણ આ ભણીએ છીએ, ભણાવડાવીએ છીએ એ બધામાં અમે કર્તા છીએ. આચાર પળાવડાવીએ છીએ તેમાં અમે કર્તા છીએ. એ પરપરિણામના એટલા ભાગના કર્તા રહેલા હોય છે. એ તો ચાલી શકે, એ ક્રમિક માર્ગમાં થોડાઘણા પરપરિણામના કર્તા હોય તો જ આચાર્ય કહેવાય.

## 'સ્વપરિણતિ' અક્રમે બે કલાકમાં જ

પરપરિણતિ ને સ્વપરિણતિની સમજ ઉત્પન્ન ના થાય ત્યાં સુધી અહીં સત્સંગમાં આવીને ખુલાસા કરી લેવા જોઈએ. આ પરપરિણતિ ને સ્વપરિણતિને જુદા પડે એવું આ ભેદકજ્ઞાન છે. જે સ્વપરિણતિ ને પરપરિણતિ વીતરાગની ભાષામાં સમજ્યો, તેને ભેદજ્ઞાન થયું એમ કહેવાય.

**પ્રશ્નકર્તા :** દાદા, અમારે સ્વપરિણતિ કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** આ જે જ્ઞાન છે એ તો અજાયબ વિજ્ઞાન છે ! તેનાથી પહેલી 'વસ્તુ'ની પ્રતીતિ બેસે, 'જ્ઞાની પુરુષ'ની કૃપાથી. પછી પ્રતીતિ આગળ વધતી વધતી સંપૂર્ણ દર્શનમાં પહોંચે. સંપૂર્ણ દર્શનમાં પહોંચે એવું આ 'અક્રમ જ્ઞાન' છે. ત્યાર પછી 'સ્વપરિણતિ' શરૂ થાય. 'વસ્તુ'માં જ્યારે પુરુષાર્થ જાગે, 'વસ્તુ'નો સ્વાભાવિક પુરુષાર્થ જાગે, 'વસ્તુ' સ્વરૂપે થાય, ત્યારે 'સ્વપરિણતિ' ઉત્પન્ન થાય ! સ્વપરિણતિ એ અલૌકિક વસ્તુ છે ! લૌકિકમાં જોવામાં કે સાંભળવામાં નથી આવી એવી આ વસ્તુ છે !

આ તો ઈલેવન્થ વન્ડર ઑફ વર્લ્ડ ! અગિયારમા આશ્ચર્ય તરીકે બહાર પડશે આ. બે કલાકમાં આખી પરિણતિ જ ફેરફાર થઈ જાય. પરપરિણતિમાં હતો તે સ્વપરિણતિમાં આવી જાય. પરપરિણતિ આખી ઊડી જાય છે. પછી ગમે તે નાતનો હોય તેનો વાંધો નથી.

તમારે તો આ બે કલાકમાં જ કરેક્ટ, અને આવું બનેલું નહીં આ. વિધિન ટુ અવર્સ આટલું બધું કામ થાય છે, એવું બનેલું જ નહીં અને તે ક્ષાયક સમકિત. આ કાળમાં શાસ્ત્રોએ ના પાડી છે એવું ક્ષાયક સમકિત તૈયાર થઈ જાય છે.

## પરપરિણતિથી થયા મુક્ત, ક્ષાયક સમકિતે

**પ્રશ્નકર્તા :** ક્ષાયક સમકિત વિશે ફોડ પાડશો.

**દાદાશ્રી :** ક્ષાયક સમકિત એટલે શું ? પરપરિણતિ જ નહીં, નિરંતર સ્વપરિણતિ જ રહે તે !

વિનાશી ચીજોમાં સુખબુદ્ધિ કોઈ જગ્યાએ રહે નહીં. વિનાશી ઉપર બધી પરિણતિ ખલાસ થઈ ગઈ છે, એને ક્ષાયક સમકિત કહ્યું.

સમ્યકત્વ એ દૃષ્ટિ છે અને તેનાથી સ્વપરિણતિ ઉત્પન્ન થાય. જ્યાં સુધી ઉપશમ સમ્યકત્વ છે, ક્ષયોપશમ છે, ત્યાં સુધી એને ક્ષાયક ના કહેવાય. અને ક્ષાયક થઈ એટલે પરપરિણતિ જ ના હોય. આ મહાત્માઓને પરપરિણતિ નથી. એ પોતે સમજતા નથી કે અમને (પરપરિણતિ) નથી પણ છતાં હું કહું છું કે નથી. સ્વપરિણતિમાં જ મુકામ છે અને સ્વપરિણતિ એ જ શુક્લધ્યાન. એને શુક્લધ્યાન ને ધર્મધ્યાન બે રહે, કારણ કે મારી આજ્ઞામાં રહેવાનું. આખો દહાડો સંસાર વ્યવહારમાં, છોકરાં બધું પૈણાવવાનું. એટલે ત્યાગ તો એમણે બધો જ કરી નાખ્યો છે. આ સાધુ-સંન્યાસીઓએ ત્યાગ અડધો કર્યો છે અને આમણે તો બધો જ કરી નાખ્યો છે, અહંકાર ને મમતા બેઉ ગયેલી છે.

**પ્રશ્નકર્તા :** શુક્લધ્યાન એ આત્માનું પરિણામ કહેવાય છે ?

**દાદાશ્રી :** હા, સ્વાભાવિક પરિણામ એ ચોથું ધ્યાન, સ્વાભાવિક પરિણતિ.

**પ્રશ્નકર્તા :** તો પછી પહેલા જે ત્રણ ધ્યાન, આર્ત-ધર્મ અને રૌદ્રધ્યાન એ પુદ્‌ગલ પરિણતિ કહેવાય ને ?

**દાદાશ્રી :** હા, પુદ્‌ગલ પરિણતિ અને તે (મહાત્મા માટે) ત્રણ ધ્યાન પુદ્‌ગલના પરિણામ છે, અહંકારના પરિણામ.

## જ્ઞાનપ્રાપ્તિ પછી પરપરિણામને ન માને પોતાના

આપણું વિજ્ઞાન તમને પહેલે દહાડે સ્વપરિણતિમાં મૂકે છે. આ 'અક્રમ જ્ઞાન' મળ્યા પછી પરપરિણતિ થતી જ નથી. તેને જૈનોએ બહુ મોટામાં મોટું કહેલું છે. પરપરિણતિ ના ઉત્પન્ન થાય એ બહુ મોટું કહેવાય. તે તો આપણે જ્ઞાન આપીએ ત્યારથી જ નથી રહેતી પરપરિણતિ. તમારે રહે છે પરપરિણતિ ?

**પ્રશ્નકર્તા :** આમ તો સ્વપરિણતિમાં આવી ગયા પણ પછી પ્રવૃત્તિમાં એ ધ્યાન ન રહે. પ્રવૃત્તિ વખતે એ ભૂલી જવાય એટલું જ.

**દાદાશ્રી :** ના, પણ પરપરિણતિ રહેતી નથીને ?

**પ્રશ્નકર્તા :** ભૂલી જાય તે વખતે પરપરિણતિ ન કહેવાય ને ?

**દાદાશ્રી :** કેમ ?

**પ્રશ્નકર્તા :** બીજી પ્રવૃત્તિમાં આ લક્ષ ન રહે ?

**દાદાશ્રી :** પણ બીજી પ્રવૃત્તિ મહાવીર સ્વામી નહીં કરતા હોય ? ચાલતા હોય, દેશના આપતા હોય, એ બધી પ્રવૃત્તિ તો એમને ન્હોતી ?

**પ્રશ્નકર્તા :** એ વખતે પરપરિણતિ ન કહેવાય ?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** ભાવમાં તો વધઘટ નહીં થતી હોય ?

**દાદાશ્રી :** જે ભાવ વધઘટ થાય છે એ બધા પરપરિણતિના ને જે ભાવ વધઘટ થતા નથી તે બધી સ્વપરિણતિ.

'હું કરું છું' તે પરપરિણતિ કહેવાય. 'આ આમણે મારું બગાડ્યું', એમ કહે તો એ પરપરિણતિ કહેવાય. આ કંઈ પણ પરપરિણામ ઊભા થાય, એ પરપરિણામને પોતાના પરિણામ માનવા એનું નામ પરપરિણતિ. તે આપણે જ્ઞાન આપીએ ત્યારથી તમારે સ્વપરિણતિ ઉત્પન્ન થઈ છે. હવે પરપરિણામને પોતાના પરિણામ માનતો જ નથી. એટલે આ તો પરપરિણતિ છે જ નહીં. સ્વપરિણામને માનવાવાળા છે. પોતાના પરિણામોને જ માને છે.

અમને નિરંતર સ્વપરિણામ રહે. પરપરિણતિ અમને ઉત્પન્ન જ થતી નથી. તમનેય થતી નથી પણ તમને હજુ જરા મહીં ડખો રહ્યા કરે છતાં તમે મને કહો કે મને પરપરિણતિ ઉત્પન્ન થઈ તો હું માનું જ નહીં, કારણ કે આ જ્ઞાન જ એવું છે કે પરપરિણતિ ઉત્પન્ન જ ના થવા દે.

પણ અક્રમ છે એટલે ગૂંચાય પણ પરપરિણતિ સ્વપરિણતિ થતી નથી ને સ્વપરિણતિ પરપરિણતિ થતી નથી.

## સ્વપરિણતિમાં જ રહે એ સ્વરૂપ સ્થિતિ

**પ્રશ્નકર્તા :** શ્રીમદ્ રાજચંદ્રજીએ સદ્ગુરુદેવના લક્ષણો બતાવ્યા છે. સ્વરૂપ સ્થિત ઈચ્છા રહિત વિચરે ઉદય પ્રયોગ, તો તે સ્વરૂપ સ્થિત એટલે આમાં શું કહેવા માગે છે એ કહો.

**દાદાશ્રી :** એ શું કહેવા માગે છે કે એ પોતાના સ્વરૂપમાં જ સ્થિત થયેલા છે. હોમ ડિપાર્ટમેન્ટમાં જ બેઠેલા છે, ફોરેનમાં છે જ નહીં. પરપરિણતિમાં નામેય નથી, સ્વપરિણતિમાં જ રહે છે એ સ્વરૂપ સ્થિત કહેવાય. નિરંતર એ જ લક્ષ રહે. નિરંતર લક્ષ રહેવું એનું નામ સ્વરૂપ સ્થિતિ.

**પ્રશ્નકર્તા :** આપણને કાયમ, અખંડ સ્વરૂપ સ્થિતિ રહે એવા થવું છે, તો એને માટે શા ઉપાય કરવાના ?

**દાદાશ્રી :** અખંડ સ્વરૂપ સ્થિતિ એને કહેવાય કે એક ક્ષણ પણ પ્રાપ્ત થઈ જાય તો પછી નિરંતર અખંડ જ રહે. જે એક ક્ષણ પણ, એક સમય પણ પ્રાપ્ત થઈ જાય તો નિરંતર રહ્યા કરે. પછી આઘીપાછી ના થાય.

આપણે તો અહીં આત્મા અનુભવમાં આવ્યો, શુદ્ધાત્મા. આ સ્વરૂપ સ્થિતિ કહેવાય છે. આ તો પરમેનન્ટ સ્થિતિ છે. આ તો ચેતક હાથમાં આવ્યો, ચેતવનારો. તે સ્વરૂપ સ્થિતિ કાયમની સ્થિતિ થઈ ગઈ. હવે બીજી જાતની સ્થિતિ ના હોય. આપણે જે કલ્પીએ એવી સ્થિતિ ના હોય.

## સ્વરૂપ સ્થિતિ ક્રમિકમાં શબ્દથી, અક્રમમાં શબ્દાતીત

આ તો કાયમની સ્થિતિ થઈ ગઈ. ક્ષાયક સમકિત થયું. ક્ષાયક સમકિતનો અર્થ કેવો ? મિથ્યાત્વ ક્ષય થઈ ગયું, બિલકુલ ક્ષય થઈ ગયું. અને પેલું તો સ્વરૂપ સ્થિતિ એ તો કોઈને કલાક આવે, અરધો કલાક, પા કલાક આવીને જતી રહે.

ક્રમિક માર્ગમાં હોય એ શબ્દોથી સ્થિતિ હોય. આ સંસારમાં ચિત્ત ને બધું એમાં રહે, તે પેલા શબ્દોથી આત્માને જાણવાનો. એ શબ્દોથી જે જાણેલો હોયને, એને સ્વરૂપ સ્થિતિ કહે છે. તેમાં સ્થિર થાય. તે આમાં સ્થિરપણું મટી જાય અને પેલામાં જેટલો વખત સ્થિર થાય એટલી સ્વરૂપ સ્થિતિ કહેવાય.

જે માનેલી સ્વરૂપ સ્થિતિ હોય તે સ્થિરતાને રખાવડાવે, સ્થિરતા લાવવા દે. પણ એ ખરેખર સ્વરૂપ સ્થિતિ નથી. પણ તે તો શબ્દોની સ્થિતિ છે. હજુ તો દરઅસલ આત્મા તો જુદો રહ્યો. શબ્દોય નથી હવે, એ દરઅસલ આત્મા કહેવાય. તેથી જ ક્ષાયક સમકિત કહેવાય ને !

આ તો ક્ષાયક સમકિત છે. એ સ્વરૂપ સ્થિતિ બહુ ઊંચી જાતની છે.

## આજ્ઞાપાલને રહે સ્વરૂપ સમાધિ

આ તો જેટલો વખત તમે આજ્ઞામાં રહોને તો સ્વરૂપ સ્થિતિ નહીં, સ્વરૂપ સમાધિ રહે છે.

**પ્રશ્નકર્તા :** સમાધિ રહે ?

**દાદાશ્રી :** હા, કેટલો વખત આજ્ઞામાં રહ્યા ? ત્રણ કલાક આજ્ઞામાં રહ્યા તો ત્રણ કલાક સમાધિ રહે ! કોઈ દહાડો કલાક રહેલા કે નહીં રહેલા આજ્ઞામાં ? રસ્તામાં રિલેટિવ-રિયલ જોતા જોતા ફરો ખરા ? મેં કહ્યું છે એવું રિયલ ને રિલેટિવ જોતા જોતા ચાલજો કલાક. એવું કલાક કોઈ વખત ચાલો છો ?

**પ્રશ્નકર્તા :** ચાલવાનું નહીં પણ એ ખ્યાલ રહે, એનો ખ્યાલ રહે.

**દાદાશ્રી :** હા પણ ખ્યાલ રહે એટલે મહીં સમાધિ જેવું રહ્યા કરે આપણને. એ સ્વરૂપ સમાધિ કહેવાય. બહુ ઊંચી વસ્તુ છે આ તો.

આ સ્વરૂપ સ્થિતિ કાયમની છે. પણ તમને પેલા બહારના કર્મ ખરાને, તે સમભાવે નિકાલ કરવા જાવ એટલે પછી સ્થિતિ સ્થિતિની

જગ્યાએ રહે, પણ તમારે બહાર નિકાલ કરવો પડેને, તો ઉપયોગ બહાર લઈ જવો પડે. સમભાવે ફાઈલનો નિકાલ કરવા જાવ ત્યારે પેલું સુખ ના આવે. આ તો ફાઈલોના નિકાલ જેમ જેમ ઓછા થશે, તેમ તેમ પોતાની આત્મશક્તિઓ પ્રગટ થતી જાય. પોતે આત્મારૂપ થતો જાય. જેમ જેમ ફાઈલ ઓછી થતી જાય તેમ તેમ ઉપયોગ વધતો જાય. એ ફાઈલ પૂરી થઈ ગઈ એટલે ઉપયોગ શુદ્ધ થયો, આખો સંપૂર્ણ થઈ ગયો.

## કર્તાપદ એ પરપરિણતિ, અકર્તાપદ એ નિજપરિણતિ

**પ્રશ્નકર્તા :** નિજપરિણતિ એ આત્મભાવના છે અને 'હું શુદ્ધાત્મા' તે આત્મભાવના નથી તે સમજાવો.

**દાદાશ્રી :** શુદ્ધાત્મા એ નિજપરિણતિ નથી, શુદ્ધાત્મા તો સંજ્ઞા છે. અમે તમને જે જ્ઞાન આપ્યું છે એ જ્ઞાન છે અને એ જ્ઞાન પછી ઉપયોગમાં આવે તો એ નિજપરિણતિ કહેવાય.

શુદ્ધાત્મા એ શબ્દમાં છે, એ જાગૃતિમાં છે. જાગૃતિ ખરી પણ શબ્દમાં છે જાગૃતિ અને નિજપરિણતિ એ તો આત્મભાવ કહેવાય. હવે આપણે 'આ આનો કર્તા હું નથી', એ જ્ઞાન જ નિજપરિણતિ કહેવાય છે.

નિજપરિણતિનું આ જ્ઞાન એટલું બધું સજ્જડ બેસાડી દીધું છે અને નિજપરિણતિ ક્રમિકમાં તો ઉત્પન્ન જ ના થાય. કારણ કે કર્તાભાવ છૂટે જ નહીંને ! કોઈ દહાડોય કર્તાભાવ છૂટે નહીં. ઠેઠ જ્ઞાનીઓનેય કર્તાભાવ છૂટે નહીં. ધીમે ધીમે ઓછો થતો જાય પણ છૂટે નહીં અને છૂટી ગયો એનું નામ નિજપરિણતિ કહેવાય.

અક્રમમાં સ્વપરિણતિ પરપરિણતિને જુએ ને જાણે. પરપરિણતિ એની ફિલમ ભજવ્યા કરે. આપણને, દેરાસર સારું બંધાવવું છે, દાદાની સેવા કરવી છે, સત્સંગમાં જવું છે એ બધી પરપરિણતિ. આ મારી પરિણતિ નથી એવું જાણે, આ સ્વપરિણતિ છે ને આ પરપરિણતિ છે એવું જે જાણે એ જ્ઞાની.

આ જે થઈ રહ્યું છે એને 'હું કરું છું' એમ કહેવું એનું નામ પરપરિણતિ અને આ થઈ રહ્યું છે તે 'હું નથી કરતો' એનું નામ નિજપરિણતિ. છેવટે સાવ સહેલું જ કરી આપ્યું છે ને ?

**પ્રશ્નકર્તા :** સહેલું થઈ ગયું હવે.

**દાદાશ્રી :** એની મેળે જ નિજપરિણતિ રહે પણ તે એને સમજણ પડે નહીં કે મને રહે છે. તે સમજણ ના પડે. પોતે પણ દવા પીવે એટલે મટી જ જાયને ! સમજ પડે કે ના પડે પણ દવા પીવે એટલે મટી જાય. (બાકી) કર્તાપદ છૂટે નહીં. કોઈ પણ એવી દવા નથી કે જેનાથી કર્તાપદ છૂટે. કર્તાપદને પરપરિણતિ કહેવાય છે અને જ્યાં પરપરિણતિ નથી ત્યાં નિજપરિણતિ છે.

## પાંચ આજ્ઞા-શુદ્ધ ઉપયોગ એ જ નિજપરિણતિ

**પ્રશ્નકર્તા :** આપની પાંચ આજ્ઞામાંથી એક આજ્ઞામાં હોય તો નિજપરિણતિ કહેવાય કે નહીં ?

**દાદાશ્રી :** હા, એ નિજપરિણતિ કહેવાય. અમારી આજ્ઞા નિજપરિણતિમાં રહેવા માટે જ છે, એમાં બીજી પરિણતિ નથી.

પરપરિણતિ ઉત્પન્ન થાય પણ એનો પોતે જ્ઞાતા રહે. એટલે પરઉપયોગમાં રહેતો નથી, સ્વઉપયોગમાં રહે. એટલે હવે ઉપયોગ જ શુદ્ધ રાખવાનો છે. આ સંસાર તેવો ને તેવો જ ચાલવા દેવાનો છે. પહેલા શુભાશુભ ઉપયોગ હતો. તપ કરું, જપ કરું, ફલાણું કરું, સ્વાધ્યાય કરું એ શુભાશુભ ઉપયોગ કહેવાય. એ ઉપયોગ તે દહાડે હતો અને તે અત્યારે શુદ્ધ ઉપયોગ રાખવાનો છે. તે એને ભૂલાય નહીં એનું નામ જાગૃતિ, જ્ઞાન કહેવાય. શુદ્ધ ઉપયોગ એ નિજપરિણતિ કહેવાય છે અને શુભાશુભ ઉપયોગ એ પરપરિણતિ કહેવાય. પરપરિણતિથી સંસાર ભટકવાનું અને શુદ્ધ ઉપયોગથી અહીં ને અહીં જ મોક્ષ. (એનાથી) દેહમાં બેઠા નિર્વાણ છે.

આ તમને તો ઉપયોગમાં સ્વઉપયોગ રહે. પરપરિણતિ તો ઉત્પન્ન

નથી જ થતી, પરઉપયોગેય જતો નથી. આ (કારણ) કેવળજ્ઞાન આપ્યું છે તેનું આ તમને રહે છે.

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાનમાં નિજપરિણતિ કેવી હોય ?

**દાદાશ્રી :** જ્યાં સુધી નિજપરિણતિની સાથે છે ને પરપરિણતિને ઠેલે છે ત્યાં સુધી પરિણતિ રહે, પણ કેવળજ્ઞાન પ્રાપ્ત થયા પછી પરિણતિ રહેતી નથી.

## સ્વપરિણતિ ઉત્પન્ન થઈ એ સમયસાર

એક ક્ષણ પણ સ્વપરિણતિ ઉત્પન્ન થાય એને સમયસાર કહ્યો. એક સમય પણ સમયસાર ઉત્પન્ન થયો તેને કાયમને માટે એ થઈ ગયું, કહે છે. તેને કાયમ એ રહે જ.

અને આ સમયસાર ને નિયમસાર સમજી શકે એવો વર્લ્ડમાં કોઈ માણસ જન્મ્યોય નથી અત્યારે. એ સમયસારનો અર્થ જુદો જ કરી નાખ્યો ! એને પછી તપસારમાં લઈ ગયા.

**પ્રશ્નકર્તા :** સમય એટલે આત્મા કહે છે ?

**દાદાશ્રી :** સમયસાર કોને કહેવાય કે નિરંતર નિજ ઉપયોગમાં રહ્યો. નિજપરિણતિ એને સમયસાર કહેવામાં આવે છે. એ તમને ઉત્પન્ન થયેલો છે. આ તમને ધર્મસાર તો પ્રાપ્ત થઈ ગયો પણ સમયસારેય પ્રાપ્ત થઈ ગયો.

આ જગતમાં બે પ્રકારના સાર છે; સમયસાર અને ધર્મસાર. આર્તધ્યાન-રૌદ્રધ્યાન ગયા એટલે ધર્મસાર પ્રાપ્ત થઈ ગયો. અને સ્વાભાવિક પરિણતિ ઉત્પન્ન થઈ, સ્વપરિણતિ એટલે સમયસાર ઉત્પન્ન થયો.

સમયસાર એટલે, આ મિનિટનો બહુ નાનામાં નાનો ભાગ. તેનો સાર પ્રાપ્ત થયો, કહે છે. તે તમને સમયસાર પ્રાપ્ત થયો છે. પણ હવે તમારે શું, કે આ આપણું કાયમ માટે રહે એવું કરવું છે. તેમાં જે પાછલું

દેવું છે તે તો તમારે આપવા જવું પડે. એ તો દાવા માંડે મૂઆ. કોઈ વાણિયો હોય, કોઈ લુહાણો હોય, છોડે કે કોઈ ? અને એ છોડી જાય તોય પાછું ચાલે નહીં. એને આપી દેવા પડે.

પણ આ સમયસાર પ્રાપ્ત થયો તે તેનું તો આપણને મનમાં એ થયા કરે કે હવે આ પૂરું કરીએ, સમયસાર. એ પૂરું થઈ જાય તો બહુ થઈ ગયું. આ તમને એક સમય થઈ ગયો છે, તેથી તો તમે મારી પાછળ પડ્યા છો કે આ અમને જે સમય થયો છે તે સર્વ સમય ક્યારે થાય ? અને મારે સર્વ સમય રહે છે.

❖ ❖ ❖ ❖ ❖

## [૮.૩]
# મહાત્માઓની સ્વપરિણતિ

### નાટકીય અહંકારે હવે પરપરિણતિ રહી નિર્જીવ

**પ્રશ્નકર્તા :** દાદા, કોઈવાર અહંકાર હજુ ઊભો થતો હોય એવું લાગે છે, તો એ પરપરિણતિ થઈ ?

**દાદાશ્રી :** આ જ્ઞાન પછી તમારો મૂળ અહંકાર તો જતો રહ્યો છે પણ દુનિયાને દેખવાનો ડિસ્ચાર્જ અહંકાર રહ્યો છે. તમારે કર્મ બંધાતા હતા, તે ચાર્જ અહંકાર ગયો.

અહંકાર એ પૌદ્ગલિક વસ્તુ છે. પુદ્ગલમાંથી આ અહંકાર ચાલુ રહે છે ને માણસને ના કરવો હોય તોય થયા કરે. હવે તમને અહંકાર તો રહેવાનો પણ તોય અહંકાર કેવો ? નિર્જીવ રહેવાનો. પહેલા સજીવ હતો. અને આત્માની જે મૂળ ચૈતન્ય શક્તિનો પ્રવાહ આમ વહી રહ્યો'તો, તે પ્રવાહ આમ સ્વપરિણતિમાં ઉત્પન્ન થયો. એટલે પરપરિણતિ રહી તો ખરી પણ નિર્જીવ રહી હવે. નિર્જીવ એટલે નાટકીય અહંકાર જેવો ડ્રામેટિક અહંકાર, બધું ડ્રામેટિક રહ્યું હવે.

### મહાત્માને પરપરિણામ હવે વ્યવસ્થિતને તાબે

આપણે ત્યાં આ જ્ઞાન લીધા પછી અહંકાર વ્યવસ્થિતના તાબે છે. તેને ડિસ્ચાર્જ કરવાનું કામ વ્યવસ્થિતનું છે.

આ પુદ્‌ગલની જે ક્રિયા છે, જે વ્યવસ્થિત કરે છે તે 'હું કરું છું' એવું ભાન ઉત્પન્ન ના થવું જોઈએ. એ વ્યવસ્થિત કરે છે. એ વ્યવસ્થિત પરિણામ છે, એને ભગવાને 'પરપરિણામ' કહ્યા.

હું શુદ્ધાત્મા, ચંદુ નહીં. ચંદુના જે પરિણામ તે પોતાના ના માને એ, એ વ્યવસ્થિતના માને. વ્યવસ્થિત કરે છે ને હું જોઉ છું ને જાણું છું, એનાથી આપણી સ્વપરિણતિ.

આત્મા જ્ઞાતા-દ્રષ્ટા રહે અને પોતાનો કર્તાભાવ ના રહે, એટલે સ્વપરિણતિ. અને કર્તાભાવ ઉત્પન્ન થાય, કોઈ પણ જાતની ક્રિયા, પોતે 'હું કરું છું' એવું માને તો એ પરપરિણતિ કહેવાય. અને (હવે) 'હું નથી કરતો, કોણ કરે છે' એ સમજી ગયો. 'હું નથી કરતો' એવો ભાવ આવે ક્યારે, કે 'કોણ કરે છે' એ સમજી જાય ત્યારે. હવે તમે નથી કરતા એ વાત નક્કી છે ને ?

**પ્રશ્નકર્તા :** એ તો સિદ્ધ થઈ ગયું, દાદા.

**દાદાશ્રી :** એ સ્વપરિણતિ કહેવાય.

તું તારી જાતને 'હું શુદ્ધાત્મા છું' એવું ભૂલી જઈને બોલું કે 'આ મેં કર્યું' તો પરપરિણતિ કહેવાય અને તું 'હું શુદ્ધાત્મા છું' એમ જાણીને કહું કે 'ચંદુએ કર્યું' એ જ સ્વપરિણતિ કહેવાય. એને જેમ છે એમ બોલવું એનું નામ સ્વપરિણતિ અને નથી એનું આરોપણ કરવું એ પરપરિણતિ.

હવે તમે શુદ્ધાત્મા છો એ સ્વપરિણતિ કહેવાય અને પરપરિણતિ તમને રહેશે, એ તો વ્યવસ્થિતને તાબે થઈ. એ પરપરિણતિ જુદી જ છે.

## પોતે કર્તા તો પરપરિણતિ, વ્યવસ્થિત કર્તા તો સ્વપરિણતિ

એટલે 'આ વ્યવસ્થિત કર્તા છે' એનું ભાન રહેવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** એટલે પરિણામ શુદ્ધ થયા કહેવાય.

**દાદાશ્રી :** હં, એ પરિણામ શુદ્ધ જ રહેવાના, એ શુદ્ધ જ પરિણતિ

રહેવી જોઈએ. શુદ્ધ પરિણતિ ત્યારે રહે કે, હું કર્તા નથી, આ કર્તા નથી, ગાળો ભાંડે છે તે એ કર્તા નથી, એવું એને ભાન થાય. એના ઉપર સહેજ પણ દોષ ઊભો ન થાય અને વ્યવસ્થિત સમજાય, તો કામ થાય.

**પ્રશ્નકર્તા :** આ બહારના વાતાવરણથી પરિણતિઓ પર કંઈ અસર થાય ખરી ?

**દાદાશ્રી :** પરિણતિમાં ફેર ના થાય. પરિણતિમાં ફેર કોને કહેવાય છે, કે 'હું કર્તા છું' કે આ બીજો કોઈ કર્તા છે. કર્તા બાબતમાં પરિણતિ છે. એટલે જો આપણે કર્તા છીએ તો પરપરિણતિ અને આપણે કર્તા નથી, વ્યવસ્થિત કર્તા છે તો સ્વપરિણતિ.

## જ્ઞાન પછી સ્વ-પર પરિણતિ વર્તે ભિન્ન-ભિન્ન

તમે શુદ્ધાત્મા અને ચંદુભાઈ જરા અકળાય કો'કની જોડે, તે ઘડીએ તમારા પરિણામ કેવા હોય કે આવું ન હોવું જોઈએ. એવું થાય કે ના થાય ? અનુભવમાં આવે કે નહીં ?

**પ્રશ્નકર્તા :** આવું ના હોવું જોઈએ, એ આવે.

**દાદાશ્રી :** એ આવે છે મહીં, પાછું આ ગુસ્સોય થાય છે. બેઉ સાથે થાય છે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એટલે તમે તમારી સ્વપરિણતિમાં છો અને પુદ્ગલ પુદ્ગલની પરિણતિમાં છે. પોતપોતાના પરિણામને ભજે છે. એમાં જોયા કરવાનું છે. બાકી ક્રોધ-માન-માયા-લોભ, બિલકુલ હંડ્રેડ પરસેન્ટ ગયા છે. સંજ્વલન કષાયેય નથી રહ્યા. હંડ્રેડ પરસેન્ટ ગયા છે. કારણ કે ક્રોધ કોનું નામ કહેવાય કે જેની પાછળ હિંસકભાવ હોય. હિંસકભાવ નહીં હોવા છતાં તમારા મનમાં એમ થાય છે કે આ કેમ થાય છે ? એવું થાય છે ને એવું દેખાય છે ને આમ ના હોવું ઘટે એવું થાય છે ને ? તાંતો જતો રહે અને હિંસકભાવ જતો રહે, એનું નામ ક્રોધ-માન-માયા-લોભ સપૂચું ગયું કહેવાય. ત્યારે કહે છે, આમાં વ્યવહારમાં (હજી) કેમ છે ? ત્યારે

કહે કે વ્યવહારમાં જે પુદ્‌ગલ છે ને, એ જે પૂરણ કરેલું છે એ ગલન થાય છે તેમાં તમને શું વાંધો ?

એટલે આ સમજી લેજો બરોબર, પૂરેપૂરું. કારણ કે થાય જ નહીં આ. હવે જડ જડ ભાવે પરિણમે અને ચેતન ચેતન ભાવે પરિણમે. એટલે ગુસ્સો જે છે એ જડ ભાવનો છે અને એ ના નીકળે તો પછી મહીં રહી જાય, શરીરમાં રહે. પૂરણ થયેલો ગલન થઈ જવો જોઈએ. એટલો બોજો ઓછો. ક્રોધ-માન-માયા-લોભ સંપૂર્ણ ગયા છે. હવે શું રહ્યું છે ? ત્યારે કહે છે, હજુ આ ચંદુભાઈમાં જે દોષો દેખાય છે ને, તે દોષો આપણે જોઈએ એટલે આપણે એનાથી છૂટ્યા. કારણ કે કૃપાળુદેવે શું કહ્યું કે અજ્ઞાને બાંધેલા જ્ઞાને કરીને કાઢ્યા એટલે ફરી આપણે જવાબદારી નહીં. એટલે આ છૂટે ત્યારે આપણે જોઈએ તે જ્ઞાને કરીને થયું, એટલે ચોખ્ખું થઈને ગયું.

આપણને અંદર સંકલ્પ-વિકલ્પ, તરંગો, કલ્પનાઓ અથવા બીજું જે જે કંઈ ઊથલપાથલ થતું જણાય છે તે તો કોઠીમાં દારૂ જેવું જ છે. જેમ કોઠીને ફૂટતી જોવાથી આપણી આંખ કંઈ દાઝતી નથી, તેમ તેમને જોવાથી અને તેમાં એકતા નહીં કરવાથી, કેવળ સ્વસ્વભાવ અને સ્વપરિણતિમાં પરિણમવાથી નિર્વિકલ્પ સમાધિ રહે છે. ઊડતા પરમાણુને આત્મા વાંચે છે અને તે વાંચીને તે રૂપ ના થાય તો તે નિર્વિકલ્પ દશા જ છે.

## મન-વચન-કાયા એ પરપરિણામ, તેને જાણે તે સ્વપરિણતિ

અમે શું કહ્યું ? પરિણામ ગમે તે થયા હોય પણ પરિણામ માથે લેવું નહીં. બહારનું જે પૂરણ થયું છે તે જ ગલન થશે. બીજું કશું થવાનું નથી. મનના બધા જ ગલન, દેહના બધા જ ગલન, વાણીના બધા જ ગલન એ પરપરિણામ છે.

આ દેહથી જે પ્રવર્તન થાય તે પરપરિણામ તે સ્વાભાવિક છે. જોડે જોડે મનના, ચિત્તના બધા પરિણામ પરપરિણામ છે. વિચાર એય પરપરિણામ છે. કોઈને માટે 'આવું કેમ કરે છે' એ વિચાર આવે તે પણ

પરપરિણામ. તે કોઈ તમારા માટે ખરાબ વિચારે કે સારું વિચારે પણ 'તમે' જાણો કે આ પરપરિણામ છે તે સ્વપરિણતિ. તમે નિશ્ચયમાં બારમા ગુંઠાણે બેઠા એટલે તમને ખબર પડી જાય કે આ પરપરિણામ છે, મારા નથી.

## શુદ્ધાત્મા લક્ષે ને વ્યવસ્થિતના જ્ઞાને, ઊડે પરપરિણતિ

આ જ્ઞાન અક્રમ વિજ્ઞાન છે ને, એટલે પરિણતિ બદલાતી નથી. પરિણતિ બદલાય એટલે કાચું પડી જાય.

આ સમકિતી જીવને વ્યવહારમાં, આમાં ક્રમિક માર્ગે સ્વપરિણતિ રહે અને પાછી પરપરિણતિ વધારે રહે, આખો દહાડો. એમાં થોડો વખત સ્વપરિણતિમાં આવે. એટલે સ્વપરિણતિ-પરપરિણતિ ભેદ પાડેલા. તે સમકિતી બહુ જ જૂજ સ્વપરિણતિમાં હોય, નહીં તો આખો દહાડો પરપરિણતિમાં હોય. સમકિતી હોય તોય જેટલો વખત મહીં આત્માનું ભેદ પડે, તેય શબ્દથી, શબ્દની પ્રતીતિ...

**પ્રશ્નકર્તા :** સમકિત જેને થયું એ સ્વપરિણામને જ માનેને ?

**દાદાશ્રી :** હં.. અંશે અંશે રહેવાનું એને, સર્વાંશે ના રહે. બહુ અંશે પરપરિણામ રહે, 'હું કર્તા' એ ભાવ જાય નહીંને ! અને સામો કર્તા એ ભાવ ના જાય. (એણે) આમ કર્યું, તેમ કર્યું. ઠેઠ સુધી ડખો, ઠેઠ છેલ્લા અવતારમાંય ડખો, ત્યાંય પરપરિણતિ હોય. છેલ્લે મોક્ષે જતા પહેલા પંદર-વીસ વર્ષ પરપરિણતિ ના હોય, ત્યાં સુધી એ ડખો.

અહીં તો પરપરિણતિ જ નથી રહેતી. આ વ્યવસ્થિતના જ્ઞાનને લઈને પરપરિણતિ ઊડી ગઈ છે. શુદ્ધાત્માનું લક્ષ બેઠું ને વ્યવસ્થિતનું જ્ઞાન બેઠું એટલે આ કરે છે, એવુંય થઈને એની ઉપર દ્વેષ નથી થતો.

**પ્રશ્નકર્તા :** કર્તાભાવ પહેલેથી કાઢી લીધો.

**દાદાશ્રી :** કર્તાભાવ તમારો તો નહીં, પણ બીજા પ્રત્યેનોય કર્તાભાવ ઊડી ગયો. બીજો કરે છે, તે કરે છે, તેઓ કરે છે, એ બધુંય ઊડી ગયું. 'હું કરું છું, તે કરે છે, તેઓ કરે છે', એ બધુંય ઊડી ગયું. નિમિત્તભાવ આવી ગયો.

## પરપરિણામ ન ગમે, એને ન માને પોતાના તે જ સ્વપરિણતિ

આ જ્ઞાન આપતા પરપરિણતિ બંધ થઈ જાય. પણ અક્રમ વિજ્ઞાન છે ને, તે તમને પેલો બહાર ડખો થાય એટલે મનમાં એમ થાય કે આ શું ? પણ તમને પરપરિણતિ ઉત્પન્ન થતી નથી. પરપરિણતિ ઉત્પન્ન થાય કે ચિંતા શરૂ થઈ જાય. અહંકાર હોય તો ચિંતા ઊભી થાય, પણ તમને સફોકેશન થાય. ચિંતા-સફોકેશન બે જુદી વસ્તુ છે. ચિંતા તો ચળ ચળ જીવ બળ્યા કરે અને સફોકેશન તો અકળામણ કરાવે, આ બધા પરમાણુ ઊડે, ડિસ્ચાર્જ થાય તે વખતે ગૂંગળામણ કરાવે.

એ જુદું જોતા ના આવડે એટલે (પોતે) મનના, બુદ્ધિના પરિણામોમાં, સફોકેશનમાં ગૂંચાય. બાકી આપણી સ્વપરિણતિ ઉત્પન્ન થઈ તેને પરપરિણામ અડે જ નહીં, પણ આ તો ગૂંચાઈ જાય છે એ જગ્યાએ. એ ટૉપ પરની જગ્યાએથી જોતા નથી. એ જગ્યા જ ટૉપ વસ્તુ છે. પોતે શેમાં છે અત્યારે ? સ્વપરિણતિમાં છે કે પરપરિણતિમાં છે, એ ટૉપ પરથી જુએને તો પોતાને ખબર પડે. બીજું બધું જોવાનું નથી. બીજા બધા મનના સ્પંદનો, બુદ્ધિના સ્પંદનો, ચિત્તના સ્પંદનો એ તો પૂરણ-ગલન છે. ભગવાનનેય પૂરણ-ગલન હતું ને આમનેય પૂરણ-ગલન છે. પૂરણ-ગલન જોડે આપણે લેવાદેવા નહીં. જે પૂરાયેલું છે તે ગલન થયા જ કરશે. જે પૂરણ થયું છે તેનું ગલન થયા વગર રહેશે નહીં, એનું નામ પુદ્ગલ. સ્વપરિણતિ ને પરપરિણતિ એ બેનું જ ધ્યાન રાખવાનું છે.

આ કયા દ્રવ્યના પરિણામ છે તે સમજી લેવાનું. પુદ્ગલ દ્રવ્યના કે ચેતન દ્રવ્યના પરિણામ છે તે સમજી લેવાનું. ચાંચ બોળતાની સાથે જ પરપરિણામ ને સ્વપરિણામ છૂટા પડવા જોઈએ.

જેને આ બહારના પરપરિણામ ગમતા નથી, 'યૂઝલેસ' (નકામા) લાગે છે ને તેને પોતાના સ્વપરિણામ માનતો નથી તે જ આત્માની હાજરી છે, તે જ સ્વપરિણતિ છે.

આત્મા શું અને આ અનાત્મા શું એ બધું ચરણવિધિમાં લખેલું છે ને, તે બધું સમ્યક્ જ્ઞાન છે. તે સમ્યક્ જ્ઞાન અંદર રહેવું જોઈએ આપણે.

બેઉ જુદું જુદું, આ પરપરિણતિ, આ સ્વપરિણતિ. આ ચરણવિધિમાં લખ્યું છે ને, તે પરિણતિ દેખાડવા માટે. આના પરથી પરિણામ ખબર પડે કે આ પરિણામ શાનું છે. એ સમ્યક્ જ્ઞાન કહેવાય.

## પરપરિણતિને જુદી જોવી ત્યાં તપ

આત્મા સિવાય બધું પરપરિણતિ છે અને સ્વપરિણતિમાં રહેવું તે જ જ્ઞાનનું લક્ષણ બધું. વિચાર આવવો તેય પરપરિણામ છે.

પરપરિણતિને જુદા રહીને ના જુઓ, તન્મયાકાર થાવ તો ચોથો પાયો (તપ) ઊડી જાય. હવે ચોથો પાયો (પાકો) કરવાનો છે. મન જે કરે તેને જોયા કરવાનું છે. મન નથી હેય કે ઉપાદેય.

તપ એટલે શું ? મન દેખાડે તેને જોયા કરો તે તપ છે. અને તપ તો મહીં આવ્યા જ કરવાનું. તે ઘડીએ તપવું પડે મહીં થોડીવાર. જ્ઞાતા-દ્રષ્ટા રહેવાય નહીં તે ઘડીએ તપ કરવું પડે.

ભગવાન હોય કે જ્ઞાની હોય તોય પણ જ્ઞાન-દર્શન-ચારિત્ર ને તપ, આ ચાર પાયા સિવાય મોક્ષે કોઈ જઈ શકે નહીં. ચાર પાયા હોવા જોઈએ. તે ભગવાન જે તપ કરે એ તપ ગરમ ના હોય એ. એ તપ ઠંડું હોય, બાળે નહીં. તપ એટલે બાળવું. ભગવાનનું તપ ઠંડું હોય. એટલે એ તપને જો કદી આ લોકો આવું કહેતા હોય, તો આમની લખવામાં ભૂલ છે. એ તપ શું હોય છે ? જ્ઞાન, એટલે પહેલું 'હું શું છું' એ ભાન. પછી દર્શન, એની પ્રતીતિ, કાયમ પ્રતીતિ રહે. પછી ચારિત્ર. ચારિત્ર એટલે તે રૂપે વર્તન થવું. જ્ઞાન-દર્શન છે અને તપ તો, પુદ્ગલ પરિણામને 'હું કરું છું' એવું ઉત્પન્ન ન થાય, એટલું જ એમણે જોયા કરવાનું, જાગૃતિ રાખવાની. ઊંઘ ના આવી જાય, એને તપ કહ્યું ભગવાને. એટલે જાગૃતિ ના જવી જોઈએ.

અમારું તપ અમને સંસારમાં ઘડીવાર ના રહેવા દે એવું તપ હોય. એક ક્ષણવાર સંસારમાં ટકવા ના દે અમને એ તપ અમારું. તપ એટલે હોમ ડિપાર્ટમેન્ટમાંથી ફોરેનમાં ક્યારેય પણ જાય નહીં. ફોરેનમાં જરાક મોઢું ઘાલ્યું હોય તે પહેલા અંદર બૂમ મારે. એટલે હોમ અને ફોરેન

વચ્ચેનો જે સાંધો છે, ત્યાં અમારું તપ ઊભું રહેવાનું. એટલે અમારે, પરપરિણતિ એક સેકન્ડ પણ ના થાય.

અમારે પરપરિણતિ ઉલેચવી ના પડે. પરપરિણતિ ઉત્પન્નેય થાય નહીં ને હોયેય નહીં અને આ બધાને પરપરિણતિ ઉલેચવી પડે. પરપરિણતિ થાય નહીં, સ્વપરિણતિમાં જ રહે પણ પરપરિણતિના પરિણામ ઊભા થાય તેને ઉલેચવા, ખસેડવા પડે.

**પ્રશ્નકર્તા :** દૂર કરવા જ પડે, ધક્કા મારી મારીને બહાર કાઢવા પડે.

**દાદાશ્રી :** ધક્કા મારી મારીને. કારણ કે આ એક અવતારમાં અનંત અવતારનું સાટું વાળી દેવાનું છે.

## 'દાદા ભગવાન' એ નિજસ્વરૂપ, માટે સ્વપરિણતિ

જ્યાં સુધી કિંચિત્‌માત્ર કોઈનું આલંબન છે ત્યાં સુધી પરપરિણતિ છે. મૂર્તિ, ગુરુ, શાસ્ત્રો, ત્યાગનું આલંબન છે ત્યાં સુધી પરપરિણતિ છે. શુદ્ધાત્માનું ભાન ઉત્પન્ન થયું એટલે પરપરિણતિ ભાગી, નહીં તો બહાર લોકોને પરપરિણતિ જાય નહીં અને શુદ્ધાત્માનું અવલંબન એ અવલંબન નથી, પોતાનું જ સ્વરૂપ છે એટલે સ્વપરિણતિ છે. એટલે પરપરિણતિ આપણને ના કહેવાય. પરપરિણતિ હોયને ત્યાં સુધી કઢાપો-અજંપો થયા જ કરે.

**પ્રશ્નકર્તા :** અમને બધાને દાદાનું અવલંબન છે એનું શું ?

**દાદાશ્રી :** દાદાનું અવલંબન છે ને, તે આ દાદાનું નથી તમને. એટલે એ તમારો જ આત્મા છે. કૃપાળુદેવે તેથી કહ્યુંને કે જ્યાં સુધી આપણે આત્મા યથાર્થ જોયો નથી, યથાર્થ એટલે પ્રતીતિ છે, શ્રદ્ધામાં છે પણ યથાર્થતા ઉત્પન્ન થઈ નથી, ત્યાં સુધી જ્ઞાની પુરુષ એ પોતાનો જ આત્મા છે. આ અવલંબન ના કહેવાય. તેથી અમે કહીએ છીએને કે 'અરે ! દાદા, દાદા કરજોને, તમારું કામ થઈ જશે.' આ અજાયબી છે આ કાળની ! અગિયારમું આશ્ચર્ય !

'દાદા ભગવાન' એ સ્વપરિણતિ કરવાનું જ્ઞાન. અને હમણે બીજા કોઈ ભગવાન હોય તો પરપરિણતિ ઉત્પન્ન થાય. આ તો દાદા ભગવાન આપણે કોને ઉદ્દેશીએ છીએ ? મહીં જે પ્રગટ થયા છે તેને ઉદ્દેશીએ છીએ. માટે એ જ મુખ્ય વસ્તુ છે. એ સ્વપરિણતિ છે.

'દાદા ભગવાન' સાધન નથી, આલંબન નથી, પોતાનું જ સ્વરૂપ છે. તમારું સ્વરૂપ જ 'દાદા ભગવાન' છે. જો આલંબન હોય તો તો પરપરિણતિ ઊભી જ છે. એ આલંબન નથી, માટે એ સ્વપરિણતિ છે. કો'ક જ વખત આવું બને છે. તીર્થંકરોને માટે ખરું. કારણ કે એમનામાં અહંકાર નહીંને ! અને ક્રમિક માર્ગના જ્ઞાનીમાં તો અહંકાર રહે એટલે પરપરિણતિ રહે. એ એમનું અવલંબન ને નિદિધ્યાસન એ પરપરિણતિ કહેવાય. અને આ સ્વપરિણામી ચીજ છે.

**પ્રશ્નકર્તા :** 'જ્ઞાની પુરુષ એ જ તમારો આત્મા છે' એવું કહો છો તો તેમનું નિરંતર નિદિધ્યાસન રહે તો એને સ્વપરિણતિ કહેવાય ?

**દાદાશ્રી :** હા, એ સ્વપરિણતિ કહેવાય.

❖ ❖ ❖ ❖ ❖

# [૮.૪]
# સ્વપરિણામ-પરપરિણામ

## નિજધારા-પરધારા વહે જુદી, પણ અજ્ઞાની કરે ભેગી

મહાવીર ભગવાને બે ભાગ પાડ્યા : ૧. પ્રકૃતિના પરિણામ, ૨. શુદ્ધાત્માના પરિણામ. તે બન્નેવ જુદી ધારાઓ વહે છે.

જીવ માત્રને બે જાતની ધારા વહ્યા જ કરે છે. બન્નેવ જુદી જુદી પણ પોતાને ભાન જ નથી. મનુષ્ય, તિર્યંચ, દરેકને સ્વની અને પરની, નિજપરિણામની અને પરપરિણામની બન્ને ધારા અંદર નિરંતર વહ્યા કરે છે. પણ જગતના લોકોને તેનું ભાન નથી. એટલે ભેગી થઈ જાય છે, એટલે અજ્ઞાનીઓ એક જ માને છે.

દરેક જીવ માત્રમાં સ્વપરિણામ અને પરપરિણામ બેઉ પરિણામો ઉત્પન્ન થયા જ કરે છે. પણ બિલીફ રોંગ છે ને, એટલે પરપરિણામને સ્વપરિણામ માને છે અને સ્વનેય સ્વ માને છે. આખા પરિણામને પોતાના માન્યા બધા. એટલે પછી કહે છે શું ? જુઓ, આ દાળ-ભાત, શાક-રોટલી મેં જાતે જ બનાવ્યા છે. આપણે કહીએ કે તમને આ રોટલી બનાવવાનું જ્ઞાન હતું ? ત્યારે કહે, હા, એ જ્ઞાન તો હતું જ ને મને. એટલે જ્ઞાનેય હું જાણું છું અને ક્રિયાય હું કરું છું. એટલે આ બેઉ પરિણામ ભેગા વર્તે છે અજ્ઞાનીમાં અને જ્ઞાની બે પરિણામમાં ના હોય, એક પરિણામમાં હોય. હું જ્ઞાનક્રિયાનો કર્તા છું, અજ્ઞાન ક્રિયાનો કર્તા નથી. કંઈ પણ ક્રિયા એ અજ્ઞાન ક્રિયા કહેવાય છે.

## જ્ઞાની દેખાડે નિજધારા, પછી વર્તાય બન્ને ધારા જુદી

જ્ઞાની મળે એટલે નિજ પરિણામની ધારાની ખબર પડે. જેમ અંધારામાં કોઈ શિખંડનો પ્રસાદ આપે તોય તે ખબર પડે કે ખાટો છે કે મોળો, ચારોળી છે કે નહીં, ઈલાયચી છે કે નહીં, તેમ જ્યારે જ્ઞાની મળે ત્યારે શુદ્ધાત્મા પ્રાપ્ત થાય ત્યારે નિજધારા ખબર પડે અને તે સાથે પરપરિણામની ધારા પણ ખબર પડે.

જેને સ્વનું ભાન નથી, તેની સ્વપરિણામની ધારા વહે તેનું (એને) ભાન જ નથી. પણ મેં તમને સ્વમાં બેસાડ્યા, તમોને ભાનમાં આણ્યા એટલે તમારી બન્નેવ ધારા તમને જુદી વર્તાય.

## શુદ્ધાત્માના ભાને થયા શુદ્ધ પરિણામી

આ તમને 'અક્રમ વિજ્ઞાન'ને કારણે ચેતન પરિણતિ ઊભી થઈ છે. પહેલા ચેતન પરિણામ ને પુદ્‌ગલ પરિણામની બન્ને ધારાઓ ભેગી રહેતી હતી. દીવો સળગતો હોય પણ આંધળાને માટે શું ? જેને 'હું શુદ્ધાત્મા છું' અને 'હું ચંદુલાલ નથી' એ વિભાજન નથી થયું, તેને નિરંતર પુદ્‌ગલ પરિણતિ જ રહે. અને જેને વિભાજન થયું એ શુદ્ધ પરિણામી કહેવાય. શુદ્ધાત્મા નિજ પરિણામવાળો જ હોય.

બન્ને ધારા નિજ-નિજ રૂપે રહે એનું નામ જ્ઞાન. બન્ને ધારા પોતપોતાના સ્વભાવમાં જ રહે. જોનારી ધારા જોયા કરે, તે જોવાનું અને દૃશ્ય, દૃશ્યભાવને છોડે નહીં.

## અચળ-અવિનાશી સિવાયના બધા પરપરિણામ

પહેલા ચેતન અને જડ બન્ને પરિણામો ઉત્પન્ન થતા (અને તે) મારા લાગતા, હવે પરમાત્માપદ પ્રાપ્ત થયું તેથી સ્વપરિણામ અને પરપરિણામ ઓળખાય. જે પરિણામ ચંચળ અને વિનાશી હતા તે બધા પરપરિણામ. જે અચળ છે અને ચેતન છે તે સ્વપરિણામ. અત્યાર સુધી પરને પોતાના જાણી ચાલ્યા તેથી દુઃખ ભોગવ્યા. હવે પરમહંસ થયો એટલે જ્ઞાન-અજ્ઞાન જુદું પડે.

હવે પરિણામ કયા છે તે જાણ્યા પછી શંકિત થઈશ નહીં. સંગી પરિણામો બધા વિનાશી છે, એ બધાને ઓળખ્યા એ મારા નથી. હું તો અવિનાશી અને અવિનાશી પરિણામ, સ્વપરિણામ સિવાયના બધા જ પરપરિણામ છે. દેહ જે કરે તેમાં ભ્રાંતિ ન થવી જોઈએ.

પરપરિણામ તે આપણા હાથમાં નથી, સ્વપરિણામ આપણા હાથમાં છે. ઊંઘ એ પરપરિણામ છે, એ આપણી સત્તાની વાત નથી. એને આપણે મહીં ડખો શું કામ કરીએ ? આપણે આપણા પરિણામમાં રહી કામ કર્યા જવું.

તાવ આવ્યો તો ગમે નહીં, ભોગવ્યે જ છૂટકો. કારણ કે પરપરિણામ. સારું ભોજન ગમે તેય પરપરિણામ. ગમવું અને ના ગમવું બધા મનના પરિણામ છે, પરપરિણામ છે, આત્માના પરિણામ નથી. આ પરાયા પરિણામ પૂર્વે પોતાના કરી લીધેલા. 'મેં કર્યું' એવું, તેના આ ફળ આવ્યા છે. પારકા પરિણામને 'હું કરું છું' એવું ભાન થવાથી આ બધું ઊભું થયું છે જગત.

કર્મ છે તે પુદ્ગલ સ્વભાવના છે. એ એના પરપરિણામ બતાવ્યા જ કરશે. આપણે શુદ્ધાત્મા એ સ્વપરિણામ છીએ. પરપરિણામ 'જ્ઞેયસ્વરૂપ' છે અને પોતે 'જ્ઞાતાસ્વરૂપે' છે.

એક ક્રિયાની ધાર છે અને એક જ્ઞાતા-દ્રષ્ટાની ધાર છે, જે 'જ્ઞાની'માં છૂટી વર્તે, ત્યારે અજ્ઞાનીને એક કડવું અને એક મીઠું એમ 'મિક્ષ્ચર' ધાર વર્તે. તેથી તેને બેભરમી કઢી જેવો સ્વાદ આવે. પરપરિણામ ને સ્વપરિણામ આ બેઉ ભેળું કરવાથી સ્વાદ બેસ્વાદ થઈ જાય છે. એટલે તૃપ્તિ વળે નહીં. લોક કહે છે કે સંતોષ થાય છે, તે સંતોષેય શાનો થાય છે ? સાયકોલૉજિકલ પરિણામ છે.

પોતે નિજ થયા બાદ કયા પ્રકારની ધારા વહી રહી છે તે જોવું. પરની ધારા હોય તો (એને) જોવું ને જાણવું. જેવી ભજના કરીએ તેવું થવાય.

ખોખામાં પરિણમશે તો અનંત માલિકીપણામાં પાર્ટનર થશે. અને

સ્વમાં પરિણમશે તો આખાય જગતનું માલિકીપણું ધરાવશે. એક સ્વરૂપે અનંત સ્વરૂપને ભોગવશે.

## પરપરિણામ એ પરસત્તાધીન, જો રહે વીતરાગ તો થાય બંધ

**પ્રશ્નકર્તા :** એટલે વ્યવહાર આખો પરપરિણામ ?

**દાદાશ્રી :** હા, એ બધું જ પરપરિણામ છે ને પાછું આપણા હાથમાં નથી, પરાશ્રિત છે. આખો વ્યવહાર પરાશ્રિત છે. બાકી પરાશ્રિત વ્યવહારમાં ક્રોધ-માન-માયા-લોભ શી રીતે બંધ થાય ? જગત એને બંધ કરવા જાય છે. આપણું 'અક્રમ વિજ્ઞાન' શું કહે છે તે તમને આ બૉલના દાખલા ઉપરથી સમજાવું.

આપણે આ બૉલ અહીંથી નાખીએ પછી આપણે કહીએ, 'હેય, અહીંથી આઘો ના જઈશ હવે, નાખ્યો ત્યાં પડી રહેજે.' ત્યારે કહે, 'ના, પછી એના પરપરિણામમમાં જાય.' એટલે જેવો નાખ્યો હશેને, ત્રણ ફૂટ ઊંચેથી નાખ્યો હશે, તો પરપરિણામ બે ફૂટના આવશે અને જો દસ ફૂટ ઊંચેથી નાખ્યો હશે તો પરપરિણામ સાત ફૂટ આવશે. હવે એ પરપરિણામ, આપણે જો ફરીથી એમાં હાથ નહીં ઘાલીએ તો એની મેળે બંધ જ થઈ જવાના છે.

**પ્રશ્નકર્તા :** પરપરિણામ સમજાયું, હવે આમાં પરિણામ કોને કહેવું તે સમજવું છે.

**દાદાશ્રી :** આપણા પરિણામથી (બૉલ) નાખવાનો ભાવ થવો, ત્યાંથી પછી હાથમાં આવ્યું તે પરપરિણામ. હાથથી નખાયું તેય પરપરિણામ. પણ આપણે નવો ભાવ બંધ કરી દો, એમ કહીએ છીએ.

**પ્રશ્નકર્તા :** એ ભાવ કેવી રીતે બંધ થાય ?

**દાદાશ્રી :** એ 'જ્ઞાની પુરુષ'ને સોંપી દીધા એટલે એનાથી છૂટાય. તમે ભાવ મને સોંપી દીધા છે. દ્રવ્યકર્મ, નોકર્મ એ બધા પરપરિણામ છે, તે બધા મને સોંપી દીધા છે. હવે તમારે કશું લેવાદેવા નથી. તમે બધા

ખાલી આ આજ્ઞામાં જ રહો અને નિરંતર સમાધિવાળો માર્ગ અને તરત ફળ આપનારો છે. અને વિજ્ઞાન છે આ, પ્રત્યક્ષ વિજ્ઞાન છે.

## પરપરિણામ થાય બંધ, માત્ર જુદા જોવાથી

બૉલને ફેંક્યા પછી બંધ કરવું ને બૉલ નાખવાની પ્રક્રિયા ચાલુ રાખવી એ 'સાયન્ટિફિક' રસ્તો નથી. ક્રમિક માર્ગમાં આ ફેંક્યા પછીના ઉછળતા બૉલને બંધ કરવા જાય છે ને બીજી બાજુ નવા ભાવથી બૉલ નાખવાનું ચાલુ રાખે છે. એટલે પાછળ બંધ કરતો જાય ને આગળ નાખતો જાય. એ તો ક્યારે પાર આવે ? આપણે શું કરીએ છીએ કે (નવા) બૉલને નાખવાનું બંધ કરી દઈએ છીએ અને પછી જે પરિણામ (રૂપે) ઉછળે છે, તેને 'જોયા' કરવાનું કહીએ છીએ. આ પરિણામ તો 'ડિસ્ચાર્જ' સ્વરૂપે છે.

એટલા માટે મેં શાસ્ત્રો ઉડાડી દીધા. તું જ બંધ થઈ જાને. 'તું કોણ છું' એ તને નક્કી કરી આપું. તારી લગામ તારા હાથમાં આપું હું. હવે તું ફરી નવા ભાવથી નાખતો બંધ થઈ જાને. અહીંથી ભાંજગડ મટે અને ખાલી જોયા જ કરજે, શું થાય છે તે ! એની મેળે બંધ થઈ જશે. બીજી કશી ભાંજગડ નહીં કરવાની.

આપણે અજ્ઞાનતામાં હોઈએ ત્યાં સુધી આ બૉલને ફેંકીએ, એના પરિણામને જાણીએ નહીં. હવે આપણને જ્ઞાન થયા પછી નવા ભાવથી બૉલ નાખવાનું બંધ કરી દીધું, પણ એને પહેલા ફેંકેલો એટલે એ ઉછળવાનો તો ખરો. પણ તે પછી આપણે ફેંક્યો તે એક જ પરિણામ આપણું. પચીસ-પચીસ વાર ઉછળે. પણ હવે તે બૉલ નાખવાનો બંધ કર્યો એટલે પેલું એની મેળે બંધ થશે જ ! પરપરિણામ સમજ પડીને ? આ બૉલને કશું બંધ કરવાની જરૂર છે ?

**પ્રશ્નકર્તા :** ના, એની મેળે બંધ થશે.

**દાદાશ્રી :** એને બંધ કરવા માટે પ્રયત્ન કરી રહ્યા છે, એનું નામ વ્યવહાર. જે પરપરિણામમાં છે, જે ડિસ્ચાર્જ રૂપે છે, તેમાં વીતરાગતા રાખવાની છે. બીજો (કોઈ) ઉપાય જ નથી !

## પરપરિણામ થાય બંધ, એની મેળે

**પ્રશ્નકર્તા :** દાદા, પણ એ બૉલને અટકાવવા જાય છે, ઉછળતો બંધ કરવા જાય છે.

**દાદાશ્રી :** એટલે એના પરિણામ બંધ કરવાનો પ્રયત્ન કરે છે એ. અલ્યા, એના પરિણામ તો બંધ થઈ જ જવાના છે, એની મેળે જ. ફરી તું નાખવાનો બંધ કરી દે, એટલું અમે કહીએ છીએ. નાખવાના બંધ કરે એટલે કર્તા-કર્મ બંધ થઈ જાય. જેટલા કર્તા થઈ ગયા છે, એ તો એની મેળે ફૂટબૉલ ઊંચા ઉછળ ઉછળ ઉછળ કરીને ટાઢું થઈ જાય.

પેલું ફૂટબૉલ તો આ બાજુ તમે અહીં જોશો તોયે એના પરિણામ બંધ થવાના છે. જે ટાઈમે બંધ થવાના છે તે ટાઈમે. અને નહીં જુઓ તોય એ બાજુ બંધ થવાના છે. એ તો પરપરિણામ છે, પરિણામ ઉત્પન્ન થયા છે. એ પરિણામ એની મેળે બંધ થઈ જવાનું. હું જાણું કે કો'ક હજુ એકદમ ખૂબ ક્રોધ કરતો હોય તો ધીમે ધીમે એ ક્રોધ નરમ થતો થતો થતો એ ઓગળતો જશે.

**પ્રશ્નકર્તા :** દાદા, પણ હજુ ક્રોધ થઈ જાયને ત્યારે શંકામાં પડી જવાય છે કે મારું જ્ઞાન બગડી ગયું ?

**દાદાશ્રી :** તમને આ જ્ઞાન પછી આ બધા પરિણામ આટલા બદલાયા, તેમાંનું એક જ બદલાયું હોય તો પણ જગત કાચું ના પડી જાય, એવું જગત છે ચોક્કસ. એક જ જો અનુભવ થઈ ગયો હોયને, એક જ ! એમાંથી ચિંતા બંધ થઈ ગઈ, ત્યાં સુધીનું જો બંધ થઈ ગયું હોય તો પછી પાછો જ ના પડે. આ તો બધા કેટલા (ફેરફાર) ! લક્ષ બેઠું, ચિંતા ઊડી ગઈ, ફલાણું ઊડી ગયું, બધું કેટલું ! પરિણામમાં તો ગમે એટલો ક્રોધ થાય તોય આપણે જોયા કરવું. ઓહોહો ! ચંદુભાઈ, તમારા પરિણામ તો ભારે લાગે છે, કહીએ. એમ કહેવું ઊલટું. આપણે જોનારા રહ્યા.

## અહંકાર ન રહેતા, પરપરિણામના ન રહ્યા જવાબદાર

હવે આ જ્ઞાન પછી ક્રોધ એ વાળી લેવાય એવો થયો છે ને ? અને લોભેય વાળી લેવાય એવો થયો છે ?

**પ્રશ્નકર્તા :** લોભ તો હતો નહીં ખાસ.

**દાદાશ્રી :** હતો જ નહીં પહેલેથી, નહીં ? ત્યારે શું હતું ?

**પ્રશ્નકર્તા :** કામ (વિષય) છે.

**દાદાશ્રી :** કામ એ વસ્તુ જુદી છે, પણ તેમાં અહંકાર ના રહ્યો. આ કામમાંથી અહંકાર કાઢી લીધો. કામ એટલે શું, કે અબ્રહ્મચર્ય પ્લસ અહંકાર, એને કામ કહે છે. પછી કામમાંથી અહંકાર કાઢી લીધો તો રહે શું ? અબ્રહ્મચર્ય. એ તો પરપરિણામ છે.

તમે આ બધું તાવડો મૂકો અને એમાં એક વસ્તુ નાખો, બીજી નાખો, ત્રીજી વસ્તુ નાખો. તો એ એકદમ લીલો રંગ થઈ જાય તો તમે ના સમજો કે આ શેનું પરિણામ છે ? આ શેનું પરિણામ છે એ સમજી જાવને તમે ? અગર તો એકદમ ઊભરાવા માંડે તો તમે જાણો કે આ શું વસ્તુ પડી ?

**પ્રશ્નકર્તા :** હા, ખબર પડી જાય.

**દાદાશ્રી :** એવી રીતે આ પરપરિણામ ને એ બધું સમજવું પડે. આ સ્વપરિણામ અને આ પરપરિણામ. જેટલા ક્રિયાવાળા છે, એ બધાય પરપરિણામ છે. એ પછી મનની ક્રિયા હોય કે વાણીની ક્રિયા હોય કે દેહની ક્રિયા હોય, એ બધા પરપરિણામ છે અને તે ડિસ્ચાર્જ છે. આ શરીરમાંથી જે કંઈ ચીજો ખરી પડે, તે બધી પરપરિણામ છે. એટલે આ બધા પરપરિણામને સમજવા જોઈએ. પરપરિણામને પરપરિણામ જાણે અને સ્વપરિણામને સ્વપરિણામ જાણે. ક્રોધ થાય એ આપણે જાણીએ કે આ પરપરિણામ છે. લોભ થાય તેય જાણીએ કે પરપરિણામ છે અને આ મારા પરિણામ ન્હોય.

પરપરિણામની મૂળ ભૂલો તે આપણી પહેલાની ખરી. એ તો આપણે સમજીએ કે એ અહંકાર, એ અજ્ઞાનતા અને એ બધું ભેગું થઈને આ પરિણામ ઊભું થયેલું છે. આજે આપણે એ અહંકારેય નથી અને એ અજ્ઞાનેય નથી. આજે આપણે એના રિસ્પોન્સિબલ નથી.

## પરપરિણામ સાથે રહ્યો પોતાનો જ્ઞેય-જ્ઞાતા સંબંધ

મહીં ચંદુભાઈને ક્રોધ થાયને, ઉકળાટ થાય તો તમે જાણો કે ના જાણો કે ભૂલી જાઓ છો ?

**પ્રશ્નકર્તા :** જાણે.

**દાદાશ્રી :** તો ઉકળાટ વધ્યો છે કે ઉકળાટ ઘટી ગયો તે ખબર પડે ? ઉકળાટ બંધ થઈ ગયો તોય ખબર પડે ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** તો પછી તમે જ્ઞાતા છો અને એ દૃશ્ય એ જ્ઞેય છે. જ્ઞાતા-જ્ઞેયનો સંબંધ છે. તમને સમજાઈ એ વાત ?

**પ્રશ્નકર્તા :** એ થાય, એનું જ્ઞાન તો પોતાને થાય છે.

**દાદાશ્રી :** એને (ઉકળાટને) બંધ કરવાનો નથી, બંધ કર્યો થાય નહીં.

કદાચ કો'ક ગાળ દે ને ત્યારે મહાત્માને બહાર સમતા રહે પણ મહીં મશિનરી ચાલ્યા કરે તો તે પરપરિણામ છે, જ્ઞેયસ્વરૂપે છે. તે વખતે કહી દીધું કે અમારે-તમારે તો જ્ઞેય-જ્ઞાતા સંબંધ છે, શાદી સંબંધ નથી. એમ કહે કે માંહ્યલા બધા જ જ્ઞેય રઘવાયા થઈને નાસી જાય કે ભૂગર્ભમાં પેસી જાય !

હવે ક્રોધ-માન-માયા-લોભ એ પરપરિણામ છે. એ સ્વપરિણામ નથી. પરપરિણામ એ તો મહીં જેવો માલ ભરેલો હોય એવો ફૂટે. ફૂટે એટલે જાણીએ કે આ છે તે ફટાકડાનો માલ. જેવો દારૂ ભર્યો છે એવું ફૂટે. એ બધાના જ્ઞાતા-દ્રષ્ટા આપણે છીએ. આને (ચંદુને) આકર્ષણ થાય એ લોભ નથી. લોભ આત્મા મહીં ભળે તો. આ તો તમને ખબર પડે ઓહોહો, હજુ તો આમને ઈચ્છા છે. તમને તરત ખબર પડે કે આની ઈચ્છા છે, આની ઈચ્છા નથી. આમાં આ વસ્તુનો ભાવ છે ને (આનો) ભાવ નથી એ બધી તમને ખબર પડી જાય. અને અજ્ઞાની માણસ તો ક્રોધ

ઉત્પન્ન થતા પહેલા પોતાનું જ ભાન ખોઈ નાખે. એટલે પોતે તન્મયાકાર થઈ જાય. ભાનેય ના રહે એને. પોતાના આત્માએ કરીને ભાન નથી રહેતું કોઈ જાતનું.

## સ્વપરિણતિમાં રહે તો ઉપજે સંયમ પરિણામ

કષાયોનું નિર્વાણ થાય પછી (વ્યવહાર) આત્માનું નિર્વાણ થાય. હવે કષાય જોર નથી કરતાને ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** કષાય કરવાની જગ્યાએ કષાય ના થવા દે, એ આત્મપરિણામ. આત્મપરિણામ પોતાના હાથમાં આવ્યું, પછી શું રહ્યું ?

**પ્રશ્નકર્તા :** આત્મપરિણામ તે જ સંયમ પરિણામ ?

**દાદાશ્રી :** સંયમ પરિણામ એટલે શું ? પુદ્ગલમાં આત્મા ભળે નહીં, એનું નામ સંયમ પરિણામ. જુદો ને જુદો વર્ત્યા કરે. તમે ભળવા દો છો ? ભળવા દો તો હિંસકભાવ થઈ જાય. આ તો હિંસકભાવ નથી, આ સંયમ પરિણામ કહેવાય. સંયમ પરિણામ એટલે પુદ્ગલમાં ગમે એટલી ભાંજગડ, ઘડભાંજ થઈ રહી હોય પણ સ્વપરિણતિ ના છોડે. કેવો આ સુંદર હિસાબ છે ! ઘડભાંજ થઈ રહી હોય બહાર તો, ધમાચકડી થઈ રહી હોય, તોય સ્વપરિણામ ના છોડે.

## સ્વપરિણતિથી શરૂ સંયમ, પછી વધતો જ જાય સડસડાટ

અંદરના ગમે તેવા પરિણામો ઊભા થાય, ગમે તેવી અંદર ઝંઝાવાત જાગે છતાં બહાર કોઈનેય ખબર જ ના પડે તે સંયમ. ઈન્દ્રિય સંયમને સંયમ જ નથી કહેવાતો. કષાયો મંદ પડે એને જ સંયમ કહેવાય છે.

સંયમમાં કોણ આવી શકે ? સ્વપરિણતિવાળો જ. એ સંયમી કહેવાય. પરપરિણતિવાળાને સંયમ (હોય) નહીં. વૃત્તિઓ પોતાના ગામ ભણી પાછી ફરવા માંડી. અંશરૂપે શરૂઆત થઈ તે સંયમ

પછી તો વાર જ નથી લાગતી. છેલ્લા અવતારમાં પાંચ વર્ષમાં બધી જ ચીજ આવી જાય છે. કેટલું લાંબું હશે એટલું બધું ? કારણ કે સંયમ પરિણામ એટલો બધો વધતો જાય, એટલો બધો વધતો જાય, એટલો બધો વધતો જાય, ન પૂછો વાત. સંયમ પરિણામ કરોડ અવતાર સુધી એક માણસને ના થાય એટલા એક જ્ઞાની પુરુષને એક કલાકમાં સંયમ પરિણામ વર્તે. ત્યારે તેથી પણ આગળ જાય તો કેવળજ્ઞાનીને શું થાય ? બહુ જ સંયમ પરિણામ.

## મહાત્મા સ્વપરિણતિમાં, દાદા સ્વપરિણામમાં

સંયમ પરિણામ એટલે આત્મપરિણામ અને પુદ્‌ગલ પરિણામ બન્ને યથાર્થપણે જુદા રહેવા. પુદ્‌ગલ પરિણામને જોવા એ આત્મપરિણામ.

**પ્રશ્નકર્તા :** પુદ્‌ગલના માલિક નથી ત્યાં પછી દેહની ક્રિયાઓ ને મનને જોવાનો શું અર્થ ?

**દાદાશ્રી :** તમેય દેહના માલિક તો નથી. પણ તમારાથી બોલાય નહીં એવું, કારણ કે હજુ પરપરિણામમાં છો. પણ છતાં પરપરિણતિ નથી તમને. શું કહું છું હું ? પરપરિણામમાં તો ખરા ! આમાં મજા કરો છો, ટેસ્ટ કરો છો, છતાં તમને પરપરિણતિ નથી.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન મળ્યું એટલે અમારે સ્વપરિણતિ અને સ્વપરિણામ જ રહ્યાને ?

**દાદાશ્રી :** પરિણતિ તો, તમને બધાને સ્વપરિણતિમાં જ મૂક્યા છે. તમે 'હું કરતો નથી' એવા જ ભાવમાં છો, પણ સ્વપરિણામ નથી થયું. સ્વપરિણામ જોઈએ. તમને સ્વપરિણતિ છે, સ્વપરિણામ નથી. અમે સ્વપરિણામમાં છીએ. સ્વપરિણામ એ જ પરમાત્મા પદ.

## મહાત્માનું જોવું-જાણવું બુદ્ધિનું, સ્વપરિણામનું હોય સ્વાભાવિક

**પ્રશ્નકર્તા :** હવે પુદ્‌ગલ પરિણામને જુદું જોઈએ છીએ, તો એ જ્ઞાનથી છે તો એ પણ રિયલ જ્ઞાનથી છે ?

**દાદાશ્રી :** હં, રિયલ ન્હોય. પણ છતાં લોકોને સંતોષ છે અને સાચો

સંતોષ છે. પહેલા જે જાણવા-જોવાથી એને રીસ ચઢતી'તી, તે નથી ચઢતી જોવા-જાણવાથી.

**પ્રશ્નકર્તા :** છતાંય આ બુદ્ધિનું જ થયું ?

**દાદાશ્રી :** તે બુદ્ધિ નહીં તો બીજું શું ત્યારે ? તું એમ જાણે આત્માનું આવી ગયું મહીં ? એવો કંઈ આત્મા સહેલો હશે ?

**પ્રશ્નકર્તા :** એટલે અત્યાર સુધીનું છે એ બધું બુદ્ધિનું જ થયું તો પછી આત્માનું જોવા-જાણવાનું કેવું હોય તેમાં ?

**દાદાશ્રી :** આ બુદ્ધિથી જાણવા-જોવાનું છે એ પરપરિણામ છે એવું જાણે ત્યારે સ્વપરિણામને સમજે.

આમાં જે જોવા-જાણવાનું થાય છે તે આ પણ પરપરિણામ છે, એવું જાણે કે ત્યારે એ સ્વપરિણામ ખોળે છે કે સ્વપરિણામ ભણી પાછો ચાલી રહ્યો છે. પણ આ તો બધા સ્વપરિણામ માને છે, જોવું-જાણવું થાય છે તેને.

**પ્રશ્નકર્તા :** હા, તો તો એ સ્વપરિણામ તરફ ગયો એવું કહ્યું, એટલે સ્વપરિણામ તો પણ નથી આવ્યા.

**દાદાશ્રી :** સ્વપરિણામ શી રીતે હોય ? સ્વપરિણામ ચોખ્ખા હોય. સ્વપરિણામ સ્વાભાવિક હોય.

**પ્રશ્નકર્તા :** સ્વપરિણામ સ્વાભાવિક એટલે શું ?

**દાદાશ્રી :** એના દ્રવ્યના ગુણ, દ્રવ્યના પર્યાય બધાય જાણવા. મહાત્માઓ મને કહે છે કે 'દાદા, (હું) જ્ઞાતા-દ્રષ્ટા રહું છું.' મેં કહ્યું, 'બહુ સારું.' હા, પણ એ સારું છે ને, એને રાગ-દ્વેષ થતા નથી. જ્ઞાતા-દ્રષ્ટા ન રહે તો ચિઢાય પેલાની ઉપર. એટલે એ તો પુરુષાર્થ છે ને !

## ભયંકર વેદનામાંય પરપરિણતિ ઉત્પન્ન ન થાય એ તપ

**પ્રશ્નકર્તા :** તો પછી સ્વપરિણામ માટે શું ખૂટે છે ?

**દાદાશ્રી :** તપ જોઈશે, ત્યારે કહે છે કે જે વેદના થતી હોય ! આ

તો માથું દુઃખવું ને એ બધું છે, એ બધી વેદના એ વેદના જ ગણાય નહીં. એ તો જાણ્યામાં જતી રહે છે. જાણ્યા જ કરે એટલું. એમાં જતી રહે એવી છે આ વેદના તો. પણ બીજી, હાથ કાપતા હોય આમ ઘસી ઘસીને, એકદમ કાપી નાખે તો તો જાણે કે આ પતી ગયું. પણ ઘસી ઘસીને હાથ કાપતા હોય ત્યારે દુશ્મનને કંઈ એમ વિનંતી કરાય કે ભઈ, એકદમ કાપી નાખ ? વિનંતી કરીએ તોયે એકદમ ના કાપે એ તો મૂઓ. એવા સંજોગોમાં આવ્યા હોય ત્યારે વેદના કહેવાય. તે ઘડીએ તપ કરવાનું છે. ભગવાને કહ્યું કે તું હોમ ડિપાર્ટમેન્ટમાં છું, સ્વપરિણતિમાં છું તો પરપરિણતિ ઉત્પન્ન ના થાય. એ તપ કરવાનું છે. આ પરપરિણામ છે અને આ મારા પરિણામ નથી, એમ સ્વપરિણામમાં મજબૂત રહેવું એનું નામ તપ.

પરપરિણતિ આપણા મહાત્માઓને બંધ થઈ છે. પણ સ્વપરિણામમાં રહેતા નથીને ? હજુ તો કાગળના વેપાર કરો, બીજું કરો, ત્રીજું કરો. ડખા છે ને ? અને અમારે થોડોક ડખો ચાર ડિગ્રીનો છે, તેથી જ અમનેય ત્રણસોને છપ્પને રહ્યું. ત્રણસો સાંઈઠ ના થયું. અને તમારે વધારે ડખો હશે, નથી વધારે ? તમને સમજાય છે આ બધું ?

**પ્રશ્નકર્તા :** હા જી.

**દાદાશ્રી :** હં, ચોક્કસ ? એટલે આ બધું સમજવા જેવું છે. સમજ્યા વગર બાફીએ. અને આ લોકો તો અત્યારે શું કરે છે કે બાફવાનું કાચું રાખે છે ને કાચું રાખવાનું બાફી નાખે છે. પછી એના વિટામિન શી રીતે મળે તે, બળ્યા ? મળે વિટામિન ?

**પ્રશ્નકર્તા :** ના.

## સંસારી વેશે અગિયારમું ધીટ આશ્ચર્ય !

**પ્રશ્નકર્તા :** દાદા, તમે કહ્યું અમે સ્વપરિણામમાં છીએ એ સમજાવશો ?

**દાદાશ્રી :** આ 'એ.એમ.પટેલ' દેખાય છે તે તો મનુષ્ય જ છે, પણ

'એ.એમ.પટેલ'ની જે વૃત્તિઓ છે અને જે એમની એકાગ્રતા છે તે 'પરરમણતા'ય નથી ને 'પરપરિણતિ' પણ નથી. નિરંતર 'સ્વપરિણામ'માં જ મુકામ છે ! નિરંતર 'સ્વપરિણામ' વર્લ્ડમાં કો'ક વખત, હજારો-લાખો વર્ષે હોય ! 'સ્વરમણતા' અમુક અંશે થાય, પણ સર્વાંશે સ્વરમણતા અને તેય સંસારી વેશે ના હોય. એટલે આશ્ચર્ય લખ્યું છે ને ! 'અસંયતિ પૂજા' નામનું ધીટ આશ્ચર્ય છે આ !

અમે સંસારમાં જ રહેતા નથી, એક ક્ષણવાર પણ અમે સંસારમાં રહ્યા નથી. સંસારમાં રહેવું એટલે પરપરિણતિ કહેવાય. અમે સ્વપરિણામમાં હોઈએ, નિરંતર મોક્ષમાં જ હોઈએ. ઉઘાડી આંખે જ હોઈએ, જ્યારે આખું જગત બંધ આંખોમાં છે.

'અમારે' તો 'આત્મા' આત્મપરિણામમાં રહે અને 'મન' મનના પરિણામમાં રહે. 'આત્મા' સ્વપરિણામમાં પરમાત્મા છે. બન્ને પોતપોતાના પરિણામમાં આવે અને પોતપોતાના પરિણામને ભજે, તેનું નામ મોક્ષ.

**પ્રશ્નકર્તા :** અમને દાદા ભગવાનના દર્શન કરવાનો ભાવ થયો હોય એ ભાવ સ્વભાવમાં આવે ખરો ?

**દાદાશ્રી :** સ્વભાવમાં લાવવાના પરિણામ છે. એયે પરિણામ છે, પરપરિણામ છે. સ્વભાવમાં લાવવાના પરિણામ છે, એટલે એ હિતકારી કહેવાય.

❖ ❖ ❖ ❖ ❖

## [૮.૫]
# પારિણામિક ભાવ

### આત્માનો સ્વાભાવિક ભાવ તે પારિણામિક ભાવ

**પ્રશ્નકર્તા :** પારિણામિક ભાવ એટલે શું ?

**દાદાશ્રી :** પારિણામિક ભાવ તો બહુ જુદી વસ્તુ છે. પારિણામિક ભાવ એ તો આપણે જે છીએ તે રૂપે ભાવ ઉત્પન્ન થવો.

પારિણામિક ભાવ એટલે મોક્ષ ભાવ. પારિણામિક ભાવ એ આત્માનો સ્વભાવ છે, એ છેલ્લો ભાવ છે. આત્માનો મૂળ સ્વભાવ ભાવ-એ પારિણામિક ભાવ છે. એક મિથ્યાત્વ ભાવ છે, બીજા ઉપશમ ભાવ છે, ક્ષયોપશમ ભાવ છે, ક્ષાયક ભાવ છે. સન્નિપાત ભાવ છે. સનેપાત એય ભાવ છે. જ્ઞાનીને પણ સનેપાત થાય ત્યારે શુંય કરે, પણ એમનું જ્ઞાન જરાય આઘુપાછું ના થાય. અને છેલ્લો પારિણામિક ભાવ છે. આ બધામાં પારિણામિક ભાવ એકલો જ આત્માનો છે, બીજા બધા પૌદ્‌ગલિક ભાવો છે.

પારિણામિક ભાવ છે તે તત્ત્વને હોય, બીજા કોઈને અડે નહીં. બીજા કોઈને લાગુ ના થાય.

### પારિણામિક ભાવ : આત્માનો ઊર્ધ્વ, પુદ્‌ગલનો અધો

**પ્રશ્નકર્તા :** પારિણામિક ભાવ ખરેખર કઈ રીતે ઉત્પન્ન થાય ?

**દાદાશ્રી :** આ પાંચ ઈન્દ્રિયથી જે દેખાય છે એ મારો ભાવ નથી તો પારિણામિક ભાવ ઉત્પન્ન થાય. આત્માનો પોતાનો જ ભાવ, પોતાના જ ગુણધર્મ એનું નામ પારિણામિક ભાવ. પોતાના જ ગુણધર્મ, આ તો પારકા ગુણધર્મને હજુ પોતાના માનીએ છીએ.

જગતનો પારિણામિક ભાવ નીચે ખેંચી લાવે અને આત્માનો પારિણામિક ભાવ ઊંચે લઈ જાય. આ (બન્નેના) પારિણામિક ભાવ જુદા જુદા છે. તેથી જ આ બન્નેના રગડા-ઝઘડા છે ને તેનો જ સંસાર છે. આ બન્નેના પારિણામિક ભાવમાં ડખો કરવાથી સંસાર ઊભો છે. ડખો ના થાય તો ફક્ત જગતનો પારિણામિક ભાવ અને આત્માનો પારિણામિક ભાવ. એ બે જ જગતમાં છે. જગતનો, પુદ્ગલનો પારિણામિક ભાવ નિરંતર નીચે લઈ જવાનો છે અને આત્માનો પારિણામિક ભાવ નિરંતર મોક્ષે લઈ જવાનો છે. પુદ્ગલ પારિણામિક ભાવની પુષ્ટિ મળે તો અધોગતિમાં લઈ જાય અને આત્માના પારિણામિક ભાવને પુષ્ટિ મળે તો ઊર્ધ્વગતિએ લઈ જાય.

## પરમ પારિણામિક ભાવ એ પરમાત્મા

**પ્રશ્નકર્તા :** પરમ પારિણામિક ભાવ કોને કહેવાય છે ? આત્મા માટે એવું બોલે છે કે હું પરમ પારિણામિક ભાવ છું.

**દાદાશ્રી :** એટલે સ્વભાવમાં છું. એ પરમ પારિણામિક એટલે સ્વભાવ. એટલે શુદ્ધ ઉપયોગ, સ્વ-ઉપયોગમાં, વીતરાગતામાં !

**પ્રશ્નકર્તા :** પરમાત્મા છું, એનો શું ભાવાર્થ થાય ?

**દાદાશ્રી :** હા પણ, પરમાત્મા છે જ ને ! પારિણામિક ભાવ એ રૂપે પરમાત્મા જ છે. જો પારિણામિક ભાવ ઉત્પન્ન થયા તો પરમાત્મા છો. પારિણામિક ભાવ એટલે સ્વભાવ. જો આત્મા સ્વભાવમાં આવે તો પરમાત્મા જ છે. એ વિભાવમાં હોય તો જીવાત્મા છે.

## ક્ષાયક ભાવે બેઉ સહજ વર્તે પારિણામિક ભાવમાં

**પ્રશ્નકર્તા :** આપે ઉપશમ ભાવ, ક્ષયોપશમ ભાવ, ક્ષાયક ભાવ કહ્યું તો એ વિશે વધુ સમજાવશો.

**દાદાશ્રી :** એવું છે ને, આખું જગત ઔદયિક ભાવમાં છે, જાનવરો ને મનુષ્યો બધાય. હિન્દુસ્તાનમાં બહુ ઓછા માણસ ઉપશમમાં આવ્યા છે ને કોઈક જ ક્ષયોપશમ ભાવમાં આવેલા હોય. એવો (કોઈ) હોય તે આ બે લીટી વાંચેને કે :

સોનું મઢ્યા હીરાજડિત દરવાજા તોતિંગ,
બંધ હતા બ્રહ્માંડમાં ગુપ્તજ્ઞાન ગોપિત.

તો તેને દરવાજા તોતિંગ સોના-હીરા જડેલા દેખાય, તે બંધ છે એવું દેખાય. જ્યારે આ ઔદયિકમાં વાંચવું એટલે વાંચવું, એને દેખાય નહીં.

એટલે જે ક્ષયોપશમ ભાવમાં આવેલા હોયને, એને જેવું બોલે એવું દેખાય. બોલવું ને એવું દેખવું એ સાથે થાય તે ક્ષયોપશમ ભાવ કહેવાય. આ 'દાદા શરણં ગચ્છામિ' બોલે તે દાદા દેખાય, શરણું લીધેલું દેખાય. આ બોલતાની સાથે ચિત્તવૃત્તિ તે પ્રમાણે બતાવે. શુદ્ધાત્મા બોલે તેવું મહીં બોલતાની સાથે લક્ષમાં બેસી જાય. બોલતાની સાથે તે રૂપ થઈ જાય, એવું ક્ષાયક ભાવવાળાને દેખાય. જ્યારે આપણે તો શુદ્ધાત્મા થયા, તો તો એથી ઘણું ગજબનું રહે.

ઓ ઈશ્વર ભજીએ તને, મોટું છે તુજ નામ.
ગુણ તમારા ગાતા, થાય અમારું કામ.

એમ આ છોકરાં રોજ ગાય. તે સમજાય નહીં કે ઓ ઈશ્વર શું ? ભજીએ શું ? થાય અમારા કામ એ શું ? કશું ભાન ના હોય એવા ઔદયિક ભાવમાં જગત છે. એમાંથી નીકળે તો ઉપશમમાં આવે ને પછી જો ઊંચે જાય તો ક્ષયોપશમ ભાવમાં આવે. તે અમુક ભાવ ક્ષય થઈ ગયા હોય. આ ક્ષયોપશમવાળાને કેટલાક ભાવ થાય જ નહીં. તે જગતના લોકોને જેની કિંમત હોય, જેના ભાવ ઊંચા બોલાતા હોય, તેને આ ક્ષયોપશમવાળા મફતેય ના લે. એની અમુક પ્રકૃતિ ઉપશમ થઈ હોય. તે તો ઉદયકર્મના ઉદયે આવે, બાકી ભાવો શાંત હોય.

એવું છે ને કે જ્યાં સુધી આ જ્ઞાન હું ના આપું ત્યાં સુધી આત્મા ઉદયાધીન છે, ઉદયને આધીન છે. એને પછી ઘડીમાં ઉદયભાવે હોય

ઘડીમાં ઉપશમ ભાવે હોય, ઘડીમાં ક્ષયોપશમ ભાવે હોય. એ ક્ષાયકભાવ એને થાય નહીં. આ ક્ષાયકભાવ આપણે કરી આપીએ છીએ ત્યારે એ પછી હવે થવાનું શું રહ્યું બાકી ? ક્ષાયકભાવ એટલે ભાવો ક્ષય થઈ ગયા બધા. પણ હવે આનું પરિણામ શું આવશે ? ત્યારે કહે છે કે સહજ પરિણામી પુદ્ગલ અને સહજ પરિણામી આત્મા એટલે પારિણામિક ભાવમાં બેઉ આવી જશે.

## શુદ્ધાત્માના પારિણામિક ભાવો એ જ્ઞાતા-દ્રષ્ટા

તમને પારિણામિક ભાવ વર્તે, તે શુદ્ધાત્માનો પારિણામિક ભાવ તમને આપેલો છે. તેથી તે વર્તે. શુદ્ધાત્માનો પારિણામિક ભાવ ને પુદ્ગલનો પારિણામિક ભાવ બેઉ જુદા છે. વાણીથી જે બોલી જવાય તે જેવું બોલાય તેવું આપણે તો જાણનારા.

શુદ્ધાત્માના પારિણામિક ભાવો એ તો જ્ઞાતા-દ્રષ્ટા જ છે. આ બહાર ઔદયિક ભાવમાં આડુંઅવળું બોલી જવાયું તે આ ચંદુલાલ જોડે પાડોશી સબંધ રહ્યો છે, માટે ચંદુલાલ પાસે પ્રતિક્રમણ કરાવવું. આ તો પાડોશી ભાવમાં નહીં રહેતા, નિકટભાવમાં આવી જવાથી આવું લાગે છે. આ પૌદ્ગલિક પરિણામોની ઈચ્છા ના હોય તોય તે આવે, ના ઈચ્છા હોય તોય બોલી જવાય.

**પ્રશ્નકર્તા :** ઘણી વખત ના બોલવું હોય છતાં બોલી જવાય, પછી પસ્તાવો થાય.

**દાદાશ્રી :** વાણીથી જે કંઈ બોલાય છે તેના આપણે 'જ્ઞાતા-દ્રષ્ટા.' પણ જેને એ દુઃખ પહોંચાડે તેનું પ્રતિક્રમણ 'આપણે' 'બોલનારા' પાસે કરાવવું પડે. પારિણામિક ભાવ છોડે નહીં. આ તો પુદ્ગલના પારિણામિક ભાવો છે.

## આત્મા-અનાત્મા બેઉ પારિણામિક ભાવોમાં તો કેવળજ્ઞાન

જેમ દહાડા જાય છે ને, તેમ ફાઈલોના નિકાલ થતા જાય છે. આત્મા અને અનાત્મા બેઉ પારિણામિક ભાવમાં આટલા દિવસમાં

આવતા જાય છે. જેટલી ફાઈલોનો નિકાલ થાય એટલો પારિણામિક ભાવ ઉત્પન્ન થાય. અને બેઉ પારિણામિક ભાવમાં આવ્યા, બેઉ પરિણામ ભાવી થઈ ગયા એનું નામ કેવળજ્ઞાન છે.

**પ્રશ્નકર્તા :** બન્ને પોતાના ભાવમાં રહી ગયા એટલે કેવળજ્ઞાન.

**દાદાશ્રી :** સ્વપરિણામ ને સ્વપરિણામી હોય તો થઈ રહ્યું, ખલાસ થઈ ગયું. એવું આ જગત છે, બહુ સમજવા જેવું.

## વ્યવસ્થિત નથી પારિણામિક ભાવ

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે આ વ્યવસ્થિત એ પારિણામિક ભાવ નથી એ સમજાવો.

**દાદાશ્રી :** વ્યવસ્થિત તે પારિણામિક ભાવ નથી. ઈટ ઈઝ ધી રિઝલ્ટ ઑફ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિન્ડસ. તમે ક્લાસિસવાળા શું અર્થ કરો આનો, રિઝલ્ટ ઑફ સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિન્ડસ ?

**પ્રશ્નકર્તા :** રિઝલ્ટનો અર્થ આમ તો પરિણામ થાય.

**દાદાશ્રી :** સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિન્ડસનું એ રિઝલ્ટ છે અને પારિણામિક ભાવ તો બહુ ઊંચી વસ્તુ, જુદી વસ્તુ છે. તમને સમજાયા પારિણામિક ભાવ ?

**પ્રશ્નકર્તા :** જી, એ છ તત્ત્વને જ હોય.

**દાદાશ્રી :** હવે આ વિશેષણ ક્યાં લાગુ થાય ? તે અમુક જગ્યાએ જ લાગે.

## પારિણામિક શક્તિ-સત્તા દાદાની, ત્યાં કામ કાઢી લો

**પ્રશ્નકર્તા :** દાદા પાસે સતત ચિત્ત રહે છે એનું કારણ શું ?

**દાદાશ્રી :** એ બધી અલૌકિક શક્તિઓ છે. પણ હવે આપણે એ રહે છે એનો લાભ ઉઠાવી લેવાનો.

**પ્રશ્નકર્તા :** એ પારિણામિક શક્તિ છે ?

**દાદાશ્રી :** હંઅ, એ જગતે જોઈ નથી એવી પારિણામિક શક્તિ છે.

**પ્રશ્નકર્તા :** પારિણામિક શક્તિ કામ કરે છે ?

**દાદાશ્રી :** હા, જગત ઉપશમ શક્તિમાં, ક્ષયોપશમમય શક્તિમાં, ઉદય શક્તિમાં, સનેપાત શક્તિમાં છે, ત્યારે આ પારિણામિક શક્તિમાં છે. એટલે જગતે જોઈ નથી એવી શક્તિ. માટે (જ્ઞાની) આપણને એ શક્તિ જોડે બેસાડે, ધીમે ધીમે પરિચયમાં રહીએ તો.

આ કહ્યુંને, કરોડો અવતારમાં ન બને તે એક કલાકમાં બને છે. માટે કામ કાઢી લેજો. ફરી ફરી આ તાલ બેસવાનો નથી. એક મિનિટ પણ ફરી ફરી દાદાનો તાલ બેસે નહીં, બીજું બધું બેસશે. કારણ કે આ પારિણામિક સત્તા છે. મહાવીર ભગવાનની પારિણામિક સત્તા હતી, આય પારિણામિક સત્તા છે. ફક્ત કેવળજ્ઞાનમાં ભેદ છે. ભગવાનનું કેવળજ્ઞાન સંપૂર્ણ, સર્વાંશે હતું અને આ કેવળજ્ઞાનમાં અંશે કમી છે. પારિણામિક સત્તા આમ સંપૂર્ણ છે. એ (આ કાળમાં) બને નહીં ને ! એ પારિણામિક સત્તા હોય નહીં.

❖ ❖ ❖ ❖ ❖

## [૮.૬]

# સ્વસમય-સ્વપદ

## 'હું' પરક્ષેત્રે પ્રવેશે નહીં એ સ્વસમય પદ

**પ્રશ્નકર્તા :** દાદા, આ જે સ્વસમય અને પરસમય કહે છે તે શું ?

**દાદાશ્રી :** આખુંય જગત પરસમયમાં રહે છે. સ્વસમય તે જ મોક્ષ. અજ્ઞાનતામાં 'હું નગીનભાઈ છું' માનીને રાત્રે સૂઈ જાય તોય તે નગીનભાઈ છે. એ પરસમયમાં જ રહે છે, જ્યારે આપણે રાત્રે સૂઈ જઈએ તોય શુદ્ધાત્મા યાદ રહે તે સ્વસમય.

**પ્રશ્નકર્તા :** એવું સ્વસમય પદ કેવી રીતે પ્રાપ્ત થાય ?

**દાદાશ્રી :** એક દારૂડિયો હોય, તેને કોઈ કહેશે, તમારામાં જેવો દારૂડિયો છે આત્મા, એવો મને દારૂડિયો બનાવો. તે દારૂ પીએ, (એટલે) શીખી જાય એટલે દારૂડિયો થઈ જાય. વાર શી લાગે ? એવું આત્મામાં, જ્ઞાનીની આજ્ઞામાં રહે સંપૂર્ણ, એટલે (એવું પદ પ્રાપ્ત) થઈ જાય. સંપૂર્ણ આજ્ઞામાં રહે, સંસારની કોઈ અડચણમાં પડે નહીં, પોતાના સ્વરૂપમાં એકલામાં જ રહે, બીજામાં, પરક્ષેત્રે પેસે નહીં, સ્વસમયમાં જ રહે, એક સમય એટલે સેકન્ડના અમુક નાનામાં નાના ભાગનું પણ બગડે નહીં ત્યારે એ થાય. પરસમય એ ફોરેન. હોમનો, નિરંતર સ્વસમય રહે ત્યારે એ થાય. એ તો ચા મોળી આવી ને પછી પરસમય પાછો બગાડે ઊલટો. એ ચા મોળી છે, મોળી છે. તે પી જતો નથી

પાંસરી રીતે અને 'મોળી મોળી' કરીને પાછો બે મિનિટ એમાં બગાડે, પછી શી રીતે થાય ?

**પ્રશ્નકર્તા :** એટલે એ સ્વસમયવાળો પુદ્‌ગલમાં ભળે જ નહીં ?

**દાદાશ્રી :** પરની, આ દેહની પંચાત, મનની પંચાતમાં પડે નહીં. સ્વ સિવાય બીજી બધું પારકું ને આ જગત પારકી પંચાત કોને કહે ?

**પ્રશ્નકર્તા :** આ બીજાની.

**દાદાશ્રી :** બીજાની. જ્યારે આ (સ્વસમયવાળો) પારકી પંચાત એટલે આ દેહ માંદો છે કે સાજો છે, એવી તેવી કશી પંચાતમાં પડે નહીં.

## 'હું શુદ્ધાત્મા' એ સ્વપદ, વર્તાવે સ્વાનુભવપદ

**પ્રશ્નકર્તા :** અપદ-સ્વપદ વિશે સમજાવશો.

**દાદાશ્રી :** 'અપદ' એ મરણપદ છે. 'હું ચંદુભાઈ છું' એ 'અપદ' છે. અપદમાં બેસીને જે ભક્તિ કરે તે ભક્ત અને 'હું શુદ્ધાત્મા' એ 'સ્વપદ' છે, એ 'સ્વપદ'માં બેસીને 'સ્વ'ની ભક્તિ કરે એ 'ભગવાન.'

સ્વપદ એ નિર્લેપપદ છે અને બીજું બધું નાશવંતપદ છે. સ્વપદમાં અમરતા છે. જ્ઞાની પુરુષે સ્વપદમાં બેસાડી તમને અમર બનાવ્યા.

સેલ્ફનું રિયલાઈઝ થયું એટલે બધા અવતારનું ફળ મળ્યું. આ તો લિફ્ટ માર્ગ છે, વૈભવવાળો માર્ગ છે. લાખ અવતાર ભટક ભટક કરે તોય આમાંનો એક અક્ષરેય ના પામે એવી આ વાત છે. આ તો સ્વ-પરની, હોમ અને ફોરેનની વાત છે.

અંતિમ હેતુ સિદ્ધકવાણી, હોય જ મંત્રસ્વરૂપે,
ઈ મંતરને ઘૂંટતા ઘૂંટતા સ્વાનુભવપદ સિદ્ધ વરતે. -નવનીત

અમે શુદ્ધાત્માનો (અંતિમ હેતુ સિદ્ધક) મંત્ર તમને આપ્યો છે તે સ્વાનુભવ વર્તે. આ અજપાજાપ તે મહીં પોતાના લક્ષની, સ્વપદની સ્થિરતા સ્થાપે.

સ્વાનુભવપદ એટલે ‘હું તે જ છું’ અને ‘તેમાં જ રહું છું’ અને ‘આ (દેહ) પાડોશી છે’ એવું પદ ચાખેને, એ સ્વાનુભવપદ કહેવાય.

## દાદાની ભજના સ્થિત કરાવે સ્વપદમાં

**પ્રશ્નકર્તા :** સ્વપદમાં જ રહેવાય તે માટે શું કરવું ?

**દાદાશ્રી :** દાદાની ભજના કરવાથી દાદા જેવું થવાય. કારણ કે દાદા સ્વપદમાં જ રહે છે. એટલે તેમની ભજના વધુ કરવાથી સ્વપદમાં રહેવાય.

આખા જગતમાં જે આનંદ છે તે આકુળતા-વ્યાકુળતાવાળો આનંદ છે અને જ્ઞાની પુરુષ પાસે નિરાકુળ આનંદ ઉત્પન્ન થાય છે. પુદ્‌ગલની કંઈ લેવાદેવા નથી, તો પછી આ સુખ ઉત્પન્ન ક્યાંથી થયું ? ત્યારે કહે કે એ સ્વાભાવિક સુખ, સહજ સુખ ઉત્પન્ન થયું, તે જ આત્માનું સુખ છે અને એટલું જેને ફિટ થઈ ગયુંને, એ સહજસુખના સ્વપદમાં રહ્યો, તે પછી ધીમે ધીમે પરિપૂર્ણ થાય !

અનંત અવતારથી અહંકારપદમાં જ બેઠા હતા. તે આ સ્વપદમાં બેઠા. સ્વપદમાં સ્વાનુભવ હઉ વર્તે, પણ આ ફાઈલો પાર વગરનીને એટલે જંપ વળવા ના દે. ફાઈલો કેટલી બધી !

બહાર ફાઈલોના નિકાલ કરવાના હોય ત્યારે આત્મા દ્વૈત છે ને સ્વપદમાં પેઠો તો અદ્વૈત છે. એટલે ખરી રીતે આત્મા દ્વૈતાદ્વૈત છે. જ્યારે ફાઈલોનો નિકાલ કરવાનો હોય ત્યારે અનેકાંતમાં છું અને સ્વપદમાં હોય ત્યારે ‘હું’ એકત્વમાં છું.

## અપદે રહે અસ્વસ્થ, સ્વપદે રહે સ્વસ્થ

સ્વપદ સિવાય એવું કોઈ પદ નથી કે જે નિર્લેપ રાખી શકે. તપ-ત્યાગ એ બધા જ ભ્રાંતિના સ્ટેશન છે. એને એની ભ્રાંતિ છે, પણ ક્યાં સુધી એને સંઘરે ? જ્યાં સુધી એને સમજાય નહીં કે આ મારું નાણું જૂઠું છે.

વ્યવહારમાં લોકો સ્વસ્થ રહેવા માગે છે પણ લોકો નિરંતર

અસ્વસ્થ રહે છે. કારણ કે તેઓ અપદમાં રહે છે. અપદમાં છે એટલે અસ્વસ્થ છે. પરક્ષેત્રે બેઠેલા છે. પરના સ્વામી થઈને બેઠેલા છે. તે સ્વસ્થ ક્યારેય પણ ના થાય. જે ચીજો ક્યારેય આપણી ના થાય તેવી છે તેમાં જ આપણે માન્યતા કરેલી છે. એટલે અસ્વસ્થ રહે. સ્વપદ પ્રાપ્ત થાય ત્યારે જ સ્વસ્થ થઈ શકે. અને સ્વમાં જ સ્વસ્થ થાય તો સ્વસ્થતા અનુભવે, નહીં તો અસ્વસ્થતા.

## નિશ્ચય સ્વપદમાં અને વ્યવહાર નિકાલી

**પ્રશ્નકર્તા :** સ્વપદમાંથી જો તું ખસે તો કાળિયો વિષધર તુજને દંશે !

**દાદાશ્રી :** હા, સ્વપદમાંથી ખસ્યો એટલે ! તે આપણા બધા પ્રશ્નો સ્વપદમાંથી ખસવાને લીધે છે. સ્વપદમાં એને ફિટ કર્યા કરોને, એ જ પુરુષાર્થ. ખસે કે તરત ફિટ થઈ જવું, ખસે કે તરત ફિટ થઈ જવું. બીજું બધું જોવાની જરૂર જ ક્યાં છે તે ?

'સ્વપણું' 'સ્વ'માં વર્તે તે જાગ્રત કહેવાય. પોતાનું સ્વરૂપ અને ડ્રામેટિકપદ હોવું જોઈએ. બે પદ સિવાય આ જગતમાં બીજું છે જ નહીં. તે લોક જાણતા નથી. એક જ પદને પકડી લે છે. વ્યવહારમાં પડે છે તો ધર્મ બંધ થઈ જાય છે ને ધર્મમાં પડે છે તો વ્યવહાર બંધ થઈ જાય છે. વ્યવહાર અને ધર્મ બન્નેય પદ સાથે જ હોવા જોઈએ. જગતના લોકોએ નિશ્ચય પોતાની બાઉન્ડ્રીમાં (સંસારી સ્વાર્થ) રાખ્યો અને વ્યવહાર બાઉન્ડ્રીની બહાર રાખ્યો છે (હું ચંદુ, કુટુંબ પોતાનું, એ સિવાય બધું પારકું એ વ્યવહાર) એટલે માર ખાય છે. આપણે જ્ઞાન થયા પછી હવે આપણો નિશ્ચય સ્વપદમાં હોવો જોઈએ અને વ્યવહાર તે પરાર્થ હોવો જોઈએ. (હું શુદ્ધાત્મા, એ સિવાય બધું પારકું એ વ્યવહાર) આપણે સ્વાર્થને ઓળખતા નહોતા. તે સ્વાર્થની બાઉન્ડ્રી ભ્રાંતિની હતી. હવે સ્વાર્થને (સ્વ-અર્થને) ઓળખ્યો એટલે શુદ્ધાત્માની બાઉન્ડ્રીમાં આવ્યા અને બાઉન્ડ્રીની બહાર પરાર્થમાં આવ્યા.

❖ ❖ ❖ ❖ ❖

[૯]

# સ્વરમણતા-પરરમણતા

## યાદગીરી ત્યાં રમણતા અહંકારની

**પ્રશ્નકર્તા :** રમણતા એટલે શું ? ઈન્વૉલ્વમેન્ટ ? એટલે એની અંદર ઓતપ્રોત થઈ જઈએ તે ?

**દાદાશ્રી :** ના, એવું કશુંય નહીં. યાદગીરી હોય તેમાં જ રમણતા આપણી હોય. રમણતા વગર યાદગીરી ના આવે. ભજિયાં યાદ આવ્યા કરતા હોય તો રમણતા એમાં હોય તો જ ભજિયાં યાદ આવે. જલેબી યાદ આવ્યા કરતી હોય તો જલેબીમાં રમણતા હોય તો આવે અને સવારના પહોરમાં ચા યાદ આવ્યા કરતી હોય, તો ચામાં રમણતા છે. કાર્ય બધા કરે છે, પણ રમણતા ચામાં છે.

**પ્રશ્નકર્તા :** ચાની યાદ આવે, એ ચાની રમણતા એ કોની રમણતા ?

**દાદાશ્રી :** એ તો અહંકારની. વ્યવહાર આત્માનો (પોતાનો) સ્વભાવ રમણતા કરવાનો છે. આઈધર હિઅર ઓર ધેર. અગર કાં તો સંસારમાં અગર આત્મામાં. અહીં રમણતા ના હોય તો ત્યાં રમણતા છે જ અને ત્યાં રમણતા નથી તો અહીં છે જ, 'આઈધર વન' (બેમાંથી એક જગ્યાએ) !

**પ્રશ્નકર્તા :** એટલે તમે જે કહો છો ને, એ ગીતાના બીજા

અધ્યાયમાં મૂક્યું છે કે જ્યાં સુધી બ્રહ્મના દર્શન નહીં થાય, ત્યાં સુધી આ જે સંસાર પ્રત્યે રસ છે એ મોળો નહીં પડે, એ જશે નહીં.

**દાદાશ્રી :** મોળો શી રીતે પડે તે ? આ રસ કંઈ જેવો તેવો રસ છે ? જલેબી ખાધી હોય, તે ખાય તેનો વાંધો નથી પણ બીજી વખતે પકડે તેનો વાંધો છે. પકડે છે, પછી આપણને એ પકડે છે. જુઓને, ચાએ કેવા પકડ્યા છે લોકોને ! 'સાડા આઠ વાગ્યા, મારું માથું ચડ્યું છે' કહેશે. 'અલ્યા મૂઆ, બેસને પાંસરો. રોજ ચા સાત વાગે મળે છે ને એક દહાડો સાડા આઠ થઈ ગયા તો શું બગડી ગયું ?' પાંસરો ના રહે પણ, કારણ કે એ ચાની રમણતામાં જ હોય.

## રમણતા એ કૉઝ, ધ્યાન એ ઈફેક્ટ

**પ્રશ્નકર્તા :** દાદા, ધ્યાન અને રમણતા બે એક જ વસ્તુ છે ?

**દાદાશ્રી :** ધ્યાન એ તો પરિણામ છે. ધ્યાન તો એક પ્રકારનો આનંદ લૂંટવાનો છે. અને આ રમણતા તો કાર્યકારી વસ્તુ છે. જેમાં રમણતા કરી કે ધ્યાન ઉત્પન્ન થાય, એટલે આનંદ ઉત્પન્ન થાય જ, નિયમથી. ત્યાં દાદામાં રમણતા થઈ (એટલે) એ ધ્યાન ઉત્પન્ન થાય જ. તો તેમાં આનંદ લાગે.

એના એ જ વિચારમાં રમણતા કરવી એનું નામ ધ્યાનરૂપ થયું કહેવાય. એ ધ્યાન પછી એને ધ્યેયસ્વરૂપ થઈ જાય. પછી આપણું ચાલે નહીં.

## સ્વરૂપ-સ્વભાવમાં રહેવું એ સ્વરમણતા

**પ્રશ્નકર્તા :** સ્વરમણતા-પરરમણતા બે શબ્દો આવે છે તો સ્વરમણતા એટલે ?

**દાદાશ્રી :** આત્માની રમણતા. 'હું આત્મા છું' ને આ મારા ગુણધર્મો છે એમ ચિંતવન થવું, એટલે કે સ્વરૂપ અને સ્વભાવમાં રહેવું એ સ્વરમણતા છે.

આત્માનું લક્ષ રહ્યા કરતું હોય નિરંતર, એક ક્ષણવાર અટક્યા સિવાય, ત્યારે સ્વરમણતા કહેવાય. એક પોતાનું સ્વરૂપ એકલું જ સ્વરમણતા છે. સ્વરમણતા એટલે પરમાત્મામાં રમણતા થઈ અને પરરમણતા એટલે આ પુદ્‌ગલ, વિનાશીમાં રમણતા. આ વિનાશીની રમણતા એ સંસાર અને અવિનાશી સ્વરૂપની રમણતા એ મુક્તિ.

આ વિનાશીની રમણતા એ રિલેટિવ રમણતા. સ્વરમણતા એટલે રિયલની રમણતા. રિયલની રમણતા કાયમની હોય અને આ રિલેટિવની રમણતા ટેમ્પરરી એડજસ્ટમેન્ટ છે.

## સંસારી અવસ્થાઓમાં તન્મયાકાર તે પુદ્‌ગલ રમણતા

**પ્રશ્નકર્તા :** સંસારની રમણતા વધુ સમજાવશો ?

**દાદાશ્રી :** આ સંસારમાં લોકોને દેહાધ્યાસની રમણતા રહે છે, ને તે ખૂબ આનંદમાં હોય તે વખતે આમ કરી નાખું ને તેમ કરી નાખું, એ રમણતા એ પુદ્‌ગલ રમણતા કહેવાય. એનાથી સંસાર ઊભો થયા કરે. અને આ જ્ઞાતા-દ્રષ્ટા એ આત્માની રમણતા છે. આ આત્માની રમણતા એ મુક્તિ આપે.

આ પૌદ્‌ગલિક રમણતાવાળું જગત છે ! અવસ્થાઓમાં તન્મયાકાર રહે એનું નામ સંસાર. અવસ્થાઓમાં તન્મયાકાર એટલે પુદ્‌ગલ રમણતા. 'હું ચંદુભાઈ છું, હું વકીલ છું, આનો મામો છું, આનો સસરો છું, આનો ફુઓ થઉ.' જો આખો દહાડો ! 'વેપારમાં આમ નફો છે, આમ નુકસાન છે' ગા-ગા કરે, એ બધું પુદ્‌ગલ રમણતા. જેમ સંસારીઓ ગાય તેવું ગાણું 'આમ કમાયો ને તેમ ગયો ને આ ખોટ ગઈ ને ફલાણું છે' ને માર તોફાન ! 'સવારમાં વહેલા ઊઠવાની ટેવ મારે. સવારમાં ઊઠતાની સાથે બેડ ટી પીવી પડે. પછી પેલી ટી...' એનું બધું ગા-ગા કરેને તે જાણવું કે આ પુદ્‌ગલ રમણતા. જે અવસ્થા ઊભી થઈને તેની મહીં જ રમણતા. ઊંઘની અવસ્થામાં રમણતા, સ્વપ્ન અવસ્થામાં રમણતા, જાગ્રતમાં ચા પીવા બેઠો તો તેમાં તન્મયાકાર, ધંધા ઉપર ગયો તો ધંધામાં તન્મયાકાર. તે તન્મયાકાર તો ફોરેનવાળા સહજ પ્રકૃતિવાળા તેથી રહે છે. આ તો

પાછા તન્મયાકારેય નહીં. આ તો ઘેર હોય ત્યારે ધંધો (સાંભરે), ધંધામાં તન્મયાકાર હોય. જમતી વખતે ચિત્તમાં ત્યાં આગળ ધંધા ઉપર તન્મયાકાર હોય. એટલી બધી આપણી અવળચંડાઈ ! અને સ્વરૂપમાં તન્મયાકાર રહે તેનો મોક્ષ (થાય).

સ્વરૂપનું જ્ઞાન મળે ને સ્વરૂપમાં રમણતા કરી તો તે પોતે જ ભગવાન છે. પહેલા તો પોંક ખાવા ગયો ત્યાંય રમણતા. સગાંવહાલાં રડતા હોય તો ત્યાંય રડવામાં રમણતા. વાળ કપાવવા જાય તો ત્યાં વાળ કપાવવામાં પણ રમણતા. જે જે અવસ્થા ઉત્પન્ન થઈ, તે તે બધામાં રમણતા.

## પૌદ્ગલિક રમણતા ઉપજાવે ઉપાધિ

**પ્રશ્નકર્તા :** પૌદ્ગલિક રમણતાનું ફળ શું ?

**દાદાશ્રી :** પુદ્ગલ રમણતા છે તેથી કડવું-મીઠું એ રમણતામાં લાગ્યા કરે. ઘડીમાં મીઠું લાગે, ઘડીમાં કડવું લાગે. બેભરમો સ્વાદ આવ્યા કરે. લગ્નમાં પૈણવા જતો હોય તો બેભરમો સ્વાદ હોય, સાચો સ્વાદ ન હોય. તો પછી કો'ક મરવાનું હોય ત્યારે શું સાચો સ્વાદ આવે બિચારાને ? એ તો જેને કલ્પાંત હોય એ લોકો જ જાણે, જગત કેવા કલ્પાંતમાંથી પસાર થઈ રહ્યું છે !

એટલે અત્યારે આ આત્માની બીજી વસ્તુમાં રમણતા છે. પોતાની રમણતા ભૂલાઈ ગઈ છે, તેની આ ઉપાધિ છે બધી. ઉપાધિમાં રમણતા કરી તો ઉપાધિ ઉત્પન્ન થઈ. હવે પોતાનામાં રમણતા કરે તો નર્યું સુખ, સુખ ને સુખ જ.

અનાદિ કાળનો અભ્યાસ પડી ગયેલો. કાં તો દેહમાં રમણતા કરે કે બજારમાં રમણતા કરે કે પછી ધર્મના પુસ્તકમાં રમણતા કરે.

## શાસ્ત્રો-સ્વાધ્યાય એ બધીય પૌદ્ગલિક રમણતા

**પ્રશ્નકર્તા :** ધર્મના પુસ્તક એ તો આત્મરમણતામાં ગણાય કે એ પણ સંસારી રમણતા ?

**દાદાશ્રી :** આત્મા સિવાય કોઈ જગ્યાએ આત્મરમણા નથી. આ બધી પુદ્ગલની જ રમણતા છે. શાસ્ત્રો વાંચે, સ્વાધ્યાય કરે, તોય શાસ્ત્રો એ પુદ્ગલ ને સ્વાધ્યાય એ પુદ્ગલ, કરનારોય પુદ્ગલ. એટલે પૌદ્ગલિક રમકડાં રમાડ્યા કરે છે આખું જગત અને તેની ઉપાધિ છે. આકુળ ને વ્યાકુળ રહ્યા કરે.

આખા જગતના લોકો જે જે કરે છે, એ બધો જ સંસાર છે. ગમે તે કરતા હશે તો પણ સંસાર જ છે. એકવાર સંસારની બહાર જતા નથી. એને પરરમણતા કહેવાય.

સ્વરૂપનો બેભાન એ જે જે કંઈ પણ કરે છે તે બધી જ સંસારની રમણતા છે. પછી તે જે કંઈ પણ કરતો હોય, તપ-ત્યાગ-જપ-યોગ કરે તે બધી જ સંસાર રમણતા છે.

**પ્રશ્નકર્તા :** જો ક્રમિક માર્ગના આ બધા સાધન પુદ્ગલ જ હોય તો આત્મા કેવી રીતે પ્રાપ્ત થાય ?

**દાદાશ્રી :** બધા સાધનો તો પુદ્ગલ છે, પણ ત્યાં પુદ્ગલના સાધનથી આત્મા પ્રાપ્ત કરવાનો છે. શાસ્ત્રો એ બધા એને (આત્મ) માર્ગે લઈ જનારા સાધન હોવાથી એને આપણે કાઢી ના નાખીએ પણ છે પુદ્ગલ રમણતા. જ્યાં સુધી આત્માની રમણતા ના થાય ત્યાં સુધી રમકડાંની રમણતા છે. છતાં એનો અર્થ આપણે એવો નથી કરવો કે કાઢી નાખવાનું છે. એ (પણ) માર્ગ છે.

પુસ્તકો એ ભૌતિક છે પણ જરૂરિયાત છે. જ્યાં સુધી આગળ વધવાનું છે ફર્સ્ટ સ્ટાન્ડર્ડવાળાને, સેકન્ડ સ્ટાન્ડર્ડ ને થર્ડ સ્ટાન્ડર્ડ ને બધા સ્ટાન્ડર્ડમાં જવા, એ બધાની જરૂરિયાત છે. પણ છેવટે આત્મા માટે કોઈ ચીજ જરૂર નથી.

એમને (ભગવાનને) પૂછે કે આ કઈ આત્મરમણતા ? ત્યારે કહે, ના, ભાઈ, આત્મરમણતા તો આત્મા પ્રાપ્ત થયા સિવાય હોય નહીં.

## આત્મરમણતાના સાધનો એય મોહ, પણ એ પ્રશસ્તમોહ

ભગવાને આત્મરમણતા સિવાય બીજું જે જે કંઈ કરવામાં આવે

છે તેને મોહ કહ્યો છે. પછી જે કંઈ કરો તે. આ મોહમાંથી આ મોહમાં વળગ્યા ને આ મોહમાંથી આ મોહમાં વળગ્યા. મોહની બહાર નીકળે નહીં ત્યાં સુધી એનું કશું કામ નહીં. વીતરાગોની વાત કેવી ડહાપણવાળી છે, નહીં ?

આત્મરમણતા સિવાય બધું જ મોહ છે. આત્મરમણતાના સાધનોય મોહ છે. એ મોહ કેવો છે ? પ્રશસ્તમોહ છે.

એ મોહેય પ્રશસ્ત છે કે જે સાધનો તમને સાધ્ય ફળ આપશે. પણ એવા સાધનો મળવાય મુશ્કેલ છે, ખરા સાધનો જ ક્યાં છે અત્યારે ? એટલે આવી દશા અત્યારે આ હિન્દુસ્તાનમાં બધા ધર્મોની થઈ છે.

## સાધન એ પૌદ્ગલિક રમણતા, ત્યાં નથી આત્મરમણતા

શુદ્ધાત્માની રમણતા એ જ મુખ્ય વસ્તુ છે, ત્યાં સુધી આ પુદ્ગલની રમણતા કહેવાય. આ બધું પુદ્ગલ જ કહેવાય ને ! જે રૂપે કહો, આ રૂપે કહો કે તે રૂપે કહો, પણ બધા રૂપે પુદ્ગલ જ છે. બધા જેટલા સાધન માર્ગે છે, એ બધા પૌદ્ગલિક રમણતામાં છે !

પુદ્ગલ રમણતા એનું નામ જ સંસાર. એનાથી કંઈ દહાડો વળશે નહીં. તું ગમે તે હોય, એમાં ભગવાનને શું લેવાદેવા ? ભગવાનને પૂછે, કે 'રમણતા શી છે ?' ત્યારે એ કહે, 'પુદ્ગલ રમણતા.' ત્યારે એ કહે, 'સાહેબ, બધા શાસ્ત્રોના જાણકાર છીએ.' (ત્યારે ભગવાન કહે) 'તે અમારે વાંધો નથી. એ જાણ્યું છે તેનું ફળ મળશે, પણ રમણતા શું છે ?' ત્યારે કહે, 'પુદ્ગલ રમણતા.'

'હું ચંદુભાઈ ને આ બધું મારું, આનો ધણી ને આનો બાપો ને આનો મામો.' શાસ્ત્રોય પુદ્ગલ કહેવાય. સાધુ મહારાજો શાસ્ત્રોને રમાડ રમાડ કરે તેય પણ પુદ્ગલ રમકડાં જ કહેવાય, ત્યાં સુધી કોઈ દહાડો આત્મરમણતા ઉત્પન્ન થાય નહીં.

પુદ્ગલથી વિરામ પામવું એનું નામ વિરતિ. આખુંય જગત ક્રિયાઓમાં જ પડ્યું છે પણ એકમાત્ર દૃષ્ટિની જ જરૂર છે. બધા જ

પરરમણતામાં જ છે. એકુંય સ્વરમણતામાં જ નથી. શાસ્ત્રો રમાડે, શિષ્યો રમાડે, ફોટા રમાડે એ બધી સંસાર રમણતા જ છે. આત્મરમણતા એક સેકન્ડ પણ ચાખે તો છુટકારો થાય. જ્ઞાની સિવાય આત્મરમણતામાં કોઈ લાવી જ ના શકે.

## આત્મપ્રાપ્તિ સુધી રમકડાંની રમણતા ચિત્ત સ્થિરતા માટે

**પ્રશ્નકર્તા :** દાદા, વધારે સમજાવો.

**દાદાશ્રી :** ભગવાને કહ્યું કે બે જાતની રમણતા હોય. એક 'શુદ્ધ ચેતન'ની રમણતા, એ પરમાત્મ રમણતા કહેવાય છે અને નહીં તો બીજી પુદ્‌ગલની રમણતા, એ રમકડાંની રમણતા કહેવાય છે. રમકડાં રમાડે છે એમ કહેવાય છે. રમકડાં કોને કહેવાય ? જે ખોવાય તો દ્વેષ થાય ને મળે તો રાગ થાય !

જ્યાં સુધી સ્વરૂપ પ્રાપ્ત નથી થયું ને સ્વરૂપમાં રમણતા નથી ત્યાં સુધી જગત આખુંય રમકડાંની રમણતામાં મશગુલ છે.

કારણ કે ત્યાં સુધી ચિત્તને મૂકવું શેમાં ? જ્યાં સુધી સ્વરૂપનું ભાન નથી ત્યાં સુધી ચિત્તને શેમાં મૂકે ? કાં તો અંદર મૂકે પણ અંદરનું 'સ્વરૂપનું ભાન' નથી એટલે ત્યાં સુધી પોતે બાહ્ય રમકડાં રમાડે, નહીં તો ચિત્ત ભટક્યા કરે. તે રમકડાં રમાડે ત્યાં સુધી તો ચિત્ત સ્થિર રહે !

હવે એ તો જ્યાં આગળ, બીજી જગ્યાએ રમણતા છે તેના આધારે જીવાય છે. જો રમણતા કોઈ પણ જગ્યાએ, એક પરમાણુ માત્રમાં પૌદ્‌ગલિક રમણતા ના હોય, એને આત્મા પ્રાપ્ત થયે જ છૂટકો.

રમકડાંની રમણતા તો ઈન્ટરેસ્ટ અને ડિસિન્ટરેસ્ટ ઉત્પન્ન કરે, આત્મરમણતામાં તેવું ના હોય.

જે રમકડાં રમાડે એ અવસ્થામાં મુકામ કરે અને જે આત્માની રમણતા કરે એ આત્મામાં મુકામ કરે. અવસ્થામાં મુકામ કરે એટલે અસ્વસ્થ રહે, આકુળવ્યાકુળ રહે અને આત્મામાં રમણતા કરે એટલે સ્વસ્થ, નિરાકુળ રહે !

આ બધા નાશવંત રમકડાંથી રમે છે, તેનો નાશ થવાનો છે. આખું વર્લ્ડ વસ્તુમાં રમતું નથી, ફેઝિઝમાં રમ્યા કરે છે.

અમે પરમાત્મા સાથે રમીએ છીએ. જે ચૈતન્યમાં રમણતા કરતા નથી, તે બધા જ રમકડામાં રમે છે. અમે ભગવાનમાં રમીએ છીએ અને ભગવાન અમને રમાડે છે. (પૌદ્ગલિક) રમકડાં નાશવંત છે. અમે અવિનાશી રમકડું રમાડીએ છીએ, અમરપદની જ રમણતા.

## સ્વભાવ પ્રાપ્તિ પછી થાય આત્મરમણતા

એટલે જો કદી પૌદ્ગલિક રમણતા કિંચિત્‌માત્ર હોય ત્યાં સુધી આત્મા પ્રાપ્ત થતો નથી. આત્માના અણસાર દેખાય છે પણ તથારૂપ ના થાય. તથારૂપ ભગવાને જે કહ્યો છે, એવો ન થાય. એ તો અચળ આત્મા ! આ ચંચળ આત્મા છે.

આત્માની રમણતા ઉત્પન્ન થાય ત્યારે જાણવું કે મોક્ષ થયો આપણો.

પુદ્ગલમાં રમણતા કરે તે પુદ્ગલ સાર અને આત્મામાં રમણતા કરે તે આત્મસાર.

પૌદ્ગલિક રમણતા જેને બંધ થઈ ગઈ હોય અને આત્મરમણતા જેને ચાલુ થઈ ગઈ હોય તે સંન્યાસી.

આત્માનો સ્વાદ ચાખ્યા પછી આત્મરમણતા હોય. પહેલો સ્વાદ આવવો જોઈએ, ત્યાર વગર રમણતા ના ઉત્પન્ન થાયને ! જ્યાં સુધી આત્માનો સ્વભાવ ઉત્પન્ન થાય નહીં, ચાખે નહીં, ત્યાં સુધી પ્રકૃતિ જ રચ્યા કરે છે. સ્વભાવ ચાખ્યા પછી પોતાની જ રમણતા કરે છે.

## આત્મસુખ ચાખતા થાય સ્વરમણતા

'જગત વિસ્મૃત રહેવું' એ જ છેલ્લામાં છેલ્લું સાધન છે. હવે વિસ્મૃત એમ ને એમ તો રહી શકે નહીં. કોઈમાં સ્મૃતિ દાખલ થયા સિવાય જગત વિસ્મૃત રહી શકે નહીં. એટલે સાચી આરાધના ઉત્પન્ન થયા સિવાય જૂઠી છૂટે નહીં.

એટલે આત્માના પોતાના સ્વરૂપની આરાધના શરૂ થાય, રમણતા શરૂ થાય, ત્યારે આ જગત વિસ્મૃત રહે. આ (સંસારી) રમણતા ચાલુ છે ત્યાં સુધી પેલું વિસ્મૃત રહે. આત્મા હાથમાં આવ્યા વગર આત્માની રમણતા ઉત્પન્ન થાય નહીં, ત્યાં સુધી બધી પૌદ્ગલિક રમણતા છે.

એ અહીંથી આમ ઘટે છે ત્યારે પેલી બાજુ બેસે. પેલી બાજુ ઘટશે ત્યારે પેલી બાજુ બેસે. પણ આમથી આમ આ સંસારમાં જ રમણતા એની. જ્યારે એ આત્માનું સુખ ચાખે છે, ત્યારથી એની આસક્તિઓ બધી મોળી પડી જાય અને આત્મરમણતામાં આવે છે. આ જે આસક્તિ આની સંસારની રમણતામાં હતી એ એને બદલે આત્માની રમણતા ચાખે છે, ત્યારથી જ રમણતા ઉત્પન્ન થાય છે. 'હું શુદ્ધાત્મા છું' એ લક્ષ બેસી જાય છે. એ રમણતા એ જ સ્વાદ ચાખ્યો કહેવાય. ચાખ્યો માટે રમણતા. આના કરતા ઊંચો છે સ્વાદ. એટલે પેલી સંસારની રમણતા બંધ થઈ જાય છે ને આ રમણતા ચાલુ થાય છે. એટલે લક્ષ બેસી જાય છે. નહીં તો લક્ષ બેસે નહીંને પોતાને ! એમ (જેટલું) ચાખે એટલું પોતાને ભાન થાય કે આ ઊંચું છે.

## પરિગ્રહ ન નડે સ્વરમણતામાં, પણ ન થાય છેલ્લી દશા

**પ્રશ્નકર્તા :** એવી આત્માની રમણતા ઊભી થાય, પછી મોક્ષે જવા માટે આ સંસારના પરિગ્રહો કેટલા નડે ?

**દાદાશ્રી :** જ્યાં સુધી આત્માની રમણતા ના થાય ત્યાં સુધી મોક્ષ નથી. બાકી પરિગ્રહ કંઈ નડતા નથી. પરિગ્રહ ગમે તેટલા હોય, પણ જો તે પોતે આત્માની રમણતામાં રહે તો મોક્ષ જ છે. એવું નોધારું ના બોલાય કે અપરિગ્રહથી જ મોક્ષ છે. તને જો સ્વરમણતા પ્રાપ્ત થઈ હોય, તો પૈણેને તેરસો રાણીઓ તે નડતી નથી ! અમને વાંધો નથી, તારી શક્તિ જોઈએ. સ્વરમણતા જો તને પ્રાપ્ત થઈ તો તને શો વાંધો છે ? સ્વરમણતા ઉત્પન્ન થયા પછી કોઈ પણ જાતનો વાંધો સ્પર્શે નહીં.

**પ્રશ્નકર્તા :** આપ કહો છો કે આપના જ્ઞાન દ્વારા પરિગ્રહોની વચ્ચે પણ અપરિગ્રહી બને છે તો શું એ શક્ય છે કે બધા પરિગ્રહો વચ્ચે પણ છેલ્લી સ્થિતિની પ્રાપ્તિ થાય ?

**દાદાશ્રી :** એવું છે કે અપરિગ્રહી શાના આધારે છે ? 'અક્રમ વિજ્ઞાન'ના આધારે, પણ વ્યવહારથી અપરિગ્રહી નથી. એટલે 'અપરિગ્રહી દશા' જ્યાં સુધી ના થાય, ત્યાં સુધી છેલ્લી 'વસ્તુ' હાથમાં ના આવે.

## આત્મરમણતા ત્યારે અદ્વૈત, સંસારી કાર્ય ત્યારે દ્વૈત

**પ્રશ્નકર્તા :** વેદાંતમાં દ્વૈત-અદ્વૈતની વાત આવે છે, તે દ્વૈત એટલે પરરમણતા અને અદ્વૈત એટલે સ્વરમણતા એમ સમજવું ?

**દાદાશ્રી :** હા પણ આ દ્વૈત અને અદ્વૈત બેઉ દ્વંદ્વ છે. આત્માની રમણતામાં રહે, તે વખતે અદ્વૈત અને પાછો અહીં સંસારી કાર્યમાં આવે તે ઘડીએ દ્વૈત.

**પ્રશ્નકર્તા :** હા, દ્વૈતાદ્વૈતભાવ એ દ્વૈતને અંગે અદ્વૈત અને અદ્વૈતને અંગે દ્વૈત. પણ આ દ્વૈત ને અદ્વૈતથી જે પર... !

**દાદાશ્રી :** દ્વૈત ને અદ્વૈતથી જે પર તે પરબ્રહ્મ. માટે આ અદ્વૈત છે, એ દ્વૈતના આધારે રહેલો છે. એટલે આ લોકોએ એમ કહ્યું કે શુદ્ધાદ્વૈત ને વિશિષ્ટાદ્વૈત. અલ્યા મૂઆ, એકલો ના બેસાડાય. દેહ છે ત્યાં સુધી આત્મરમણતામાં જેટલો વખત રહ્યો તેટલો વખત અદ્વૈત અને આ દેહમાં પાછા આમ કાર્ય કરવા નીકળવું પડ્યું એ દ્વૈત. અને જ્યારે આ દ્વૈતાદ્વૈતભાવ છૂટ્યો એ પરબ્રહ્મ. ત્યાં સુધી બ્રહ્મસ્વરૂપ છે, દ્વૈતાદ્વૈતભાવ.

જે વખતે ઉપયોગ આત્મામાં હોય તે ઘડીએ તમારી અદ્વૈત સ્થિતિ છે અને પછી આત્મરમણતામાંથી નીકળીને આ સંસારી કાર્યમાં પેસવાનું થયું હોય, તો તેમાં દ્વૈત સ્થિતિ છે. દ્વૈતાદ્વૈત છે આત્મા. અને પછી ત્યાંથી નિર્વાણ થયા પછી તો દ્વૈતાદ્વૈતેય રહેતું નથી, કશું વિશેષણ જ રહેતું નથી.

## સ્વરૂપ રમણતા સુગમ જ્ઞાનીકૃપાએ

**પ્રશ્નકર્તા :** ભગવાન મહાવીર વિશે સાંભળેલું કે ઉપદેશ આપતા કે કાર્યો કરતા પણ એમને અખંડ સ્વરૂપ રમણતા રહેતી'તી !

**દાદાશ્રી :** હા, પણ તેય છે તે કેવળજ્ઞાન થયા પછી, કેવળજ્ઞાન થતા

પહેલા નહીં. એક ફક્ત એ ક્રમિક માર્ગમાં નથી થાય એવું. કેવળજ્ઞાન થયા પછી થાય એવું છે. અને આ અક્રમ વિજ્ઞાન છે, એટલે આમાં થાય એવું છે. ચોવીસેય કલાક રમણતા રહે.

અહીં ભેદવિજ્ઞાનીની કૃપાથી આત્મા પ્રાપ્ત થાય, ત્યારે પછી એની રમણતા ઉત્પન્ન થાય અને રમણતા ઉત્પન્ન થાય ત્યારે તે રૂપ થતો જાય.

'જ્ઞાની પુરુષ' તમને અવસ્થાઓની રમણતામાંથી ઉઠાવી લઈ આત્મરમણતામાં બેસાડી દે. પછી આ અનંત અવતારની અવસ્થાઓની રમણતાનો અંત આવે છે ને નિરંતર આત્મરમણતા કાયમ માટે ઉત્પન્ન થઈ જાય છે.

એક ફેરો 'જ્ઞાની પુરુષ'નો ભેટો થઈ ગયો ને સાંધો મળ્યો, આત્મા પ્રાપ્ત થઈ ગયો, 'સ્વરૂપની રમણતા'માં આવ્યો ત્યાર પછી રાગ-દ્વેષ મટ્યો ને થઈ ગયો વીતરાગ ! નહીં તો ત્યાં સુધી પ્રકૃતિમાં ને પ્રકૃતિમાં જ રમણતા ! એ પ્રકૃતિનું પારાયણ પૂરું થયું, તો થઈ ગયો વીતરાગ !

અત્યાર સુધી આખું જગત એમ માને કે સ્વભાવ રમણતા એ તો અત્યંત કઠણમાં કઠણ વસ્તુ છે. વાતેય સાચી છે, પણ જ્ઞાની પુરુષ હોય ત્યાં આગળ આમ (માથે હાથ મૂકીને કૃપા) કરેને થઈ જાય. જ્ઞાની પુરુષ મોક્ષદાતા કહેવાય છે.

**પ્રશ્નકર્તા :** સ્વભાવ રમણતા ટકવી એ તો બહુ મુશ્કેલ છે ને ?

**દાદાશ્રી :** મુશ્કેલ, તમારી ભાષામાં. વસ્તુ સ્વભાવમાં જાય, એને કશું કરવાનું ન હોય. આ બધા મહાત્મા સ્વભાવ રમણતા કરે છે. તમે કહો કે મુશ્કેલ છે. મુશ્કેલવાળું હોય તો બધા શી રીતે કરે ?

**પ્રશ્નકર્તા :** સ્વભાવમાં આવી ગયો પછી મુશ્કેલી છે નહીં પણ આ સ્વભાવમાં આવવા માટે જ મુશ્કેલી છે અને એ સ્વભાવમાં લાવી આપે જ્ઞાની !

**દાદાશ્રી :** હા, શરૂઆત થઈ જાય.

## આજ્ઞારૂપી પ્રોટેક્શન, કરે સ્થિર સ્વરમણતામાં

આત્માની રમણતા ઉત્પન્ન થયા પછી કશું કામ રહેતું નથી. અમે તમને આત્મા આપીએ તેની રમણતા તમારે ઊભી નહીં કરવી પડે. અમે મહીં મૂકી આપીએ એવું કે તમને રમણતા ઊભી થઈ જાય, એની મેળે. તમારે કશું કરવાનું નહીં, સહજ છે આ. જો તમારે કંઈ પણ કરવાનું રહેતું હોય તો જ્ઞાની પુરુષ મળ્યા નથી એમ નક્કી થાય. જ્ઞાની પુરુષ એટલે કશું કરવાનું ના રાખે. લિફ્ટમાં બેસાડીને મોક્ષમાં લઈ જાય અને પછી જ્ઞાની પુરુષ જ ચલાવે. આપણે તો એમની આજ્ઞાપૂર્વક બેસી રહેવાનું. આ સ્વરમણતા થયા પછી ધર્મ શું કરવાનો ? ત્યારે એમણે આજ્ઞા આપી હોય, બસ એ આજ્ઞામાં રહેવું. આજ્ઞા એ પ્રોટેક્શન છે. સ્વરમણતા પ્રાપ્ત થયેલાનું પ્રોટેક્શન શું ? ત્યારે કહે, આજ્ઞા ! એટલે અમે પાંચ આજ્ઞા આપીએ છીએ બધી.

એક ફેરો આત્મા જાણ્યા પછી આ પાંચ આજ્ઞા પાળતો હોય, તે ઘડીએ આત્મરમણતામાં પેસતા શીખ્યો. એ રમણતા પછી ધીમે ધીમે સ્થિર થતી જાય અને આ પુદ્‌ગલ રમણતા બંધ થતી જાય. પછી આ પુદ્‌ગલના રમણથી મુક્ત થયો, એને નિરંતર મુક્ત કહેવાય, એ 'પરમાનંદ' દશા. પરરમણથી મુક્ત થયો. મુક્ત જ છે, અહીં બેઠોય મુક્ત.

## અક્રમ જ્ઞાન મટાડે પરભાવ-પરરમણતા

**પ્રશ્નકર્તા :** આપના અક્રમ જ્ઞાન થકી જે આત્મરમણતા ચાલુ થઈ જાય છે તે જ્ઞાન વિશે જણાવશો ?

**દાદાશ્રી :** જે જ્ઞાન અનાત્મામાં ભેળા નથી થવા દેતું, પરભાવમાં, પરરમણતામાં ભેગું ના થવા દે, એ જ્ઞાન અને એ જ આત્મા છે. હોમ ડિપાર્ટમેન્ટમાં જ રાખે, ફોરેનમાં પેસવા ના દે.

જ્ઞાન પોતે જ મુક્તિ છે, મોક્ષમાં રાખે, બંધન થવા ના દે.

જ્ઞાન મળ્યા પછી 'હું શુદ્ધાત્મા છું' એ ભાવ ઉત્પન્ન થયા પછી આ બધાં કોઝીઝ બંધ થઈ ગયા. ભોક્તાપણું બંધ થઈ ગયું ને પોતાના

સ્વભાવનો, સ્વરૂપનો ભોક્તા થઈ ગયો. આખું જગત પરરમણતામાં છે, પુદ્‌ગલ ભોક્તામાં છે અને સ્વરૂપવાળા સ્વરમણતામાં, સ્વરૂપના ભોક્તા. સ્વરૂપનો ભોક્તા થયો એટલે બીજું ખરાબ પેસવાનું નહીંને ! સ્વરમણતા ઉત્પન્ન થઈ એ જ મોક્ષ છે.

આ જગત જે છે તેને સત્ય માનવું ને તેમાં જ રમણતા કરવી તે અશુદ્ધ ચિત્ત અને આ જગતનું જે જ્ઞાન-દર્શન છે તે સાચું નથી એમ માનવું ને સાચી વસ્તુમાં રમણતા રાખવી, એનું નામ શુદ્ધ ચિત્ત. શુદ્ધ ચિત્ત એ જ શુદ્ધાત્મા છે.

એટલે વીતરાગોએ કહ્યું, અનંત પરમાણુઓમાંથી ચિત્ત સ્વરૂપમાં આવશે તો ઉકેલ આવશે. એટલે રમણતા શેની જોઈએ ? સ્વરૂપની. અમે તમારી જોડે વાત કરતા સ્વરૂપની રમણતામાં હોઈએ. ઊંઘતા, ખાતા-પીતા, ચાલતા સ્વરૂપની રમણતામાં જ હોઈએ !

## પોતે સ્વની રમણતામાં એ જ ભક્તિ અક્રમમાં

**પ્રશ્નકર્તા :** આ અક્રમિક માર્ગમાં ભક્તિનું સ્થાન ક્યાં આવે ?

**દાદાશ્રી :** અક્રમિક માર્ગમાં પોતાનો આત્મા જાણ્યા પછી, પોતાને આત્મસ્વરૂપની સભાનતા ઉત્પન્ન થયા પછી ભક્તિ પોતાના સ્વરૂપની જ હોય છે, જેને રમણતા કહે છે.

**પ્રશ્નકર્તા :** એટલે સ્વરૂપની રમણતા એ જ સ્વરૂપની ભક્તિ ?

**દાદાશ્રી :** હા, એટલે ભક્તિ શબ્દ કહેવો હોય તો સ્વરૂપની ભક્તિ કહેવાય, નહીં તો પોતે પોતાની રમણતા જ છે. પુરુષ થયા પછી બીજું અવલંબન ના રહ્યુંને !

**પ્રશ્નકર્તા :** પુરુષ થયા પછી ભક્તિનું સ્વરૂપ કેવું ?

**દાદાશ્રી :** પુરુષ થયા પછી પોતે પોતાની રમણતા છે. બીજી કશીય રમણતા, ભક્તિ છે જ નહીં. એટલે પોતાના સ્વરૂપની રમણતા અગર ભક્તિ કહો, તે પોતાના સ્વરૂપની જ છે.

## પરરમણતામાં ઉત્તમ, જ્ઞાની પુરુષની કીર્તનભક્તિ

રમણતા એનું નામ ભક્તિ. અજ્ઞાનતામાં પુદ્ગલ રમણતા છે. હેય, કેરીઓ દેખીને મહીં ગલગલિયા થયા કરે. એ રમણતા જુઓને, કેવી મજા આવે છે ! ચિત્ત ચોંટી જાય ત્યાં આગળ.

આ બધી પરરમણતા કહેવાય છે. ક્યાં સુધી પરરમણતા ? કે જ્યાં સુધી આત્મજ્ઞાન ન થાય ત્યાં સુધી સ્વરમણતા ઉત્પન્ન ના થાય અને ત્યાં સુધી પરરમણતા ભગવાને કહેલી છે. અને પરરમણતામાં ઉત્તમમાં ઉત્તમ રમણતા કઈ ? ત્યારે કહે, જ્ઞાની પુરુષની કીર્તનભક્તિ. કારણ કે આપણો ધ્યેય, લક્ષ બંધાયેલું છે. એ જ્ઞાની પુરુષ એ ધ્યેયસ્વરૂપ છે. જે જગ્યાએ એ ગયા છે તે જગ્યાએ આપણે જવું છે, માટે ધ્યેયનું કીર્તન કહેવાય. એટલે આપણે ધ્યેય તરફ રહીએ.

બાકી, શાસ્ત્રો તો અનંત અવતારથી છે. શાસ્ત્રો માર્ગદર્શન આપે, પણ શાસ્ત્રો મોક્ષ ના કરાવે. મોક્ષ માટે તો જ્ઞાની પુરુષની કીર્તનભક્તિ હોય, એ મોક્ષમાર્ગ ઉપર લાવી દે અને આપણને જ્ઞાની પુરુષ ભેગા કરી આપે.

જેટલી જ્ઞાની પુરુષની નજીકની ભક્તિ એટલો એ નજીક ખેંચાય. એ નજીકની ભક્તિ કહેવાય અને કેટલાકની ભક્તિ બહુ લાંબી ભક્તિ હોય. લાંબી એટલે દસ માઈલ છેટેથી, કેટલાકને બે માઈલ છેટેથી. એ શબ્દો જુદા દેખાય આપણને. શબ્દો ઉપરથી ઓળખાય કે આ કેટલા માઈલ છેટેથી ભક્તિ કરી રહ્યા છે. અને છેવટે આત્મા જાણવાનો છે.

આત્મા જાણ્યા પછી બીજી ભક્તિ કરવાની રહી જ નહીંને ! આત્મા જાણ્યા પછી સ્વરમણતા જ કરવાની છે. આ ભક્તિ પરરમણતા છે. એટલે આત્મા જો જાણ્યો જ્ઞાની પુરુષ પાસેથી એટલે સ્વરમણતા ઉત્પન્ન થઈ. એટલે પછી સ્વની રમણતામાં જ રહેવું જોઈએ.

## જ્ઞાનીભક્તિ એ ૬૦ ટકા ને આત્મલક્ષ એ ૧૦૦ ટકા રમણા

છતાં આ જ્ઞાન મળ્યા પછી દાદા યાદ રહ્યા કરેને તેય આત્મરમણતા કહેવાય.

**પ્રશ્નકર્તા :** દાદા, આ સમજાયું નહીં. જ્ઞાન ન મળ્યું હોય તો દાદાની કીર્તનભક્તિ પરરમણતા કહેવાય અને જ્ઞાન મળ્યું હોય તો તે જ વસ્તુ સ્વરમણતા કહેવાય ?

**દાદાશ્રી :** એ બધું સ્વરમણતામાં જાય. જ્ઞાની પુરુષ એ પોતાનો જ પ્રગટ શુદ્ધાત્મા છે. માટે એમના માટે જે કીર્તનભક્તિ હોય, એ બધું સ્વરમણતામાં જ જાય. પણ તે રમણા સાંઈઠ ટકા ફળ આપે. સાંઈઠ ટકા રમણતા તો બહુ મોટી કહેવાય. આ સાંઈઠમાંથી તે સો ટકા થશે.

કારણ કે જ્ઞાની પુરુષ એ પોતાનો આત્મા છે. એટલે મૂળ આત્મા તો હજુ પકડતા જ વાર લાગે એને પણ જ્ઞાની પુરુષની રમણતા કરીએને, આમ આંખો સામે દેખાય હરતા-ફરતા, પછી બીજું એથી વધારે શું જોઈએ ?

પછી દાદા યાદ રહે, આ પદ ગા ગા કરેને તો આ સાંઈઠ ટકા રમણા થાય એવું છે. ખાલી પદ જ ગા ગા કરે કલાક-બે કલાક. અને પછી મોઢે થઈ જાયને તો બેઠા બેઠાયે છે તે ચાલ્યા કરે.

છતાં ખરી રીતે દાદા યાદ આવે એ નિજસ્વરૂપનું સાધન કહેવાય, નિજસ્વરૂપ ના કહેવાય અને તમને શુદ્ધાત્માનું લક્ષ રહે એ નિજસ્વરૂપની રમણતા કહેવાય.

## પ્રકૃતિને નિહાળવી તે સ્વરૂપ ભક્તિ-સ્વરમણતા

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે સ્વરૂપ રમણતા એ જ સ્વરૂપ ભક્તિ, તો હવે જ્ઞાન મળ્યા પછી એવી ભક્તિ અમારે કેવી રીતે કરવી ?

**દાદાશ્રી :** ચંદુભાઈ જે કરે એ પ્રકૃતિને નિહાળવી, એ સ્વરૂપ ભક્તિ. પ્રકૃતિને નિહાળવી, એમાં કરવાનું શું હોય તે ? જે નિહાળે છે, એને પ્રકૃતિ રિસ્પોન્સિબલ નથી. નિહાળતા નથી તેને રિસ્પોન્સિબલ છે.

કેવો આત્મા પ્રાપ્ત થયો છે ! ઓહોહો ! જે પ્રકૃતિને નિહાળે. પોતે પ્રકૃતિરૂપે રહીને ફરેલો તે જ પોતાની પ્રકૃતિને નિહાળે છે. હવે શું ? જે જ્ઞાતા હતી તે જ જ્ઞેય થઈ ગઈ, દ્રષ્ટા હતી તે દૃશ્ય થઈ ગઈ.

**પ્રશ્નકર્તા :** આપણે વિધિઓ બોલીએ છીએ, નમસ્કાર વિધિ બોલીએ, ચરણવિધિ બોલીએ, એ સ્વની ભક્તિ કહેવાય કે આપણે પ્રકૃતિને જોવી એ ?

**દાદાશ્રી :** ના, ના, આ વિધિઓ બોલે છે તે તો ચંદુભાઈ બોલે છે. ચંદુભાઈ છૂટવા સારું બોલે છે, પણ તેને તમે જાણો કે ચંદુભાઈ શું બોલ્યા, ચંદુભાઈનું શું કાચું પડ્યું, અને ભૂલ ક્યાં થઈ એ બધું જે જાણે છે, એ તમે. તમે ને ચંદુભાઈ બે જોડે જ હો, પણ બેઉનો ધંધો જુદો હોય.

**પ્રશ્નકર્તા :** એ તો જુદો જ છે.

**દાદાશ્રી :** હા, બસ, બસ. એક ધંધો કરી નાખો એટલે માર પડે. અને પ્રકૃતિને નિહાળવી એને સ્વરૂપ ભક્તિ, સ્વરમણતા જે કહો તે.

પ્રકૃતિને નિહાળવી એ સ્વરમણતા. એટલે પ્રકૃતિમાં મહીં શું શું આવ્યું ? ત્યારે કહે, મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર, ઈન્દ્રિયો એ બધું પ્રકૃતિમાં આવી ગયું. અને ચંદુભાઈને કહે, 'ચંદુભાઈ, તમારામાં અક્કલ નથી. કોન્ટ્રાક્ટનો ધંધો બરોબર કરતા નથી.' અને જો મોઢું દિવેલ પીધા જેવું થઈ ગયું અને તેને એ પોતે નિહાળે તો બસ થઈ ગયું. તમને પોતાને ખબર પડે કે મોઢું દિવેલ પીધા જેવું થાય એનો વાંધો નથી, પણ એ લોકોને વાંધો છે. દિવેલ પીધા જેવું થઈ જાય તો તમારે વાંધો નથી, પણ તે નિહાળો એને.

## વ્યવહાર બધો કરતા રમણતા આત્મામાં જ

**પ્રશ્નકર્તા :** આપે જે જ્ઞાન પ્રાપ્ત કર્યું એ અમને કેમ પ્રકાશમાં ના આવે ?

**દાદાશ્રી :** આવ્યું તોય તે આવું બોલો છો ?

**પ્રશ્નકર્તા :** છતાંય આપની પાસે અલૌકિક વસ્તુ છે.

**દાદાશ્રી :** હા, અલૌકિક વસ્તુ તેથી તો આપનો દીવો સળગ્યો. આપણો દીવો સળગ્યો એ આપણને લાભ થયો. હવે એ દીવો સળગ્યો

એટલે જે દીવાથી પ્રાપ્ત થયું છે, એ જ શક્તિ આપણને પ્રાપ્ત થયા કરે ધીમે ધીમે.

બાકી, આત્મામાં જ તમે રમો છો આખો દહાડો અને આત્મા તમારામાં રમે છે. બોલો હવે, તમારામાં અને આત્મામાં ફેર શો રહ્યો ?

**પ્રશ્નકર્તા :** દાદા, એ જરા વધારે સમજાવશો.

**દાદાશ્રી :** પહેલા તમે વકીલાતમાં જ રમતા હતા, આખો દહાડો. પેલો કાયદો, પેલો કાયદો આખો દહાડો એમાં જ રમ્યા કરતા હતા, ખાતી-પીતી હરેક વખતે. અને હવે આખો દહાડો આત્મામાં જ રમ્યા કરે. બહારનું જમે-કરે, બધું કરે પણ રમણતા ત્યાં આગળ, બીજું બધું જુદું. એટલે ભગવાને શું કહ્યું કે તમારી રમણતામાં પેઠા પછી હવે જે તમારી રમણતા નથી તેનાથી દૂર રહો, એટલો ભાવ રહેવો જોઈએ આપણો.

## જ્ઞાન મળતા અહંકાર વળ્યો આત્મરમણતામાં

જેણે આત્મા રમાડ્યોને, તેનું કલ્યાણ થઈ ગયું. તે તમને આત્મરમણા ઊભી થઈ, નિરંતર, એક ક્ષણ ઓછી નહીં એવી. તમે ભૂલો પણ રમણતા કંઈ ભૂલે કે ? તમે ભૂલો તો તમારી ચિત્તવૃત્તિ બાસુંદીમાં ગઈ, પણ એ રમણતા ભૂલે નહીંને !

આત્માની રમણતા બરાબર રહે છે ને ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા.

**દાદાશ્રી :** હવે દેહ દેહનો ધર્મ બજાવે. એ દેહ કંઈ આત્મરમણતા કરે નહીં. મન મનનો ધર્મ બજાવે, બુદ્ધિ એનો ધર્મ બજાવે. અને અહંકાર આત્મરમણતા કરે. એ જે પહેલા સંસારનો અહંકાર કરતો'તો, તેને બદલે હવે આ આત્મા ભણી વળ્યું. એટલે આત્મરમણતા ઊભી થઈ, જે નિરંતર હોય.

આપણે હવે આત્મયોગમાં જ રહેવું જોઈએ. જ્યાં સુધી દેહનો યોગ છે ત્યાં સુધી ભૌતિક છે બધું. દેહ તો છે આપણી પાસે પણ દેહમાં રમણતા

નહીં કરવી અને આત્મામાં રમણતા કરવી. દેહમાં રહીને લોકો બધી જાતની રમણતા કરે. કોઈ માણસ દાન આપવાની રમણતા કર્યા કરે અને કોઈ માણસ ગજવા કાપી લેવાની રમણતામાં ફરતો હોય. એવું આ આત્માની રમણતા એટલે જ્યાં કોઈ પણ પ્રકારનો રૂપી પદાર્થ નથી. આત્મા અરૂપી છે.

જ્ઞાની પુરુષ મળ્યા પછી સ્વરમણતા આપે. પોતાનું સ્વનું ચાલુ થયું એટલે પછી રમણતા ચૂકે એ કચાશ કહેવાય. પોતાની રમણતા ચાલુ થયા પછી, સ્વરમણતા ઉત્પન્ન થયા પછી કાચો પડે એ ભૂલ કહેવાય.

## 'ચંદુ' જ્ઞેય તેનો 'હું' જ્ઞાતા એ ચેતનની રમણતા

**પ્રશ્નકર્તા :** મને આ શાસ્ત્રો વાંચવાની ગાંઠ બહુ છે.

**દાદાશ્રી :** ના, એ તો ચંદુને છે, તને નહીંને ? શાસ્ત્રોના શાસ્ત્રો વાંચી નાખવાની ટેવ ?

**પ્રશ્નકર્તા :** હા, બધાય શાસ્ત્રો વાંચું.

**દાદાશ્રી :** એ બધાય રમકડાં. અને 'હું શુદ્ધાત્મા છું', જ્ઞાતા-દ્રષ્ટા, 'ચંદુભાઈ શું કરી રહ્યા છે' એને જોયા કરું, તેને આત્મરમણતા કહેવાય. 'આત્માને રમાડ્યો' કહે છે. આત્મા રમાડવાનો માર્ગ છે આપણો. આ રમકડાંને રમાડે એ તો આ જગત આખું રમાડે છે પણ ચેતન જેવો આત્મા, આ પરમાત્મા એને રમાડે છે પોતે. એને આત્મરમણતા કહેવાય. આ દેહની રમણતા, ભૌતિક ચીજની રમણતા, જડ ચીજની રમણતા અને પેલી ચેતનની રમણતા.

## જ્ઞાન પહેલા અને પછી રમણતા કરનારો તેનો તે જ

**પ્રશ્નકર્તા :** જે રમણતા કરે છે એ કોણ કરે છે ?

**દાદાશ્રી :** જે છૂટો થયો'તો, બીજામાં રમણતા કરતો'તો, હવે આત્મામાં રમણતા કરે છે.

રમણતા કરનારો એક જ છે. વકીલાતમાં રમણતા કરતો'તો, તેનો

તે જ આમાં રમણતા કરે છે. વકીલાતમાં કરતો'તો ત્યારે અહંકાર ગણાતો હતો. હવે આમાં રમણતા કરે ત્યારે 'હું' ગણાય છે ને આત્મામાં રમણતા કરે એટલે 'પોતે' ઓગળી જઈને એમાં પછી વિલીન થઈ જાય.

અને આત્માની રમણતા શરૂ થઈ ગઈ એટલે પરરમણતા બંધ થઈ ગઈ. દેહ ભલેને રહ્યો. દેહ દેહના ધર્મમાં છે, મન મનના ધર્મમાં છે, બુદ્ધિ બુદ્ધિના ધર્મમાં છે, આત્મા આત્માના ધર્મમાં છે, પછી વાંધો શું છે ? એટલે તમને કહીએ છીએ ને, ધંધો કરજો, કશો વાંધો નથી.

પુદ્‌ગલ ખાણું, પુદ્‌ગલ પીણું અને પુદ્‌ગલ રમણું, આ ત્રણ જ ચીજ જગતમાં બધાને છે. એના અનેક નામ આપ્યા. ખાણું-પીણું એ બાબત 'લિમિટેડ' છે પણ રમણું 'અન્‌લિમિટેડ' છે. આખું જગત પુદ્‌ગલ રમણું કરે છે !

અને આપણે તો અહીં આગળ બધું આત્મરમણું. પુદ્‌ગલ ખાણુંય નહીં, પીણુંય નહીં અને રમણાય નહીં. (નિરંતર) આત્મરમણતા. ખોરાકેય આત્માનો, પીવાનુંય આત્માનું અને રમણાતાય આત્માની.

આ ક્ષણે ક્ષણે જાગૃત રહે એવો આત્મા હાથમાં આપેલો છે, એમાં તમારી રમણતા છે. તમે પરફેક્ટ ધર્મમાં છો.

આરાધન કરવા જેવું, રમણતા કરવા જેવું આ 'રિયલ' એક જ છે ! 'શુદ્ધાત્મા'ની રમણતા એટલે નિરંતર 'શુદ્ધાત્મા'નું ધ્યાન રહે તે ! હવે સ્વરમણતા કરવાની, બીજું કશું કરવાનું નથી.

## સ્વરમણતા એ શુદ્ધ ઉપયોગ, એ જ શુદ્ધ નિશ્ચય

**પ્રશ્નકર્તા :** શુદ્ધ ઉપયોગ વખતે આત્મ રમણતા જ હોયને દાદા ?

**દાદાશ્રી :** હા, શુદ્ધ ઉપયોગ એ આત્મરમણતા કહેવાય. સામાને શુદ્ધ જોવું, ગધેડાને, કૂતરાને, ગાયને, ભેંસને, ઝાડને, બધાને શુદ્ધ જોવું, એ શુદ્ધ ઉપયોગ કહેવાય.

**પ્રશ્નકર્તા :** બરોબર દાદા, શુદ્ધ ઉપયોગ એ જ આત્મરમણતા.

**દાદાશ્રી :** પુદ્‌ગલ રમણતા પરઉપયોગ અને સ્વરમણતા સ્વ ઉપયોગ, સ્વરમણતા એ શુદ્ધ ઉપયોગ. આત્મા જોવા એ શુદ્ધ ઉપયોગ થયો કહેવાય. જ્ઞાનીનો આપેલો, દેખાડેલો આત્મા એ બધું જુઓ એ શુદ્ધ ઉપયોગ.

જેટલો શુદ્ધ ઉપયોગ, એનું નામ શુદ્ધ નિશ્ચય, એ જ શુદ્ધ આત્મરમણતા અને તો જ શુદ્ધ વ્યવહાર રહે. જેટલો શુદ્ધ નિશ્ચય હોય એટલી વ્યવહાર શુદ્ધતા રહે. નિશ્ચય એક બાજુ કાચો, અશુદ્ધ થાય એટલી વ્યવહાર અશુદ્ધતા.

આપણે તો હવે બધું ચોખ્ખું કરીને સ્વ-ઉપયોગમાં રહી અને મોક્ષે જવાનું છે. સ્વરમણતા, આત્મરમણતા, સ્વ-ઉપયોગ જે કહો તે એમાં રહીને !

**પ્રશ્નકર્તા :** દાદા, પણ પહેલા તો આત્મરમણતા, સ્વ-ઉપયોગ, આત્મા એ બધી વાતોમાં કોઈ રસ પડતો ન્હોતો ને આજે તો જ્યારે આ વાતો સાંભળીએ તો એના આનંદથી ઊભરાઈ જવાય છે.

**દાદાશ્રી :** પહેલાની એ વાત તે કોના ઘરની વાત ? મોટા માણસ છે તે શિખંડ ને બાસુંદી એવું બધુંય જમતા હોય, તે આપણે અહીં વાતો કરીએ તેથી કંઈ આપણું મોઢું કંઈ મીઠું થાય ?

**પ્રશ્નકર્તા :** ના થાય.

**દાદાશ્રી :** એ બધી વાતો જ બુદ્ધિ વધારનારી. તે ડખલમાં પડ્યો. આ તો મૂળ માર્ગ ઉપર આવી ગયા, વસ્તુ હાથમાં આવી ગઈ. સ્વ-ઉપયોગ હાથમાં આવી ગયો, આત્મરમણતા હાથમાં આવી ગઈ અને પરરમણતા ટળી. જે પુદ્‌ગલમાં રમણતા હતી એ ટળી ગઈ.

## સ્વરમણતામાં રહે ત્યારે બહાર વ્યવસ્થિત જ હોય

**પ્રશ્નકર્તા :** એવું મનમાં બેઠું છે કે શુદ્ધાત્માનું જે લક્ષ થયું તે પહેલા તો આત્મા ને દેહની ભિન્નતા ખબર નહોતી. હવે આ પુદ્‌ગલ આત્માના પ્રદેશોની અંદર જે ભરેલું હોય, તે વ્યવસ્થિત પ્રમાણે બહાર નીકળેને ?

**દાદાશ્રી :** વ્યવસ્થિત પ્રમાણે નીકળે છે. આપણે એમાં રમણતા નથી.

**પ્રશ્નકર્તા :** આપણે પોતે પોતાનામાં રહીએ અને એનો કાળ પાકે ત્યારે વ્યવસ્થિત કહેવાય ને ?

**દાદાશ્રી :** પોતામાં રહ્યા કે વ્યવસ્થિત જ હોય બહાર. તમને જો પોતામાં રહેતા આવડે અને એવો તમારો પુરુષાર્થ હોય તો બહાર વ્યવસ્થિત જ હોય. આ તો બહાર બગાડો છો. પોતામાં રહેતા નહીં હોવાથી બગાડો છો બહાર, અવ્યવસ્થિત કરો છો.

વ્યવસ્થિત માણસને લપસાવે તોય સ્ટેપ બાય સ્ટેપ લપસાવે છે અને માણસ અવ્યવસ્થિત કરે છે, પોતે ભૂસકો મારે છે. એટલે વ્યવસ્થિત આટલી બધી હેલ્પ કરે છે અને અહંકાર આટલું બધું બગાડે છે. અહંકારે કરીને તો આ જગત આવું થઈ ગયું છે. અહંકાર, શુદ્ધ અહંકાર હોત તો આવું ન થાત.

અત્યારે અમે જ્ઞાન આપ્યું છે બધાને, એ સ્વરમણતામાં રહેતા હોય તો બહાર વ્યવસ્થિત જ હોય અને રમણતામાં રહેવાય એવું આ જ્ઞાન છે. પાંચ આજ્ઞામાં રહે એટલે રમણતામાં જ હોય જ.

## જુએ-જાણે એ સ્વરમણતા, એ જ આત્મલીનતા

**પ્રશ્નકર્તા :** બસ હવે સ્વરમણતામાં જ રહેવું છે.

**દાદાશ્રી :** એ પોતાની રમણતા શી રીતે થાય ? જુએ ને જાણે, બીજું કશું જ કરવાનું નહીં એમાં.

આ લાઈટ હોય એની રમણતામાં શું કરે છે ?

**પ્રશ્નકર્તા :** પ્રકાશ આપે છે.

**દાદાશ્રી :** જુએ-જાણે, બીજું પોતે કશું કરતું નથીને ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** હમણે દુઃખતું હોય તો નીચે આવે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** સમજાયું તને ?

**પ્રશ્નકર્તા :** એટલે આત્મામાં જ લીનતા ?

**દાદાશ્રી :** લીનતા એટલે રમણતા બસ. રમણતા એટલે જ્ઞાતા-દ્રષ્ટા, બીજી કંઈ રમણતા જ નહીં.

**પ્રશ્નકર્તા :** આત્મપ્રતીતિ, આત્મજ્ઞાન અને આત્મલીનતા જ.

**દાદાશ્રી :** એ સિવાય મુક્તિ કોઈની થઈ શકે નહીં. આત્માની તમને પ્રતીતિ થઈ ગઈ. આત્મજ્ઞાન થઈ રહ્યું છે. આત્મલીનતા ધીમે ધીમે થશે.

**પ્રશ્નકર્તા :** આપણે એ માટે જે વાપરીએ છીએ એ પ્રતીતિ, લક્ષ અને અનુભવ.

**દાદાશ્રી :** હા, તે આ જે અનુભવ એ છે તે આત્મલીનતા કહેવાય અને લક્ષ એ જાગૃતિ કહેવાય અને દર્શન એ પ્રતીતિ.

## ના ગમતાની રમણતાના જ્ઞાતા એ સ્વરમણતા

(આ સ્વરૂપનું જ્ઞાન પ્રાપ્ત થયા પછી) મોક્ષ તો થઈ જ ગયેલો છે. પણ હવે જે થઈ જાય છે રમણતા તે બે પ્રકારની.

(૧) 'હું શુદ્ધાત્મા છું' તેમ જાણો અને જે નથી ગમતી તેવી રમણતા કરવી પડે છે. બહાર જવાનું ના ગમતું હોય પણ પહેલા સહી કરી આપેલી છે તે રમણતામાં રહેવું પડે.

(૨) બીજી, સ્વરૂપની રમણતા.

બીજા લોકો પહેલી રમણતામાં તન્મયાકાર થઈ જાય. જ્યારે આપણને પણ (પહેલા પ્રકારની) રમણતા આવે ખરી પણ તેમાં આપણે તેના જ્ઞાતા-દ્રષ્ટા હોઈએ. તેમાં આપણે તન્મયાકાર ન થઈ જઈએ.

**પ્રશ્નકર્તા :** હા, બરોબર છે. ચંદુને જોયા કરે.

**દાદાશ્રી :** એ ચંદુ જે કરે છે તે જ્ઞેય છે અને તમે જ્ઞાતા છો. તમે જ્ઞાતા એ સ્વરમણતા, જ્ઞેયને જોવું એ સ્વરમણતા.

## ન હવે પ્રમાદરૂપી પરરમણતા, જ્ઞાન પછી

**પ્રશ્નકર્તા :** મહાત્માને હવે પ્રમાદ કેટલા અંશે નડે ?

**દાદાશ્રી :** મહાત્માને પ્રમાદ કંઈ હોય જ નહીં. પ્રમાદ શબ્દ જ્યાં સુધી અહંકાર હોય ત્યાં સુધી હોય.

**પ્રશ્નકર્તા :** તો પ્રમાદ એટલે શું ?

**દાદાશ્રી :** પ્રમાદ એટલે પરમાં વૃત્તિ રાખવી, પરરમણતા.

**પ્રશ્નકર્તા :** તો એ પરપરમણતાનું જોખમ કેટલું મહાત્માને ?

**દાદાશ્રી :** અમારાથી તમને એવું ના કહેવાય કે પરરમણતા, કારણ કે અમે જ્ઞાન આપ્યા પછી પ્રમાદ હોતો નથી. ફક્ત અમારી આજ્ઞા પાળેને, એને કશુંય હોતું નથી.

**પ્રશ્નકર્તા :** આજ્ઞામાં નિરંતર રહે તો પછી નથી હોતું, પહેલી વાત એ !

**દાદાશ્રી :** નિરંતર, સિત્તેર ટકા અને સહજ થયા પછી કશું કરવાનું ના હોય, આજ્ઞાય પાળવાની ના હોય. સહજ થયા પછી આજ્ઞા પળાયા જ કરતી હોય.

**પ્રશ્નકર્તા :** ભગવાન મહાવીરે ગૌતમને કહ્યું'તું કે એક સમયનો પણ પ્રમાદ કરીશ નહીં. પણ ગૌતમ સ્વામીને પેલું સમકિત તો થયેલુંને !

**દાદાશ્રી :** કેવળજ્ઞાન ના હોય ત્યાં સુધી અહંકાર હોય ક્રમિક માર્ગમાં.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, અમને પણ કેવળજ્ઞાન ક્યાં થયું છે ?

**દાદાશ્રી :** (તમને) કેવળજ્ઞાન જ આપેલું છે, એટલે અહંકાર જતો રહ્યો છે. કર્તાપદનો અહંકાર જતો રહ્યો અને ભોક્તાપદનો રહ્યો. તમે કસોટીમાંથી નીકળી ગયા.

## જ્ઞાનીની અપ્રમત્તદશા, પણ નહીં એ પૂર્ણત્વ

**પ્રશ્નકર્તા :** અપ્રમત્તદશા જે છે તે એને કહે છે ?

**દાદાશ્રી :** ના, ના, ના. અપ્રમત્ત તો આથી બહુ આગળ.

સ્વરમણતા કમ્પ્લીટ, એમાં થોડુંક બાકી હોય ત્યારે અપ્રમત્ત કહેવાય. અમને અપ્રમત્ત કહેવાય, થોડુંક બાકી. સ્વરમણતા ખરીને, એટલે અપ્રમત્ત કહેવાય. એટલે તે ઘડીએ અમે જાગ્રત હોઈએ.

પ્રમત્ત એટલે પ્રમાદ એવું નહીં. આ તો લોકોએ પ્રમત્ત લખ્યુંને તેનો અર્થ પ્રમાદ નહીં. આપણા લોક કહે છે ને કે આ પ્રમાદી છે, એ પ્રમાદ નહીં. પ્રમત્ત એટલે ક્રોધ-માન-માયા-લોભમાં રહેવું, એનું નામ પ્રમત્ત અને અપ્રમત્ત એટલે કષાયની બહાર નીકળવું, એ અપ્રમત્ત.

## 'મારું સ્વરૂપ ન્હોય' કહેતા, છૂટે પૌદ્ગલિક રમણતા

**પ્રશ્નકર્તા :** પૌદ્ગલિક રમણતા આપણે જ્ઞાન લીધા પછી કાઢવાની કે ઑટોમેટિક જતી રહે ?

**દાદાશ્રી :** જતી જ રહે. જેમ જલેબી ખાયને તો ચા ઉપર અભાવ થયા જ કરે. એ મજા ના આવે, એને ઈન્ટરેસ્ટ ના રહે. એની મેળે જતી રહે. પણ એક નિયમ એવો છે કે આ બીડી જતી રહી એટલે આપણે કહેવું કે 'બીડીનો અમારે સંબંધ કાયમને માટે બંધ.' એટલો શબ્દ બોલવો. કારણ કે એના પરમાણુ જેની દુકાન ખુલ્લી હોયને, તેમાં પેસી જાય છે બધા. એટલે બીડીનું બંધ થયું ત્યારે બીડીની દુકાન બંધ. તે દુકાનમાં પેસે જ નહીંને પછી !

**પ્રશ્નકર્તા :** એટલે 'બીડી અમારે કાયમ માટે બંધ' એવું બોલવાનું.

**દાદાશ્રી :** અને જે ના ખાવું હોય તે 'મારું સ્વરૂપ ન્હોય' એમ કહો કે છૂટી જાય એ બધું. 'મારું સ્વરૂપ ન્હોય' એ કહે છૂટી જાય બધું.

## સિદ્ધ સ્તુતિ-પાંચ આજ્ઞાથી વધે આત્મરમણતા

**પ્રશ્નકર્તા :** મહાત્માને 'નિજ વસ્તુ' રમણતા વધારે કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** રમણતા તો બે-ચાર રીતે થાય. બીજી કોઈ રમણતા ના આવડે તો 'હું શુદ્ધાત્મા છું', 'હું શુદ્ધાત્મા છું' એવું કલાક-બે કલાક બોલે તોય ચાલે, એમ કરતા કરતા રમણતા આગળ વધે.

**પ્રશ્નકર્તા :** દાદા, આપે બે-ચાર પ્રકારની આત્મરમણતા કહી, તે જરા વિશેષ સમજાવો.

**દાદાશ્રી :** આ કેટલાક 'શુદ્ધાત્મા, શુદ્ધાત્મા' કરે. કેટલાક 'શુદ્ધાત્મા' લખીને કરે, તે એ આમાં લખીને કરે તો દેહેય એમાં મહીં રમણામાં પેઠો. દેહ ને વાણી બેઉ પેઠા, એટલે મન તો મહીં હોય જ. અને કેટલાક આ બહારનો વ્યવહાર ચાલતો હોય છતાંય મનથી જો શુદ્ધાત્માની ખરેખર રમણા કરેને એના ગુણની, એ સિદ્ધસ્તુતિ કહેવાય. એ બહુ કામ આપનારી, બહુ ફળ આપનારી.

પહેલું જાડું કરેને એટલે પુદ્ગલ રમણતા છૂટવા માંડે. એમ કરતા કરતા ઝીણું થાય અને જો એના ગુણ જ બોલ્યા કરે, અને શુદ્ધાત્માના ગુણોમાં રમણા કરે, જેમ કે 'હું અનંત જ્ઞાનવાળો છું', 'હું અનંત દર્શનવાળો છું', 'હું અનંત સુખનું ધામ છું', 'હું અનંત શક્તિવાળો છું' બોલો, એટલે સાચો રસ ઉત્પન્ન થઈ જાય ! એ સાચી રમણતા કહેવાય. એ તરત જ, 'ઑન ધ મોમેન્ટ' ફળ આપે ! પોતાનું સુખ અનુભવમાં આવે.

**પ્રશ્નકર્તા :** પુદ્ગલના રસોને દબાવીએ, તો આત્માના રસો ઉત્પન્ન થાય ?

**દાદાશ્રી :** ના, દબાવવાનો અર્થ જ નથી. એ તો એની મેળે ફિક્કા થઈ જાય. આત્માના ગુણો કલાક-કલાક સુધી બોલો તો તરત ઘણું બધું ફળ આપે. આ તો રોકડું ફળવાળી વસ્તુ છે, અગર તો દરેકની મહીં 'શુદ્ધાત્મા' જોતા જોતા જાવ તોય આનંદ થાય એવું છે.

'હું શુદ્ધાત્મા છું' એ લક્ષમાં નિરંતર રહે અને બીજાને શુદ્ધ જુએ, એ શુદ્ધ રમણતા કહેવાય. એ રમણતા આત્માની રમણતા કહેવાય. પછી બીજી સમભાવે નિકાલ કરતી વખતે આત્માની રમણતા. સમભાવે નિકાલ કરો તો આત્માની રમણતા. પછી પાંચમું પદ છે તે શુદ્ધાત્માનો ચોપડો એટલે અહીં આવ્યા, તે આત્મા રમણતા. એટલે આપણે પાંચેય આજ્ઞા આત્મરમણતા છે.

## પૌદ્ગલિક ક્રિયા જોવી-જાણવી એ સ્વરમણતા

**પ્રશ્નકર્તા :** આપે આગળ કહ્યું આત્માની રમણતા બધી પુદ્ગલની ક્રિયાઓને જોવી અને જાણવી તે જ છે અને પછી પાછું આ આત્માના ગુણોને યાદ કરવા તે પણ કહ્યું તો બન્નેમાં ફરક શું ?

**દાદાશ્રી :** જોવું-જાણવું અને એ આત્મરમણતા. આ પૌદ્ગલિક ક્રિયાઓ જે થાય છે તમારી, ચંદુભાઈ શું કરે છે એ જોવું-જાણવું અને બધી રીતે ઊંડા ઊતરવું ઝીણામાં ઝીણી બાબતમાં તે આત્મરમણતા છે. અને ગુણો યાદ કરવા તે આત્માનું, પોતાનું નિશ્ચયબળ વધવા માટે છે. જાગૃતિ વધવા માટે, સંપૂર્ણ દશા માટે છે.

આત્માના ગુણોને યાદ કરવાથી આત્માની દૃઢતા, નિશ્ચયબળ વધે છે. માટે ગુણો યાદ કરવા. પોતે પોતાની પૂર્ણાહુતિ કરીએ છીએ, ગુણો યાદ કરવાથી અને પૌદ્ગલિક ક્રિયાને જોવી અને જાણવી એ તો પૂર્ણાહુતિ થયા પછી જ આવી શકે એમ છે. એ બે જુદી વસ્તુ છે.

ગરમીથી બહુ અકળાયેલો હોય ત્યારે ઠંડો પવન આવે ત્યારે હાશ કહે. અલ્યા, જ્ઞાન લીધેલું છે ને હાશ હાશ શું કરે છે ? આ પુદ્ગલ સુખ ચાખે છે ? આપણાથી પુદ્ગલ સુખ ના ચખાય, તો પણ ચાખે. અનાદિનો અભ્યાસ છે ને ! પછી આપણે એને સમજણ પાડીએ કે આની મહીં તન્મયાકાર ના થઈશ. તો પણ એવું એકદમ ના થાય, વાર લાગે, ધીમે ધીમે થાય. નહીં તો હાશ કરીને ઊભો રહે. આમ પુદ્ગલનો ભોગવટો લે, રમણતા કરે, તે ઘડીએ એ આત્મરમણતા ચૂકી ગયો. નિરંતરની આત્મરમણતા આપી છે છતાંય જો પુદ્ગલની રમણતા કરેને ?

ગરમીમાંથી આવ્યો હોય ને એકદમ પવન આવે ત્યારે હાશ કરે, તે શેની રમણતા કરી ? પુદ્‌ગલની, તે કરે કે ના કરે ?

છતાં આ બધી કંઈ ઉપાધિ રાખવા જેવી નથી. તમે એવા પદ ઉપર બેઠેલા છો કે આટલી ખોટનો હિસાબ જ નથી. પાંચ લાખ કમાયેલો હોય, તેના સો રૂપિયા પડી જાય એનો હિસાબ નહીં.

## એક પુદ્‌ગલને જોવું એ જ આત્મરમણતા

**પ્રશ્નકર્તા :** આત્મરમણતામાં ભગવાન સતત કેવી રીતે રહેતા ?

**દાદાશ્રી :** મહાવીર ભગવાન એક પુદ્‌ગલ એકલું જોયા કરતા'તા. જે પોતાનું પુદ્‌ગલ હતુંને, એમાં અંદર શું થઈ રહ્યું છે, માનસિક ક્રિયા, બીજી ક્રિયાઓ, બીજું શું થઈ રહ્યું છે તે જોયા કરતા'તા. બીજું કશું જોતા નહોતા. એ જ બધું બહુ હોય છે.

**પ્રશ્નકર્તા :** એક પુદ્‌ગલને જોતા હતા, એટલે ભગવાન મહાવીર આત્મામાં રમણતા કરે છે કે પુદ્‌ગલને જુએ છે ?

**દાદાશ્રી :** પુદ્‌ગલને જોવું અને જાણવું, એનું નામ જ આત્મરમણતા. ભગવાન મહાવીર શું કરતા ? એક પુદ્‌ગલમાં જ દૃષ્ટિ સ્થિર કરીને જ રહ્યા ત્યાં, પછી કેવળજ્ઞાન ઉપજ્યું'તું.

કેવળદર્શન થતા પહેલા અગિયારમા ગુંઠાણામાંય પુદ્‌ગલ રમણા કરે છે અને કેવળજ્ઞાન થાય ત્યારે નિરંતર સ્વરૂપની રમણતામાં રહે. પુદ્‌ગલ પુદ્‌ગલની રમણતા કરે અને સ્વરૂપ સ્વરૂપની રમણતા કરે.

## અપનાવો રીત ભગવાન મહાવીરની

**પ્રશ્નકર્તા :** ભગવાન મહાવીર પોતાના એક પુદ્‌ગલને જ જોતા હતા એ શું કહેવા માગે છે, દાદા ?

**દાદાશ્રી :** ભગવાન મહાવીર તો બસ, એકલું પોતાનું જ પુદ્‌ગલ જોયા કરતા'તા. એ તો એમને દેખાય જ નિરંતર. એક પુદ્‌ગલમાં જ દૃષ્ટિ રાખતા'તા. એક જ પુદ્‌ગલ, બીજું નહીં.

એટલે, ભગવાન મહાવીર પુદ્‌ગલ શું કરે છે તે જ જુએ. બુદ્ધિ શું કરે છે, મન-ચિત્ત શું કરે છે, એ જ જોતા હતા એક જ પુદ્‌ગલ, બીજું કંઈ નહીં. બીજા ડખામાં ઊતરતા જ નહોતા. આપણે એ પ્રયત્ન કરીએ, પણ થોડીવાર રહેને પછી પાછું એ ખસી જાય.

**પ્રશ્નકર્તા :** હા, આપણે પ્રયત્ન કરીએ થોડીવાર રહે પણ ખસી જાય.

**દાદાશ્રી :** કારણ કે બહારનો અભ્યાસ વધારેને ! પેલો તો જુદાપણાનો બિલકુલ અભ્યાસ. કોઈ પુદ્‌ગલની વસ્તુ એવી-તેવી હોય તેની ઉપર એ શું શું કરે છે તે નિરીક્ષણ કરતા હોય, એ બધું ખ્યાલમાં હોયને એવું એ.

**પ્રશ્નકર્તા :** પણ પોતાના એક જ પુદ્‌ગલનો, બહાર કોઈ ડખલ નહીં.

**દાદાશ્રી :** બીજું શું ? એક પુદ્‌ગલ જોવાય તો બહુ થઈ ગયું. નહીં તો બહાર ડખલ થાય જ, એવું કહેવા માગે છે. એ આપણે કહીએ કે તમે જોવાનો અભ્યાસ કરો, પણ થાય નહીં. થોડીવાર રહે, પાછું ભૂલાઈ જાય. ક્યાંય સુધી બધું બહાર જોતો હોય !

**પ્રશ્નકર્તા :** એ સ્ટેજ આવવાની તો ખરી જ ને ?

**દાદાશ્રી :** એ પ્રયત્ન એનો એ જ હોય, પણ થાય નહીંને ! રહે નહીં ને જાય ને આવે, જાય ને આવે. એ જાણી રાખવાનું છે, કે એક જ પુદ્‌ગલ જોવાનું છે.

જે એક પુદ્‌ગલનો સ્વભાવ છે એ સર્વ પુદ્‌ગલનો સ્વભાવ છે. સ્વભાવ એકનો એક જ જાતનો છે. એટલે ભગવાનની રીત મેં તમને આપી છે. તે રીતે ચાલો હવે. ચંદુભાઈના મન-બુદ્ધિ-ચિત્ત શું કરે છે, ચંદુભાઈ શું શું કરી રહ્યા છે, એ બધું નિરંતર ઑબ્ઝર્વેશન કરવું (જોવાનું) એ કમ્પ્લીટ શુદ્ધાત્મા.

**પ્રશ્નકર્તા :** એટલે ધારો કે મેં આ રીતે ઉપયોગ ગોઠવ્યો કે આપણે

મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર શું કરે છે એને જોવા અને કોઈ આપણને બીજી કંઈ બાબત પૂછે કે ભઈ, કેટલા વાગ્યા ? એ વ્યવહારિક છે, બીજું-ત્રીજું છે, તો તો આપણે બોલવું જ પડેને, નાછૂટકે ?

**દાદાશ્રી :** હા, પણ એ તો એક પુદ્ગલ જોતા હોય.

**પ્રશ્નકર્તા :** ધારો કે ભગવાન મહાવીર એક પુદ્ગલને જુએ છે અને એ વખતે તો ગૌતમ સ્વામી એમને પ્રશ્ન પૂછે તો એ જવાબ નીકળેને ?

**દાદાશ્રી :** એ તોય એક જ પુદ્ગલને જોતા હોય, એનો વાંધો ક્યાં છે ?

**પ્રશ્નકર્તા :** તો એ જવાબ બહારનો ભાગ આપેને ?

**દાદાશ્રી :** ભગવાન મહાવીર તો જવાબ ન આપે. તે ઘડીએ જે ભાગ હતો તેનો તે જ જવાબ આપે. તે ઘડીએ તેનો તે જ હોય.

**પ્રશ્નકર્તા :** બરોબર છે, પણ બહારનો ભાગ આપણે કોને કહીએ છીએ, એક પુદ્ગલ અને તે સિવાયનો ભાગ ?

**દાદાશ્રી :** બહારનો ભાગ હોતો નથી જોનારને.

**પ્રશ્નકર્તા :** જોનારને બહારનો ભાગ નથી હોતો ?

**દાદાશ્રી :** હંઅ. જે જોનાર અને જાણનાર છે, એને (વિભાવ રૂપી) બહારનો ભાગ હોતો નથી.

**પ્રશ્નકર્તા :** તો એમાં જોવાનું અને જાણવાનું જ આવે ફક્ત, એક પુદ્ગલ જોવામાં.

**દાદાશ્રી :** એટલું જ એ જાણવાનું છે આ તું બોલી રહ્યો છું ને, તેને જુએ-જાણે એને જ્ઞાન કહેવાય.

**પ્રશ્નકર્તા :** દાદા, એવું ક્યારે રહેશે ?

**દાદાશ્રી :** આપણે તો એ પ્રયત્નમાં તો હોઈએ ને ! છેવટે આ કરવાનું છે એવું તો બધું હોયને ?

**પ્રશ્નકર્તા :** બરાબર. છેવટે આ કરવાનું છે, એવું લક્ષમાં હોવું જોઈએ.

**દાદાશ્રી :** હોય જ બધાને, શબ્દ ના સમજે તોય પણ એમ ને એમ તો બોલે. છેવટે આત્મરમણતા, સ્વરમણતા, બધું એકનું એક જ. સ્વરમણતા એટલે પેલું જ, એ ભગવાન મહાવીરના જેવું એક પુદ્‌ગલ જ જોતો હોય.

**પ્રશ્નકર્તા :** આપને પણ એવું રહેતું હોયને, દાદા ?

**દાદાશ્રી :** અમારેય કાચું હોયને ! થાય ને ના થાય ને એ જરા કાચું પડી જાય. આ જે તું વાત બોલુંને, એ પરરમણતામાં બોલું છું. આખો દહાડો પરરમણતામાં રહો છો તમે. નિશ્ચયથી સ્વરમણતામાં પણ વ્યવહારમાં જ તમારો નિશ્ચય વર્તે છે.

**પ્રશ્નકર્તા :** આખો દહાડો ?

**દાદાશ્રી :** એ તો આવું જ હોય. (તો પણ) આ તો બહુ ઊંચું પદ કહેવાય.

## સ્વરમણતાની પ્રાપ્તિ, નિર્ગ્રંથ થાય ત્યારે

હવે આ જગત આખું 'જ્ઞેય' સ્વરૂપે છે અને તમે 'જ્ઞાતા' છો. તમને 'જ્ઞાયક' સ્વભાવ ઉત્પન્ન થયો છે. પછી હવે બાકી શું રહ્યું ? 'જ્ઞાયક' સ્વભાવ ઉત્પન્ન થયા પછી 'જ્ઞેય'ને જોયા જ કરવાનું છે. જ્ઞાયક સ્વભાવ એ સ્વરમણતા છે. એક જ ભાવમાં, જ્ઞાતા-દ્રષ્ટાભાવમાં જ રહેવાનું.

**પ્રશ્નકર્તા :** અત્યારે તો કઠિન પડે એ.

**દાદાશ્રી :** અત્યારે એ ના હોયને ! અત્યારે બહાર જોવું પડે આપણે. પણ તે એટેચમેન્ટ વગરનું હોય તો એ જ્ઞાતા-દ્રષ્ટા કહેવાય અને એટેચમેન્ટ સહિત હોય તો તે ઈન્દ્રિય જ્ઞાન કહેવાય.

**પ્રશ્નકર્તા :** તન્મય થઈ જાય તો ઈન્દ્રિય જ્ઞાન આવી જાય ?

**દાદાશ્રી :** ના. તન્મય થઈ જાય તોય એટેચમેન્ટ સહિત હોય તો ઈન્દ્રિય જ્ઞાન કહેવાય. એટેચમેન્ટ નથી તો પછી તન્મય એ થઈ જાય કોઈ જગ્યાએ, પણ એ તન્મય થવું એ પદ્ધતસર નથી. એ ફરી કો'ક વખત છૂટું કરવું પડશે એને. એકધારું જ હોવું જોઈએ. તન્મય થવું ત્યાં કંઈક ગ્રંથિ છે. એ ગ્રંથિ છૂટવી જોઈશે. હવે સમજી જવું જોઈએ કે તન્મય થાય તો જાણવું ગ્રંથિ છે આપણામાં.

નિર્ગ્રંથ થાય ત્યારે જ સ્વરમણતા, નિજ મસ્તી પ્રાપ્ત થાય.

## પ્રકૃતિને નિહાળવી એ જ રિયલ પુરુષાર્થ

**પ્રશ્નકર્તા :** પહેલા તમે એક વાક્ય કહેલું કે તું વિકલ્પ કરીશ નહીં, પણ જો વિકલ્પ થાય તો વિકલ્પ અને વિકલ્પી બેઉને જોજે. એટલે છૂટો થઈ જઈશ.

**દાદાશ્રી :** જોજે, બરોબર છે. એ જ સ્વરમણતા !

'પ્રકૃતિ' પરાધીન છે, આત્માધીન નથી. 'પ્રકૃતિ'ને ઓળખે તે પરમાત્મા થાય. 'પુરુષ'ને ઓળખે તો 'પ્રકૃતિ' ઓળખાય. જ્ઞાન થયા પછી પુરુષ થાય. પુરુષ થયો એટલે પુરુષાર્થ શરૂ થયો અને પુરુષનો પુરુષાર્થ શું હોય ? ત્યારે કહે કે પ્રકૃતિ છે, એને નિહાળ્યા જ કરે. પ્રકૃતિને નિહાળવી એ સ્વરમણતા.

## સ્વરમણતા કેવળ ચારિત્ર થતા સુધી જ

આપણે જ્ઞાતા-દ્રષ્ટા સ્વભાવમાં આવવાનું છે. એ ચારિત્ર કહેવાય. જેટલું અખંડ જ્ઞાન-દર્શન ભેગું થાય કે ચારિત્ર એટલું ઊભું થઈ જાય.

ચારિત્ર એટલે રમણતા. દ્રષ્ટાભાવમાં રહેવું એ. જ્ઞાતા-દ્રષ્ટામાં રહેવું ને એમાં રમણતા થવી એ ચારિત્ર.

આત્માની રમણતા એટલે 'હું શુદ્ધાત્મા છું' એનું લક્ષ ત્યાંથી માંડીને છેલ્લું 'શુદ્ધ ચારિત્ર'માં વર્તે ત્યાં સુધીનું.

**પ્રશ્નકર્તા :** સ્વભાવ રમણતા એ જ યથાખ્યાત ચારિત્ર ?

**દાદાશ્રી :** હા, યથાખ્યાત કહેવાય. એના આગળનું ચારિત્ર એ કેવળચારિત્ર કહેવાય. આ પૂરું થાય એટલે કેવળચારિત્ર કહેવાય.

વીતરાગ ચારિત્રની અંદર જ પછી, એની રમણતા એમાં ને એમાં જ રહ્યા કરે, એ ભગવાન મહાવીરનું ચારિત્ર.

આત્માની પૂર્ણ દશા ઉત્પન્ન થતા સુધી આ રમણતા રહે છે. આત્માની રમણતા ક્યાં સુધી ? પોતાની પૂર્ણ દશા ઊભી થઈ એટલે પછી રમણતા રહી જ નહીંને ! પોતે, પોતે (પૂર્ણ સ્વરૂપ, પરમાત્મા) જ થઈ ગયોને ! એટલે પૂર્ણ દશા આત્માની છે તે.

## સ્વરમણતા, પૂર્ણ દશા થવા માટે જ

**પ્રશ્નકર્તા :** આત્માની રમણતા થઈ જશેને ? પોતાની પૂર્ણ દશા થઈ જશેને ?

**દાદાશ્રી :** થઈ જ જવાનીને ! એ જે રસ્તે ચાલ્યા છે, તે ગામ તો આવવાનું જ ને વળી. અને હવે એવી દિશા બદલી થવાની નથી. મેઈન લાઈન પર આવી ગયા પછી વાંધો નહીંને !

આ જ એની જ લાઈન છે આ. એનો સ્વભાવ જ આ છે. કરવાનુંય કશું નથી, એનો સ્વભાવ જ કરશે. સ્વભાવમાં જ રમમાણ, એ આત્મરમણતા કહેવાય.

**પ્રશ્નકર્તા :** પછી 'પોતે' 'પોતે' જ થઈ ગયો !

**દાદાશ્રી :** 'પોતે' જે હતો તે મૂળ 'પોતે' જ થઈ ગયો. એટલે રમણતાની દશા પૂરી થઈ ગઈ !

અમારા જ્ઞાની મહાત્માઓને સ્વરમણતા અને નિજ મસ્તી, તે નિજ મસ્તીમાં રહેવા સ્વરમણતામાં જ રહે.

❖ ❖ ❖ ❖ ❖

# [૧૦]
# સ્વક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ

## [૧૦.૧]
## સ્વક્ષેત્ર-પરક્ષેત્ર

### 'આત્મા' સ્વક્ષેત્ર, 'મન-વચન-કાયા' પરક્ષેત્ર

**પ્રશ્નકર્તા :** સ્વક્ષેત્ર અને પરક્ષેત્રનું જરા સમજાવીને કહોને, દાદા.

**દાદાશ્રી :** આત્માની બહાર રહેવું એ પરક્ષેત્ર. 'મન-વચન-કાયા' એ પરક્ષેત્રમાં છે, 'હું' સ્વક્ષેત્રમાં છે. બન્નેના ક્ષેત્રો જુદા જ છે. સ્વક્ષેત્રનું અસ્તિત્વ અવિનાશી, પરક્ષેત્રનું અસ્તિત્વ વિનાશી. પરક્ષેત્રે બેઠા છે એટલે ભ્રાંતિ વર્તે છે, સ્વક્ષેત્રે આવે તો ભ્રાંતિ ભાંગે.

જ્યાં સુધી અજ્ઞાન છે ત્યાં પરક્ષેત્રનું જ સ્વરૂપ છે. એમ તો આ જગતમાં, દેહમાં રહો કે સંસારમાં બધું પરક્ષેત્ર જ છે અને આત્મામાં આવ્યો એ સ્વક્ષેત્ર. આ આરોપિત ભાવ એ પરક્ષેત્ર. આરોપિત ભાવ, 'હું ચંદુલાલ છું' એવું બોલે એ પરક્ષેત્ર કહેવાય.

પોતાના સ્વરૂપમાં 'હું છું' બોલ્યા એ અહંકાર નથી, પણ જ્યાં 'હું' પરક્ષેત્રે બોલાય એ અહંકાર છે.

### પરક્ષેત્રે નિરંતર દુઃખ-ભય, સ્વક્ષેત્રે નિર્ભય

પરક્ષેત્રે આત્મા ગયો એટલે ઉપાધિ-ઉપાધિ જ થયા કરે, પણ આ

ગાયો-ભેંસોને મહીં આવરણ એટલે ઉપાધિ ના થાય. તે પરક્ષેત્રેય જેમ આવરણ વધારે તેમ ઉપાધિની અસર તેને ઓછી લાગે.

એક સમય પણ મારો એવો નથી ગયો કે મને આ સંસાર દુઃખદાયી ન લાગ્યો હોય. કારણ કે હું એક્ઝેક્ટનેસ શોધતો'તોને ! હું માંકણ આવે તો માંકણને (કરડવા દેતો હતો), એટલે એક્ઝેક્ટનેસ અને માંકણને ખસેડી નાખીએ એટલે સંસાર દુઃખદાયી લાગે જ નહીંને ! અને (સંસાર) દુઃખદાયી હોવા છતાં દુઃખદાયી લાગતો નથી એ કયા પ્રકારનો મોહ છે ? ક્ષણે ક્ષણે દુઃખદાયી, ક્ષણે ક્ષણે ભયવાળો, નિરંતર ભય ! એક સમય પણ ભય વગરનો નહીં એવું આ જગત, કારણ કે પરક્ષેત્રે બેઠેલો છે અને સ્વક્ષેત્ર ત્યાં આગળ કોઈ ભય જ નથી.

## પરની આ ચાર ભૂલોથી અનંતી ભટકામણ

પોતાના ઘરમાં કોઈકને બીક લાગે ? ના લાગે. તેમ તમે તમારા ઘરમાં જ નથી બેઠા. પરક્ષેત્રે બેઠા છો, ને પાછા ક્ષેત્રાકાર થઈ ગયા. આત્મા સંકોચ-વિકાસ થવાના ભાજનવાળો છે. તું ક્ષેત્રજ્ઞ ને ક્ષેત્રાકાર થઈ ગયો છું. તે મોટી ભૂલ નહીં ? પરાઈ ચીજનો તું સ્વામી થઈ બેઠો છું. તે પાછી તારી સાથે રહેતી નથી. પરાઈ સત્તાને પાછા તમે તમારી સત્તા માનો છો. પોતે જ બધું કરે છે તેવું તમને ભાન છે. અને પરાઈ ચીજોના ભોક્તા થઈ બેઠા છો. આ ચાર ભૂલોથી જ અનંત અવતારથી (ચોર્યાસી લાખ યોનિમાં) ભટક ભટક કરે છે.

પરસત્તા, પરભોક્તા, પરક્ષેત્ર, પરના સ્વામી થઈને બેઠા છે. 'સ્વ'ના સ્વામી થાય તો મરણ નથી, પોતે જ પરમાત્મા છે.

આખું જગત પરક્ષેત્રે બેઠું છે અને સત્તાય પરસત્તા વાપરે છે. 'સ્વ'ને, સ્વક્ષેત્રને અને સ્વસત્તાને જાણતા જ નથી.

## સ્વક્ષેત્રે સ્વસત્તા-અનંત શક્તિ, પરક્ષેત્રે પરસત્તા-અશક્તિ

સ્વક્ષેત્ર જાણતો નથી એટલે પરક્ષેત્રમાં નિવાસ કર્યો. એટલે વસ્તુસ્થિતિમાં પરક્ષેત્રને પોતાનું ક્ષેત્ર માનવામાં આવ્યું અને પરક્રિયાને,

પરસત્તાને પોતાની સત્તા માનવામાં આવી, એનું નામ સંસાર. સ્વક્ષેત્રે બેસે તો સ્વસત્તાનો ઉપયોગ થાય. લોકો પરાઈ સત્તાને પોતાની સત્તા માની ભટકે છે.

પોતાની જગ્યામાં બેસે પછી ખસે નહીં. પોતાની જગ્યામાં જાય તો પોતે પરમાત્મા જ છે.

બે જાતની શક્તિઓ : પોતાની, સ્વક્ષેત્રની ને પરક્ષેત્રની. સ્વક્ષેત્રે બ્રહ્માંડ ધ્રુજાવાની શક્તિ છે, જ્યારે પરક્ષેત્રે પાપડ ભાંગી શકવાની શક્તિ નથી. એ તો વ્યવસ્થિત ચલાવે છે. એ ભાંગવાનો (પોતે) કર્તા નથી.

સ્વક્ષેત્રમાં હોય ત્યાં સુધી અમૃત ટપક ટપક કરે, નહીં તો નિરંતર વિષ ટપક્યા કરે.

## છૂટ્યું સ્વામીપણું પરક્ષેત્રનું, મળ્યું સ્વક્ષેત્રનું

જગત આખું પરક્ષેત્રને સ્વક્ષેત્ર માની બેઠું છે. આ જ હું છું ને આ જ મારું ક્ષેત્ર. અમે તમને જ્ઞાન આપીએ એટલે પરક્ષેત્ર સમજતા થયા કે પરક્ષેત્રમાં હુંપણું હતું તે સ્વક્ષેત્રમાં રહેવું જોઈએ. પણ તમને એકદમ રહે નહીંને પાછું ? પેલા નિકાલ કરવાનાને બધા ? નિવેડા લાવવાનાને બધા ? મારે નિવેડા ઘણા ખરા આવી ગયેલા.

(મારે આ) દેહના અંદર સ્વક્ષેત્રમાં જ મુકામ છે. પાછો ડ્રામાય ચાલે છે આખો દહાડો અને અંદર પોતાના ક્ષેત્રમાં જ મુકામ છે.

સ્વ અને પરની વચ્ચે સંપૂર્ણ જાગ્રત રહીને પરમાં ના પેસવું, એ જ અદીઠ તપ. આ માર્ગ તો સ્વ-પરનો માર્ગ છે. બહાર તો સ્વ અને પરનું ભાન જ નથીને !

અહીં સ્વ-પરનો વિવેક થયો. ભેદ પડ્યા, આ સ્વક્ષેત્ર ને આ પરક્ષેત્ર. તે અહીં પરક્ષેત્રનું સ્વામીપણું છોડાવીને સ્વક્ષેત્રનું સ્વામીપણું આપી દેવાય છે.

## સ્વક્ષેત્રે પુરુષ પદે, થાય પુરુષાર્થ-પરાક્રમ શરૂ

આપણું 'હું' પહેલા પરક્ષેત્રે ને પરસત્તામાં હતું, હવે એ 'હું' સ્વક્ષેત્રે ને સ્વસત્તામાં બેઠું. એટલે પુરુષાર્થ ને પરાક્રમ શરૂઆત થશે.

બાકી હવે કોઈ પણ મૂંઝામણ થાય તો જાણવું કે આપણે સ્વક્ષેત્રની બહાર પરક્ષેત્રમાં હાથ ઘાલ્યો છે. એટલે તરત જ કહી દેવું કે આ 'મારું સ્વરૂપ ન્હોય', તેની સાથે જ છૂટ્યું.

**પ્રશ્નકર્તા :** આ મારું નથી, એની સાથે છૂટ્યું.

**દાદાશ્રી :** હા, મારું ન્હોય. મારા સ્વરૂપમાં આ છે નહીં અને છે એ મારું સ્વરૂપ ન્હોય આ. ઘડભાંજ મારા સ્વરૂપમાં છે જ નહીં. નિરંતર પરમાનંદી છે. જ્યાં સંસારનો સહેજ પણ, કિંચિત્‌માત્ર દુઃખનો અભાવ વર્તે છે, એટલે આપણે પુરુષ થયા પછીનો આવો પુરુષાર્થ હોવો જોઈએ.

## ન કરવી ડખલ કશી, ખાલી જોવા મન-બુદ્ધિ-ચિત્તને

તમે જ્ઞાતા-દ્રષ્ટા એટલે ચંદુભાઈનું કેમ ચાલે છે એ તમારે જોયા કરવાનું. અને ચંદુભાઈનું મન શું કરે છે તે જોયા કરવાનું. કારણ કે મન તમારા તાબે રહ્યું નહીં, બુદ્ધિ તમારા તાબે રહી નહીં, ચિત્ત તમારા તાબે રહ્યું નહીં. બધું જ આ બાજુ આવી ગયું ને તમે જુદા રહ્યા. એટલે તમારે તમારા ક્ષેત્રમાં જ રહેવું. હવે ક્ષેત્રની બહાર નીકળાય નહીં. પરક્ષેત્રે હતા તે સ્વક્ષેત્રે આવ્યા. એટલે પરક્ષેત્રમાં ડખલ નહીં થવી જોઈએ. એટલે ચંદુભાઈના મનને-બુદ્ધિને-ચિત્તને એ બધા શું કરે છે એ જોયા કરવાનું. ખરાબ કરતું હોય, ખોટું કરે એ જોવાનું (નોંધ લેવાની) નહીં આપણે, પણ એ શું કરી રહ્યું છે એને જોયા જ કરવાનું. સારું-ખોટું હોતું જ નથી ભગવાનને ત્યાં. સારું-ખોટું સમાજને આધીન છે.

આત્મા સિવાય બધી સડેલી વસ્તુ છે. આત્મા એકલો જ સડે નહીં. એને કશું થાય નહીં એવો છે. તે આપણે આત્મસ્વરૂપ થઈ ગયા તો કામ થઈ જશે, નહીં તો કામ બધું નકામું. આત્મસ્વરૂપ થવાની જરૂર છે, બીજું કશું નહીં. આ દેહ કપાય કે ગમે તે થાય, આપણે દેહસ્વરૂપ થવું નહીં. પરક્ષેત્રમાં પેસે તો સંસાર કડવો ઝેર જેવો લાગે.

## સ્વદ્રવ્ય-સ્વક્ષેત્ર-સ્વકાળ-સ્વભાવમાં આવે ત્યારે થાય મુક્તિ

**પ્રશ્નકર્તા :** દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવ એ વિસ્તૃતરૂપે સમજાવો.

**દાદાશ્રી :** તમે જે જગ્યા પર બેઠા છો એ ક્ષેત્ર છે, સ્પેસ. દ્રવ્ય તમે પોતે. પણ અજ્ઞાનતામાં બન્ને પરદ્રવ્ય, પરક્ષેત્ર છે.

અજ્ઞાનતામાં આ પુદ્ગલને 'હું છું' એમ કહે છે તે પરદ્રવ્ય કહેવાય. પરદ્રવ્ય એ પોતાની જાતને માને છે. પછી પરક્ષેત્ર, આ ક્ષેત્ર તો પુદ્ગલનું છે ને તે પોતાનું ક્ષેત્ર જુદું છે. તે આ પરક્ષેત્રને એવું કહે છે કે આ મારું ક્ષેત્ર છે. પરભાવ એટલે પોતાનો જે મૂળ સ્વભાવ છે તેનાથી જુદો જે વિભાવ છે, વિશેષભાવ છે, તેમાં પોતે 'હું છું' માને.

એટલે અત્યારે અહીં ભાવ ઉત્પન્ન થયોને, એ પુદ્ગલભાવ છે, એ આત્મભાવ નથી. અને પરકાળ, કાળેય જુદો. અત્યારે પૂછવામાં આ ટાઈમ છે તે પરકાળ કહેવાય.

એટલે પરભાવ, પરદ્રવ્ય, પરક્ષેત્ર અને પરકાળ બધુંય પરાયું છે, અને સ્વભાવ, સ્વદ્રવ્ય, સ્વક્ષેત્ર અને સ્વકાળમાં આવવાનું ત્યારે મુક્તિ થાય.

**પ્રશ્નકર્તા :** દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવ, મહાત્માઓને કેવી રીતે બદલાયા ?

**દાદાશ્રી :** આપણે હવે શું થયું ? પરદ્રવ્ય સ્વરૂપ હતા, તે સ્વદ્રવ્ય સ્વરૂપ થયા. પરક્ષેત્રમાં હતા તે સ્વક્ષેત્રમાં આવ્યા. પરકાળમાં હતા તે સ્વકાળમાં આવ્યા. સ્વકાળ કેવો છે ? સનાતન છે ને પરકાળમાં વિનાશી હતું. અને સ્વભાવમાં આવ્યા, પરભાવથી છૂટા થયા. અને પેલા જે ગલન છે એમાં તો કંઈ ફેરફાર થાય નહીં. એ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ જે ભાવે ગલન થવાના હોય, એ પ્રમાણે થયા કરે. બની ગયેલી વસ્તુ છે, એમાં કોઈ ફેરફાર થાય નહીં.

સ્વક્ષેત્રમાં રહેવાનું છે, સ્વદ્રવ્યમાં રહેવાનું છે, સ્વભાવમાં રહેવાનું છે અને સ્વકાળમાં રહેવાનું છે. સ્વકાળ એટલે મરણ જ ના આવે અને પરકાળ એટલે મરણનું કારણ, એ સમજી ગયા તો નિવેડો આવેને, નહીં તો નિવેડો શી રીતે આવે ?

## સ્વક્ષેત્ર-સ્વદ્રવ્ય-સ્વભાવ-સ્વકાળ ચારેય શુદ્ધાત્મા પોતે જ

**પ્રશ્નકર્તા :** આ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ જે ચાર છે, એમાં આત્મા એ ક્ષેત્રથી કઈ રીતે રહેલો છે ?

**દાદાશ્રી :** જેટલો ભાગ અસ્તિત્વનો અવકાશને રોકે છે ને, એટલું ક્ષેત્ર કહેવાય એમનું. અવકાશ એટલે આકાશ કહે છે ને, એટલા ભાગને ક્ષેત્ર કહે છે. એટલે એ ક્ષેત્ર બદલાયા કરે પાછું. દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ અને ભવ બદલાયા કરે. ભવ તો એમ કે એક મનુષ્યનો આવ્યો હોય તો મનુષ્યનો ભવ પાંચ, પચાસ, સો વરસ નભેય ખરો, પણ આ ચાર તો બદલાયા જ કરે નિરંતર.

**પ્રશ્નકર્તા :** આત્માનું દ્રવ્ય પણ બદલાય ?

**દાદાશ્રી :** આત્માનું દ્રવ્ય નહીં, આત્માને જે પરદ્રવ્ય લાગુ થયા છે આ સંસારભાવથી, તે બધા બદલાયા કરે. ક્ષેત્ર બદલાયા કરે, તેના આધારે કાળ બદલાયા કરે ને તેના આધારે ભાવેય બદલાયા કરે. હમણે નિર્ભયભાવ ઉત્પન્ન થાય. ભયવાળી જગ્યાએ જાય તો ભય ઉત્પન્ન થાય. સમયે સમયે બદલાયા જ કરે, નિરંતર. જીવ માત્રને બદલાયા કરે.

**પ્રશ્નકર્તા :** દાદા, આ તમે વાત કરો છો ને તે પરક્ષેત્રની છે, મારે સ્વક્ષેત્રનું પૂછવું છે. આત્મા સ્વક્ષેત્રે કેવી રીતે રહેલો છે ?

**દાદાશ્રી :** એ એવું છે ને કે પોતાના સ્વક્ષેત્ર-સ્વદ્રવ્ય-સ્વભાવ અને સ્વકાળ એ ચાર ભાવેય પોતે છે એ શુદ્ધાત્મા જ છે, બીજું કશું છે નહીં. આ તો ફક્ત આ પરક્ષેત્રમાંથી કાઢવા માટે સ્વક્ષેત્રનું વર્ણન કરેલું છે. ક્ષેત્ર એટલે પોતાનો જે અનંત પ્રદેશી ભાગ છે એ ક્ષેત્ર ખરેખર ક્ષેત્ર નથી કહેતા, પણ પેલું સમજાવવા માટે આ સમજમાં મૂક્યું છે. એની જરૂર નથી. આપણે શુદ્ધાત્મા એટલું જ જરૂર છે. બીજું એમાં બહુ ઊંડા ઊતરવાનું નથી. એમાં કાળેય નથી એવો હોતો. આત્માને કાળ લાગુ હોતો નથી. આત્માને ભાવ હોતો નથી, સ્વભાવ જ હોય છે. પોતે જ સ્વભાવથી જ જ્ઞાતા-દ્રષ્ટા છે. પણ આ બહારના ચાર સમજાવવા માટે પેલું સ્વ એટલે પરમાંથી સ્વમાં આવો.

બાકી, શુદ્ધાત્મા જ છે. સર્વ રીતે સ્વભાવ એટલે સ્વભાવ બીજો પોતાનો હોતો જ નથી, એ જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદી એ જ એનો સ્વભાવ એટલે પોતાનો નિજ સ્વભાવ. અને એ ભાવ પુદ્‌ગલમાં નથી અને જે ભાવ આત્માનો નથી, તે ભાવ પરભાવ કહ્યો છે. આત્માનો નથી છતાં આત્માનો માનવામાં આવે છે તે પરભાવ, પરક્ષેત્રને આધીન છે. પરભાવને જ્યાં સુધી માન્ય કર્યો છે ત્યાં સુધી પરક્ષેત્ર કહેવાય. દ્રવ્યેય પર કહેવાય બધું. એટલે સ્વમાં લઈ જવા માટે આ બધો હેતુ સમજાવ્યો છે. અને શુદ્ધાત્મા સમજાયો એટલે થઈ ગયું, બધું કામ થઈ ગયું. બાકી એને કંઈ ક્ષેત્ર-બેત્ર હોતું નથી. સ્વક્ષેત્ર એ તો વર્ણન કર્યું છે ખાલી શાસ્ત્રકારોએ.

## પરભાવ જતા સ્વક્ષેત્રે રહી, છેવટે સિદ્ધક્ષેત્રે સ્થિત

**પ્રશ્નકર્તા :** જ્યારે જુઓ ત્યારે આપ એવા ને એવા જ લાગો છો, ફેર નથી લાગતો એ શું છે ?

**દાદાશ્રી :** આ કંઈ ફૂલ છે કે કરમાય ? આ તો મહીં પરમાત્મા પ્રગટ થઈને બેઠા છે ! નહીં તો ખખડી ગયેલા દેખાય ! જ્યાં પરભાવનો ક્ષય થયો છે, નિરંતર સ્વભાવ જાગૃતિ રહે છે, પરભાવ પ્રત્યે જેને કિંચિત્‌માત્ર રુચિ રહી નથી, એક અણુ-પરમાણુ જેટલી રુચિ રહી નથી પછી એને શું જોઈએ ?

પરભાવના ક્ષયથી ઓર આનંદ અનુભવાય છે. એટલે તમે એ ક્ષય ભણી દૃષ્ટિ રાખજો. જેટલો પરભાવ ક્ષય થયો એટલો સ્વભાવમાં સ્થિત થયો. બસ, આટલું જ સમજવા જેવું છે, બીજું કશું કરવા જેવું નથી. જ્યાં સુધી પરભાવ છે ત્યાં સુધી પરક્ષેત્ર છે. પરભાવ ગયો કે સ્વક્ષેત્રમાં થોડોક વખત રહી અને સિદ્ધક્ષેત્રમાં સ્થિતિ થાય. સ્વક્ષેત્ર એ સિદ્ધક્ષેત્રનો દરવાજો છે !

❖ ❖ ❖ ❖ ❖

# [૧૦.૨]
# ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ

## વિનાશી એ ક્ષેત્ર, અવિનાશી એ ક્ષેત્રજ્ઞ

**પ્રશ્નકર્તા :** ગીતામાં કૃષ્ણ ભગવાને ક્ષેત્ર, ક્ષેત્રજ્ઞ અને જ્ઞાતા અને જ્ઞાન કહ્યું છે એ સમજાવો.

**દાદાશ્રી :** ક્ષેત્ર એટલે આ શરીરમાં જે વિનાશી ભાગ છે તે ક્ષેત્ર છે. અને શરીરમાં જે અવિનાશી ભાગ છે તે ક્ષેત્રજ્ઞ છે.

અવિનાશી છે તે ક્ષેત્રજ્ઞ છે અને તે પોતે જ જ્ઞાતા છે. જ્ઞાતા ક્યારે થાય કે જ્યારે આ જાણે કે આ વિનાશી છે અને તેમાંથી મુક્ત થાય ત્યારે. દેહાધ્યાસ છૂટી જાય ત્યારે જ્ઞાતા થાય એ. નહીં તો પછી અવિનાશી તો હોય પણ પેલું જ્ઞાતાપણું ના હોય. અત્યારે તમારે જ્ઞાતા(પણું) ના હોય.

મન-બુદ્ધિ-ચિત્ત-અહંકાર એ બધું ક્ષેત્ર છે, એના આપણે ક્ષેત્રજ્ઞ છીએ. આ દેહ ક્ષેત્ર કહેવાય અને પોતે ક્ષેત્રજ્ઞ કહેવાય. અહીં ક્ષેત્રજ્ઞ એ જ આત્મા અને એને કરવાનું ના હોય, ક્ષેત્રને સમજવાનું હોય. જ્યાં કરવાનું હોય ત્યાં આગળ ભ્રાંતિ ઊભી થાય અને ત્યાં આગળ બધું તેથી તો બંધન છે. જે જે કહ્યું નથી તે કરવાથી બંધન છે.

પોતે તો ક્ષેત્રજ્ઞ છે પણ પરક્ષેત્રે મુકામ છે અને પોતાની સત્તા શું તે જાણતો નથી તેથી જ ચિંતા થાય છે.

ક્ષેત્રજ્ઞ શક્તિ, પોતાની જબરજસ્ત શક્તિ અનંત છે. પોતાની શક્તિ સ્વક્ષેત્રમાં છે. પોતાની શક્તિ ક્ષેત્રજ્ઞ છે. એ ક્ષેત્રજ્ઞ શક્તિ ઉત્પન્ન થઈ ગઈ એટલે કામ થઈ ગયું. સંપૂર્ણ શક્તિ ક્ષેત્રજ્ઞ છે. આ બધી ભ્રાંતિ છે.

પોતાના ક્ષેત્રમાં હોય તો ક્ષેત્રજ્ઞ છે, ભગવાન છે અને પોતાના ક્ષેત્રમાં નથી અને 'હું ચંદુ છું' એ બધું ઈગોઈઝમ છે.

## આત્મા ક્ષેત્રજ્ઞ, પ્રકૃતિ ક્ષેત્ર

**પ્રશ્નકર્તા :** ગીતાના તેરમા અધ્યાયમાં કહ્યું છે કે 'ક્ષેત્રજ્ઞ્' 'ક્ષેત્રજ્ઞ્ અભિચમાવીદ સર્વ ક્ષેત્રે.' એટલે કે આ બધા ક્ષેત્રો જાણવાવાળો જે ક્ષેત્રજ્ઞ છે તે હું છું એવું હે અર્જુન તું જાણ, એમાં શું કહેવા માગે છે ?

**દાદાશ્રી :** કૃષ્ણ ભગવાને કહ્યું'તું, આત્મા છે એ ક્ષેત્રજ્ઞ છે અને તે જ હું છું. અને આ બહાર પ્રકૃતિ એ ક્ષેત્ર છે. આત્મા સિવાય પ્રકૃતિ ભાગ એ ક્ષેત્ર છે અને હું ક્ષેત્રજ્ઞ છું. આ ક્ષેત્રનો બધો જાણનારો હું છું, કહે છે.

અર્જુન ક્ષેત્રને ક્ષેત્રજ્ઞ જાણતો'તો. ત્યારે કહે છે, તું આ ભૂલો પડ્યો છું. માટે આ ક્ષેત્ર છે અને તું ક્ષેત્રજ્ઞને જાણ. હું 'ક્ષેત્રજ્ઞ' છું એટલે તું મને જાણ-ઓળખ, કહે છે.

તું ક્ષેત્રજ્ઞ છે ને પ્રાકૃત ક્ષેત્ર છે તેનો તું ક્ષેત્રજ્ઞ છું. પ્રાકૃત એ પુરુષ નથી. જો તું સ્વક્ષેત્રમાં રહે તો તું ક્ષેત્રજ્ઞ છું.

આત્મા ક્ષેત્રજ્ઞ છે. પોતે ક્ષેત્રજ્ઞ પુરુષ પરક્ષેત્રે બેઠો છે એટલે તે પછી જાણનાર રહ્યો નહીં. એટલે 'હું છું, હું છું, હું છું' કહે છે.

## પરક્ષેત્રે એ નહીં ચેતન, ક્ષેત્રજ્ઞ એ ચેતન

**પ્રશ્નકર્તા :** કૃષ્ણ ભગવાને અર્જુનને કહ્યું એમાં 'સર્વક્ષેત્ર' શબ્દ આવે છે, તો સર્વક્ષેત્ર એટલે જડ ક્ષેત્ર અને ચેતન ક્ષેત્ર એ બન્ને કહેવાય કે એક જ ?

**દાદાશ્રી :** ચેતન છે એ ક્ષેત્રજ્ઞ છે એટલે ચેતનનું ક્ષેત્ર જ નથી.

ચેતન એ ક્ષેત્રજ્ઞ છે અને ક્ષેત્રજ્ઞ સિવાય એ પોતે કોઈ જગ્યાએ હોતો નથી. ક્ષેત્રમાં હોય નહીં. ક્ષેત્રને જાણે અને જુએ. એટલે ક્ષેત્રને જાણે એ ક્ષેત્રજ્ઞ અને તે ક્ષેત્ર સ્વરૂપે ક્યારે થાય નહીં એનું નામ ક્ષેત્રજ્ઞ !

એટલે જાણ્યા જ કરવાનું છે નિરંતર. આ ક્ષેત્રમાં શું થઈ રહ્યું છે, તે ક્ષેત્રજ્ઞ થઈને આ બધું જાણવાનું છે.

## પરાઈ ચીજના માલિક બનતા ક્ષેત્રજ્ઞ થયો ક્ષેત્રાકાર

આ તો લોકોની બુદ્ધિ દેહાત્મબુદ્ધિ છે, તે આત્મબુદ્ધિ થાય તો ઉકેલ આવે. આત્મામાં આત્મબુદ્ધિ નહીં ને દેહમાં આત્મબુદ્ધિ તે દેહાત્મબુદ્ધિ. તે આખુંય જગત દેહાત્મબુદ્ધિમાં જ છે. એટલે તે ક્ષેત્રાકાર છે ને આત્મામાં આત્મબુદ્ધિ રહે તો તે ક્ષેત્રજ્ઞ છે.

તમે ક્ષેત્રજ્ઞ છો, જ્ઞાનાકાર છો પણ તમે પરાઈ ચીજોના સ્વામી થઈ બેઠા છો. બુદ્ધિ-ચિત્ત-મન અને અહંકારના સ્વામી થઈ બેઠા છો. પણ સ્વની ઓળખાણ થવી જોઈએ. એટલે થઈ ગયું. (આ તો) પરાઈ સત્તામાં છો અને 'મેં કર્યું, મેં કર્યું' કરો છો.

પરભારી મિલકત, પરભાર્યું ઘર હોય, તે એમાં આપણે જઈને બેસાય, રહેવાય ? એ ઘરના આપણાથી માલિક થવાય ? ના થવાય. પણ આ તો પરભારી સત્તા ને પરાઈ ચીજો પોતાની માની બેઠો છે ને પાછો ક્ષેત્રાકાર થઈને ફરે છે. ક્ષેત્રજ્ઞ પુરુષ ક્ષેત્રાકાર થઈ ગયો છે.

## સ્વક્ષેત્રે ક્ષેત્રજ્ઞ, પણ અજ્ઞાને થયો ક્ષેત્રાકાર

**પ્રશ્નકર્તા :** ક્ષેત્રાકાર વિશે વધુ સમજાવશો ?

**દાદાશ્રી :** આ શરીરમાં (આત્મા) તમારું સ્વક્ષેત્ર છે. તમારા સ્વક્ષેત્રમાં રહો તો તમે ક્ષેત્રજ્ઞ છો અને સ્વક્ષેત્રમાં ના રહો તો ક્ષેત્રાકાર થઈ જાવ.

પોતાના સ્વક્ષેત્રમાં આત્મા ક્ષેત્રજ્ઞ છે અને જો પરાયા ક્ષેત્રમાં બેઠા, અનાત્મ વિભાગમાં તો ક્ષેત્રાકાર થઈ જાય. આ પરક્ષેત્રમાં પેઠેલા છે.

મન-વચન-કાયાના ક્ષેત્રમાં બેઠેલો ક્ષેત્રજ્ઞ આત્મા તે તેનો જાણકાર છે. તે જ્ઞાનાકાર હોવો ઘટે પણ મન-વચન-કાયાના દેહાકાર ક્ષેત્રાકાર થઈ ગયો છે.

પોતે ક્ષેત્રિય છે ને ક્ષેત્રાકાર થઈ ગયો છે. પોતે સ્વક્ષેત્રમાં રહીને ખાલી જાણ્યા જ કરવાનું છે. જે ક્રિયા કરે તે ક્ષેત્રાકાર અને જે જુએ ને જાણે તે ક્ષેત્રજ્ઞ. મૂળ ક્ષેત્રજ્ઞ છે પણ અજ્ઞાને કરી ક્ષેત્રાકાર થઈ ગયો છે. આત્મા જ્ઞાનાકાર છે, સ્વ-પર પ્રકાશક છે.

## બ્રહ્માંડનો ઉપરી પણ ક્ષેત્રાકારે થયો ભિખારી

'હું ચંદુભાઈ' એટલે મન-વચન-કાયા અને નામ ઉપર આરોપ કરે છે કે 'હું છું' તેથી મરવું પડે છે. પોતે સ્થાનભ્રષ્ટ થયો. ક્ષેત્રજ્ઞ પુરુષ ક્ષેત્રાકાર થયો.

એટલે હું ચંદુભાઈ, આમનો સસરો થઉ, આનો મામો થઉ, આનો કાકો થઉ એ બધા આરોપિત ભાવો, કલ્પિત ભાવો. પોતે નિર્વિકલ્પ અને આમ કલ્પનાનો પાર નહીં.

જ્યાં પોતે નથી ત્યાં આરોપ કર્યો, તેથી સંસાર ઊભો થઈ ગયો છે. હવે પોતાના સ્વરૂપનું ભાન ના રહ્યું, આત્માના સ્વરૂપનું એટલે પછી પોતે ક્ષેત્રાકાર થઈ ગયો છે. આખી ભ્રાંતિ જ ઉત્પન્ન થઈ છે અને પાછો 'હું કરું છું' એમ બોલે છે.

જેમ હાથી ક્ષેત્રાકાર થઈને ફરે છે તેમ આખા જગતના લોકો (મનુષ્યો) ક્ષેત્રાકાર થઈને ફરે છે. તે ક્ષેત્રાકારમાં તારું મરણ છે.

પરક્ષેત્રમાં ના બેસે તો પોતે જ ક્ષેત્રજ્ઞ છે પણ પરક્ષેત્રમાં બેસે તો તે ક્ષેત્રાકાર છે. પોતે ક્ષેત્રજ્ઞ આખા બ્રહ્માંડનો ઉપરી તે આજે ક્ષેત્રાકાર થઈને ભિખારીની પેઠે ભમે છે. છેવટે આમાંથી દગો ઉત્પન્ન થશે. તું તારા મૂળ ક્ષેત્રમાં આવી જા. આ બધા ટેમ્પરરીમાં જ રાચી રહ્યા છે. ટેમ્પરરી એટલે તકલાદી.

## આત્મજ્ઞાને પમાય ક્ષેત્રજ્ઞપદ

હું ને મારું એ વિકલ્પ-સંકલ્પ છે. એ ગયું તો થઈ જાય ક્ષેત્રજ્ઞ. જ્ઞાની જ્ઞાન આપે ત્યારે ક્ષેત્રજ્ઞ બનાવે. એ તમારું ક્ષેત્ર અને પરાયું ક્ષેત્રની વચ્ચે લાઈન ઑફ ડિમાર્કેશન કરી આપે અને બતાવે કે આ તમારું ક્ષેત્ર અને પેલું પરાયું ક્ષેત્ર. હજી તો તમે પોતાના ક્ષેત્રમાં બેઠા જ નથી. હજી તો પોતાનું ક્ષેત્ર જોયું નથી. અરે ! પૂંજોય વાળ્યો નથીને !

**પ્રશ્નકર્તા :** આત્માનો સંયોગ થાય પણ આત્માનો વિયોગ ના થાય એની ચાવી ?

**દાદાશ્રી :** આત્માનો વિયોગ થઈ શકે એમ નથી. કોઈને કરવો હોય તોય નહીં થાય. એક ફેરો એ સ્પર્શ કરી ગયા પછી ફરી એ વિયોગ થાય એવો નથી. જ્યાં સુધી સ્પર્શ નથી કર્યો, જ્યાં સુધી આપણે એ ક્ષેત્રમાં ગયા નથી ત્યાં સુધી દુઃખ છે. એને જો એક ફેરો સ્પર્શ થઈ ગયો સ્વક્ષેત્રની જોડે, પછી એને વાંધો ના આવે, પણ હજુ સ્પર્શ જ નથી થયો ને !

અમે જ્ઞાન આપીએ છીએ ને, તે એને સ્પર્શ કરાવડાવીએ. પછી વાંધો ન આવે. એને કૃષ્ણ ભગવાન પોતે જ હાજર થઈ જાય. પછી શું ? પછી જાય જ નહીં. વૈષ્ણવોને કૃષ્ણ ભગવાન હાજર થાય અને જૈનોને મહાવીર ભગવાન હાજર થઈ જાય.

આ જ્ઞાન પછી આપણા અનંત જ્ઞાન, અનંત દર્શન એવા ગુણો વડે આપણે આપણા ક્ષેત્રને જાણ્યું. એથી આપણે ક્ષેત્રજ્ઞ બન્યા.

હવે આપણે મહીં બે ભાગ, એક હોમ ડિપાર્ટમેન્ટ છે અને એક ફોરેન ડિપાર્ટમેન્ટ છે. હોમ ડિપાર્ટમેન્ટ સ્વક્ષેત્ર છે અને પરક્ષેત્રે, 'હું ચંદુ છું' પરક્ષેત્રતા. પોતાના ક્ષેત્રમાં ક્ષેત્રજ્ઞ છે. (પોતે) ક્ષેત્રજ્ઞ અને આ ક્ષેત્ર છે. હવે ક્ષેત્ર-ક્ષેત્રજ્ઞ બેના ભેદ પડી ગયા. જે ક્ષેત્ર છે તે ફોરેન ડિપાર્ટમેન્ટ છે અને સ્વક્ષેત્ર છે તે હોમ ડિપાર્ટમેન્ટ છે. હોમ ડિપાર્ટમેન્ટમાં નિરંતર રહેવું અને ફોરેનમાં સુપરફ્લુઅસ રહેવું.

આપણે વહેંચણ કરી નાખી કે આ પ્રકૃતિનો ભાગ, આ તમારો ભાગ. આ (તમારા) ભાગમાં તમે રહેશો તો ક્ષેત્રજ્ઞ અને આ (પ્રકૃતિ) ક્ષેત્ર છે, એ ક્ષેત્રના તમારે ક્ષેત્રજ્ઞ તરીકે રહેવાનું છે. ક્ષેત્રજ્ઞ એટલે ક્ષેત્રમાં શું શું થઈ રહ્યું છે એ જાણવાનું.

જાણનાર અને જાણવાની વસ્તુ એક જ હોય કે જુદી જુદી ? જુદી જુદી. એક આંખ ગઈ હોય તો તે ક્ષેત્ર જાણે કે ક્ષેત્રજ્ઞ ? ક્ષેત્રજ્ઞ જાણે.

## જ્ઞાની વર્તે નિરંતર ક્ષેત્રજ્ઞપદે

એક આત્મા જ જાણવા જેવો છે. ક્ષેત્રો અને ક્ષેત્રિય બન્નેવ જુદા છે. ક્ષેત્રથી અપ્રતિબદ્ધતા જોઈશે. ક્ષેત્રથી, ભાવથી, દ્રવ્યથી ને કાળથી અપ્રતિબદ્ધ રહે છે, તે જ્ઞાની. અપ્રતિબદ્ધ એટલે મુક્ત. એ દેહના માલિક જ નથી રહેતા, મનના માલિક નહીં, વાણીના માલિક નહીં. પોતે પોતાના ક્ષેત્રમાં રહીને ક્ષેત્રજ્ઞ તરીકે રહે.

**પ્રશ્નકર્તા :** આપને દ્રષ્ટાભાવની સ્થિતિ કાયમ રહે ?

**દાદાશ્રી :** જ્ઞાતા-દ્રષ્ટા સ્થિતિ કાયમ રહે. આ વાત ટેપરેકર્ડ કરે છે અને અંદર શુદ્ધ ઉપયોગ રહે. આ શું બોલ્યા ને શું નહીં, એટલું જ જોયા કરીએ. આ વાતેય ચાલતી હોય ને શુદ્ધ ઉપયોગ રહે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાતા-દ્રષ્ટા ભાવ સાથે પરમાનંદ ભાવ હોયને ?

**દાદાશ્રી :** પરમાનંદ જ હોય, નિરંતર પરમાનંદ. એટલે નિરંતર જુદા જ રહેવાનો વ્યવહાર છે. અમે એક સેકન્ડ પણ પુદ્ગલ ભાગમાં રહેતા નથી. હું તો ક્ષેત્રજ્ઞ તરીકે જોયા કરું છું. 'હું' મારા ક્ષેત્રમાં જ રહું છું.

❖ ❖ ❖ ❖ ❖

# [૧૧]

# અચ્યુત

## સ્થાન છોડે-બદલાય તે ચ્યુત, આત્મા અચ્યુત

**પ્રશ્નકર્તા :** આત્માના ગુણોમાં આપણે 'અચ્યુત' શબ્દ કહીએ છીએને કે 'હું અચ્યુત છું', તો અચ્યુત શબ્દનો જરા ફોડ સમજાવો.

**દાદાશ્રી :** અચ્યુત એટલે ચ્યુત ના થાય. ચ્યુત એટલે ખસી જાય અને અચ્યુત એટલે ખસી ના જાય. જે ખસી જાય, જે સ્થિરતા પકડે નહીં એ ચ્યુત કહેવાય. જે ટકે નહીં, ઘડીવાર આવીને છૂટું પડી જાય એનું નામ ચ્યુત કહેવાય.

ચ્યુત તો સ્થાન છોડ્યા કરે, બદલાયા કરે અને અચ્યુત એટલે પોતાનું સ્થાન ન છોડે. સમજણ પડી તને, અચ્યુત એટલે શું ?

**પ્રશ્નકર્તા :** એક સોટી હોય, એને ગમે તેટલી વાંકી કરીએ તો એની જગ્યા ના છોડે, ચ્યુત ના થાય. મૂળ જગ્યા છોડે નહીં એ અચ્યુત !

**દાદાશ્રી :** જગ્યા છોડે નહીં એનું નામ અચ્યુત. આ લક્ષ્મી આવી ને જતી રહે એ ચ્યુત કહેવાય અને આત્મા અચ્યુત છે, જાય નહીં.

આ સંસારની સર્વ જંજાળો ચ્યુત થનાર છે, આ સંસારનો સર્વ નફો-તોટો ચ્યુત થનાર છે, આ સંસારની સર્વ સંપત્તિ ચ્યુત થનાર છે, હું અચ્યુત છું.

## ભગવાનેય અચ્યુત ને 'હું'ય અચ્યુત

આ પોતાનો આત્મા તો અચ્યુત છે. એ કંઈ ખસે નહીં. એ તમારી પાસે ને પાસે રહેશે.

તે અત્યાર સુધી લોકોએ એમ માન્યું કે ભગવાન અચ્યુત છે અને આપણે કહીએ, તમે અચ્યુત નહીં ? ત્યારે કહે, ના, હું તો અચ્યુત શેનો ? ત્યારે મેં તમને બોલતા શીખવાડેલું કે હું અચ્યુત છું. કારણ કે તે રૂપ થઈને બોલ્યા છો. એટલે 'હું આત્મા છું' ને 'હું અચ્યુત છું' એમ કહેવું જોઈએ.

## સ્વપ્રકાશમાં અચ્યુત, પરપ્રકાશમાં ચ્યુત

પોતાની જાતે કરીને અચ્યુત અને પોતાનો પ્રકાશ સમયવર્તી.

**પ્રશ્નકર્તા :** પ્રકાશ સમયવર્તી ?

**દાદાશ્રી :** સ્વ-પર પ્રકાશિત છે ને ! સ્વ-પર પ્રકાશિત એટલે સ્વપ્રકાશમાં અચ્યુત અને પરપ્રકાશમાં તે ચેન્જ થયા કરે. અને પોતે અનચેન્જેબલ છે.

## અચ્યુત એ વિશેષણ, મૂળ આત્મા એ ઓરિજિનલ

**પ્રશ્નકર્તા :** દાદા, અચ્યુત એટલે ઓરિજિનલ ના કહેવાય ?

**દાદાશ્રી :** ઓરિજિનલ ના કહેવાય, આ તો વિશેષણ છે.

**પ્રશ્નકર્તા :** અચ્યુત એટલે ઓરિજિનલ એવું કેમ ના કહેવાય ? એમાં શું તફાવત ? ઓરિજિનલ એટલે મૂળ ?

**દાદાશ્રી :** મૂળમાં તો એ બધું કહેવું હોય તો બધાય શબ્દો કહેવાય. પણ એને પોતાને સમજાવવું પડેને ? બધાને ઓરિજિનલ કહીએ તેનો અર્થ જ નહીંને ? ઓરિજનલ એટલે તો મૌલિક હોય. વસ્તુ તેને કહેવાય. મૂળ આત્માને ઓરિજિનલ કહેવાય. આ બીજા બધા એના ગુણ છે, વિશેષણ છે.

**પ્રશ્નકર્તા :** અચ્યુત એટલે નોનસેપરેબલ ?

**દાદાશ્રી :** બરોબર છે. એ એની ભાષામાં સમજે એ બરોબર છે.

## સંબંધો-સંયોગો ચ્યુત, આત્મા એકલો જ અચ્યુત

આ પરિવર્તનશીલ બધું ચ્યુત કહેવાય. આત્મા અચ્યુત છે, બીજું બધું ચ્યુત સ્વભાવનું છે.

આ રિલેટિવ બધું ચ્યુત સ્વભાવનું છે. આપણે ના કહીશું તોય હડહડાટ (સડસડાટ) જતું રહેશે. ઝાલી રાખીએ તોય કશું નહીં. કરાર કરીએ તોય જતું રહે. જતું રહે કે ના જતું રહે ?

**પ્રશ્નકર્તા :** જતું રહે.

**દાદાશ્રી :** મન-વચન-કાયા એ ચ્યુત સ્વભાવના છે, પોતાની જગ્યા છોડી દે એવા છે. પ્રકૃતિનો સ્વભાવ જ આવો છે. એનો ચ્યુત થવો એ સ્વભાવ છે ને આપણો અચ્યુત સ્વભાવ છે. આ સંસારના સંબંધોયે ચ્યુત સ્વભાવના છે.

આ બધા સંબંધો જેટલા છે એ ચ્યુત થનાર છે. મા-બાપ, વાઈફ બધું ચ્યુત થનાર છે. તે આ બધી વસ્તુઓ ચ્યુત. સંબંધો માત્ર ચ્યુત. સંબંધ થાય અને છૂટા પડી જાય. સંયોગો બધા વિયોગી સ્વભાવના, એ ચ્યુત કહેવાય. અને આત્મા શું કહે છે ? હું અચ્યુત છું. તું મને ભેગો થયો પછી હું તારાથી ખસું નહીં. ક્યારેય પણ નહીં, કોઈ પણ સંજોગોમાં.

આ સંસારના સંબંધો ખસી જાય એવા છે. બાપને છોકરા જોડે ઝગડો થાય તો કોર્ટમાં બેઉ જણ જાય પણ 'પોતે' અચ્યુત ખસે નહીં. આ સંજોગોને ખસતા વાર નહીં લાગે અને આત્મા ખસશે નહીં એટલે આત્મા ઉપર બેસી જજે. આ એકલો જ સંબંધ આત્માનો એ અચ્યુત છે, એ પોતાનો જ છે સંબંધ. તેથી કૃષ્ણ ભગવાન કહે છે, 'હું અચ્યુત છું.'

## ડાયવોર્સ (છૂટા) થાય એ બધુંય ચ્યુત

આ સંસારના સર્વ સંબંધો ડાયવોર્સ થનાર છે, હું અચ્યુત છું. ચ્યુત એટલે ડાયવોર્સ કરે એ. જે સંબંધ જતા રહે આવીને, સંબંધ થઈને જતો રહે. જે ડાયવોર્સ લે, એને અચ્યુત કેમ કહેવાય ? કોઈએ લગ્ન કર્યું હોય અને

વાઈફ ડાયવોર્સ લે તો (સંબંધ) ચ્યુત થઈ ગયોને ? ડાયવોર્સ લે એટલે (સંબંધ) ચ્યુત થઈ ગયો કહેવાય અને ડાયવોર્સ ના લે એટલે અચ્યુત. આ બધા સંબંધો ડાયવોર્સ થનારા. ક્યારે ડાયવોર્સ લઈ લે, એ કહેવાય નહીં.

આ મારો સસરો, તે કાયમના હોય એવી વાતો કરેને લોકો ! કાયમનો સસરો હોતો હશે ?

**પ્રશ્નકર્તા :** ના હોય.

**દાદાશ્રી :** ક્યાં સુધીની સગાઈ ? ડાયવોર્સ નથી લીધો ત્યાં સુધી. કાલ ડાયવોર્સ લઈ લે તો કહેવાય આપણાથી ? એવું આ જગત ડાયવોર્સવાળું જગત છે.

જેટલા સંજોગો છે એ બધા ચ્યુત સ્વભાવના છે. ડાયવોર્સ થનાર છે, માટે એને પૈણીને શું કામ ? બધા સંજોગો ડાયવોર્સ થનારા એટલે ચ્યુત. આપણે છીએ અચ્યુત.

## રૂપી નિરંતર થાય ચ્યુત, અરૂપી આત્મા અચ્યુત

**પ્રશ્નકર્તા :** સંયોગોમાત્ર ચ્યુત થનાર છે.

**દાદાશ્રી :** હંઅ. બધી ચીજ ચ્યુત જ છે, પુદ્ગલમાત્ર, દાંત-બાંત એ પણ, વાળ-બાળ બધું ચ્યુત.

આ મન-વચન-કાયા બધું ચ્યુત થયા જ કરે, નિરંતર થયા કરે પણ એ દેખાય નહીં. તમને તો એ જાણે એકનું એક જ દેખાયા કરે, પણ નિરંતર થયા જ કરતું હોય.

રોજ બદલાયા જ કરે છે ને ? ગોરી હોય તો શામળી થતી જાય છે. શામળી હોય તો ગોરી થાય. પલટા માર્યા જ કરે છે ને ! તે આ બધું ચ્યુત છે અને આત્મા અચ્યુત છે. એને કંઈ થાય નહીં.

માણસ મરી જાય એટલે છૂટી જાય કે ના છૂટી જાય ? સ્થાનભ્રષ્ટ થાય એ બધું ચ્યુત. રૂપી બધું ચ્યુત, અરૂપી અચ્યુત.

❖ ❖ ❖ ❖ ❖

# [૧૨]

# અવ્યય-અક્ષય

## નાશ ન થાય એ અક્ષય

**પ્રશ્નકર્તા :** આપણે આ વિધિમાં બોલીએ છીએને 'હું અક્ષય છું' તો અક્ષયનો એક્ઝેક્ટ મીનિંગ શું છે ?

**દાદાશ્રી :** અક્ષય એટલે જે નાશ નથી થનારા, અવિનાશી. ક્ષય થવું એટલે નાશ થવું અને અક્ષય એટલે અવિનાશી. આત્મા અક્ષય છે.

## ખર્ચાય નહીં, વધે-ઘટે નહીં એ અવ્યય

**પ્રશ્નકર્તા :** આત્મા અવ્યય છે કહ્યું તો અવ્યય એટલે શું ?

**દાદાશ્રી :** વ્યય ના થાય તે.

**પ્રશ્નકર્તા :** વ્યય એટલે શું ? ડિસ્ટ્રૉઈ ના થાય ?

**દાદાશ્રી :** વ્યય એટલે ખર્ચો. એટલે ઓછું થાય એ વ્યય કહેવાય અને આ ક્યારેય ઓછું ને વધતું ન થાય, ઘટે નહીં એનું નામ અવ્યય.

**પ્રશ્નકર્તા :** ઘટેય નહીં ને વધેય નહીં !

**દાદાશ્રી :** હા, અવ્યય એટલે જેને કશું ફેરફાર ના થાય, વ્યય ના થઈ જાય, નાશ ના થઈ જાય.

## અનંત અવતાર થયા તોય આત્મા અવ્યય

અવ્યય એટલે આત્માનો ક્યારેય પણ વ્યય ના થાય એવી વસ્તુ. અનંતકાળથી આપણે જોડે રહ્યા, કેટલાય અવતારમાં બાળી મેલ્યા, કૂવામાં પડ્યા. કૂતરામાં, ગધેડામાં ગયો પણ આટલોય આત્માનો વ્યય નથી થયો. તે આટલા અવતારથી ભટકે છે પણ એનો વ્યય થાય નહીં, આટલોય બગડે નહીં, કશું થાય નહીં.

## મન-વચન-કાયાનો વ્યય થનાર, આત્મા અવ્યય

આપણે સમજણ પાડી કે મન-વચન-કાયા એ નિરંતર વ્યય જ થઈ રહ્યા છે અને આત્મા અવ્યય છે. એનો વ્યય નહીં થાય.

આ મન-વચન-કાયા વ્યય છે. વ્યય થયા જ કરે નિરંતર. જેમ રૂપિયાનો વ્યય થાય છે ને, એવું આનો વ્યય થાય છે. પૈસા આવે તેનો વ્યય થઈ જાય કે ના થઈ જાય ? રૂપિયો આવશે તેનોય વ્યય થઈ જશે. આ બધો વ્યય થયા જ કરે છે નિરંતર !

શરીર તો, એ તો વ્યય થયા જ કરે છે નિરંતર, અને પછી મરતી વખતે ખલાસ થઈ ગયો હોય. તે આવું ભરાવદાર શરીર હોય પણ મરતી વખતે પાતળું થઈ ગયું હોય, વ્યય થયા જ કરે.

આ સંસારની સર્વ સંપત્તિનો, સંબંધનો, સ્વરૂપનો વ્યય થનાર છે. હું અવ્યય છું. મારામાંથી કંઈ વ્યય થઈ શકે નહીં, કંઈ ઓછું-વત્તું થઈ શકે નહીં.

**પ્રશ્નકર્તા :** અવ્યય એટલે નો એન્ડ.

**દાદાશ્રી :** આ મન-વચન-કાયા એન્ડ (અંત)વાળા છે અને પેલું (આત્મસ્વરૂપ) છે તે નો એન્ડ (અંતહીન) છે. એટલે આપણે બોલીએ છીએને, 'મન-વચન-કાયાનો વ્યય થનાર છે, હું અવ્યય છું.'

## અવ્યય થયા પછી ના થાય વ્યય

**પ્રશ્નકર્તા :** અવ્યયભાવ હજુ નથી આવ્યો.

**દાદાશ્રી :** (અજ્ઞાનદશામાં) અવ્યય (ભાવ) શી રીતે આવે ? અચ્યુતભાવ આવ્યો છે ?

**પ્રશ્નકર્તા :** અચ્યુતભાવ પણ હજુ નથી આવ્યો.

**દાદાશ્રી :** અવિનાશીભાવ નથી આવ્યો, અવ્યયભાવ નથી આવ્યો, અચ્યુતભાવ નથી આવ્યો, કશું જ ક્યાં આવ્યું છે તે ! પણ અમથા માની બેઠા છો બધું.

પણ અવ્યય આવે, અચ્યુત આવે, અવિનાશી આવે ત્યારે આપણું બધું ફેર પડેને ! પછી વ્યય થાય જ નહીંને ! આ તો અવ્યય થયું નથી ત્યાં સુધી વ્યય થયા જ કરે.

❖ ❖ ❖ ❖ ❖

# [૧૩]

# અજન્મ-અમર-નિત્ય

## [૧૩.૧]

## અજન્મ

### છ તત્ત્વો જ અજન્મા, બાકી બધું જન્મા

**પ્રશ્નકર્તા :** અજન્મા આત્મા એટલે શું ?

**દાદાશ્રી :** આત્મા સ્વભાવથી જ અજન્મા છે. અજન્મા જ છે પોતે. આ તો પોતે આત્મારૂપ થાય તો પોતે અજન્મા થાય પણ પોતે તો ચંદુલાલ થયા. એટલે આ ટેમ્પરરી એડજસ્ટમેન્ટ ભેગું થયું. બૉડી ને બૉડીનો માલિક થયો. 'હું છું ને આ હું જ છું' તે આ શરીર મરે, તે એની જોડે આપણેય મરવાનું.

આ દુનિયામાં કોઈ ચીજ અજન્મા નથી. એક ફક્ત છ ઈટર્નલ ચીજ સિવાય, બીજી બધી જન્મા છે. એટલે મન, બુદ્ધિ બધું જ જન્મેલું છે.

### ભગવાન આત્મારૂપે અજન્મા, દેહ છે તે જન્મા

**પ્રશ્નકર્તા :** તો પછી ભગવાનને અજન્મા કેમ કહ્યું ?

**દાદાશ્રી :** અજન્મા છે તો આત્મા અજન્મા છે. આત્માને ભગવાન કહે છે પણ જે દેહ સાથે ભગવાન છે, કૃષ્ણ ભગવાન ને બધા જે છે એ

દેહ સાથે હોય. પણ દેહ છે તે અજન્મા ના હોય, મહીં આત્મા અજન્મા છે. એ પોતે દેહ હોવા છતાં આત્મસ્વરૂપ થઈ ગયેલા એટલે અજન્મા કહેવાય. તમેય અજન્મા ખરા કે નહીં ? તમેય અજન્મા ખરાને ! જન્મ પામ્યા ચંદુભાઈ અને તમે અજન્મા છો. આટલું ભાન થાય એટલે માણસ પૂરો જાગ્રત કહેવાય ! પછી તમે અવિનાશી છો, ચંદુભાઈ વિનાશી છે, એક જ સ્થાનમાં બન્ને હોવા છતાં.

આ દરેક બીજ હોય છે ને, એ દરેક બીજમાં વિનાશીય છે અને અવિનાશીય છે. અવિનાશી બીજની અંદર જ હોય, બીજની બહાર હોય નહીં. બીજની બહાર જે અવિનાશી હોય તે આખા બ્રહ્માંડથી નિવૃત્તિ થઈ ગયેલા હોય, સિદ્ધદશામાં હોય.

## દેહ સાથે જન્મે છતાં અજન્મા સ્વભાવનો આત્મા

**પ્રશ્નકર્તા :** આત્માનો મોક્ષ થાય પછી તો જન્મ ન થાય, પણ જો મોક્ષ ન થયો અને ફરીથી શરીરનો જન્મ થાય તો એની સાથે સંકળાયેલો જે આત્મા છે એ એની સાથે ને સાથે રહે કે કેવી રીતે થાય એનું ?

**દાદાશ્રી :** એનો એ જ, બીજો કોઈ નહીં. એ તો અનંત અવતારથી એકનો એક જ આત્મા.

**પ્રશ્નકર્તા :** હા, જો એનો એ જ જાય તો આપણે એમ કહીએ છીએ કે આત્મા અજન્મ છે, આત્માનો જન્મ નથી તો પુદ્‌ગલનો જન્મ થાય એની સાથે ને સાથે આત્મા જોડાયેલો જાય, તો એનો જન્મ ન થયો કહેવાય ?

**દાદાશ્રી :** ના, આત્માનો જન્મ થયો કહેવાય નહીંને !

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે ? કારણ કે સાથે ને સાથે જ જોડાયેલો છે.

**દાદાશ્રી :** એનો સ્વભાવ જ નથી, પોતે અજન્મા સ્વભાવનો છે. આ એને પુદ્‌ગલનો સંયોગ છે. પુદ્‌ગલના સંયોગમાં ફસાયો છે. એ વિયોગ થઈ જાય તો પોતે મુક્ત જ છે.

**પ્રશ્નકર્તા :** હા, વિયોગ થઈ જાય એટલે મુક્ત થઈ ગયો. પણ જ્યાં સુધી ફસાયેલો છે ત્યાં સુધી પુદ્ગલની સાથે એનો જન્મ થયા કરેને ?

**દાદાશ્રી :** એનો જન્મ થાય નહીં.

## દેહ જન્મે-મરે એ સંસારી અવસ્થા, અજન્મા આત્મા

**પ્રશ્નકર્તા :** આપ જેમ કહો છો એની સાથે લાગેલો તો ખરો જ તો પુદ્ગલનો જેમ જન્મ થયો તેમ આત્માનો સાથે જન્મ થયોને ?

**દાદાશ્રી :** ના, એથી આપણા લોકો કહે છે ને જીવનો જન્મ થયો ! પુદ્ગલની અવસ્થા ને આરોપ આત્મા ઉપર કરવામાં આવે છે કે જીવનો જન્મ થયો.

**પ્રશ્નકર્તા :** મારો પ્રશ્ન એ છે કે આત્મા મારી સાથે સંકળાયેલો છે આજે, મારા આત્માનો મોક્ષ થાય !

**દાદાશ્રી :** તમે જ છો, તમે જ છો એ.

**પ્રશ્નકર્તા :** મારો મોક્ષ થાય તો તો સવાલ ઊભો થતો નથી પણ મોક્ષ ન થાય ને ફરીથી જન્મ થાય તો મારી સાથે જે આત્મા સંકળાયેલો છે આજે, એ પાછો એની સાથે ને સાથે રહે છે. તો એ મારો ફરીથી જન્મ થયો તો એની સાથે સંકળાયેલો આત્મા એમને ફરીથી જન્મ થયો ન કહેવાય ?

**દાદાશ્રી :** અવસ્થા કહેવાય આત્માની. જન્મ તો દેહનો જ કહેવાય ને મરેય દેહ. આત્મા મરી ગયો એમ કોઈ કહેતું નથીને ? દેહ મરી જાય છે ને જન્મેય છે તે દેહ. પણ આત્માની અવસ્થા છે અત્યારે, સંસારી અવસ્થા.

**પ્રશ્નકર્તા :** તો મૃત્યુ જેવી વસ્તુ છે ખરી ?

**દાદાશ્રી :** મૃત્યુ તો આ જે જન્મેલો છે, તેનું મૃત્યુ થયું. જે જન્મતો જ નથી એનું મૃત્યુય કેવું ? એટલે આત્મા અજન્મા-અમર છે. અને મૃત્યુ તો આ દેહ જન્મ્યો, માટે એ મરી જવાનો.

જીવે અને મરે એ જીવ ને અમરપદ પ્રાપ્ત કરે એ આત્મા. આત્મા એ 'સેલ્ફ' છે ને જીવ 'રિલેટિવ સેલ્ફ' છે. જીવ તો અવસ્થા છે.

**પ્રશ્નકર્તા :** હવે એટલે એનો અર્થ એવો થયો કે પુનર્જન્મ થયો તો આ જીવાત્મા છે એનો પુનર્જન્મ થાય છે, આત્માનો પુનર્જન્મ નથી થતો ?

**દાદાશ્રી :** તે એને કંઈ છે જ નહીંને ! એ તો મૂળ શુદ્ધ જ છે. એને જન્મ ને અજન્મ ને કશું છે જ નહીં. જન્મ-અજન્મ તો આ જે માને છે કે હું આ જન્મ્યો તે મરે છે, ને મરે છે એ જન્મે છે પાછો. જેને મરે છે એ ભ્રાંતિ છે તે પુનર્જન્મ લે છે. મરતો જ નથી તેને પુનર્જન્મ કેવો ? આત્મા અજર, અમર, અવિનાશી ને દેહાતીત છે.

**પ્રશ્નકર્તા :** અજર એટલે શું ?

**દાદાશ્રી :** એટલે આ જગતમાં મૂળ તત્ત્વ અજર હોય અને અવસ્થાઓ જર હોય. એટલે અજર કયું હોય ? જે ઘૈડું ના થાય, મૂળ તત્ત્વ.

## 'અજન્મા-જન્મ' પદ, જ્ઞાનીકૃપાએ

જ્ઞાની મળે ને જ્ઞાન પામે તો અજન્મા સ્વભાવ પ્રગટ થાય અને જન્માજન્મનો સ્વભાવ ઊડી જાય.

અનેક જન્મ લીધા પણ અજન્મા થવાનો વારો આવતો નથી. પણ અમને મળ્યા એટલે (મોક્ષની) ટિકિટ ફાડીને ભટકવાનું બધું બંધ કરાવી દઈએ.

પેલા જન્મવાળા જન્મ તો બહુ ફેરા થયા અને પછી મરવું પડે. આ તો અમરપદ પ્રાપ્ત થયું કહેવાય.

❖ ❖ ❖ ❖ ❖

## [૧૩.૨]

## અમર

### સૂક્ષ્મતમ વસ્તુ આત્મા, અજર-અમર-અખંડ

આત્મા અજર-અમર-અખંડ, પરમાનંદી સ્વરૂપ છે. તમારું સ્વરૂપ પરમાનંદી છે, અજર છે, અમર છે, અવિનાશી છે.

**પ્રશ્નકર્તા :** આત્મા સિવાય બીજું કંઈ અમર છે ?

**દાદાશ્રી :** છયે તત્ત્વ અમર છે. એમાંનું એક આ ચેતન તત્ત્વ. આત્મા એ જ ચેતન તત્ત્વ.

**પ્રશ્નકર્તા :** આપણો આત્મા છે જે ચેતન છે, એ મરે નહીં એમ કહે છે.

**દાદાશ્રી :** એ સ્થૂળ વસ્તુ નથી, કે મરી જાય. એ તો સૂક્ષ્મતમ વસ્તુ છે. એને મરવાનું હોય જ નહીં. આ આકાશ જેવી જ વસ્તુ છે. એનો નાશ જ ના થાય ને એ ડુંગરની આરપાર જતો રહે, ભીંતોની આરપાર જતો રહે. એને અગ્નિ બાળી શકે નહીં. પાણી એ (ભીંજવી) કરી શકે નહીં. એના બીજા બધા બહુ ગુણો છે.

### પ્રાણના આધારે સંબંધ, દેહ અને આત્માનો

**પ્રશ્નકર્તા :** આપણે કહીએ છીએ કે પ્રાણ અને આત્મા એક નથી, તો એનો અર્થ સમજાવો.

**દાદાશ્રી :** પ્રાણ તો શ્વાસોશ્વાસ લઈએ છીએ એને પ્રાણ કહેવાય. શ્વાસ લઈએ એને પ્રાણ કહેવાય અને છોડીએ એને અપ્રાણ કહેવાય, અપાન કહેવાય. એટલે શ્વાસોશ્વાસ એ કંઈ આત્મા નથી, એ પુદ્ગલ છે અને આત્મા ચેતન છે. બે જુદી વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** તો એમાં એમ કહે છે કે પ્રાણ જતો રહ્યો એટલે એ આત્માના સંદર્ભમાં કહેવામાં આવતું હોય છે ?

**દાદાશ્રી :** હા, એ પ્રાણના આધારે દેહ અને આત્માનો સંબંધ છે. વચ્ચે પ્રાણનો આધાર છે. પ્રાણ ખસી જાય એટલે બે જુદા પડી જાય. પ્રાણની દોરીથી આયુષ્ય બંધાયું છે.

**પ્રશ્નકર્તા :** એમ કહે છે કે આ પ્રાણ જે છે તે આત્મા અને દેહ એને જોડનારી કડી છે ?

**દાદાશ્રી :** એને આધારે જ આત્મા રહ્યો છે આ દેહમાં. આ જીવાત્મા બધા પ્રાણના આધારે જીવે છે દેહાધ્યાસવાળા અને આત્મજ્ઞાનીઓ આત્માના સ્વભાવથી જીવે છે. એટલે જે પ્રાણના આધારે જીવતા નથી, એ કાયમ જીવતા જ રહે. પ્રાણના આધારે તો દેહ જીવે છે. દેહ-મન-બુદ્ધિ-અહંકાર ને આ દેહાધ્યાસ બધો પ્રાણના આધારે જીવે છે અને તમે તમારા સ્વભાવથી જીવી રહ્યા છો. આત્માનો સ્વભાવ જ અમર છે, અવિનાશી છે.

અને આ પ્રાણ છે તે જ્યારે દેહ છૂટો પડવાનો થાય, આત્મા જુદો પડવાનો થાયને, તરત હું હું કરીને નીકળી જાય જલદી. એટલે પછી (આત્મા) છૂટો થઈ જાય.

**પ્રશ્નકર્તા :** આ પ્રાણ બંધ થાય એની જોડે જ આત્મા છૂટો પડી જાય છે ?

**દાદાશ્રી :** આ પ્રાણ બંધ થયો એટલે છૂટો જ. પ્રાણ બંધ થયો એટલે (દેહરૂપી) ગાડીઓ-બાડીઓ બધું બંધ.

**પ્રશ્નકર્તા :** આ પ્રાણનો આધાર તૂટી કેવી રીતે જતો હશે ?

**દાદાશ્રી :** એ પ્રાણ આયુષ્યકર્મ બાંધેલું તે તેના આધારે વીંટાયેલો છે. એટલે જેટલું આયુષ્યકર્મ છે એટલો એ પ્રાણ વીંટાયેલો છે. એટલે પ્રાણ જેટલો વધારે વપરાઈ જાય એટલું આયુષ્યકર્મ પછી ખપી જાય વધારે. એટલે ક્રોધ-માન-માયા-લોભમાં વધારે ખપી જાય. દુષ્ચારિત્ર કરે ત્યારે એકદમ ખપી જાય અને સારા ચારિત્રવાળાને પ્રાણ ઓછો ખપે, તો એ વધારે જીવે સારી રીતે.

## દેહ મરવાનો ને 'હું' અમર એ રિયલપદ

**પ્રશ્નકર્તા :** આગળ કહ્યું એમ દેહાધ્યાસવાળા પ્રાણને આધારે જીવે મરે છે એટલે આ રિલેટિવમાં જ મરવાનું હોય છે ને રિયલમાં તો કશું નહીંને ?

**દાદાશ્રી :** એટલે જો તમે મરવાના છો, તો રિલેટિવમાં છો અને તમને પોતાને જો એવી ખાતરી થઈ ગઈ કે હું અમર જ છું અને દેહ મરવાનો છે, તો તમે રિયલમાં છો.

આ તો જ્યાં મરવાનું પદ છે ત્યાં જ તું માનું છું કે 'હું જ ચંદુ છું.' એ પદ આખું બદલાઈ ગયું એટલે થઈ રહ્યું, ખલાસ થઈ ગયું.

એ ચંદુ તો ઓળખવાનું સાધન છે. ખરેખર 'હું શું છું' એ જાણવું જ જોઈએ ને ? ખરેખર એ તું જાણું એટલે પછી તારે મરવાનું રહ્યું જ નહીં, એ અમરપદ થયું.

## મૃત્યુ પર વિજય, અધ્યાત્મ વિજ્ઞાનથી

**પ્રશ્નકર્તા :** અમરપદ વિશે સમજાવશો ?

**દાદાશ્રી :** અમરપદ એટલે શું ? આત્મજ્ઞાન થાય એટલે અમરપદ. 'પોતે આત્મા છું' એવું ભાન રહે તો એ અમર જ છે. પછી મરવાનું હોય જ નહીંને ! પછી તમે ચંદુભાઈ હોય તો મરોને ? ચંદુભાઈ (પદ) છૂટી ગયું. હવે મરી જઈશ કે જીવતો રહીશ ?

**પ્રશ્નકર્તા :** હું તો અમર છું ને, દાદા ! ચંદુ મરી જવાનો છે.

**દાદાશ્રી :** હા, તારે તો મરવાનું નહીંને ? ચંદુ મરે. જે જીવે છે, દવાઓ પીએ છે એ મરે. જે જીવે છે એ મરે. જે જીવતો નથી, નિરંતર છે તેને મરવાનું હોતું હશે ? અવિનાશીને મરવાનું હોય ? અવિનાશી થઈને બેઠો છું ને ? ત્યારે ખરું.

આ જ્ઞાન લીધા પછી ફરી મરવાનું ના હોય, એનું નામ અમર. આ અમર જ્ઞાન જેને થયા કરે, એને મરવાનો ભો ના લાગે. બધા કેટલાય માણસો એવા રેગ્યુલર સ્ટેજ પર આવ્યા છે.

આપણે કંઈ જ્ઞાન લીધેલા માણસ મરવાના તો નથીને ? તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** દેહ મરે આ, પોતે તો આત્મા છે. મરવાનો સવાલ જ ક્યાં રહ્યો હવે ? તમને કેમ લાગે છે ?

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** તું મરું ખરો ?

**પ્રશ્નકર્તા :** ના મરું.

**દાદાશ્રી :** હંઅ, જુઓ, અમર થઈને બેઠા છે ને ! ત્યારે હવે રોફ મારે છે.

## અમરપદધારીને ભય શાને ?

**પ્રશ્નકર્તા :** ખરું છે દાદા, અમને હવે મરણનો ભય પણ નથી લાગતો !

**દાદાશ્રી :** તમને મનમાં એમ છે કે દાદા છે મારી સાથે. એટલે ભય નથી રહેતો. અને આપણે શુદ્ધાત્મા થયેલા છીએ. અમરપદ લીધું છે ! અમરપદને ભય શો ?

તમને તો અમરપદ આપી દીધું છે. મરશે તો દેહ મરશે, આપણે અમર જ છીએ.

માણસ મરે છે એક વખત અને સો વખત બોલે એય મરી ગયો, એય મરી ગયો. લોકો સો વખત બોલે છે કે નથી બોલતા ? આ કંઈ રીત છે માણસોની ? મરવાનું આવે તોયે 'મરી ગયો' ના બોલીએ, કારણ કે આપણે તો અમર છીએ, આપણે મરવાનું શાનું હોય તે ?

આપણા મહાત્માઓ તો પુરુષ થયેલા, તે આ શ્વાસ ના ચાલ્યો તો મહીં ગૂંગળામણ થાય એટલે પછી પોતાની ગુફામાં પેસી જાય કે ચાલો, આપણે આપણી સેફ સાઈડવાળી જગ્યામાં. એટલે પોતે અમરપદના ભાનવાળા છે આ !

સદેહે અમર ! એટલે આ દેહ સાથે આપણે બધા અમર જ થઈ ગયા છીએ ને ! દેહ કોઈનો અમર થાય નહીં. પુદ્ગલ વિનાશી જ હોય અને આત્મા અવિનાશી.

બૉમ્બ પડવા માંડ્યા તો મહીં ફફડી જાય, તે ઘડીએ કહેવું આ બૉમ્બ તો મરવાના હોય તેને, 'ચંદુભાઈ, મારે આયુષ્ય ના હોય. આયુષ્ય જેને મરવાનું હોય તેને, હું તો અમર છું.'

## 'અમરપદ' જાણ્યા પછી બુઝે નહીં, ઝગે નહીં

જ્યાં સુધી આપણને પોતાને પોતાનું અમરપદ જાણવામાં ન આવે, એ પામે નહીં ત્યાં સુધી કલ્યાણ પામ્યો નથી. અમરપદ જો જાણી લીધું તો કલ્યાણ થઈ ગયું ! પછી તે પદ બૂઝે નહીં કે ઝગે નહીં.

આપણા મહાત્માઓએ તો અમરપદ બૂઝી લીધું, જાણી લીધું એટલે તે રૂપ જ થઈ ગયા અને બહારના કોઈક કહે કે અમને સાક્ષાત્કાર થયો તે તો અમરપદના ફોટાનો, મૂળ વસ્તુનો નહીં.

ભૂતકાળ ને ભવિષ્યકાળ જોડે આપણે લેવાય નથી ને દેવાય નથી. વર્તમાનમાં જ રહે એનું નામ અમરપદ. અમે વર્તમાનમાં એવા ને એવા જ રહીએ છીએ. રાત્રે ઊઠાડો તોય એવા ને દહાડે ઊઠાડો તોય એવા. જ્યારે જોઈએ ત્યારે એવા ને એવા જ હોઈએ.

**પ્રશ્નકર્તા :** એટલે આ જે આત્મા અમર છે, તો આત્માને આત્માનું પોતાનું સમજાય કે હું શુદ્ધાત્મા જ છું. પછી એને બીજું ખોળિયું ના કરવું પડે ?

**દાદાશ્રી :** ના, એક થોડોક થોડોક મેલ ચોંટી જાય, તે એક-બે અવતાર પછી કાઢવા પડે.

**પ્રશ્નકર્તા :** એટલે પછી આત્મા અમર રહે એમ ?

**દાદાશ્રી :** આત્મા અમર જ છે ને આત્મામાં જ રહે એ. એનો ઉપયોગ, જાગૃતિ બધી આત્મામાં જ હોય.

❖ ❖ ❖ ❖ ❖

# [૧૩.૩]
# નિત્ય

## નિત્ય હોય પરમેનન્ટ-અવિનાશી-સ્વાભાવિક

**પ્રશ્નકર્તા :** આત્માની ઉત્પત્તિનું કારણ શું ?

**દાદાશ્રી :** એવું છે ને, આત્મા એનું નામ કહેવાય કે જે ઉત્પન્ન જ ના થાય, વિનાશ ના થાય. એ પરમેનન્ટ હોય. પરમેનન્ટની ઉત્પત્તિ ના હોય, એવું તને સમજાય કે ના સમજાય ? આ ટેમ્પરરી વસ્તુ છે તો એની ઉત્પત્તિ હોય, પણ પરમેનન્ટ વસ્તુની ઉત્પત્તિ હોય ખરી ? એટલે આત્મા અંદર જે છે એ પરમેનન્ટ છે. આપણા લોક કહે છે ને કે દેહ મરી જાય ત્યારે આત્મા નીકળી ગયો. એ નીકળી જઈને પાછું બીજું ખોળિયું પ્રાપ્ત થાય છે. પણ ખોળિયા બદલાયા કરે છે ને પોતે પરમેનન્ટ હોય છે. એટલે આત્માની ઉત્પત્તિનું કારણ જ નથી રહ્યું. ઉત્પન્ન થાય ક્યારે કે વિનાશી હોય ત્યારે. આત્મા તો અવિનાશી છે, નિત્ય છે.

આ જગતમાં છ અનાદિ તત્ત્વો છે, એટલે કે સનાતન તત્ત્વ છે. એ છએ તત્ત્વો જ હકીકતમાં કાયમના માટે, પરમેનન્ટ, નિત્ય છે. જે કાયમ હોય, ક્યારેય વિનાશ ન થાય એને નિત્ય કહેવાય, અનિત્ય નહીં.

નિત્ય વસ્તુ કોને કહેવાય ? નિત્યનીય વ્યાખ્યા હોય છે. જે વસ્તુ નિત્ય છે એ બીજી વસ્તુઓની બનાવટથી ના હોય, સ્વાભાવિક હોય. બીજી કોઈ પણ વસ્તુ, અવાજ-બવાજ બધું નિત્ય હોય નહીં. અવાજ તો

આમ ઘસાય કે આમતેમ બીજી વસ્તુઓથી થાય તો, નહીં તો થાય કેવી રીતે ? હા, એટલે અનિત્ય, બીજું બધું અનિત્ય.

## છએ તત્ત્વો નિત્ય પણ તેની અવસ્થાઓ અનિત્ય

**પ્રશ્નકર્તા :** આત્મા નિત્ય છે કે તમે કહ્યું એમ છએ તત્ત્વ નિત્ય છે, એ વિશે વધુ ફોડ પાડશો ?

**દાદાશ્રી :** આત્મા એ નિત્ય છે એવા બીજા પાંચ નિત્ય તત્ત્વો છે. આ બધા જે તત્ત્વો છે એ નિત્ય છે અને કોઈ કોઈમાં ભળે એવા નથી, કોઈ કોઈને હેલ્પ કરે એવા નથી, કોઈ કોઈને નુકસાન કરે એવા નથી છતાં ભેગા રહે છે. એ છ તત્ત્વોનો સ્વભાવ શું છે ? નિરંતર પરિવર્તનશીલ. અને સ્વભાવે ચોખ્ખા છે. ચોખ્ખામાં ફેરફાર થયોય નથી, ફેરફાર થતોય નથી અને થશેય નહીં. ફક્ત પરિવર્તનશીલ (સ્વભાવ)ને લઈને એની આમ અવસ્થાઓ બદલાયા કરે છે. જગત આખું અવસ્થાને જુએ છે ને અવસ્થાને નિત્ય માની લે છે. અનિત્ય વસ્તુને નિત્ય માની લઈ અને દુઃખી થયા કરે છે. આ તો ખાલી અવસ્થા ઊભી થઈ છે.

એનું છ તત્ત્વોનું સમસરણ એટલે નિરંતર પરિવર્તન થતું હોવાથી એમાંથી આ બધી અવસ્થાઓ ઊભી થાય છે. એ અવસ્થાઓ બધી વિનાશી છે અને વિનાશીને જુએ છે, જાણે છે એ પોતે અવિનાશી છે, નિત્ય છે. એ નિત્ય હોવાથી અનિત્યને જોઈ શકે છે.

## ન થાય આત્મા નિત્ય પ્રત્યક્ષ, સંયોગો છે ત્યાં સુધી

**પ્રશ્નકર્તા :** આત્મસિદ્ધિમાં લખ્યું છે કે 'જે જે સંયોગો દેખીએ, તે તે અનુભવ દૃશ્ય, ઉપજે નહીં સંયોગથી, આત્મા નિત્ય પ્રત્યક્ષ.' આનો વિશેષ કંઈ અર્થ સમજાવો.

**દાદાશ્રી :** જે જે સંયોગ દેખીએ, તે તે અનુભવ દૃશ્ય. એ તો આ બધાય, આ જેટલા દેખાય એટલા અનુભવમાં આવી જ જાયને કે આ સંયોગ છે. આ કાકો છે, મામો છે, ફલાણો છે, ફુવો છે, આ બાઈ છે, ગધેડો છે, કૂતરું છે એ બધા સંયોગો. એ તો અનુભવ આવ્યા પણ આ સંયોગથી આત્મા પ્રત્યક્ષ નહીં થાય, કહે છે.

**પ્રશ્નકર્તા :** નિત્ય પ્રત્યક્ષ એમ કહે છે તે ?

**દાદાશ્રી :** હા, નિત્ય પ્રત્યક્ષ. જ્યાં સુધી સંયોગો છે ત્યાં સુધી આત્મા નિત્ય પ્રત્યક્ષ નહીં થાય. અમને (બહિર્ભાવ રૂપી) સંયોગ હોતો નથી એટલે અમને નિત્ય પ્રત્યક્ષ હોય છે. અમને સંયોગ જ હોતો નથી અને તમારે તો સંયોગ જાય નહીં, ને જ્યાં સુધી આર્તધ્યાન-રૌદ્રધ્યાન થાય છે ત્યાં સુધી નર્યા સંયોગોનું જ કારખાનું છે.

## વસ્તુ સ્વરૂપ ત્રિકાળી આત્મા, નથી બન્યો કોઈ સંયોગથી

**પ્રશ્નકર્તા :** નિત્ય પ્રત્યક્ષ સમજાયું, પછી આ જે કહે છે 'ઉપજે નહીં સંયોગથી' તે શું ?

**દાદાશ્રી :** જે જે સંયોગ દેખીએ તે તે અનુભવ દૃશ્ય, જે સંયોગો દેખીએ તે આ દહીંની છાશ બનાવી અને પછી મહીં છે તે મરચું-મીઠું (નાખીએ એ) બધા સંયોગો દેખીએ એ અનુભવ દૃશ્ય. એ બધા સંયોગો ભેગા થવાથી કઢી થઈ એ તો આપણા અનુભવમાં આવે છે પણ 'ઉપજે નહીં સંયોગથી આત્મા નિત્ય પ્રત્યક્ષ.' એવા સંયોગથી આત્મા બનેલો નથી, કહે છે. એવું બધું ભેગું કરવાથી થયો નથી, આ મિક્ષ્ચર કરવાથી, વસ્તુ ભેગી કરવાથી બન્યો નથી. આ બનાવેલો બન્યો નથી, વસ્તુસ્વરૂપ પોતે જ છે અને સંયોગોથી બનેલો નથી, અસંયોગી છે.

**પ્રશ્નકર્તા :** એ સ્વયં જ છે, ત્રિકાળી સિદ્ધ જ છે ?

**દાદાશ્રી :** ના, એ ત્રિકાળી સિદ્ધ જુદી વસ્તુ છે ને આ અહીં શું કહેવા માગે છે કે આત્મા કોઈ પણ વસ્તુ ભેગી કરવાથી થયો નથી. એટલે ઉત્પન્ન થયો નથી, લય થયો નથી. ઉત્પન્ન થઈ લય કોણ થાય ? સંયોગો ભેગા કરીએ ત્યારે ઉત્પન્ન થાય અને સંયોગો વિખરાય ત્યારે લય થાય. છાશ, મરચું, મીઠું, હળદર, હિંગ નાખીને પછી ભેગું કર્યું, કઢી થઈ પણ એ સંયોગોનું ભેગું સ્વરૂપ કહેવાય.

**પ્રશ્નકર્તા :** એ તો જડનું સ્વરૂપ કહેવાયને ?

**દાદાશ્રી :** એ જડનું. પણ આ આત્મા એવી રીતે વસ્તુઓ ભેગી કરીને

બનાવેલો નથી. વસ્તુઓ ભેગી કરીને જો બનાવેલો હોત તો ઉત્પન્ન થયો કહેવાય અને તો લય થાય. એવું ઉત્પન્ન-લય થાય નહીં એવી આ કાયમી વસ્તુ છે, ત્રિકાળી. પહેલા પણ હતી, અત્યારે પણ છે અને ભવિષ્યમાં પણ હશે. એમાં કંઈ એક પણ પ્રદેશ ઓછો-વધતો ન થાય એવો એ આત્મા છે.

## સંયોગોથી પર આત્મા, ત્યાં સ્વાભાવિક નિત્યતા

**પ્રશ્નકર્તા :** 'જડથી ચેતન ઉપજે, ચેતનથી જડ થાય. એવો અનુભવ કોઈને, ક્યારે કદી ન થાય.'

'જે કોઈ સંયોગોથી નહીં, જેની ઉત્પત્તિ થાય. નાશ ન તેનો કોઈમાં, તેથી નિત્ય સદાય.'

**દાદાશ્રી :** આત્મા સંયોગથી ઉત્પન્ન થતો નથી અને નાશ પણ થતો નથી. સંયોગોનો નાશ થાય. સંયોગો વિયોગી સ્વભાવના હોય. સંયોગથી જે થયું એ તો વિયોગ થઈ જ જાય. અને આ તો સ્વાભાવિક નિત્યતા છે.

**પ્રશ્નકર્તા :** એમાં આત્મા સ્વભાવે કરીને પદાર્થ છે, એવું કહ્યું છે.

**દાદાશ્રી :** હા, સંયોગ પદાર્થ નથી. સંયોગ હોય તો એનો વિયોગ થઈ જાય. સંજોગોથી ભેગી થયેલી વસ્તુ એ જ્યારે વિયોગ થાય ત્યારે છૂટી પડી જાય, એ નાશ થઈ જાય અને આત્મા નિત્ય છે. એટલે એને કોઈએ બનાવવો પડ્યો નથી. કોઈને બનાવવાની એને જરૂરેય નથી જ. એમાંથી વધઘટ થતું નથી, કંઈ ચેન્જ થતો નથી, એવો આત્મા સ્વભાવે કરીને પદાર્થ છે.

## આત્મા નિશ્ચયથી નિત્ય, વ્યવહારથી અનિત્ય

**પ્રશ્નકર્તા :** આત્મા નિત્ય છે એ જે કહ્યું છે, એ વ્યવહારથી પણ નિત્ય, એવી વાત છે ?

**દાદાશ્રી :** ના, એ વ્યવહારથી નિત્ય નથી. વ્યવહારથી તો આત્મા અનિત્ય છે. વ્યવહારથી આત્મા કેવો છે એવું બધું જો વર્ણન કર્યું હોતને તો નિશ્ચયથી કેવો છે એનું વર્ણન ખ્યાલ રહેત એમને કે વ્યવહારથી અનિત્ય છે.

## આત્માના દ્રવ્ય-ગુણ નિત્ય, પર્યાય વિનાશી

**પ્રશ્નકર્તા :** આત્મા ગુણથી નિત્ય છે, પર્યાયથી નિત્ય છે કે બધી રીતે નિત્ય છે ?

**દાદાશ્રી :** પર્યાય એકલા અનિત્ય હોય અને ગુણથી નિત્ય છે. ગુણ બધા નિત્ય હોય અને ગુણો જ્યારે કાર્યકારી થયા હોય ત્યારે પર્યાય કહેવાય.

આ સૂર્યનારાયણ છે ને, એમાં તે સૂર્યનારાયણ દ્રવ્ય કહેવાય, વસ્તુ કહેવાય. પ્રકાશ નામનો ગુણ કહેવાય અને રેઝ (કિરણો) એના બહાર પડે એ પર્યાય કહેવાય. તે પર્યાયો નાશ થાય. એના ગુણ અને વસ્તુ નાશ ના થાય.

**પ્રશ્નકર્તા :** દાદા, આ દ્રવ્યે કરીને તે એનો અર્થ એવો થયો કે આત્મા એને અવકાશ છે કે જગ્યા રોકે છે કે એવું ખરું ? એ અવકાશ ખરો, એને જગ્યા ખરી ? દ્રવ્યને તો જગ્યા હોયને ? દ્રવ્યને આકાર હોય, દ્રવ્યને અવકાશ હોય...

**દાદાશ્રી :** ના, એ દ્રવ્ય તો, ત્યાં આગળ (ભૌતિકમાં) આપણે એને (પદાર્થને) દ્રવ્ય કહીએ છીએ અને અહીં જે દ્રવ્ય કહે છે ને એ (સનાતન) વસ્તુને આપણે દ્રવ્ય કહીએ છીએ, પણ વસ્તુ સમજણ ના પડે એટલે દ્રવ્ય બોલીએ છીએ. વસ્તુ એટલે આ જે તમે દ્રવ્ય કહો છો ને, તે અનિત્ય વસ્તુઓ છે અને આ દ્રવ્ય નિત્યને માટે છે. નિત્યમાં આ રૂપી કયું છે ? એક જ તત્ત્વ છે કે જે આ અણુ-પરમાણુ આવે છે ને, એ એકલું જ. આ જગતમાં આંખે દેખાય છે એ બધું રૂપી છે. એક જ તત્ત્વનું આ બધું આંખે દેખાય છે આપણને. બીજા છે તે તત્ત્વો દેખાતા નથી. મહીં છૂપા છે ખરા. તેથી આપણે દ્રવ્ય કહ્યું છે એને. આત્મા દ્રવ્યે નિત્ય છે, વસ્તુ સ્વભાવે પોતે નિત્ય છે પણ અવસ્થાથી પલટાયા કરે છે. એને અવસ્થા ઉત્પન્ન થવી, વિનાશ થવી અને ધ્રુવ તરીકે રહેવી. ઉત્પાત, વ્યય, ધ્રુવથી એની અવસ્થાઓ બધી બદલાયા કરે છે.

આત્મા નિત્ય સ્વરૂપ હોય અને પ્રકૃતિ સ્વરૂપ એ અવસ્થા સ્વરૂપ હોય. ફર્યા જ કરે નિરંતર. જો તમે આત્મસ્વરૂપ છો તો મોક્ષ તમારો છે અને પ્રકૃતિસ્વરૂપ છો તો તમને બંધન છે.

## નિત્યભાવ પૂરો સમજાયો નથી પણ અનિત્યભાવ ગયો

**પ્રશ્નકર્તા :** આત્માની સ્થિતિ, સ્વરૂપ, ધ્યેય શું છે ?

**દાદાશ્રી :** શુદ્ધાત્મા તો પરમાત્માસ્વરૂપ છે, એની સ્થિતિ નિત્ય છે એટલે અવિનાશી. અને એને ધ્યેય હોય નહીં, કોઈ પણ જાતનું ધ્યેય નહીં એ જ શુદ્ધાત્મા.

**પ્રશ્નકર્તા :** એટલે હવે શુદ્ધાત્મારૂપે હું અવિનાશી છું, મારો કોઈ વિનાશ નથી.

**દાદાશ્રી :** હા, નિત્ય છું એટલે પરમેનન્ટ, સનાતન, શાશ્વતો. એ નિત્યપણું સમજાય છે ને ? આત્માનું સનાતનપણું સમજાય છે ને ?

**પ્રશ્નકર્તા :** એ હજુ બરાબર ખબર નથી. મને અનુભવમાં હોય પણ કહી ના શકું.

**દાદાશ્રી :** હા, બરાબર છે. પણ પેલો તો અનિત્યભાવ તો 'હું મરી જઈશ, હું મરી જઈશ' એ બધો જે હતો, એ અનિત્યભાવ ગયો, એટલે નિત્યમાં આવ્યા હવે.

## અનિત્યને જાણનારો હોય નિત્ય

સંસારના લોકોય નિત્યને સમજે છે કે જેને એમ કહે કે આ ટેમ્પરરી શું કરવા લાવ્યો ? જ્યાં તકલાદી કહે છે ને, ટેમ્પરરી કહે છે, એ ટેમ્પરરી કહેનાર ટેમ્પરરી ના હોય. એ પરમેનન્ટ હોય તો જ ટેમ્પરરીને ટેમ્પરરી કહી શકે, નહીં તો ટેમ્પરરી કહી શકે શી રીતે ? પણ પોતે પરમેનન્ટ છે એવું ભાન નથી.

અનિત્યને સમજનારો નિત્ય હોવો જોઈએ, નહીં તો અનિત્ય નામ પડે નહીં. આપણા લોક શું કહે છે કે આ તકલાદી છે, આ તકલાદી છે, પણ તેને કહેનારો તકલાદી નથી. નહીં તો તકલાદી શબ્દ જુદો ના પડે. પોતેય તકલાદી ને બીજાય તકલાદી, તો તકલાદી બોલવાની જરૂર નથી. એટલે પોતે કાયમનો છે, માટે તકલાદી બોલી શકે.

## દેહાધ્યાસ જતા અનિત્યભાવ ગયો ને થયો નિર્ભય

**પ્રશ્નકર્તા :** આમ તો ટેમ્પરરી અને પરમેનન્ટ, એ મનથી કરીને ઊભી કરેલી બધી મથામણો છે ને ?

**દાદાશ્રી :** ના, મથામણો નથી. તમને આ બધું જે વળગણ છે ને, તે બધું જ ટેમ્પરરી છે. અત્યાર સુધી ટેમ્પરરીમાં જ જીવતા'તા. જ્ઞાન ન હતુંને ત્યારે હું જ છું આ, હું જ બ્રાહ્મણ છું, ફલાણો છું, બધું એમાં જ જીવતા'તા અને પછી ડૉક્ટરને કહે, 'સાહેબ, મને બચાવજો.' ઘૈડપણમાં કહે ખરા ડૉક્ટરને ? પણ પેલા ડૉક્ટરની બહેન મરી ગઈ, મા ગઈ, એ શું તને બચાવવાનો છે ?

**પ્રશ્નકર્તા :** અનિત્ય ભાવનાનું કારણ શું ? અનિત્ય ભાવનાની પરિસ્થિતિ થાય તો એ પરિસ્થિતિમાં કેમનું રહેવું ?

**દાદાશ્રી :** દેહાધ્યાસ છે તો અનિત્યભાવ જ છે અને દેહાધ્યાસ જાય તો અનિત્યભાવ છે નહીં. બે ભાગ જુદા છે. આપણું જ્ઞાન મળ્યું તો તેને દેહાધ્યાસ ગયો, એટલે અનિત્ય ભાવ રહેતો નથી.

જ્યાં સુધી દેહાધ્યાસ છે, દેહને 'હું છું' એમ માને તે વિનાશી ચીજને 'હું છું' એમ માને એટલે પોતે વિનાશી થાય છે. 'હું શુદ્ધાત્મા છું' એટલે 'હું અવિનાશી છું, નિત્ય છું' એ ભાન થયું એટલે પછી અવિનાશી.

**પ્રશ્નકર્તા :** નિત્યભાવમાં જો આવી જાય તો એ કાયમને માટે એ પરિસ્થિતિમાં આવે, ત્યારે કેવી સ્થિતિ હોય એની ?

**દાદાશ્રી :** ભય છૂટી જાય બિલકુલ. જગતનો બિલકુલ જ ભય નહીં. થોડો ઘણો ભય રહે છે ને, એ પૂર્વભવનો ભરેલો ભય છે અને મેં આત્મા આપ્યોને, એમાં ભય નથી, નિર્ભયતા.

## નિરાલંબ સામે નિત્ય નાનું લાગે દાદાને

**પ્રશ્નકર્તા :** આપે અનુભૂતિમાં એવું કયું તત્ત્વ અનુભવ્યું, કઈ વાત તમે અનુભવી કે જેથી કરીને તમે અંતરથી દૃઢ નિર્ણય કરો કે આ નિત્ય જ છું હું.

**દાદાશ્રી :** નિત્ય છે એવું ? ઓહોહો, નિત્ય તો કેટલાય કાળથી મને અનુભવ છે ! નિત્ય એવું તો. એ અનુભવમાં હું તો જુદો જ અનુભવું છું. આ દેહ જ હું નથી એવું મને લાગે. હું તો કોઈ દહાડો અંબાલાલ નામેય ભૂલી જઉં છું.

**પ્રશ્નકર્તા :** એ તો બરાબર છે, કારણ કે પોતે સ્વ-સ્વરૂપે અનુભવે એટલે...

**દાદાશ્રી :** આ જે નિત્ય આપ કહો છો ને કે નિત્ય (અક્ષર) એ તો નાની બાબત છે, એમાં તો કંઈ મોટી વસ્તુ છે નહીં. હું તો એ જગ્યા ઉપર બેઠેલો છું કે જે આત્મા જગતે ક્યારેય પણ જાણ્યો નથી. હું નિરાલંબ (અક્ષરાતીત) આત્મા ઉપર પહોંચેલો છું. જ્યાં શબ્દનું પણ અવલંબન નથી ત્યાં હું પહોંચેલો છું. એટલે તમે મને ગમે એમ કરો, ગાળો ભાંડો, મારો, ગમે તે કરો પણ મને પહોંચી શકો નહીં. કશું જ થાય નહીં એને, એવો આત્મા છું.

નિત્ય તો નાના છોકરાં પણ સમજે એવી વસ્તુ છે. તે એમાં બીજી સમજવાની વસ્તુ નથી અને પુનર્જન્મ એ નિત્યપણું સૂચવે છે. નાના છોકરાંઓય સમજે છે કે આત્મા નીકળી ગયો. ડૉક્ટરોય નાડી જોઈને જ કહે છે, આત્મા નીકળી ગયો મહીંથી. આ દેહ અનિત્ય (ક્ષર) છે તે પડી રહ્યો અને જે નીકળી ગયો તે નિત્ય છે.

## મરવાનો ભય જ નહીં એ નિત્ય સ્વરૂપનો અનુભવ

**પ્રશ્નકર્તા :** એનો બીજો જન્મ નિત્યપણું સૂચવે છે એ તો સાચી વાત છે જ, પણ એવું તમે શું અનુભવ્યું કે જેથી કરીને તમને નિત્યત્વની પ્રતીતિ છે ?

**દાદાશ્રી :** એ નિત્ય સ્વરૂપ લાગે છે ને, એટલે મરવાનો ભો જ નથી લાગતો. એ નિત્ય સ્વરૂપ ઓછું છે કે જેને કોઈ દહાડો એક ક્ષણવાર મરવાનો ભો જ લાગ્યો નથી ? આ બધાની રૂબરૂમાં કહી દઉં છું કે જ્યારે જવું હોય ત્યારે જાવ. પછી એથી વધારે તો નિત્યપણું કેટલુંક...

માઉન્ટ આબુમાં પાલનપુરના એક ભઈ આવ્યા હતા. તે મને કહે છે

કે આત્મા નિત્ય છે એનો પુરાવો આપો. ત્યારે મેં કહ્યું, એ તો આપણા હિન્દુસ્તાનના બધા બાળકોય જાણી જાય છે કે ભઈ, આત્મા આમ નીકળી ગયો. ડૉક્ટરો કહે છે, મહીંથી નીકળી ગયો આત્મા, એ નિત્યતાનો પુરાવો તમને લાગતો નથી ? ત્યારે કહે, એવો પુરાવો નહીં, પ્રત્યક્ષ પુરાવો. એક્ઝેક્ટ પુરાવો આપો. ત્યારે મેં કહ્યું, આ દેહ હમણે જ લઈ લો. અમે પોતે નિત્ય જ છીએ એવું અમને અનુભવમાં જ છે અને હું આ દેહની અંદર રહેતો જ નથી. હું એક ક્ષણવાર આ દેહમાં રહ્યો નથી. પાડોશી તરીકે રહું છું, બાવીસ વર્ષ થયા. એટલે એમને ખાતરી થઈ ગઈ. એમણે કબૂલ કરી દીધેલું કે તમે દેહ લઈ લેવાનું કહો છો ત્યાંથી જ આત્મા નિત્ય છે, એનું તમને ભાન છે.

**પ્રશ્નકર્તા :** નિત્ય છો એનું ભાન છે !

**દાદાશ્રી :** હા, શાને માટે ભય, હમણે જ લઈ લેને ! અમને વાંધો છે જ નહીં. અને તેમ છતાં છૂટી જવાની ઈચ્છા નથી. કારણ કે મનમાં એવી ભાવના છે કે જે સુખ હું પામ્યો છું એ સુખ લોકો પામો. ભાવના એટલી છે ખરી. છતાંય કોઈ દેહ લઈ લે તો વાંધો નથી. પણ છે તો સારું છે, લાગે કે લોકો કંઈક પામે.

## 'નિત્ય' આત્મા સંગ, જ્ઞાની સદા નિરાલંબ

આત્મા શાશ્વત જ છે, નિત્ય છે, સનાતન છે, અનુભવમાં આવે એવો છે અને હું તેમાં જ રહું છું, એ આત્મામાં જ રહું છું. એટલે અવલંબનેય નથી. આ વર્લ્ડમાં કોઈ શબ્દનું પણ મને અવલંબન નથી. આ દાદાનું જ્ઞાન આપેલા તમે બધા હાઈ-ટૉપ ઉપર જાવ તોય તમને 'હું શુદ્ધાત્મા છું' એ શબ્દનું અવલંબન હોય અને અમારે તો એ શબ્દનુંય અવલંબન ના હોય.

એનો વાંધો નહીં, એ શબ્દના અવલંબન ઉપર આવો તોય બહુ થઈ ગયું, પણ જો એ પ્રમાણે આ જ્ઞાનમાં આવોને તો ઘણું બધું થઈ ગયું. એ ભગવાન કહેવાય.

❖ ❖ ❖ ❖ ❖

# [૧૪]
# આત્મા થર્મોમિટર જેવો

## પોતાનો જ આત્મા થર્મોમિટર સમાન

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતના સમજાય કે આપણને ધર્મનો સાર પ્રાપ્ત થયો છે ?

**દાદાશ્રી :** એ તો કોઈ માર મારે, લૂંટી લે તોય રાગ-દ્વેષ ના થાય એ એનું થર્મોમિટર. થર્મોમિટર જોઈએ ને ? રડે તેનો વાંધો નહીં, રાગ-દ્વેષ ના થવા જોઈએ.

**પ્રશ્નકર્તા :** રાગ-દ્વેષ નથી થયા કેવી રીતે ખબર પડે ?

**દાદાશ્રી :** હા, એને માટે થર્મોમિટર મૂકી જોવાનું આપણે. જેમ આપણને તાવ ચઢ્યો હોય તો થર્મોમિટર મૂકીએ તો ખબર પડે કે ના પડે ? પછી કેટલી ડિગ્રી છે એ ખબર ના પડે ? તાવ ચઢેલો ઊતર્યો તેય ખબર પડે કે ના પડે ?!

આપણને સૂતા-સૂતા ખબર પડે છે કે આ તાવ ચડ્યો છે ! એ તાવ વધારે ચડે છે, તાવ ઓછો થયો, તાવ ઊતરી ગયો, એ બધું કોણ કહે છે આપણને ? એવો આપણો આત્મા થર્મોમિટર જેવો છે. એ બધી જ જાતની ખબર આપે.

આત્મા થર્મોમિટર સમાન છે. એ જ્યારે કેટલા ડિગ્રી તાવ ચઢેલો

છે એ દેખાડે, ત્યારે એને તાવ આવતો નથી. થર્મોમિટરને કોઈ દહાડો તાવ નથી આવ્યો, એ તો ઊલટું તાવ દેખાડે એવું છે. લોક તો કહેશે કે ભઈ, આ તાવને અડી અડીને એને તાવ ચડી ગયો છે. તે મૂઆ એને ચડતો હશે ? ડૉક્ટરને ચડી જાય જે થર્મોમિટરના માલિક છે એને, પણ થર્મોમિટરને તાવ ના ચઢે. એટલે આત્મા થર્મોમિટર સમાન છે. પોતાને બધી જ ખબર પડે.

**પ્રશ્નકર્તા :** પોતાને પોતાની મેળે ખબર પડે ?

**દાદાશ્રી :** હા, મન-વચન-કાયા ઈફેક્ટિવ છે અને આત્મા થર્મોમિટર જેવો છે, તરત જ ખબર પડી જાય.

## મહીં સારું-ખોટું બધું બતાડે આત્મારૂપી થર્મોમિટર

જેનામાં આત્મા છે, એ ભણેલા કે ના ભણેલા એ જોવાનું નથી. આત્માને અધ્યાત્મમાં ભણતરની જરૂર છે નહીં. ભણતરની જરૂર સંસારમાં છે. અભણ સ્ત્રીઓ પણ સમજી જાય કે આ એમણે કર્યું એ ખોટું કહેવાય. એ શી રીતે સમજી જતી હશે ? અભણ છે ને ? આત્મા જ એની પાસે છે થર્મોમિટર, તે બધું જ સમજી જાય. થર્મોમિટર આત્મા છે જ્યાં આગળ, ત્યાં તરત બધું ખબર પડી જાય કે અવળે રસ્તે ચાલ્યું.

જો આમ ચિંતા થતી હોય તોય ખબર ના પડે કે ચિંતા થાય છે ? સમાધિ રહેતી હોય તેય તને ખબર પડેને ? એ થર્મોમિટર કોણ હશે ? એ થર્મોમિટર ક્યાંથી લાવ્યો તું ? એ આત્મા થર્મોમિટર સમાન છે.

તું પરીક્ષામાં ભૂલ કરતો હોય ને તે ઘડીએ તરત ખબર પડેને કે આ ભૂલ થઈ રહી છે ?

**પ્રશ્નકર્તા :** ભૂલ થયા પછી યાદ આવે.

**દાદાશ્રી :** પછી પણ બીજું કોઈ વચ્ચે આવ્યું નહીં, છતાંય ખબર પડે જ છે ને ? એ તો આવરણ ખસી ગયું કે તરત ખબર પડે. કેટલાક માણસો પોતે (પરીક્ષામાં) પાસ થવાના કે નહીં, એ જાણતા હોય. કેટલાક તો એમ કહેશે, હંડ્રેડ પરસેન્ટ ગેરન્ટીથી પાસ થવાનો જ. બધું પોતાને

ખબર છે કે કેટલા ટકા આવશે ! ટકા હઉ જાણે. કારણ કે મહીં આત્મા થર્મોમિટર જેવો છે, બધીય ખબર આપે પણ થર જાડા હોય તો ખબર ના પડે. આત્મા મહીં થર્મોમિટર છે. અંદરનું જોવા જઈએ તો થર્મોમિટરથી માલૂમ પડે (એમ) છે.

## થર્મોમિટર દેખાડે સઘળું, જો નિષ્પક્ષપાતીપણે જુએ તો

**પ્રશ્નકર્તા :** આપણે મોક્ષમાં જવાના છીએ, એ શી રીતે ખબર પડે ?

**દાદાશ્રી :** બધું ખબર પડે. આપણો આત્મા છે ને, એ થર્મોમિટર જેવો છે. ભૂખ લાગે તે ખબર ના પડે ? સંડાસ જવાનું થાય તે તમને ખબર પડે કે ના પડે ? બધું જ ખબર પડે. કયા અવતારમાં જવાનો છે તેય ખબર પડે. નિષ્પક્ષપાતીપણે જોતો નથી. પોતે તટસ્થ ભાવે જુએને તો આત્મા થર્મોમિટર છે. તમે જે કહો એટલું માપ કાઢી આપે.

**પ્રશ્નકર્તા :** એ સ્ટેજ ઉપર આવવું પડેને ?

**દાદાશ્રી :** ના, પણ આત્મા એ સ્ટેજવાળો જ છે. નિષ્પક્ષપાતીપણે જોવાનું જ છે. આપણે જોડે જોડે પક્ષપાતમાં ના આવવું જોઈએ. સંડાસ જવાનું મહીં આપણને ખબર તો તરત પડે, પણ જોડે જોડે પક્ષપાત એટલે શું ? આપણે ત્યાં કોઈ સોનાનો વેપારી આવ્યો છે ને એની જોડે વાતોમાં રહ્યા કરે, એટલે પછી શું થાય તે ? પેલો સોના ઉપર પક્ષપાત પડ્યો, એટલે પેલું સંડાસ જવાનું આ થર્મોમિટર દેખાડતું હોય તે બંધ થઈ જાય પછી. નહીં તો પક્ષપાત ના હોયને, તો આત્મા થર્મોમિટર, બધું જ દેખાડે એવો છે.

## દાનત ખોરી, માટે રાચે પુદ્ગલ પક્ષમાં

કોઈ આમ રાત્રે મોઢામાં શિખંડ ઘાલી આપ્યો હોય આટલો, પછી આપણે પૂછીએ કે શું છે ? તો ઘોર અંધારામાંય એ બધું વર્ણન કરે. અરે મૂઆ, આટલી બધી શક્તિ છે ! અંધારામાં તું શિખંડનું વર્ણન કરું છું કે મહીં દહીં છે, પણ દહીં સહેજ ગંધાતું છે. તે મહીં અંધારામાં શી રીતે

જાણ્યું તેં આ ? ખાટું-મીઠું લાગ્યું એટલે દહીં છે, ખાંડ છે, બધો હિસાબ ખોળી કાઢ્યો. અને પછી મહીં ઈલાયચી છે, ચારોળી છે, દરાખ છે. ત્યારે આ ના આવડે ? પણ દાનત ખોરી છે. નવરા પડીને વિચારવું જ નથી. આમ જો રાત્રે શિખંડનું કહી આપે છે તો આ બધું ના આવડે ?

કૃપાળુદેવે કહ્યું છે ને કે આત્મા આમ થર્મોમિટર છે. તો થર્મોમિટર બોલ્યા પછી આપણે તાવ ચડ્યો-ઊતર્યો, ના ખબર પડે આપણને ? પણ એ દાનત જ ખોરી છે આ. અને બીજો એક પાડોશી મળે તેય દાનત ખોરીવાળો. 'લ્યો, આ પેપર વાંચો, સાહેબ' એ કહેશે. મેર મૂઆ, પેપર શું કરવા વંચાવે છે ? બીજું કંઈક કહે, બોલને કંઈક સારું ! પેપર આપી જાય વાંચવા. એટલે એને લોકસંજ્ઞામાંથી બહાર ખસવા ના દે. કૃપાળુદેવે ઘણું કહ્યું, લોકસંજ્ઞા દુઃખદાયી છે, ત્રાસદાયી છે પણ તોય લોકસંજ્ઞામાં રહે છે ને લોકો નિરાંતે !

## જ્ઞાન પછી થર્મોમિટર દેખાડે પોતાની ભૂલો

**પ્રશ્નકર્તા :** દાદા, આ બધી સ્થૂળ વાતો થઈ, પણ પોતાથી જે અનંતી સૂક્ષ્મ ભૂલો થઈ રહી છે તેની ખબર મહીં શુદ્ધતા આવે, જ્ઞાન થાય પછી જ આત્મા ખરો થર્મોમિટર થાય છે ને ?

**દાદાશ્રી :** બરોબર છે આત્મા એકલો શુદ્ધ થવો જોઈએ, એ શુદ્ધતાને પામવો જોઈએ, કે જે આ ચંદુ (હું) ન હોય ને આ (હું) શુદ્ધાત્મા હોવું જોઈએ. તે આપણે ત્યાં જ્ઞાન મળ્યા પછી આત્મા ખરો થર્મોમિટર જેવો થાય.

બાકી અજ્ઞાનતામાં પોતે સહજ સ્વભાવે જે કાર્ય, ક્રિયા કરતો હોય ને, એમાં પોતાની ભૂલ છે એવું ક્યારેય દેખાય નહીં. ઊલટું ભૂલ દેખાડે તોયે પણ એને ઊંધું દેખાય. એ જપ કરતો હોય કે તપ કરતો હોય, ત્યાગ કરતો હોય, એને પોતાની ભૂલ ના દેખાય. એ તો આત્મસ્વરૂપ થાય પોતે, જ્ઞાની પુરુષે આપેલો આત્મા પ્રાપ્ત થાય તો આત્મા એકલો જ થર્મોમિટર સમાન છે કે ભૂલ દેખાડે. બાકી ભૂલ ના દેખાય કોઈને. ભૂલ દેખાય તો તો કામ થઈ ગયું. ભૂલ ભાંગે તો પરમાત્મ સત્તા પ્રાપ્ત થાય. પરમાત્મા

તો છે જ, પણ સત્તા પ્રાપ્ત થતી નથી. પરમાત્માની સત્તા ક્યારે પ્રાપ્ત થાય ? ભૂલ ભાંગે તો. એ ભૂલ ભાંગતી નથી ને સત્તા પ્રાપ્ત થતી નથી. અને આપણે પરમાત્મા છીએ, એવું લક્ષ બેઠું છે. એટલે હવે ધીમે ધીમે શ્રેણી માંડે એ. એટલે સત્તા પ્રાપ્ત થયા કરે.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યુંને કે થર્મોમિટર બધું જ બતાવે છે એ કોણ ?

**દાદાશ્રી :** એ જ પ્રજ્ઞા, (જ્ઞાન પછી) ચેતવી ચેતવીને મોક્ષે લઈ જાય.

## થર્મોમિટરરૂપી આત્મા જ્ઞાયક, નહીં વેદક

**પ્રશ્નકર્તા :** દાદા, હવે પોતાની ભૂલો તો દેખાય છે પણ શારીરિક પીડા વખતે થર્મોમિટર જેવું નથી રહેતું અને દુઃખનો ભોગવટો આવે છે.

**દાદાશ્રી :** ના, દુઃખ રહે તો પછી આત્મા જ ન્હોયને ! તમે શુદ્ધાત્મા છો. તમારી દૃષ્ટિમાં દુઃખ જ નથી પણ દુઃખ લાગે છે તે તમે પ્રતિનિધિરૂપે થાવ, પ્રતિનિધિનું દુઃખ તમે સ્વીકારી લો છો.

કોઈ જગ્યાએ જાણકાર સેફ સાઈડની બહાર ના જાય. હવે ખરેખર પોતે જાણકાર છે, પોતે જાણે છે. આ તો દાઢ દુઃખી તો કહે, મને દુઃખી. અલ્યા, દાઢને દુઃખી દાઢ. તું જાણું છું કે ભઈ, આ કેટલી દુઃખે છે ! તું જાણું છું કે દાઢ વધારે દુઃખે છે કે દાઢ ઓછી દુઃખે છે. ઓછી થઈ તેને જાણે પાછો. હવે સારું છે, કહેશે. અલ્યા મૂઆ, તેની તે જ. વધતી'તી તેય જાણનાર હતો અને ઓછી થઈ તેય જાણનાર, આત્મા થર્મોમિટર છે. આત્મા વેદક નથી. શાસ્ત્રકારોએ વેદક લખ્યું, તે ક્રમિક માર્ગમાં. એ એમ કહે છે કે આ આત્મા જ ભોગવે છે અને તે ક્રમિક માર્ગમાં ભોગવે, અહંકાર રહ્યોને ! એમાં અહંકાર સાથે હોય ને ધીમે ધીમે અહંકાર ઘટવાનો. આપણો અહંકાર ઊડાડી મેલ્યા પછી એ આપણને વેદક ના રહે, જ્ઞાયક રહે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાયક રહે.

**દાદાશ્રી :** હં, થર્મોમિટર જેવો છે ને ! એને વેદકતા ના હોય.

## ક્રમિકમાં આત્મા પોતે વેદક, અક્રમમાં નિર્વેદ

ક્રમિક માર્ગવાળાનો આત્મા વેદક છે અને આપણામાં નિર્વેદ છે. એ આત્માને વેદક કહે. એ મારો આત્મા તન્મયાકાર થઈ ગયો, એવું કહે.

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** આપણો જાણનાર હોય, શાતા વર્તે કે અશાતા વર્તે એનો.

**પ્રશ્નકર્તા :** આપે પેલો જે શાતા-અશાતા અનુભવે છે, એને પણ જોવાનો (એટલે) એની ઉપરની સ્થિતિમાં મૂકેલા.

**દાદાશ્રી :** અને ક્રમિકમાં એવું હોય, વેદક ઘૂસી જાય એટલે આત્મા મારો ઘૂસી ગયો એવું, એ ઘૂસવાયે ના દે.

**પ્રશ્નકર્તા :** એ ઘૂસવા ના દે તો વ્યવહાર ડિસ્ટર્બ થઈ જાય ?

**દાદાશ્રી :** હા, વ્યવહાર બધો ડિસ્ટર્બ થાય. પણ એ વ્યવહારને છોડતા છોડતા, ત્યાગ કરતા કરતા આગળ જાય. વ્યવહારમાં રહેવાની આપણામાં છૂટ શાથી આપી ? એ વેદક છે નહીં. આ અક્રમ છે એટલે. બહારના તો, ક્રમિક માર્ગ તો એવું જ કહે કે એ વેદક પોતે જ. કારણ કે એને પૂરું જ્ઞાન થયું નથી. પૂરો આત્મા થયો નથી. પૂરો આત્મા થયેલો વેદક ના હોય, નિર્વેદ હોય.

## વેદકને જુદું રાખે, સૂક્ષ્મતા અક્રમ વિજ્ઞાનમાં

ક્રમિક માર્ગમાં આત્માને વેદક કહ્યો. 'વેદકતા, ચૈતન્યતા, એ સબ જીવ વિલાસ.' ત્યાંય આપણું વિજ્ઞાન શું કહે છે ? વેદનારો જુદો ને જાણનારો જુદો. 'હું ભોગવું છું' કહે છે તો તારું, નહિતર આ ચંદુભાઈ ભોગવે છે, તો વેદનાર વેદે છે અને તું જાણું છું.

**પ્રશ્નકર્તા :** એટલે વેદકની ઉપર ગયું.

**દાદાશ્રી :** વેદકથી ઉપર ગયું. નહિતર ત્યાં 'હું વેદું છું' કહે છે.

ઉ... મારા બાપ રે. તે તારા બાપને શું કામ બોલાવ્યા દાઢ દુઃખે છે તેમાં મૂઆ ? કારણ કે પોતે ભોગવે છે તેથી.

અને જાણનાર હોય તો, દાઢ દુઃખે તો મહીં પેલો વેદક હોય તેને કહે કે 'ભઈ, આ તો મહીં હિસાબ છે એ ચૂકતે થાય છે.' પણ 'બાપ રે' ના બોલાવે, દુઃખે તો ખરું જ. વેદકને વેદના થાય પણ 'બાપ રે' ના બોલાય. પાછો બાપને શું કામ બોલાવે છે ? એ તો ગયા. પચાસ વર્ષ તો થયા ગયે એમને. પાછો 'બાપ.. રે' બોલે, નહીં ?

**પ્રશ્નકર્તા :** ત્યાં 'ક'ની આગળનું છે આપણું. આપણે તો 'ક'ને જોઈએ છીએ. આ બધા 'ક'ને જોવાના છે !

**દાદાશ્રી :** હા, જો આ બધાથી છૂટો પડ્યો છે આત્મા. વેદકતાથીય છૂટો પડ્યો. કારણ કે આત્મા નિર્વેદ છે. ક્રમિકનો વેદક, આ નિર્વેદ છે. આટલી બધી સૂક્ષ્મતા સુધી પહોંચ્યું છે આ વિજ્ઞાન ! તેથી નિરંતર સમાધિ રહે છે ને ! વેદક હોય તો ચિંતા થયા વગર રહે નહીં.

એટલે વીતરાગનું થર્મોમિટર સાચું છે. એ થર્મોમિટરની જોડે એને મૂકીએ, એ જેટલો તાવ દેખાડે એટલો આ તાવ દેખાડે તો જાણવું કે આ થર્મોમિટર બરોબર છે.

## થર્મોમિટરને ન ચડે તાવ, જે બને તેનો રહે જાણકાર

એટલે મેં શુદ્ધાત્મા આપ્યો છે, તે થર્મોમિટર છે. એ તો કેટલું દુઃખે છે, વધ્યું તેને જાણકાર, ઘટ્યું તેનેય જાણકાર. તું થર્મોમિટર છે, થર્મોમિટરને તાવ ના ચડે. જે જાણે ઓછું-વત્તું તેને તાવ ચડતો હશે ? પણ આ લોકો શુંય માની બેઠા છે, તે થર્મોમિટરને તાવ ચડાવે છે. થર્મોમિટરને તાવ ચડ્યો છે, કહેશે. ડૉક્ટરનું કેટલું ખરાબ દેખાય, નહીં ? ડૉક્ટરનું ખરાબ દેખાયને થર્મોમિટરને તાવ ચડ્યો કહે તો ?

થર્મોમિટરને તાવ ચડે નહીં કોઈ દહાડોય. ડૉક્ટરને ચડે, દર્દીને ચડે પણ થર્મોમિટરને તાવ ચડે નહીં. આત્મા થર્મોમિટર છે. તે અંદર શું થયું છે ? ત્યારે કહે, સળગ્યું છે. તો કોણ દાઝ્યા ? ત્યારે કહે, 'હું દાઝ્યો.'

ત્યારે કહે, 'તું દાઝયો ?' ફરી પૂછે કે 'કોણ દાઝયું ?' ત્યારે કહે, 'આ દેહ દાઝયો', ત્યારે કહે, 'તે દેહ દાઝયો.' (આત્મા) થર્મોમિટર છે. દુઃખ વધ્યું, ઘટ્યુંનો જાણકાર છે. તરત ખબર પડી જાય, દુઃખ ઘટવા માંડ્યું. એ વધવા માંડ્યું. અલ્યા મૂઆ, તું થર્મોમિટરને આમાં શું કરવા ઘાલે છે તે ? આપણે પૂછીએ, કેમનું છે હવે ? ત્યારે કહે, હવે ઘટતું જાય છે. તો પણ જાણકાર કોણ ? આ જેને દુઃખ ઘટે છે તે એવું જાણે છે કે થર્મોમિટર જાણે છે આ ? દુઃખ વધઘટ થાયને, પણ 'મને દુઃખે છે' એ રોંગ બિલીફ છે અને વધઘટ થાય તે પુદ્‌ગલને થાય છે. એને આત્મા તો જાણે જ છે કે આ વધ્યું ને આ ઘટ્યું. જો તમે દાદાએ આપેલો આત્મારૂપ રહો છો તો તમને કશું અડતું નથી અને તમને પહેલાની પ્રેક્ટિસ ખરીને એટલે થોડું પેસી જાય ત્યારે જરા અસર થાય. તે પછી તરત ધોઈ નાખવી પડે. કોઈ દહાડો આ છે તે હાઈવે પર ફરેલા નહીં અને નવે નવો હાઈવે, એટલે પછી એને ગૂંચવાડો થાયને બળ્યો ! ધીમે ધીમે પ્રેક્ટિસ કરે એટલે પછી ઠેકાણે આવી જાય. બાકી, આત્મા પોતે થર્મોમિટર થઈ ગયો પછી રહ્યું શું ? પોતે શું હકીકત, વાસ્તવિકતા છે તે બધું જ જાણે.

એ ભાઈ બધી વાતો કરતા'તા ત્યારે મેં કહ્યું, 'થર્મોમિટરને આ આવું કેમ હોય ?' ત્યારે કહે, 'હા, એ ના હોય.' મેં કહ્યું, 'થર્મોમિટર સ્ટેજમાં ના આવવું જોઈએ એ બધું ?'

## પ્રગટ શુદ્ધાત્મા કામ કરે થર્મોમિટર જેવું

તમને તો શુદ્ધાત્મા એવો પ્રગટ થયેલો છે કે જ્યારે કહો ત્યારે થર્મોમિટરની પેઠ કામ કરે. જેમ થર્મોમિટરને અડાડતા જ કામ આપી દેને એવું. આત્મા પોતે જ થર્મોમિટર છે. તે તો તાવ માપે, તેને તાવ ના આવે, પણ આ જ ભ્રાંતિ છે ને કે મને તાવ આવ્યો. તું જાણું છું કે તને (ચંદુને) કેટલો તાવ આવ્યો છે પણ તને ભ્રાંતિથી એક જણાય છે. 'મને' કહ્યું કે ચોંટ્યું. સહેજ પણ અન્ય ધર્મને પોતાનો ધર્મ ના મનાય, બેઉને છૂટા રાખવા જોઈએ.

આ બધાય (મહાત્માઓ) આત્માના થર્મોમિટર વાપરે જ છે. તાવ

ચડ્યો કેટલો ને તાવ ઊતર્યો કેટલો બધું જાણે. કષાય ચડ્યા કે કષાય ઊભા થયા તે બધું જ જાણે. બધી જ વસ્તુ જાણે. શું શું ઊભું થયું તેય જાણે. એનો પાછો સમભાવે નિકાલેય કરી નાખે. કારણ કે આપણી નિકાલી બાબત છે, નિકાલ (બીજે) કોઈ જગ્યાએ હોય નહીં.

**પ્રશ્નકર્તા :** એનું કોઈ થર્મોમિટર ખરું કે આમ આગળ વધી રહ્યા છે કે નહીં, એ જાણવા માટેનું ?

**દાદાશ્રી :** એ થર્મોમિટર તો આત્મા જ છે. એ કહી આપે કે 'હજુ બરોબર નથી. આટલે સુધી અનુભવ બરોબર છે.' આત્મા થર્મોમિટરની માફક કામ કર્યા જ કરે છે.

❖ ❖ ❖ ❖ ❖

# [૧૫]
# નિર્વિકારી-અનાસક્ત

## [૧૫.૧]
## વિકારી-નિર્વિકારી

### આત્મા નિર્વિકારી, પણ અહંકારી ચિંતવને થાય વિકારી

**પ્રશ્નકર્તા :** આત્મા નિર્વિકારી છે, તો પછી આ જીવાત્મા બધા વિકારી કેવી રીતે થાય છે ?

**દાદાશ્રી :** આત્માનો (અજ્ઞાનતામાં) એક ગુણ એવો છે, કે જેવો ચિંતવે તેવો જ થઈ જાય. આમ મૂળ ગુણ નિર્વિકારી છે, પણ એ ચિંતવે કે 'હું વિકારી છું' તો વિકારી થઈ જાય. મૂળ ગુણ જાય નહીં, પણ ચિંતવેલો ગુણ નાશ પામે.

**પ્રશ્નકર્તા :** એટલે આ વિકારી અથવા નિર્વિકારી એ પોતે જ થાય છે ?

**દાદાશ્રી :** આમ સંજોગો બાઝે ત્યારે વિકારીય થઈ જાય. એ પોતે કહેય ખરો, મારો સ્વભાવ વિકારી છે. અને નિર્વિકારીય થઈ જાય, આમ સંજોગો બાઝે તો.

**પ્રશ્નકર્તા :** એ કોણ ?

**દાદાશ્રી :** અહંકાર.

**પ્રશ્નકર્તા :** એટલે આ અહંકાર તો છે જ. અહંકાર તો જે અસ્તિત્વ હતું પણ એ સંજોગો પ્રમાણે બદલાય એનું.

**દાદાશ્રી :** અહંકાર ના હોય તો આ કશું થાય જ નહીં.

**પ્રશ્નકર્તા :** આ કશું એટલે ?

**દાદાશ્રી :** આ વિકાર જ ના થાય અને એ પાછો નિર્વિકારેય ના થાય. અહંકાર છે તો થાય છે.

## 'હું'ની વર્તનાએ, વર્તાય વિકારી-નિર્વિકારીપણું

**પ્રશ્નકર્તા :** મૂળ આત્મા તો નિર્વિકારી જ છે !

**દાદાશ્રી :** ત્યાં તો વિકાર હોય જ નહીં. અકામી, અનાસક્ત !

**પ્રશ્નકર્તા :** એટલે આ અહંકારેય તે રૂપ થઈ શકે છે એટલો ? અહંકાર પણ નિર્વિકાર થઈ શકે છે ?

**દાદાશ્રી :** નિર્વિકારી જ છે. એને વળી કહે છે. 'હું શુદ્ધાત્મા' ત્યાં શુદ્ધ થઈ ગયો અને 'હું વિકારી છું' તો વિકારી થઈ ગયો. નિર્વિકારી તો નિર્વિકારી, હું બ્રહ્મચારી તે બ્રહ્મચારી થઈ ગયો.

હું ક્યાં વર્તે છે તેનાથી નિરાગીપણું તથા નિર્વિકારીપણું સમજી શકાય. આ 'હું નહોય' ને 'મારું નહોય' એ નિર્વિકારી છે. 'આ હું છું' અને 'આ મારું છે' એ વિકારી સંબંધ છે. વિકારી સંબંધ તે પ્રતિષ્ઠિત આત્માનો છે, શુદ્ધાત્મા તો નિર્વિકારી છે.

## પુદ્‌ગલપક્ષી અહંકાર, કરે બધું વિકારી

**પ્રશ્નકર્તા :** આત્માની હાજરી વગર આ વિકારી ગુણો ઉત્પન્ન થાય નહીં, તો પેલાને વિકારી થવામાં હાજરીનું નિમિત્ત એમાં શું કામ કરી જાય છે કે જેથી પેલું વિકારી બને છે ?

**દાદાશ્રી :** આ સૂર્યની હાજરીથી પેલા સેલ ભરાય છે ને ? તેમ આત્માની હાજરીથી બધું થઈ જાય છે. એમાં આત્મા, ભગવાન કશું કરતા નથી. એ તો પ્રકાશ આપે છે જીવમાત્રને.

**પ્રશ્નકર્તા :** એ ભગવાન તો સહજ પ્રકાશે છે, તો પછી આ વચ્ચે કોણ છે કે જે આ બધું વિકારી કરી નાખે છે ?

**દાદાશ્રી :** જે મોક્ષ ખોળે છે તે, બંધાયેલો છે તે.

**પ્રશ્નકર્તા :** અને એ આપે કીધું અહંકાર ?

**દાદાશ્રી :** હા, અહંકાર ને મમતા. જે બંધાયેલો છે તે છૂટવા માગે છે.

**પ્રશ્નકર્તા :** એ જે બંધાયેલો છે તે કયા પક્ષમાં છે ? પ્રકાશના પક્ષમાં છે કે આ પરમાણુઓના પક્ષમાં ?

**દાદાશ્રી :** પરમાણુઓના પક્ષમાં. એ પરમાણુઓનો બનેલો છે. એ પરમાણુઓનું વિકારી સ્વરૂપ છે.

પરમાણુની જે વિકારી અવસ્થા છે એને પુદ્ગલ કહે છે. પુદ્ગલ એટલે પૂરણ-ગલન. આત્મા જુદો છે ને આ પૂરણ-ગલન જુદું છે. જ્યાં સુધી પૂરણ-ગલનના સોદામાં છો, ત્યાં સુધી આત્મા પ્રાપ્ત નહીં થાય. એ સોદા જ્યારે બંધ થઈ જશે, એ સોદાના માલિક તમે નહીં રહો ત્યારે તમારો આત્મા પ્રાપ્ત થશે.

## વિભાવ-વિશેષભાવ તે વિકાર

**પ્રશ્નકર્તા :** વિકાર એટલે શું ? વિકારનો સૈદ્ધાંતિક અર્થ સમજાવો.

**દાદાશ્રી :** આત્મા વિકારમાં આવ્યાથી આ સંસાર ઊભો થઈ ગયો છે. નિર્વિકાર એટલે મોક્ષ.

**પ્રશ્નકર્તા :** વિકાર જ સમજણ નથી પડતી, વિકાર કોને કહેવાય, વિકાર શબ્દ ?

**દાદાશ્રી :** આ પાણી પાડીએ, તે એની મેળે નીચે જાય. એ વિકાર ના કહેવાય, નિર્વિકાર કહેવાય. અને પાણીને ઊંચે ચડાવીએ એક ફૂટ, તે વિકાર કહેવાય. પાણીને એક ફૂટ ઊંચે ચડાવે એ એનો સ્વભાવ નથી, એ વિકારી થયું કહેવાય. એવા જાતજાતના વિકાર. આપણે મેળવણ નાખીને

દૂધ મૂકીએ અને સવારમાં દહીં થઈ જાય એ વિકારી કહેવાય. આપણે એને દહીં કરવું હોય તો તો જુદી વસ્તુ છે, પણ દૂધ મીઠું હતું ને એમ ને એમ એની મેળે ખાટું થઈ ગયું એ વિકારી ના કહેવાય. આપણે કર્યું હોય એ જુદું અને એની મેળે થઈ જાય એ જુદું.

## શુભાશુભ બધું વિકાર, જ્ઞાનક્રિયા નિર્વિકાર

મોક્ષે જવું હોય તો એક માણસ દાન આપે છે તેય વિકાર કહેવાય, જો દયા રાખે છે તેય વિકાર કહેવાય, બધું જ વિકાર કહેવાય. અને સંસારમાં નામ કાઢવું હોય તો દયા રાખે, શાંતિ રાખે તો એ નિર્વિકાર કહેવાય અને એ જૂઠું બોલે, લુચ્ચાઈ કરે, ચોરીઓ કરે, એ વિકાર કહેવાય. એટલે મોક્ષે જવું હોય તો વિકારી સ્વભાવ આવો કહેવાય, જે બધું સારું કરે છે ને એ બધાય વિકારી.

**પ્રશ્નકર્તા :** મોક્ષે જવું હોય તેને સારું કરે છે એય બધા વિકારી ?

**દાદાશ્રી :** હા, મોક્ષે જવું હોય તો બધો વિકાર જ છે આ ! વિકાર એટલે આ કરવાનો ભાવ રાખવો નહીં, તો જ મોક્ષે જાય. નિર્વિકારી સ્વભાવ ! આ 'કારી' સ્વભાવ નહીં, વિ-કારી. વિકાર... વિ-ક્રિયા કરનારો. પોતાનો સ્વભાવ જ્ઞાન સ્વભાવ, જ્ઞાનક્રિયા કરવાનો છે. આ વિકાર, 'કાર' ખરા પણ વિકાર ! આ જગત બધું એ વિકારી જ છે, જ્ઞાની જ નિર્વિકારી કહેવાય.

**પ્રશ્નકર્તા :** આ તો આપણે એવું સમજીએ છીએ કે ખરાબ વિચાર આવ્યો એટલે વિકારી. એટલું જ સમજતા'તા...

**દાદાશ્રી :** લોકો એને વિકારી કહે, કારણ કે વચ્ચે સબ સ્ટેશન છે ને, પુણ્યનું, દાનનું ! એટલે શુભાશુભને, અશુભ કરે એ વિકાર અને શુભ કરે એ વિકાર નહીં એવી માન્યતા છે એ. જ્યારે મોક્ષે જવું હોય તો શુભાશુભ બન્નેય વિકાર છે.

## આત્મજ્ઞાને પ્રાપ્ત થાય નિર્વિકારીપદ

વિકારથી જ સંસાર ઊભો થયો છે આ બધો. આ સંસાર એટલે

વિષયોનો વિકાર. પાંચ ઈન્દ્રિય વિષયો, એના વિકારો છે. અને મોક્ષ એટલે નિર્વિકાર. આત્મા નિર્વિકાર છે. ત્યાં રાગેય નથી ને દ્વેષેય નથી.

**પ્રશ્નકર્તા :** નિર્વાસનિક એટલે વાસના વિનાનું. વાસના વિનાનું બનવાનું એ તો ચૈતન્ય જાગૃતિ માટે જ ને ? વાસના વગર રહેવાનું, નિર્વાસનિક.

**દાદાશ્રી :** વાસના વગર કોઈ રહી શકે જ નહીં. નિર્વાસનિક પણ એક જાતની વાસના જ છે, નિર્વાસનિકપણું કહે છે તે. 'હું નિર્વાસનાવાળો છું' તો એ પણ વાસના જ છે.

**પ્રશ્નકર્તા :** વાત બરાબર છે, પણ એ જે વિકારી કિનારાથી નિર્વિકારી કિનારામાં પહોંચવા માટે કંઈક નાવડું તો હોવું જોઈએ ને ?

**દાદાશ્રી :** હા, એના માટે આત્માનું જ્ઞાન હોય છે, એ મેળવવું જોઈએ. આ સંસારમાં જ્ઞાન એ તો બુદ્ધિજન્ય જ્ઞાન છે.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિજન્ય જ્ઞાન છે ?

**દાદાશ્રી :** હા, એટલે સ્વયં પ્રકાશિત જ્ઞાન જોઈએ, જેને વિજ્ઞાન કહેવામાં આવે છે. એ વિજ્ઞાન જોઈએ. એ તો કોઈ જ્ઞાની પુરુષ હોય ત્યારે એની દૃષ્ટિ બદલાય, નહીં તો દૃષ્ટિ નથી બદલાતી. રોગ છે ને એ માટે. એટલે દેખે કે તરત રોગ ઊભો થઈ જાય.

**પ્રશ્નકર્તા :** કારણ કે અહીંયા કર્મની નિર્બળતા પડેલી છે. એ સબળ નથી થયો અહીંયા.

**દાદાશ્રી :** એ પરસત્તામાં છે ને !

**પ્રશ્નકર્તા :** એ પરસત્તામાં છે. એ સ્વસત્તામાં હોય તો એ વસ્તુ ન બની શકે.

**દાદાશ્રી :** હા, હમણે એકલા હોયને તો ત્યાગી પુરુષને કશું હરકત ના આવે. તે કો'ક દેખાય કે મનમાં આમ વિકારભાવ ઉત્પન્ન થઈ જાય. એ જ્યાં સુધી જ્ઞાન થાય નહીં ત્યાં સુધી નિર્વિકારી થઈ શકે નહીં.

## સ્વરૂપજ્ઞાનથી અપ્રતિબદ્ધ, રહે વિકારોમાંય નિર્વિકાર

માણસને મુક્તપણાનું ભાન થવું જોઈએ. એ મોક્ષભાવ કહેવાય. મને નિરંતર મુક્તપણાનું ભાન રહે છે, 'એની વ્હેર', 'એની ટાઈમ'. દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ કોઈ મને પ્રતિબદ્ધ કરે નહીં. (કોઈ) વસ્તુ પ્રતિબદ્ધ કરનારી નથી. આ તો પાડાને વાંકે પખાલીને ડામ દે દે કર્યા કરે છે.

**પ્રશ્નકર્તા :** તો પછી પ્રતિબદ્ધ કોણ કરે છે ?

**દાદાશ્રી :** સ્વરૂપનું અજ્ઞાન પ્રતિબદ્ધ કરનારું છે. હું એ જ કહેવા માગું છું કે તમે આ વિકારોમાં નિર્વિકાર રહી શકો છો. આ વિકાર એ વિકાર નથી, આ તો દૃષ્ટિફેર છે. આ પ્રતિબદ્ધ કરનારી વસ્તુ જ નથી. તમારી દૃષ્ટિ વાંકી છે, તો જ પ્રતિબદ્ધ કરે છે.

**પ્રશ્નકર્તા :** આત્મજ્ઞાન પ્રાપ્ત કર્યા પછી હું સંપૂર્ણપણે નિર્વિકારી થઈ ગયો કે મારો માલ સંપૂર્ણપણે ખપી ગયો એની શી નિશાની ?

**દાદાશ્રી :** નિશાની તો નિરંતર સમાધિ રહે. આપણને ઉપાધિમાંય સમાધિ રહે.

**પ્રશ્નકર્તા :** એ તો અત્યારે પણ થોડું ઘણું તો રહે જ છે પણ ?

**દાદાશ્રી :** ના, પણ સંપૂર્ણ રહે છે તો એ જ નિશાની, બીજું કશું નહીં. નિરંતર જાગૃતિ, એ જ સંપૂર્ણ.

**પ્રશ્નકર્તા :** એ ઉપાધિ તો આમ જતી રહી. અમે ચિંતામુક્ત થઈ ગયા, તમે બનાવી દીધા. તોય પણ એનીય કંઈક નિશાની હશેને કે, અમને કંઈક એવું વિઝન થાય કે આ પ્રમાણે થાય તો અમે એ પ્રમાણે જાગ્રત થયેલા છીએ પૂર્ણ ?

**દાદાશ્રી :** વિઝન તો મોટામાં મોટું થઈ ગયું. વિઝન તો 'હું શુદ્ધાત્મા છું' એ વિઝન ને બીજામાં શુદ્ધાત્મા દેખાય છે એ વિઝન. બીજા વિઝન કામના નહીંને ! બીજા વિઝન તો બધા નકામા, નાટકીય વિઝન કહેવાય.

❖ ❖ ❖ ❖ ❖

## [૧૫.૨]

# અનાસક્ત

### સ્વના ભાને થયો પોતે અનાસક્ત-અકામી

**પ્રશ્નકર્તા :** આ જે જીવાત્મા છે, એને અનાસક્ત ભાવમાં આવવું છે ને ?

**દાદાશ્રી :** હા, અનાસક્ત થવું છે એને. કારણ કે પોતે અનાસક્ત જ છે, પણ આ પોતાનું ભાન ખોઈ નાખ્યું છે. પોતાનું ભાન ઉત્પન્ન થાય, 'અનાસક્ત છું' એવું એ ભાન થઈ ગયું, (હું ચંદુ છું એ) છૂટી ગયું તો 'અનાસક્ત છે, અકામી છે.' કોઈ પણ વસ્તુ એમાં છે નહીં, ક્રોધ-માન-માયા-લોભ કશું. આ ક્રોધ-માન-માયા-લોભ એ તો આત્મા-અનાત્મા, જ્ઞાન-અજ્ઞાનના બંધરૂપ છે, સાંકળ છે, નહીં તો અનાસક્ત ભગવાનને આસક્તિ ક્યાંથી ? ભગવાન અનાસક્ત ! મહીં બેઠો છે શુદ્ધાત્મા તે અનાસક્ત છે અને તે અકામી છે પાછો. અને આ બધા કામનાવાળા. આસક્તિ ત્યાં કામના. લોક કહે છે, હું નિષ્કામ થયો છું. તે આસક્તિમાં રહે છે એ નિષ્કામ કહેવાય નહીં. આસક્તિ જોડે કામના હોય જ.

**પ્રશ્નકર્તા :** આસક્તિ નથી એ અનાસક્ત ભાવ ?

**દાદાશ્રી :** અનાસક્ત તો વસ્તુ જુદી છે. અનાસક્ત તો કોઈ માણસ હોઈ શકે નહીં. અનાસક્ત તો આત્મા એકલો જ છે. શુદ્ધાત્મા એકલો જ અનાસક્ત છે. અનાસક્ત ભાવ એટલે મૂળ સ્વરૂપને પામ્યા છે તે. જેમ

જલેબી ખાય, પછી ચા પાઈએ તો મોળી લાગે તેમ આ સ્વરૂપજ્ઞાન પ્રાપ્ત થયા પછી મન ભમે જ નહીં, આખું જગત મોળું લાગે, વિષયમાત્ર મોળા લાગે.

## આત્મજ્ઞાને થયો અનાસક્ત, પણ પ્રતીતિરૂપે

એવું છે, આ 'જ્ઞાન' લીધું ને અમારી આજ્ઞામાં રહે, એ અનાસક્ત કહેવાય. પછી ભલેને એ ખાતો-પીતો હોય કે કાળો કોટ પહેરતો હોય કે ધોળા કોટ-પેન્ટ પહેરતો હોય કે ગમે તે પહેરતો હોય. પણ એ અમારી આજ્ઞામાં રહ્યો એ અનાસક્ત કહેવાય. આ આજ્ઞા અનાસક્તનું જ 'પ્રોટેક્શન' છે.

**પ્રશ્નકર્તા :** આસક્તિમાંથી મુક્ત થવા માટે, અનાસક્ત થવા માટે જ્ઞાની પુરુષનો સત્સંગ અને વિવેક, શ્રેય-પ્રેયની બરાબર સમજણ કે આ મારા શ્રેય-પ્રેય માટે છે. એ વિવેક ન આવે ત્યાં સુધી આસક્તિ જાય નહીં.

**દાદાશ્રી :** ના જાય, એમ જાય નહીં, પણ જ્ઞાની પુરુષ મળી જાય અને ત્યાં આગળ જો કદી એ આત્મજ્ઞાન થાય તો આસક્તિ તૂટે. જ્ઞાની પુરુષ પોતાને આત્મા પ્રગટ થયેલો છે. હવે આત્મા સ્વભાવે અનાસક્ત છે. દેહમાં રહે તો આસક્તિ છે, દેહથી છૂટા રહે તો અનાસક્ત છે. આત્મબુદ્ધિ દેહમાં તે આસક્તિ અને આત્મબુદ્ધિ દેહમાં ના રહે તે અનાસક્ત. એટલે અનાસક્તનો જોગ બેસવો જોઈએ આપણને અને તે તમને તો બેસી ગયો છે સરસ.

**પ્રશ્નકર્તા :** એ આમ તમે કહો છો ને દાદા, એટલું સહેલું નથી દેખાતું. ટૂ બી વેરી ફેક્ટ કહું. તમે કહો કે આ થઈ ગયું, કબૂલ. અહીંયા હું બે કલાક બેસું ત્યારે એમ લાગે કે હું અનાસક્ત થઈ ગયો પણ બહાર નીકળ્યો, ચંપલ ન મળે, તો જુઓ મારી આસક્તિ !

**દાદાશ્રી :** હા, બરાબર છે. ચંપલ ના જડે ત્યારે ખરું. એ વાત તો તમને સમજાયને પણ ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** હવે અહીં જ્ઞાન પ્રાપ્ત થયા પછી શું થયું એ કહું તમને ? ભલે એ મનમાં માની બેસે કે મારે બધું થઈ ગયું છે, પણ શું થયું તે કહું કે 'હું અનાસક્ત છું' એ પ્રતીતિ બેઠી છે, વર્તનમાં નથી એ. હવે એ પ્રતીતિ બેઠા પછી ધીમે ધીમે ધીમે એના તરફ, એના પ્રવર્તન ભણી જયા જ કરે છે. અત્યારે માની બેસે કંઈ દહાડો વળે ? નહીં. એટલે આ જે ચંપલ જડતા નથી અને તેમાં આસક્તિ દેખાય છે તે 'આ મારું સ્વરૂપ ન્હોય, હું અનાસક્ત છું' એમ કહેવું.

## શુદ્ધાત્મા અનાસક્ત, આસક્તિ રહી ચંદુભાઈમાં

એવું છે ને, આત્મા નિરંતર અનાસક્ત જ હતો, અનાસક્ત રહેશે ને અનાસક્ત છે જ. તમે જો આત્મા થયા હોય તો આસક્ત કોણ છે ? ચંદુભાઈ. કોર્ટની કંઈ આસક્તિ હોય તોય ચંદુભાઈને છે, ઘરની હોય તે ચંદુભાઈને છે. તે આપણે જાણવી જોઈએ કે ચંદુભાઈમાં છે. એનો કંઈ દંડ નથી. તમે ચંદુભાઈ છો, તે એનો દંડ છે.

બાકી તમે તો અનાસક્ત (નિષ્કામ સ્વભાવી) છો જ. અનાસક્તિ કંઈ મેં તમને આપી નથી. તમારો સ્વભાવ જ છે અને તમે એમ માનો, કે દાદાનો ઉપકાર મને અનાસક્તિ આપી. ના, ના, મારો ઉપકાર માનવાની જરૂર નથી. તમારો પોતાનો સ્વભાવ છે. તમને કેમ લાગે છે, ચંદુભાઈ ? તમારો પોતાનો સ્વભાવ કે મેં આપ્યું ?

**પ્રશ્નકર્તા :** પોતાનો જ ને !

**દાદાશ્રી :** હા, એવું બોલોને જરા. બધુંય 'મેં આપ્યું, મેં આપ્યું' કરો તે ક્યારે પાર આવશે ?

**પ્રશ્નકર્તા :** પણ દાદા, તમે એનું ભાન કરાવ્યુંને ?

**દાદાશ્રી :** હા, પણ ભાન કરાવ્યું એટલું. બીજું બધું 'મેં આપ્યું છે' એમ કહો, પણ બીજું તો તમારું છે ને તમને આપ્યું.

**પ્રશ્નકર્તા :** એ દાદા, અમારું છે એ આપે અમને આપ્યું, પણ અમારું હતું એવું અમે ક્યાં જાણતા હતા ?

**દાદાશ્રી :** જાણતા નહોતા પણ જાણ્યું ને છેવટે. જાણ્યું એનો રોફ તો જુદો જ ને ! જાણ્યું તેનો રોફ કેવો પડે, નહીં ? કોઈક ગાળ ભાંડે તોય એનો રોફ ના જાય. હા, એ કેવો રોફ પડે ! અને પેલો રોફવાળાનો ? 'આમ આમ' ના કર્યું હોયને, આમ કરવાનું રહી ગયું રિસેપ્શનમાં, તો ટાઢોટપ. 'બધાને કર્યું ને હું રહી ગયો.' જો આ રોફ ને એ રોફમાં કેટલો ફેર ?

**પ્રશ્નકર્તા :** એટલે પહેલા જેમાં આસક્ત હોઈએ છીએ, ત્યાં જ પછી અનાસક્ત પર આવશે ?

**દાદાશ્રી :** હા, એ તો રસ્તો જ એ છે ને ! એ એના સ્ટેપિંગ જ છે બધા. બાકી છેવટે અનાસક્ત યોગમાં આવવાનું છે. પ્રત્યેક અવસ્થામાં અનાસક્ત યોગ એ જ પૂર્ણ સમાધિ.

❖ ❖ ❖ ❖ ❖

## [૧૬]
# નિર્વિશેષ

### વિશેષણો તો ઓગળ્યા કરે, મૂળ આત્મા નિર્વિશેષ

**પ્રશ્નકર્તા :** આત્મા નિર્વિશેષ છે તે સમજાવશો ?

**દાદાશ્રી :** આત્મા નિર્વિશેષ છે, એને વિશેષણ નહીં. કારણ કે એની જોડે બીજી સરખામણીમાં આવે એવી વસ્તુ જ નહીંને એટલે નિર્વિશેષ ! અને જેને એડ્જેક્ટિવ ના લાગે, વિશેષણ ના લાગે, છતાં ગુણધર્મ ધરાવે છે.

**પ્રશ્નકર્તા :** શાસ્ત્રોમાં તો આત્મા માટે એટલા બધા વિશેષણો છે તે શું છે ?

**દાદાશ્રી :** એ બધા મૂળ આત્માના વિશેષણ નથી. આ જેટલા વિશેષણ છે એ વ્યવહાર આત્માના છે, મૂળ આત્મા નિર્વિશેષ છે. એને વિશેષણ જ કોઈ ના હોય.

**પ્રશ્નકર્તા :** તો પછી મૂળ આત્માને કેવી રીતે પકડાય ?

**દાદાશ્રી :** પકડાઈ ગયો ને ! નકશામાં તમે જોઈ લીધું. નકશામાં તમે જોયું કે મુંબઈ અહીં આગળ છે. પછી વિરાર, પછી આ પાલઘર, પછી આ વલસાડ, એ તો જોયું એટલે તમારી ગાડી સુરત આવી એટલે તમે કહો હજુ આટલું આટલું બાકી છે પણ મૂળ આત્મા (મુંબઈ) પહોંચાશે. પણ બીજા સ્ટેશનના નામ તો કહેવા પડેને ? એ બધા આત્માના નામ નથી.

**પ્રશ્નકર્તા :** તો પછી મૂળ આત્માનું તો ખાલી જ્ઞાતા-દ્રષ્ટા ને પરમાનંદ એટલું જ રહ્યુંને ? બીજું કશું જ ના રહ્યું ને ?

**દાદાશ્રી :** ત્યાં પહોંચી ગયા પછી એય નથી રહ્યું. એ તો આપણે નામ આપ્યું. એ તો પરમાત્મા છે, બીજું કશું છે જ નહીં.

(મૂળ આત્મા) નિર્વિશેષ છે, નિર્વિશેષ ! જેને વિશેષણ હોય ને, તે વિશેષણ તો ઓગળી જાય તો પાછું શું રહી ગયું ? વિશેષણનો સ્વભાવ, કોઈ પણ વિશેષણ તમને આપે, તે જ્યારે-ત્યારે ઓગળ્યા જ કરે. પાછા હતા ત્યાંના ત્યાં, તે જ જગ્યાએ આવી ગયા.

## આત્મા જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદી અત્યારે, મૂળ જગ્યાએ નિર્વિશેષ

**પ્રશ્નકર્તા :** આત્માને જો કંઈ જ વિશેષણ ના હોય તો શૂન્યવાદ આવ્યો.

**દાદાશ્રી :** ના, શૂન્યવાદેય નહીં, શબ્દ જ નથી ત્યાં આગળ. જ્યાં સુધી શબ્દ છે ત્યાં સુધી કલ્પના છે. પછી ર્નિવિકલ્પે કલ્પના હોય છે ને વિકલ્પેય કલ્પના હોય છે.

**પ્રશ્નકર્તા :** તો શું છે ત્યાં ?

**દાદાશ્રી :** શબ્દાતીત, ત્યાં કશું પહોંચે નહીં. મૂળ આત્મા, ત્યાંય શુદ્ધાત્માય શબ્દ એનો હોતો નથી. આપણે આ તો આરોપણ કર્યું છે આમ ઓળખવા માટે કે આ શું છે ને આ શું છે એમ ભાગ પાડવા માટે.

**પ્રશ્નકર્તા :** હા, તો પછી છેવટે એ તો ખરું ને કે આ બધું શું છે ?

**દાદાશ્રી :** પરમાત્મા છે.

**પ્રશ્નકર્તા :** પ્રકાશ નહીં, આનંદ નહીં, હું નહીં તો શું છે એ બધું ? તમે કહો છો કે શબ્દો એક બાજુ મૂકી દો. મૂકી તો દીધા, પણ હવે શેનો પુરુષાર્થ કરવાનો ? અમે ઘેરથી અહીં સત્સંગમાં આવીએ છીએ શા માટે આવીએ છીએ ?

**દાદાશ્રી :** એ તો એવું છે ને, કે હવે આ શબ્દ તમારે સમજવા માટે નથી, આ જાણવા માટે કહું છું. એ તો જ્યારે તે જગ્યાએ જશોને ત્યારે

તમે જાણી જશો. અત્યારે જો આરોપણ કરશો તો મૂરખ બનશો. અત્યારે આરોપણ કરશો તો અવળે રસ્તે જતા રહેશો. અત્યારે તો એમ જ કહેવું કે 'એ આત્મા જ્ઞાતા-દ્રષ્ટા, પરમાનંદી છે, ઉપયોગમય આત્મા છે.' એ બધું અત્યારે તો બોલવાનું. આપણે સુરતના સ્ટેશને હોઈએ અને પછી કહીએ, મુંબઈ આવી ગયું. ઊતરી જઈએ તો શું થાય ?

**પ્રશ્નકર્તા :** રખડી મરે.

**દાદાશ્રી :** અત્યારે તો આત્મા જ્ઞાતા-દ્રષ્ટા, પરમાનંદી છે. આ તો તમને જાણવા માટે કહું છું કે મૂળ હકીકત શું છે તે.

**પ્રશ્નકર્તા :** આત્માને નિર્વિશેષ કહો છો તો એય એનું વિશેષણ થયું કે નહીં ?

**દાદાશ્રી :** ના, એ આપણે સમજવા માટે છે. એટલે એ મૂળ આત્મા માટે નથી. વિકલ્પો જ્યાં સુધી પહોંચે ત્યાં સુધી દાટા માર માર કર્યા આ લોકોએ. વિકલ્પોને દાટા માર માર કર્યા છે, પણ તોય આગળ વિકલ્પ ઊભા થાય તો ફટ દાટો મારી આપે.

## આત્માને વિશેષણો વ્યવહારની ભાષામાં, તત્ત્વ રૂપે નિર્વિશેષ

**પ્રશ્નકર્તા :** એટલે એને વિશેષણો લગાડવાની જરૂર નથી.

**દાદાશ્રી :** આત્મા નિર્વિશેષ છે, એને વિશેષણ હોય જ નહીં. પણ છતાં વ્યવહારમાં કહેવું પડે, ઓળખવા માટે. વ્યવહારમાં આપણે શું કહેવું પડે ? કે ભઈ, આ ઘઉંની ગૂણ છે એટલે તમે વેપારીને પૂછો કે આ ઘઉંની ગૂણો છે ? ત્યારે કહે, હા. પણ આપણે ખાતરી ના થાય, વખતે ખોટી હોય ને બીજી વળગાડે તો શું થાય ? એટલે આપણે બીજા કોઈને, બહારવાળાને બોલાવીએ, તે બહારવાળા હવે ચીપિયો નાખીને જુએ અંદર ને પછી કહે કે ભઈ, ઘઉંની જ છે, તમે લઈ જાવ. પછી આપણે એ ઘઉંની પાંચ ગૂણો લઈ ગયા એટલે પછી ઘેર વાઈફને કહીએ કે હું દળવા માટે મોકલી દઉં છું, ત્યારે એ ના પાડે. કેમ ના પાડતા હશે ?

**પ્રશ્નકર્તા :** અંદર કચરો હોય.

**દાદાશ્રી :** અંદર કાંકરા હોય, એ બધું હોય. ત્યારે વેપારીએ તો આપણને કહ્યું નહીં કે ભઈ, અંદર કાંકરા છે મહીં ! છતાં વ્યવહારમાં એ ઘઉંની કહેવાય છે. કાંકરા મહીં પચ્ચીસ ટકા હોય તોય એ ઘઉંની કહેવાય. એવું આ વ્યવહારથી છે બધું.

**પ્રશ્નકર્તા :** વ્યવહારની ભાષામાં આપણે આવું કહીએ છીએ.

**દાદાશ્રી :** વ્યવહારની ભાષામાં. બાકી એ મૂળ ભાષામાં શુદ્ધ છે. મૂળ તત્ત્વરૂપે તો પોતે ભગવાન જ છે, નિર્વિશેષ છે.

## આત્મા નિરંતર શુદ્ધ ભગવાન જ

**પ્રશ્નકર્તા :** આત્માના અશુદ્ધ, શુદ્ધ, વિશુદ્ધ એવા પ્રકારો છે કે આત્મા એક જ જાતનો છે ?

**દાદાશ્રી :** આત્મા તો એનો એ જ છે. આત્મામાં કંઈ ચેન્જ નથી. ફક્ત જેવા સંજોગો હોય તે પ્રમાણે એને કહેવાય છે. આપણા ઘેરે આ સોનાની થાળી હોય, પણ એ જમીને ઊઠ્યા હોય ત્યારે અજવાળવાની કહે, એંઠી છે એવું કહે અને ખાવાનું ના મૂક્યું હોય તે વખતે સોનાની થાળી પ્યૉર છે, શુદ્ધ છે એવું કહે. એટલે એવી રીતે આ શુદ્ધ ને અશુદ્ધ કહે છે. એનો એ જ આત્મા, જુદા સંજોગો લાગવાથી આ અશુદ્ધિ દેખાય છે અને અશુદ્ધિ ખરી જાય તો શુદ્ધ જ છે, પોતે શુદ્ધ જ છે.

**પ્રશ્નકર્તા :** એટલે આત્મા મેલો થાય ખરો ?

**દાદાશ્રી :** એ મેલો થતો નથી. એને કશું થતું નથી. આ ભ્રામક માન્યતા મેલી થાય છે.

**પ્રશ્નકર્તા :** આત્માની શ્રેષ્ઠતા શી છે ?

**દાદાશ્રી :** આત્મા તો ભગવાન જ છે, ને શ્રેષ્ઠતા પૂછવાનું ક્યાં ? ને એને વિશેષણ ના હોય. શ્રેષ્ઠ ને એવું તે કોઈ વિશેષણ ના હોય. આત્મા પોતે જ ભગવાન છે. જેમાં કંઈ કમી ના હોય આટલીય. જો પૂરો જાણવામાં આવે અને પૂરો અનુભવમાં આવે તો એ પોતે જ ભગવાન છે.

❖ ❖ ❖ ❖ ❖

# [૧૭]

# અવક્તવ્ય : અનુભવગમ્ય

## [૧૭.૧]

## અવક્તવ્ય

### સૂક્ષ્મતમ આત્મા, સંપૂર્ણ ના વર્ણવી શકાય શાસ્ત્રો થકી

**પ્રશ્નકર્તા :** ભગવાન વ્યક્તિરૂપે છે કે શક્તિરૂપે છે ?

**દાદાશ્રી :** બન્ને સાચા છે, પણ વ્યક્તિરૂપે પૂજે તેને વધારે લાભ મળે. વ્યક્તિરૂપે એટલે જ્યાં ભગવાન વ્યક્ત થયા હોય ત્યાં ! મનુષ્ય એકલામાં જ ભગવાન વ્યક્ત થઈ શકે, બીજી કોઈ યોનિમાં ભગવાન વ્યક્ત થઈ શકે નહીં. આત્મા એ જ પરમાત્મા છે, પણ વ્યક્ત થવો જોઈએ. વ્યક્ત થઈ જાય, ફોડ પડી જાય, પછી ચિંતાઓ જાય, ઉપાધિઓ જાય.

**પ્રશ્નકર્તા :** ભગવાન વ્યક્ત ક્યાં થાય ?

**દાદાશ્રી :** (આત્મા જાણ્યા વગર) ભગવાન વ્યક્ત થાય એવા નથી, એ અવ્યક્તરૂપે રહેલા છે !

**પ્રશ્નકર્તા :** શાસ્ત્રોમાં આત્માનું બધું વર્ણન આપ્યું છે તો શાસ્ત્રો દ્વારા વ્યક્ત કરી શકાય છે ને ?

**દાદાશ્રી :** ભગવાને કહ્યું કે શાસ્ત્રો છે એ મહાન પુરુષોની બધી

વાણી છે, મોટા જ્ઞાની પુરુષોની બધી વાણી છે પણ એ શાસ્ત્રોમાં આત્માનો કેટલો ભાગ વાણીમાં ઉતરાયા જેવો છે ? ત્યારે કહે, પચીસ-ત્રીસ ટકા ઉતારાય એવો છે. કારણ કે આત્મા સ્થૂળ નથી. આત્મા સૂક્ષ્મ, સૂક્ષ્મતર ને છેવટે સૂક્ષ્મતમ છે. પણ એના ભાગ પડતા પડતા સ્થૂળમાં વર્ણન કરવું હોય તો કેટલું થાય ? પચીસ-ત્રીસ ટકા વર્ણન થાય. એથી વધારે આગળ વર્ણન થઈ શકે એમ નથી. એટલે ત્રીસ ટકાથી તમે આખીય વસ્તુ જાણવી હોય તો જાણી શકો એવું બની શકે નહીં.

## જ્ઞાની સમજાવે અવક્તવ્ય આત્મા સંજ્ઞારૂપે

આ જે જગતના લોક કહે છે, શાસ્ત્રો કહે છે એ સાધન છે, એ ખોટું નથી, પણ એ રેગ્યુલર (સંપૂર્ણ) નથી. એ એના અમુક અંશ સુધી કહી શકે, એથી આગળ વાણી પહોંચી શકતી નથી. એટલે વાત કરી શકતા નથી. વાણી અમુક વક્તવ્ય (કહેવા જેવું) હોય ત્યાં સુધી જ બોલી શકાય છે, ત્યાં સુધી જ પુસ્તકમાં ઊતરે છે. કારણ કે આત્મા અવક્તવ્ય છે. અવર્ણનીય છે, નિઃશબ્દ છે. એ શબ્દરૂપ નથી, એ સ્થૂળ નથી, શબ્દોથી વર્ણન થાય એવું નથી, વાણીથી બોલાય એવો નથી. માટે 'ગો ટૂ જ્ઞાની.' ત્યાં આગળ તે તને સૂક્ષ્મરૂપે, સંજ્ઞારૂપે સમજાવશે. શબ્દ ના હોય તો સંજ્ઞા તો હોય, અને બીજો કોઈ સંજ્ઞા કરી શકે નહીં. ભગવાનની કૃપા ઊતરે તો સંજ્ઞા થાય, તો કામ થઈ જાય એવું વેદાંત કહે છે. આપણા લોકોય એવું જ કહે છે કે ભગવાને શાસ્ત્રોમાં આત્માનું વર્ણન કર્યું છે. પણ તે કેવું ? પચીસ ટકા સ્થૂળમાં આવે એટલું જ, એથી વધારે નથી કર્યું.

**પ્રશ્નકર્તા :** એટલે આત્માના ગુણોનું વર્ણન થાય ?

**દાદાશ્રી :** હા, એટલે સ્થૂળમાં આવ્યું એટલું જ, પણ ગુણો તો બહુ સૂક્ષ્મ વસ્તુ છે. અહીં સ્થૂળમાં જેટલું બોલાય એ બોલ્યા, તેય આ બધું, દ્રવ્યાનુયોગમાં છે. બીજા એકુંય યોગમાં આત્માની વાત નથી.

દ્રવ્યાનુયોગમાં બધી વાત લખી છે, પણ જેટલી લખાય એટલી લખી. શબ્દથી લખે પણ એ સ્વરૂપ જે ભગવાનના જ્ઞાનમાં દેખાયું છે તે

ભગવાન કહી શક્યા નથી એવું કહે છે. મનેય મારા જ્ઞાનમાં દેખાયું છે. પણ કહેવાતું નથી, કારણ કે શબ્દ જ નથી.

**પ્રશ્નકર્તા :** વાણીથી પ્રગટ થઈ શકતું નથી.

**દાદાશ્રી :** એ માટે શબ્દ જ નથી, શાના આધારે જણાવી શકે ?

## આત્મ-અનુભવ અવર્ણનીય, છતાંય કૃપાથી શક્ય

**પ્રશ્નકર્તા :** તો પછી આત્મા અને તેના ગુણોનો અનુભવ શક્ય કેવી રીતે બને ?

**દાદાશ્રી :** બધું જ અનુભવી શકાય, પણ ક્યાં અનુભવે ? આ અનુભવેલું વર્ણન નથી થાય એવું. અનુભવ એ અવર્ણનીય વસ્તુ છે. 'સાકર ગળી છે' એમ કહે પછી આપણે પૂછીએ ગળી એટલે શું ? તો એની જોડે સિમિલિ આપી શકાય એવું નથી. એવી રીતે આ આત્માનો જે અનુભવ થયો, એની સિમિલિ આપી શકાય એવું નથી. કારણ કે આ સ્થૂળ વસ્તુનું તો આપણે બીજી વસ્તુ બતાવી શકીએ કે આના જેવું છે, પણ આત્મસુખ કોઈ (સ્થૂળ) વસ્તુ જ નથી કે જે બતાવી શકાય. એટલે પોતાની જાતનો અનુભવ થાય, એ કૃપા સિવાય અનુભવ થાય નહીં. જ્ઞાની પુરુષ એકલું જાણવાનું સ્થળ છે અને તે શબ્દોથી જણાય નહીં એવી વસ્તુ છે. (કારણ કે એ) અવક્તવ્ય છે, અવર્ણનીય છે. એટલે કૃપાપાત્ર (થયો) તેનું ફળ છે.

## બુદ્ધિજન્ય વક્તવ્ય, જ્ઞાનજન્ય અવક્તવ્ય

**પ્રશ્નકર્તા :** જો કે એ વાત બરાબર છે પણ આત્મા સર્વથા અવક્તવ્ય છે એવું નથી. એ વક્તવ્ય છે અને અવક્તવ્યેય છે, એ વાત લેવી પડશે. સર્વથા અવક્તવ્ય તમે લેશો તો તો ચાલે એમ છે નહીં.

**દાદાશ્રી :** જ્યાં સુધી બુદ્ધિજન્ય છે ત્યાં સુધી જ વક્તવ્ય છે, જ્ઞાનજન્ય એ વક્તવ્ય નથી.

**પ્રશ્નકર્તા :** હં, તો પછી વક્તવ્ય છે એટલું તો વક્તવ્યમાં આવવું જોઈશે.

**દાદાશ્રી :** હા, એટલું આવી શકે, ત્યાં સુધી તમને છૂટ છે. વક્તવ્ય છે ત્યાં સુધી બધી છૂટ છે. બુદ્ધિજન્ય છે એ વક્તવ્ય છે અને જે જ્ઞાનજન્ય છે એ બધું અવક્તવ્ય છે.

## તીર્થંકરનું અનેકાંત જગત અર્થે, દાદાનું કેવળ મોક્ષાર્થે

**પ્રશ્નકર્તા :** જ્ઞાનજન્ય એ વક્તવ્ય નથી, તો આપ જે આત્માનું વર્ણન કરો છો એ શું છે ?

**દાદાશ્રી :** તીર્થંકર ભગવંતોએ જે આત્મા અનુભવ્યો તે રૂપ અમે થયા નથી, પણ અમે એ આત્માને જોઈએ છીએ, ઘણો વખત એ આત્મામાં રહીએ છીએ. અને તે જ આત્મા જોઈને અમે કહી શકીએ છીએ, એટલો ફેર છે. જે જોનાર હતા તેનાથી કહી શકાય એવી સ્થિતિ ન્હોતી અને અમારામાં કહી શકાય એવી સ્થિતિ છે. અમારે એટલી બધી ઊંચી સ્થિતિ નથી એમના જેટલી, એટલે અમારાથી કહેવાય એવું રહ્યું છે. બાકી જે આત્મા જગતે ક્યારેય પણ જાણ્યો નથી એ આત્માની અમે વાત કરીએ છીએ આ બધી, અને તે પણ કેવી ?

**પ્રશ્નકર્તા :** સર્વમાન્ય !

**દાદાશ્રી :** હં, નહીં તો જૈનો એકલા જ માન્ય કરે, વેદાંતીઓ એકલા જ માન્ય કરે, એ આત્મા દરઅસલ ન્હોય. તીર્થંકરો સર્વમાન્ય જાણતા'તા ત્યારે એમનાથી બોલાય એવું ન્હોતું.

**પ્રશ્નકર્તા :** એ કેમ બોલાય એવું ન્હોતું એમનાથી ?

**દાદાશ્રી :** એમને વાણી આટલી જ બોલાય.

**પ્રશ્નકર્તા :** પણ એનું શું કારણ ?

**દાદાશ્રી :** એટલે એવી જ ટેપરેકર્ડ ઊતરેલી, ખુલ્લું કહી ના દેવાય એમ. કારણ કે એ જવાબદાર ગણાય છે. એ બોલે છે એ આખા જગતને અનુલક્ષીને બોલે છે અને હું તો મોક્ષમાં જનારાને અનુલક્ષીને બોલું છું. એમનાથી એક પક્ષી બોલાય નહીં.

**પ્રશ્નકર્તા :** એમને જગતના બધા માણસોને અનુલક્ષીને બોલવું પડે, જનરલ ?

**દાદાશ્રી :** બધાને અનુલક્ષીને સર્વ સામાન્ય વાત કરવી પડે. એમને તો એમેય કહેવું પડે કે 'ભઈ, આ તપ કરવું પડે, ત્યાગ કરવો પડે' એય લખવું પડે. અને અમે તો એ ના પાડીએ. આ તો મોક્ષનો માર્ગ છે. આ અનેકાંતમાં એકાંત છે. પણ અજાયબ આત્મા અમે જે જોયો છે, તે તીર્થંકરો કહી શક્યા નથી. અને આવું ફળેય કોઈ દહાડો ઉત્પન્ન થાય એવું નથી. કેવું ફળ ઉત્પન્ન થયું છે ? કંઈ વાર લાગી છે કશી ? વગર મહેનતે ? હં... મહેનત-બહેનત કશું જ નહીં ! અમનેય આશ્ચર્ય લાગ્યું છે ! તેથી કહીએ છીએ, કામ કાઢી લો.

## ભેદવિજ્ઞાની બધા તત્ત્વોને જુદા પાડી દે

**પ્રશ્નકર્તા :** હવે સમજાયું, દાદા. આ જે જબરજસ્ત પઝલ ઊભું થઈ ગયું છે, તેનો ઉકેલ શાસ્ત્રજ્ઞાનીથી નહીં આવે. એના માટે એક્ઝેક્ટ આત્મજ્ઞાનીનો ભેટો અને એમની કૃપા જોઈએ.

**દાદાશ્રી :** હવે આ સૉલ્વ કરવા માટે શાસ્ત્રજ્ઞાની કશું ચાલે નહીં, ભેદવિજ્ઞાની જોઈએ. એ બધા જ તત્ત્વોને જુદા પાડી દે. સંપૂર્ણ જાણતા હોય તો બધા તત્ત્વો જુદા પાડી શકે. એટલે કેવળજ્ઞાની, ભેદવિજ્ઞાની જોઈએ. એ 'આ ભાગ આત્મા અને આ ભાગ અનાત્મા', એનું લાઈન ઑફ ડિમાર્કેશન નાખી આપે. એટલે છએ છ તત્ત્વની આ ભેદવિજ્ઞાની લાઈન ઑફ ડિમાર્કેશન નાખી આપે, પછી જુદું પડી જાય. ત્યાં સુધી આ પઝલ સૉલ્વ થાય નહીં અને માણસો સૉલ્વ કરવા જાય તે ગૂંચાઈ જાય, ઊલટો વધારે ને વધારે ગૂંચાતો જાય. સૉલ્વ કરવાનો દિન-રાત પ્રયત્ન કરી રહ્યા છે ને, પણ ગૂંચાય છે વધારે. એટલે જ્યાં સુધી આ ભેદવિજ્ઞાની પાસે પઝલ સૉલ્વ ન કરે, ત્યાં સુધી આ સંસારના બધા મનુષ્યો, સાધુ-સંન્યાસીઓ, આચાર્યો, બાવા-બાવલી બધાય છે તે પઝલમાં જ ડિઝોલ્વ થઈ ગયા હોય. જ્ઞાન એ શબ્દ નથી, નિઃશબ્દ છે. અવક્તવ્ય છે, અવર્ણનીય છે, આત્મા તો. એટલે ભેદવિજ્ઞાનીની મહીં ભગવાન પ્રગટ થયા છે, એમની કૃપા ઊતરે તો, એટલે આજ કૃપા ઊતરી તમારી પર, તે કામ થઈ ગયું તમારું.

આત્માના ગુણો જ જાણ્યા નથી. આ આત્માના ગુણો જાણવા એ ભેદવિજ્ઞાની કહેવાય. આ જે આત્માના ગુણો છે ને, એ બધાય બહાર પડ્યા નથી, બધા અમારામાં છે. અમે અઠ્યાવીસ વર્ષથી આત્મામાં રહીએ છીએ, આ દેહના માલિક નથી.

**પ્રશ્નકર્તા :** હવે આવું તો કોઈએ હજુ લગી કહ્યું નથી.

**દાદાશ્રી :** આ તો અક્રમ વિજ્ઞાન છે ને !

**પ્રશ્નકર્તા :** બધા બધે પહોંચે છે, પણ આટલે પહોંચ્યા નથી.

**દાદાશ્રી :** માટે આ કામ કાઢી લેવા જેવું છે. તેથી આમ બૂમો પાડી પાડીને અમે કહીએ છીએ ને કામ કાઢી લો, કામ કાઢી લો, કામ કાઢી લો. પરપોટો ફૂટશે પછી નહીં થાય.

**પ્રશ્નકર્તા :** પરપોટાને એક્સટેન્શનની અરજી કરવાની બધાએ ભેગા થઈને.

**દાદાશ્રી :** એ તો બધા કરે જ છે ને ! વિધિ કરે છે, ત્યારે બધા સવારના પહોરમાં (પ્રાર્થના) કરે છે કે હે ભગવાન, દાદાજીને રાખજો. મારા મનનું સંધાય એટલે હું જાણું કે આ મહીં સંધાય છે શી રીતે આ બધું ?

❖ ❖ ❖ ❖ ❖

# [૧૭.૨]

# અનુભવગમ્ય

## આત્મા અવર્ણનીય, છતાં દાખલા આપી સમજાવે જ્ઞાની

**પ્રશ્નકર્તા :** દાદા, આપે કહ્યું કે આત્મા અવર્ણનીય છે પણ ભેદવિજ્ઞાનીની કૃપાથી અનુભવી શકાય એમ છે તે વધારે સમજાવશો.

**દાદાશ્રી :** આત્મા જાણવા જેવો છે ને તે આ મહાત્માઓએ જાણ્યો છે તેવો છે ને તેથી વધારે આ દાદા જેવા છે તેવો આત્મા છે. આ મૂર્તિમાન મોક્ષ છે એવો આત્મા છે, એમ માનવું ને બીજી કલ્પનામાં પડવું નહીં. આત્મા સ્વ-પર પ્રકાશક છે. એને રૂપ નથી, રંગ નથી ને આકાર પણ નથી. આત્મા તો અનુપમ છે ને જગતની બધી જ ચીજો ઉપમાવાળી છે. આત્મા તો અનુભવગમ્ય છે. આત્મા તો અવર્ણનીય છે. આત્મા વાણીથી બોલી શકાય તેવો નથી. આ તો જ્ઞાની પુરુષ વાણીથી દાખલા-દલીલ આપીને અને બીજી રીતે સમજાવી શકે. કારણ કે બધી જ રીતે આત્મા કેવો છે એ જાણી ચૂક્યા છીએ. બાકી આત્મા શબ્દોમાં ઊતરી શકે તેમ છે જ નહીં. તેથી તો કહ્યું કે પુસ્તકમાં કે શાસ્ત્રમાં આત્મા નથી. આત્મા તો એક જ્ઞાની પુરુષ પાસે જ છે, વ્યક્ત થયો તે આત્મા. કોઈ પૂછે કે આત્મા કેવો છે, તો કોઈથી કહેવાય જ નહીં. એમાં કોઈનુંય ગજું નહીં. જ્ઞાની પુરુષ સિવાય એ માટે તો કોઈથી એક અક્ષરેય બોલાય જ નહીં. એ તો સ્પષ્ટવેદન હોય તેવા જ્ઞાની પુરુષ સમજાવી શકે.

## પાંચ આજ્ઞાની સિન્સિયારિટી કરાવે અનુભવ

**પ્રશ્નકર્તા :** એ આત્માના પ્રકાશનો અનુભવ કઈ રીતે થાય ?

**દાદાશ્રી :** એ તો તમે આ જ્ઞાન લો અને જો દાદાને સિન્સિયર રહો, તમે પાંચ આજ્ઞા પાળો તો તમને પ્રકાશનો અનુભવ રોજેરોજ થાય પણ સિન્સિયર રહે તો. (આ) પાંચ આજ્ઞા એમની પાળો અને સહેલી છે પાંચ આજ્ઞા, પછી તમને રોજ અનુભવ થાય. સાકર મોઢામાં મૂકે એટલે એનું વર્ણન ના કરી શકે પણ સ્વાદ તો સમજાય કે ભાઈ, આવો છે. જેમ એ અનુભવ સ્વરૂપ છે એવું આ આત્મા અનુભવ સ્વરૂપ છે. એ બીજી વસ્તુ નથી છતાંય જ્ઞાનીઓ એને સર્વાંશ રીતે જાણી શકે. હવે અનુભવ થયા પછી જાણવાનો પ્રયોગ શરૂ થાય છે. પહેલું તો અનુભવ થવો જોઈએ. અનુભવ થાય એટલે એકાગ્ર થઈ ગયો, ત્યાં આગળ ફિટ થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** દાદા, આપે કહ્યું કે જ્ઞાનીઓ જાણી શકે, તે આત્માને જ્ઞાનીઓ જોઈ શકે ?

**દાદાશ્રી :** આત્મા ઈન્દ્રિયગમ્ય નથી, (અનુભવગમ્ય છે.) એ પોતે પોતાનાથી જુદી વસ્તુ હોય તો જોઈ શકે, પોતે પોતાને તો શી રીતે જોઈ શકે ? અનુભવગમ્ય છે. (એટલે) એનું પદ જ જ્ઞાતા-દ્રષ્ટા.

## આત્માના અપરોક્ષ દર્શન મહાત્માઓને, પ્રત્યક્ષ અનુભવ દાદાને

**પ્રશ્નકર્તા :** દાદા, આપ કહો છો, ભગવાન અંદર પ્રગટ થઈ ગયા છે, તો એ 'પ્રગટ થવું' એટલે શું ?

**દાદાશ્રી :** પ્રત્યક્ષ અનુભવ. પરોક્ષ અનુભવ થાય વખતે, પણ આ તો પ્રત્યક્ષ અનુભવ.

**પ્રશ્નકર્તા :** પ્રત્યક્ષ ?

**દાદાશ્રી :** હં, આત્માનો પ્રત્યક્ષ અનુભવ, અપરોક્ષ અનુભૂતિ.

**પ્રશ્નકર્તા :** આત્માના પરોક્ષ અને અપરોક્ષ દર્શન કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** આત્માના અપરોક્ષ દર્શન તમે કર્યા છે પણ તેનો ખ્યાલ રહેતો નથીને ! અહીંયા સત્સંગમાં આવો તો એ વાત સમજાય તમને.

**પ્રશ્નકર્તા :** પણ પોતાના આત્મસ્વરૂપના બીજા અનુભવ જે થવા જોઈએ તે નથી થતા. બુદ્ધિને સમજમાં આવે છે પણ અનુભવ નથી થતો.

**દાદાશ્રી :** એ જ અનુભવ, આ બધું જાણ્યા-જોયા કરવું એનું નામ અનુભવ કહેવાય. બીજો અનુભવ ના કહેવાય. મનમાં વિચાર ખરાબ આવે, સારા વિચાર આવે તે જ્ઞેય છે અને આપણે જ્ઞાતા છીએ. એ બધા જોયા કરવા, એનું નામ અનુભવ કહેવાય. પછી જેમ જેમ ધીમે ધીમે અનુભવ આ બધો આગળ જતો જાય, તેમ તેમ ખુલ્લો અનુભવ થતો જાય. પ્રગટ અનુભવ, અત્યારે આ પરોક્ષ અનુભવ થાય. (પહેલા) પરોક્ષ અનુભવ થાય, પછી અપરોક્ષ થાય, એમ કરતા કરતા આગળ વધતું જાય.

## એકવાર અનુભવ થયા પછી નિરંતર વધતો જાય

સ્વરૂપના ભાન સિવાય જે જે જાણો છો તે અજ્ઞાન છે અને સ્વરૂપના ભાન પછી જે જે જાણો તે જાણેલું કહેવાય. આત્મયોગ થયો એ જ સ્વરૂપનું ભાન થયું. આત્મા અવાચ્ય છે, અનુભવગમ્ય છે, દિવ્યચક્ષુથી જ દેખાય. આખા જગતનું તત્ત્વ, આખા જગતનો સાર તે 'શુદ્ધાત્મા.' 'હું શુદ્ધાત્મા છું ' એવું તમને એની મેળે યાદ આવે છે ને જ્ઞાન પછી ?

**પ્રશ્નકર્તા :** હા, આવે છે.

**દાદાશ્રી :** એ હવે નિરંતર તમને યાદ રહ્યા કરશે, નિરંતર લક્ષ (રહેશે અને) એ જ અનુભૂતિ. અનુભૂતિ ધીમે ધીમે વધતી જાય હવે. હજુ અમાસમાંથી તે બીજ રૂપે શરૂઆત થઈ, પછી ત્રીજ થાય, ચોથ થાય, પાંચમ થાય, જેમ જેમ અનુભૂતિ વધતી જાય તેમ તેમ.

આત્મા શબ્દ સ્વરૂપ નથી, અનુભવ સ્વરૂપ છે. એક ફેરો અનુભવ થયો, પછી જાય નહીં. પછી આ અનુભવ પરંપરામાં વધતો જાય દિવસે

દિવસે. હવે તમારો અનુભવ વધતો જશે, તેમ તમારો આત્મા પ્રગટ થતો જશે. આત્મા કેટલો ? ત્યારે કહે, અનુભવ પ્રમાણ.

ચિત્તવૃત્તિઓ બહાર જાય એને ઈન્દ્રિય અનુભવ કહેવાય અને ચિત્તવૃત્તિઓ પાછી ફરે એ અતીન્દ્રિય અનુભવ કહેવાય. આત્માનો અનુભવ એટલે શું ? નિરંતર પરમાનંદ સ્થિતિ.

## ક્ષાયિક સમ્યક્ત્વ એ જ સ્પષ્ટ અનુભવ

હવે અક્રમમાં અહીં ક્ષાયિક સમ્યક્ત્વપણું થાય છે અને આર્તધ્યાન-રૌદ્રધ્યાન બંધ થઈ જાય છે, સંસારમાં રહેવા છતાંય. રૌદ્રધ્યાન-આર્તધ્યાન ન થાય એ આત્મ-અનુભવની મોટામાં મોટી નિશાની.

અને લોકો પૂછે છે, સ્પષ્ટ અનુભવ કેમ થાય ? અરે, આ (થયો એ) સ્પષ્ટ અનુભવ. આનું નામ જ સ્પષ્ટ અનુભવ, બીજો કોઈ નહીં. સ્પષ્ટ આત્મા સિવાય કશું દેખાય નહીં. આમેય આપણે અંદર રિયલ-રિલેટિવ જોઈએ ને, તે આત્મા જ જુએ છે પણ આપણા મનમાં એ થાય ગૂંચવાડો તેથી એવું લાગે બધું ભેગું થઈ જતું હશે ? પણ પેલો તો સ્પષ્ટ આત્મા બીજું કોઈ છે જ નહીં ને બીજા કોઈની હાજરી જ નથીને !

તમને આત્માનો અનુભવ રહે છે ને, એ જ મૂળ આત્મા છે. પછી એ અનુભવ એક જગ્યાયે ભેગો થતો થતો મૂળ જગ્યાએ, જે મૂળ આત્મા છે તે રૂપ પોતે થઈ જાય. તમને અત્યારે અનુભવ અને અનુભવી બે જુદું હોય, જ્યારે ત્યાં આગળની દશામાં એકાકાર હોય.

## અંશ જ્ઞાન એ અનુભવ, સર્વાંશ જ્ઞાન એ જ્ઞાન

**પ્રશ્નકર્તા :** આપણે આત્માનું જ્ઞાન કહીએ અને પછી આત્માનો અનુભવ કહીએ, તે આત્માનો અનુભવ અને આત્માના જ્ઞાનમાં ફરક શું ?

**દાદાશ્રી :** આત્માનું જ્ઞાન સંપૂર્ણ કહેવાય અને અનુભવ અંશે અંશે કહેવાય. અંશ જ્ઞાનને 'અનુભવ' કહ્યું અને સર્વાંશ જ્ઞાનને 'જ્ઞાન' કહ્યું. અંશે અંશે વધતું વધતું અનુભવ સંપૂર્ણ થાય.

**પ્રશ્નકર્તા :** અને અત્યારે જેમ આપ જ્ઞાન આપો છો જે લોકોને, એ લોકોને આત્માનું જ્ઞાન થાય કે આત્માનો અનુભવ પણ થાય કે બન્ને થાય ?

**દાદાશ્રી :** થાય ને, થાય જ છે.

**પ્રશ્નકર્તા :** એને અનુભવ પણ થાય અને આ જ્ઞાન પણ થાય ?

**દાદાશ્રી :** થાય જ છે ને, બધાને થાય છે. અનુભવ જો ના હોય તો પછી આત્મા જ નહીં ને !

**પ્રશ્નકર્તા :** અનુભવની અંદર છે તે જાગૃતિ રહે, જાગૃતિ આવે છે ?

**દાદાશ્રી :** જાગૃતિ એ જ.

**પ્રશ્નકર્તા :** એ જ અનુભવને ?

**દાદાશ્રી :** નહીં, જાગૃતિ એ જ વસ્તુ છે કે જેનાથી અનુભવ બીજા બધા આપણને થાય છે. એક બાજુ લખીએ કે પહેલા ચંદુભાઈ હતા તે શું હતા અને અત્યારે ચંદુભાઈ શું છે ? એ શું કારણથી ? ત્યારે કહે છે કે આ જ્ઞાનના પ્રતાપે, જાગૃતિના પ્રતાપે આ આત્મા તરફની દિશા જાગી ગઈ છે, રાઈટ દિશામાં અને આ રોંગ દિશામાં હતા, તે આખોય ચેન્જ મારે, હંડ્રેડ પરસેન્ટ ચેન્જ લાગે.

**પ્રશ્નકર્તા :** હા, એટલે ચેન્જ થાય બરાબર. પણ ચેન્જ થાય ક્યારે ? જાગૃતિ આવ્યા પછી ચેન્જ થાયને ?

**દાદાશ્રી :** જાગૃતિ આવી જ જાય, આ જ્ઞાન આપીએ પછી એને.

## જાગૃતિ એ જ, જે દેખાડે પોતાના જ દોષો

**પ્રશ્નકર્તા :** જ્ઞાન આવ્યા પછી જાગૃતિ આવી જાય, એમાંથી ધીમે ધીમે એમાં આખા જીવનમાં પલટો થતો જાય.

**દાદાશ્રી :** હા, પલટો થતો જાય.

**પ્રશ્નકર્તા :** એ જ આત્માનો અનુભવ.

**દાદાશ્રી :** બસ, એ જ, એ જ.

**પ્રશ્નકર્તા :** જે પલટો થતો જાય, જે પોઝિટિવ થતો જાય....

**દાદાશ્રી :** પોતાના દોષ દેખાતા જાય. આ જગતમાં આ બધા લોક છે ને પણ પોતાના દોષ (કોઈને) ના દેખાય. સામાના દોષ કાઢવા હોય તે બધા કાઢી આપે, જ્યારે અહીં તો પોતાના દોષો દેખાય.

**પ્રશ્નકર્તા :** હા, પોતાના દોષ દેખાય !

**દાદાશ્રી :** બધું દેખાય, બધું.

**પ્રશ્નકર્તા :** પછી કાંઈક ખરાબ-ખોટું, સારું-નરસું તેનો ખ્યાલ આવે તે અનુભવ કહેવાય ને ?

**દાદાશ્રી :** બધું પોતાને ખબર પડી જાય, પોતાને ખ્યાલ આવી જાય એ જ આત્મા.

## અનુભવ વધતા થશે જ્ઞાનાત્મા

હજુ આ આત્મા, દર્શનાત્મા કહેવાય છે, પછી જ્ઞાનાત્મા થશે ધીમે ધીમે. જેમ અનુભવ વધશેને, તેમ જ્ઞાનાત્મા થશે.

**પ્રશ્નકર્તા :** એ બરાબર છે, દાદા. એ તો અનુભવ થયો છે કે ગુસ્સો આવવાનો હોય તો તરત જ ખ્યાલ આવે છે, જાગૃતિ આવી જાય છે.

**દાદાશ્રી :** હા, તરત જ આવી જાય. આ જગતમાં જ્ઞાન ના હોયને, તો એને પોતાને ભૂલ દેખાય નહીં કોઈ દહાડોય. (એ પોતે) આંધળો હોય અને જ્ઞાનવાળાને બધી ભૂલો દેખાય.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનવાળાને પોતાની ભૂલો દેખાય.

**દાદાશ્રી :** બધી બહુ દેખાય. ઓહો... રોજ સો-સો ભૂલો દેખાય.

## પહેલા આત્માનુભવ વર્તે, પછી ખપે પુદ્ગલ

**પ્રશ્નકર્તા :** આ પવન દેખાતો નથી પણ તેની લહેર આવે છે ને

ખબર પડે છે ને અનુભવમાં પણ આવે છે કે પવન આવ્યો, તેવો આત્માનો અનુભવ તીર્થંકરોને થતો હશે કે વિશેષ ?

**દાદાશ્રી :** તીર્થંકરોને તો તેથી પણ વિશેષ, ઘણો જ વિશેષ આત્માનો અનુભવ થાય. આ અમને પણ પવન જેવો અનુભવ તો થાય જ છે ને તમને જે આત્માનો અનુભવ થાય છે, તે તો પ્રતીતિ વિશેષ મજબૂત (ગાઢ) થવા માટેનો છે.

**પ્રશ્નકર્તા :** આત્માના જે ગુણો છે એ તો જ્યારે પુદ્ગલનું બધું પૂરું થશે પછી જ વર્તાશેને ? એ પહેલા વર્તાય ખરા ?

**દાદાશ્રી :** એ વર્તાય તો જ પુદ્ગલના ગુણો ખપે. આત્માની હાજરી વગર પુદ્ગલ ખપે જ નહીં.

**પ્રશ્નકર્તા :** તો કાલે હું એવું વિચારતો હતો કે જ્યારે પુદ્ગલ મારું ક્લિયર થશે, પછી આત્માના ગુણો એની જાતે પ્રગટ થશે.

**દાદાશ્રી :** પછી ના હોય, બે સાથે જ ચાલે.

**પ્રશ્નકર્તા :** તો દાદા, આત્માના ગુણોને પ્રગટ કેવી રીતે કરવાના ?

**દાદાશ્રી :** થઈ ગયેલાને શું પ્રગટ કરવાના ? એ જાણતા નથી એનો જ ડખો છે આ બધો. એના ગુણો તો પ્રગટ જ ચાલે (હાજર જ) છે.

**પ્રશ્નકર્તા :** દર્શનમાં તો આવ્યા, હવે અનુભવમાં કેવી રીતે લાવવાના ?

**દાદાશ્રી :** દર્શનમાં હોય એ જ અનુભવમાં હોય. અનુભવ સિવાય તો દર્શનમાં ના આવે.

## અક્રમથી આત્માનુભવે, સંસારમાં રહીને માણે બારમું ગુંઠાણું

મૂળ આત્મા એ અનુભવગમ્ય છે, અરૂપી પદ છે. કેવળી ભગવાન જે અનુભવે તે આ પુદ્ગલ પોતાનાથી જુદું પૂતળું છે. ખરું કર્યું કે ખોટું, તે જોવાનું નથી. એ તો પૂતળું જ છે, અચેતન છે. કર્તાભાવ જ ના દેખાવો

જોઈએ. પુદ્ગલની જોડે કે પુદ્ગલના મન-વચન-કાયાના વર્તન જોડે લેવાદેવા જ નથી. તમે તેનાથી તદ્દન જુદા જ છો. તમને તમારો આત્મા જોવામાં ને જાણવામાં આવ્યો જ છે. જોવું એટલે ભાન થવું અને જાણવું એટલે અનુભવ થવો. તે ભાન થયું છે ને થોડો અનુભવમાં પણ આવ્યો છે. હવે મૂળ વસ્તુ પૂરેપૂરી અનુભવમાં આવી જાય, એટલે કામ થઈ ગયું !

એ તો વસ્તુ જ જુદી. આત્મા જાણ્યો જાય એવી વસ્તુ નથી, એ બુદ્ધિથી સમજાય એવો નથી, એ અનુભવગમ્ય વસ્તુ છે.

જ્યારે એના ગુણધર્મ કહે, ઓહોહોહો ! ગુણધર્મનો પાર નથી. અનંત ભેદે આત્મા છે, એક-બે ભેદે આત્મા નથી. એ જેટલા ભેદ અહીં જ્ઞાની પુરુષ પાસે જાણ્યા એટલા ભેદથી તમારો ઉકેલ આવ્યો. બીજા અનંત ભેદ હજુ બાકી છે. જાણવાથી સરળતા થશે. જેટલું જાણશો એટલી સરળતા. તમે તો એટલું જ જાણો કે ચાર પેલા ગુણ છે. અનંત જ્ઞાનવાળો છે ને એ ચાર, પણ આ બાજુ અનંત ગુણો એનો હિસાબ જ નથી. આખા બ્રહ્માંડનો પ્રકાશક છે અને તે આત્મા અમે જોયેલો છે. માટે વાતને સમજવા જેવી છે, ઈન શૉર્ટ. નહીં તો તો આવું એય સંસારમાં રહીને મોક્ષમાર્ગમાં બારમા ગુંઠાણાની વાત કરવાની જ હોય નહીં. ચોથું લઈ જાય તો બહુ થઈ ગયું.

કોઈ કાળમાં પરદેશને પરદેશ જાણે અને સ્વદેશને સ્વદેશ જાણે એવું બનેલું નહીં. આ તો તમે પરદેશને ઓળખી ગયાને ? પરદેશમાં નિર્જરા થયા કરે છે નિરંતર અને જેટલી નિર્જરા થાય છે એટલો સ્વદેશ પોતે મુક્ત થતો જાય છે.

❖ ❖ ❖ ❖ ❖

## [૧૮]

# સિદ્ધ સ્તુતિ

### આત્મગુણો બોલતા, લક્ષની લિંક જોડાય ફરી

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્માનું લક્ષ કાયમ કેવી રીતે રહે ? લિંક તૂટી જાય છે.

**દાદાશ્રી :** મહીં લક્ષની લિંક તૂટી જાય, ત્યારે એ તો આપણે બોલવું પડે, 'હું અનંત જ્ઞાનવાળો છું કે અનંત દર્શનવાળો છું' એવું બધું બોલે એટલે ફિટ થઈ જાય લિંક. લિંક તૂટી જાય, લિંક બધી પૌદ્ગલિક છે.

**પ્રશ્નકર્તા :** આવું બને ખરું ?

**દાદાશ્રી :** હા, બને એ તો. આવું બધું તો ઘણા વખત બને, અને તે જ્ઞેયસ્વરૂપે છે. અને જ્ઞેયને જોવાની લિંક તૂટી જાય. જ્ઞાતા તો હોય જ, પણ પેલી લિંક તૂટી ગઈ હોય તો આપણે બોલીએ તો ફરી લિંક ચાલુ થાય.

લિંક તૂટી ગયેલી ખબર પડે છે એનો (તું) જ્ઞાતા છું અને સળંગ રહેલી છે તેનોય જ્ઞાતા છું. આપણે જ્ઞાતાસ્વરૂપે જ છીએ. તૂટતું હોય તો તૂટે, બસ એને જાણવું જોઈએ આપણે.

### આત્માના ગુણોના ધ્યાને, થાય પોતે તે રૂપ

**પ્રશ્નકર્તા :** આત્માના ગુણો બોલવાનું કહ્યુંને તે વિશે વધારે સમજવું છે.

**દાદાશ્રી :** કોઈ જગ્યાએ મમતા કરવા જેવી નથી આ દુનિયામાં. હું કહું છું, આત્માને જાણો અને આત્મા જ તમારો છે, ને તમારે એના ગુણોની મમતા કરવાની છે. હું અનંત જ્ઞાનવાળો છું, હું અનંત દર્શનવાળો છું, હું અનંત શક્તિવાળો છું, હું અનંત સુખનો કંદ છું, અવ્યાબાધ છું, અમૂર્ત છું, સૂક્ષ્મ છું, અગુરુ-લઘુ છું, ટંકોત્કીર્ણ છું. કેટલા ગુણો છે એને ! એ એની મમત્વ છે.

**પ્રશ્નકર્તા :** આત્માનું મમત્વ ?

**દાદાશ્રી :** હા, મારા ગુણ એટલે મમત્વ ના હોય, પણ આ હું આ છું કહીએ તો આ મમતા ક્યાં જાય ? ત્યાં જતી રહે એની જોડે જ. અને પછી મોક્ષે જતી હોય તો એય ઊડી જાય, ફક્ત તે એક જ સ્વરૂપે ! હું શુદ્ધાત્માયે પછી બોલવું ના પડે.

**પ્રશ્નકર્તા :** પોતે આત્માના ગુણધર્મ, અનંત જ્ઞાન-દર્શન તેવું ધ્યાન કરે તો પ્રાપ્ત થાય ?

**દાદાશ્રી :** થાય, અવશ્ય થાય. આત્માના ગુણો જેટલા જાણ્યા તેટલાનું ધ્યાન કર્યું તો તેટલા પ્રાપ્ત થાય.

અમે જ્ઞાન આપીએ છીએ, તે મન-વચન-કાયા તમને ક્યારેય યાદ ન આવે તેવી રીતે આપીએ છીએ. 'હું શુદ્ધાત્મા છું' તેની જોડે એનો એક-એક ગુણ ગાતા જશો તો ભયંકર (અદ્‌ભુત) પરિણામ આવશે. જેમ કે હું શુદ્ધાત્મા છું અવ્યાબાધ છું, અનંત જ્ઞાન-દર્શન-ચારિત્રવાળો છું, અક્રિય છું, અડોલ છું, અમર છું.

## આત્મા રત્નચિંતામણિ, ચિંતવે તેવો થાય

**પ્રશ્નકર્તા :** 'હું અનંત શક્તિવાળો છું, અનંત દર્શનવાળો છું, અનંત જ્ઞાનવાળો છું, હું અનંત સુખનું ધામ છું' તો એ અંદરથી જે બોલીએ છીએ તો એ શક્તિ ક્યાંથી ઉત્પન્ન થાય છે ? કેવી રીતે વધારી શકાય ?

**દાદાશ્રી :** તમે અનંત દુઃખનું ધામ બોલો તો દુઃખી થઈ જાવ. અનંત સુખનું ધામ બોલો તો સુખી થઈ જાવ. આત્મા રત્નચિંતામણિ છે. જેવો ચિંતવે તેવો થઈ જાય. 'અનંત જ્ઞાનવાળો છું' એટલે બધું જ્ઞાન

પ્રકાશમાન થઈ જાય. અનંત સુખનું ધામ છું. પોતે બધા સુખનું ધામ છે એવો તાળા મળે તો એ જ્ઞાન કહેવાય. તાળો ના મળે ? જ્યાંથી-ત્યાંથી તાળો મળવો જોઈએ. હિસાબમાં ગણીએ ત્યારે મહીં તાળો મેળવીએ છીએ કે નથી મેળવતા ? એમાં તો એક-બે તાળા હોય પણ આમાં તો બહુ તાળા હોવા જોઈએ. દરેક વાતમાં તાળો મળવો જોઈએ.

પોતાની પાસે અનંત શક્તિ છે પણ આવરાયેલી પડી છે ને અનંત જ્ઞાન, અનંત દર્શન પોતાની પાસે છે પણ ઉપર આવરણ પડ્યા છે. ઘરમાં ધન દાટ્યું હોય પણ જાણતા ન હોય તો શી રીતે મળે ?

## ગુણોના અભ્યાસે લક્ષ થાય મજબૂત

**પ્રશ્નકર્તા :** આત્માના ગુણોની જે ભજના કરીએ કે 'હું અનંત જ્ઞાનવાળો છું, અનંત શક્તિવાળો, અનંત દર્શનવાળો, અનંત સુખનું ધામ' અને બીજા ગુણો તો એનાથી જ્ઞાતા-દ્રષ્ટાપણું વધારે મજબૂત થતું જાય કે જ્ઞાતા-દ્રષ્ટાપણા પહેલાનું જે છે તે ભજના કરવાની ?

**દાદાશ્રી :** આ તો પહેલા શરૂઆતમાં કહેવાય આ 'હું શુદ્ધાત્મા છું' એવું મજબૂત કરવા માટે અને હેલ્પિંગ થાય પાછું.

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** કોઈ કહેશે, 'હું મારી નાખીશ.' તો એ ભય પામવાની જગ્યાએ એને શું થાય કે 'હું અવ્યાબાધ છું, મને શું મારવાના ?' એ અવ્યાબાધ ના જાણતો હોય તો એ કહેશે, 'મને કોઈ મારી નાખશે તો શું થશે ?' કોઈ કહેશે, 'કાપીને ટુકડા કરીશ.' તોય આપણને મનમાં એમ લાગે કે 'હું અવ્યાબાધ છું, શરીર ટુકડા થાય.' એટલે પહેલાથી એના ગુણો સ્ટડી કરી રાખવાના, મજબૂત કરી રાખવાના.

**પ્રશ્નકર્તા :** મજબૂત કરી રાખવાના, હંઅ.

**દાદાશ્રી :** 'હું અમૂર્ત છું.' આ લોકો અપમાન કરે છે તે કોનું અપમાન કરે છે ? દેખાય છે તેનું. મારું અપમાન શી રીતે થાય ?

**પ્રશ્નકર્તા :** બરાબર.

## સમકિત પછીના વિકલ્પો એ નિર્વિકલ્પ બનાવનારા

**દાદાશ્રી :** એક માણસ મને પૂછતો'તો કે 'હું શુદ્ધાત્મા છું એ નિર્વિકલ્પ જ્ઞાનને કહે છે ?' મેં કહ્યું, 'એય વિકલ્પ છે.' સમકિત થયા પછીના જે વિકલ્પો એ નિર્વિકલ્પ કરાવનારા છે. માટે 'શુદ્ધાત્મા છું, શુદ્ધાત્મા છું' બોલ્યા કરજો. 'હું અનંત જ્ઞાનવાળો છું, હું અનંત દર્શનવાળો છું' તે બધા વિકલ્પ કહેવાય પણ સમકિત થયા પછીના વિકલ્પો એ નિર્વિકલ્પ કરનારા છે. એ વિકલ્પો હિતકારી છે અને સમકિત વગરના વિકલ્પો એ અહિતકારી છે.

## સૂઝ ન પડે તો બોલવું, 'હું અનંત દર્શનવાળો છું'

પોતે પરમાત્મા ને છૂપાઈ ક્યાં સુધી રહેવું ? પોતાના જ ઘરમાં ભરપૂર માલ, છતે માલ અનંત જ્ઞાન-દર્શન-શક્તિ, અનંત સુખ પોતાના ઘરમાં હોય છતાં તે ન વાપરે તો કોનો દોષ ? ભરેલો માલ તો ફળ આપીને જશે. પણ જ્ઞાન છે ને સૂઝ છે તો પછી સફોકેશન ક્યાંથી ?

એટલે જે ઉપાય બતાવ્યા એ ઉપાય કરવા પડે બધા, તે લખ્યા છે. તેમાં શું ઉપાય મેં બતાવ્યા છે ? તે વાંચો જોઈએ !

**પ્રશ્નકર્તા :** જ્યારે ગડમથલ થાય, આમ તંગ તોફાન થવા માંડે એકદમ, તે વખતે દાદા ભગવાનનું અક્રમ જ્ઞાન હાજર થઈ જશે. કંઈક ગૂંગળામણ થાય, સૂઝ ના પડે, ડખોડખલ કે એવું થાય, તે વખતે 'હું અનંત દર્શનવાળો છું, હું અનંત દર્શનવાળો છું, હું અનંત દર્શનવાળો છું' એમ બોલો પાંચ-પચ્ચીસ વખત અને તરત જ સૂઝ પડવા માંડે કે આનો ઉકેલ કેમ લાવવો.

**દાદાશ્રી :** હા, અતિશય મૂંઝવણમાં આશરો કોનો ? દર્શનનો. 'હું અનંત દર્શનવાળો છું, હું અનંત દર્શનવાળો છું' પાંચ-પચ્ચીસ-પચાસ વખત બોલી નાખવું, દાદાને સામે રાખીને, ફોટો રાખીને. એટલે પછી તરત જ સૂઝ પડી જશે, તરત જ.

મૂંઝામણ થાય ત્યારે 'અનંત દર્શનવાળો છું, અનંત દર્શનવાળો છું' બોલે તો બધી મૂંઝામણ (મૂંઝવણ) નીકળી જાય.

## મતિ મૂંઝાય ત્યારે બોલવું, 'હું અનંત જ્ઞાનવાળો છું'

**પ્રશ્નકર્તા :** કંઈ પણ, પ્રોબ્લેમ ઊભો થાય ત્યારે સમજણ પડતી ન હોય, જ્યારે મતિ મૂંઝાવે વ્યવહારે, ક્યાંક એવો વ્યવહારિક પ્રસંગ આવી પડે અને સમજણ ન પડે ત્યારે 'હું અનંત જ્ઞાનવાળો છું, અનંત જ્ઞાનવાળો છું, હું અનંત જ્ઞાનવાળો છું' જોરજોરથી બોલે એટલે બધા પરમાણુ નીકળે. એકદમ સૂઝ પડવા માંડે, તરત જ, તે વખતે.

**દાદાશ્રી :** આવરણ આવ્યું હોય, તે ઊડી જાય બધું.

**પ્રશ્નકર્તા :** બધા વાદળા હટતા જાય.

**દાદાશ્રી :** પોતાના ગુણો બધા બોલવા જોઈએ. સ્વાભાવિક ગુણો છે એ. 'હું અનંત જ્ઞાનવાળો છું,' 'અનંત દર્શનવાળો છું' એવું પચ્ચીસ-પચાસ વખત બોલવું જોઈએ. રોજ એ બધા ગુણો બોલવાનો અભ્યાસ કરવો જોઈએ... પછી આગળ શું કહે છે ?

## વેદના વખતે બોલવું, 'હું અનંત સુખનું ધામ છું'

**પ્રશ્નકર્તા :** મન કે દેહની કંઈ વેદના થાય એ વખતે અસલ રીતે તો આમ નિશ્ચયથી નિર્વેદક... એટલે આત્મા નિર્વેદક છે, મન-શરીર વેદક છે. એને વેદના થાય. પણ એ વખતે 'હું અનંત સુખનું ધામ છું, હું અનંત સુખનું ધામ છું, હું અનંત સુખનું ધામ છું', જોરથી બોલો એટલે એ બધી વેદના હટી જાય. એનો જરાય ભાર ન લાગે.

**દાદાશ્રી :** પૂઠિયું કાચું હોય ત્યાં સુધી વેદકતા આવવાની જ અને તે ખૂબ જ પ્રમાણમાં આવે ત્યારે આત્માના ગુણ યાદ કર્યે જ જવા તો વેદકતા નાશ થશે. દરેકને વેદક આવ્યા જ કરે. પણ આ અજ્ઞાનીઓને દેખાય નહીં, જ્ઞાનીઓને દેખાયા જ કરે. તે વખતે તમે હાલી ન જશો. એવી સ્થિતિમાં શુદ્ધાત્માનું સ્મરણ અને તેના ગુણોનું રટણ કરવું.

એ પાંચ-પચ્ચીસ વખત બોલ્યા તો ચોખ્ખું થઈ જાય. આ તો વિજ્ઞાન છે. આપણે બધા પૂરેપૂરું વિજ્ઞાન હજુ સમજી લેતા નથી.

પદ્ધતિસર સમજી લેવામાં આવેને તો વિજ્ઞાન એટલે ફળ જ આપ્યા કરે. વિજ્ઞાન એટલે ફળ આપે જ. કૅશ બેંક જ છે, પણ સમજી લેવાની જરૂર છે. જે આત્મા(નું લક્ષ) આપણને કરોડો ઉપાયે પ્રાપ્ત ના થાય તે આપણને હાજર થયું અને તેય કલાકમાં હાજર થયું તે આ વિજ્ઞાન કેવું ? એક કલાકમાં હાજર થઈ ગયું અને અત્યારે રાત્રે જાગો ત્યારે 'હું શુદ્ધાત્મા છું' એ સામું આવે ઊલટું. સામું નથી આવતું ?

**પ્રશ્નકર્તા :** આવે છે.

**દાદાશ્રી :** નહીં તો 'શુદ્ધાત્મા' યાદ કરીએ તોય જડે નહીં પણ સામું આવે છે તો આ વિજ્ઞાને જ્યારે આટલો બધો સાક્ષાત્કાર કર્યો તો પછી બીજું બધું કેમ ન થાય ? પણ સમજી લેવાની જરૂર છે. જે આત્માના ગુણો છે ને, તે આખો દહાડો નવરાશ હોય ત્યારે નિરંતર બોલ બોલ જ કરવા જોઈએ ખરી રીતે. નવરાશ ના હોય પણ આવી અડચણ આવે ત્યારે બોલવા. પછી આગળ...

## અશક્તિ વખતે બોલવું, 'હું અનંત શક્તિવાળો છું'

**પ્રશ્નકર્તા :** મનનું, દેહનું બળ એમ લાગે ઘટી ગયું છે, એમ લાગે શરીર શક્તિ ક્ષીણ થવા માંડી છે એ વખતે 'હું અનંત શક્તિવાળો છું, હું અનંત શક્તિવાળો છું, હું અનંત શક્તિવાળો છું' એવું જોરજોરથી બોલીએ એટલે તે વખતે પાછી શરીરમાં તરત શક્તિ આવી જાય.

**દાદાશ્રી :** દેહબળ ઘટી ગયું હોય, શક્તિ ખૂટે ને મન-દેહ નિર્બળ થાય ત્યારે 'અનંત શક્તિવાળો છું.' માંદો હોય તોય બોલે.

હવે આ મહાત્મા આવે છે ને, એમના પિતાશ્રી બ્યાસી વરસના, તે પછી આમ દાદરો ચડવાનો હોય તો એને જાતે ચડાય જ નહીં. ઝાલીને ચડાવે બે જણ, ને અહીં દાદરો ચડવાનો થયો. પછી મેં કહ્યું કે ભઈ, ઉપરથી બે જણા આવે છે. તમે ઉતાવળ ના કરશો, બેસી રહેજો. પણ એ તો આ અનંત શક્તિવાળો બોલ્યા. 'હું અનંત શક્તિવાળો છું, અનંત શક્તિવાળો છું' જોરથી બોલ્યાને, તે ત્રણ આખા દાદરા (ત્રીજે માળ) થોડીવારમાં તો ચડી ગયા. છે ને, શક્તિ પાર વગરની છે ! પણ પાછા બોલે એવું, હવે

મારે ઘૈડપણ થયું એટલે કાંઈ થતું નથી. એવું બોલે એટલે પછી તેવું થઈ જાય. તે અત્યારે ઘૈડપણમાં તેને ભાન નથી ને બોલે છે. એના મનમાં એમ કે આપણી કિંમત વધીને ! ઘૈડપણ છે ને ! પછી આગળ વાંચો.

## હિંસક પ્રાણી સામે 'હું અમૂર્ત છું' બોલતા થવાય 'અદૃશ્ય'

**પ્રશ્નકર્તા :** કોઈવાર ભયનો એવો પ્રસંગ આવી જાય. લૂંટારા મળી જાય રસ્તામાં ને સામે કાંઈ સૂઝે નહીં, એ વખતે ભયની આમ વ્યાધિ લાગ્યા કરે. ક્યારેક માનસિક એવું થાય ત્યારે કહે કે 'હું અવ્યાબાધ સ્વરૂપ છું, હું અવ્યાબાધ સ્વરૂપ છું, હું અવ્યાબાધ સ્વરૂપ છું' તો ભયની સંજ્ઞાઓ બધી નીકળી જાય. કોઈવાર જંગલમાં જવાનું થાય કે હિંસક જનાવર સામે મળી જાય એ વખતે 'હું અમૂર્ત છું, હું અમૂર્ત છું, હું અમૂર્ત છું,' જોરથી બોલીએ તો એને આપણે દેખાઈએ જ નહીં.

**દાદાશ્રી :** એ સો વખત અમૂર્ત બોલોને તો વાઘ આપણને જોઈ શકે નહીં. એને આપણી મૂર્તિ જ દેખાય જ નહીં એટલું બધું આ વિજ્ઞાન છે. વાઘ સામો મળ્યો હોય ને આપણે અમૂર્ત-અમૂર્ત પાંચ-પચાસ-સોવાર બોલી ગયા, તો એને આપણી મૂર્તિ દેખાય જ નહીં. પછી મારે કોને ? એ બધું સાયન્સ છે આ તો.

## ડિપ્રેશન આવે તો બોલો, 'હું અગુરુ-લઘુ સ્વભાવવાળો છું'

**પ્રશ્નકર્તા :** કોઈવાર શોક વ્યાપી જાય, હતાશા થઈ જાય એકદમ આમ, નિરાશા થઈ જાય, ગડમથલ થવા માંડે, એ વખતે 'હું અગુરુ-લઘુ સ્વભાવવાળો એવો શુદ્ધાત્મા છું, હું અગુરુ-લઘુ સ્વભાવવાળો એવો શુદ્ધાત્મા છું, હું અગુરુ-લઘુ સ્વભાવવાળો એવો શુદ્ધાત્મા છું' કહેવું.

**દાદાશ્રી :** જો તમને મનમાં બહુ વિચાર આવતા હોયને અને મન ખૂબ જ, ગૂંચાયા કરતું હોય ત્યાં 'હું અગુરુ-લઘુ સ્વભાવવાળો છું' એવો મહીં જાપ ચાલુ કર્યો અને એક ગુંઠાણું કરો તો મહીં પાર વગરનું સુખ વર્તે. અગુરુ-લઘુ સ્વભાવ કહે એટલે સમતુલા આવી ગઈ. છોને મહીં વિચાર બંધ થઈ જાય. બધાને ચૂપ જ થઈ જવું પડે. ડિપ્રેશન આવે તો

'હું અગુરુ-લઘુ સ્વભાવવાળો છું' તેમ બોલો એટલે સાફ. સાયન્સ છે આ તો. એવું છે ને કે આ બટન દબાવવાથી આ પંખો ચાલે. એ બટનને બદલે બીજું દબાવીએ ત્યારે ઘંટી ચાલુ થઈ જાય. માટે આપણે બટનો સમજી લેવાના છે બધાય. પછી આગળ શું કહે છે ?

## લોભ-લાલચના પ્રસંગે બોલવું, 'હું અનંત ઐશ્વર્યવાળો છું'

**પ્રશ્નકર્તા :** પછી કોઈવાર લોભની ગાંઠ ફૂટે, લાલચના પ્રસંગ આવવા માંડે એવા વખતે 'હું અનંત ઐશ્વર્યવાળો છું, હું અનંત ઐશ્વર્યવાળો છું, હું અનંત ઐશ્વર્યવાળો છું.' એ બોલવાથી એ બધા (લોભના) પરમાણુઓ ખરતા જાય. એની અસર ના થાય.

**દાદાશ્રી :** પછી... ?

**પ્રશ્નકર્તા :** પછી કોઈવાર બહુ વધારે પડતા ફાલતુ વિચારો કે એવા આવવા માંડે કંઈ, મગજ તર (ભારે) થઈ જાય, કંઈ સૂઝ ના પડે, બહુ જ વિચારો એવા આવ્યા કરે ત્યારે 'હું નિર્વિચારી છું, હું નિર્વિચારી છું, નિર્વિચારી છું, નિર્વિચારી છું' એમ બોલવાથી એ બધા ઊડી જાય બધા.

## સિદ્ધ સ્તુતિ દૂર કરે, પુદ્ગલની હુકુમત

**દાદાશ્રી :** આવો અભ્યાસ કરેલો નહીં, નહીં ?

**પ્રશ્નકર્તા :** આ બધી આવી સૂઝ ક્યાં પડી હોય, દાદા ? સૂઝ ના પડી હોયને આવી બધી.

**દાદાશ્રી :** મહીં જૂના મહાત્મા હોયને, તે બધા કરી ગયેલા આ. આ તો નવા મહાત્મા આવે છે તે રહી જાય છે. કો'ક કહેશે, 'ભઈ, આખો દહાડો શું પુસ્તક વાંચવા ?' તે આખો દહાડો આ પોતાના ગુણધામનું વર્ણન કર્યા કરવાનું છે.

કૃપાળુદેવે જે કહ્યું છે એ બધું જ વર્ણન આવી ગયું છે મહીં. હવે એ સમજો તો ને ! બાળકના હાથમાં રાજની લગામ આપે પણ હવે સમજવા તો પ્રયત્ન કરવો જોઈએને ! તો રાજ ટકે. નહીં તોય રાજ કોઈ

લઈ લેવાનું નથી. પણ સ્વાદ ના આવે એનો, સ્વાદ આવે નહીં રાજાનો. થોડી-થોડી સમાધિ રહે છે ને ? થયું ત્યારે ! એમ કરતા કરતા પણ આ બધું સમજી લેશો અને આખો દહાડો નવરાશ હોયને ત્યારે આત્માના પોતાના ગુણ ગા-ગા કરવા એટલે પુદ્ગલ બંધ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** પુદ્ગલ બંધ થઈ ગયું !

**દાદાશ્રી :** હા... પુદ્ગલની હુકુમતમાંય ના રહ્યા. પોતાના સ્વક્ષેત્રમાં વાત થઈ. એ પોતાના ગુણોનું વર્ણન કર્યા જ કરવું. એને સિદ્ધ સ્તુતિ કહી છે ભગવાને. પોતાના ગુણો જ 'હું અનંત જ્ઞાનવાળો છું' એવું પચ્ચીસ-પચાસ વખત બોલી, 'હું અનંત દર્શનવાળો છું' એમ પચ્ચીસ-પચાસ વખત, પછી 'હું અનંત શક્તિવાળો છું, અનંત સુખનું ધામ છું. અવ્યાબાધ સ્વરૂપ છું, અમૂર્ત છું, સૂક્ષ્મ છું, અગુરુ-લઘુ સ્વભાવવાળો છું, અવિનાશી છું, અવ્યય છું, અચ્યુત છું, અરૂપી છું, ટંકોત્કીર્ણ છું', ટંકોત્કીર્ણ તો સો-સો વખત બોલવું જોઈએ. ટંકોત્કીર્ણ એટલે શું કહે છે કે મારે પુદ્ગલ સાથે લેવાદેવા જ નહોતી પહેલેથી. તો પછી પુદ્ગલ સમજી જાય કે આપણી જોડે વ્યવહાર તોડી નાખ્યો આ લોકોએ. આ તો આવું બોલવું જોઈએ આપણે કંઈક... સાયન્સ છે ને આ તો. સાયન્સના પ્રમાણે, કહ્યા પ્રમાણે કરે નહીં, તો પછી એનું ફળ આવું મળે નહીં. આ તો ભગવાન મહાવીર જેવું રાખે એવું છે, પણ આ એવું છે ને કરો તો ને ?!... આજ્ઞા એ જ ધર્મ રહ્યું. આપણે અહીંયા આગળ બીજું કશું રહ્યું નહીં. બોલો, હવે પછી શું કહે છે ?

## શારીરિક ખોડ વખતે બોલવું, 'હું નિર્નામી છું'

**પ્રશ્નકર્તા :** કોઈવાર શરીરનો આકાર બદલાઈ જાય, કંઈ વાગ્યું હોય કે એમ કંઈ થયું હોય, પગ-બગ લંગડાઈ ગયો તે વખતે 'હું નિર્નામી છું, હું નિર્નામી છું, હું નિર્નામી છું, હું નિર્નામી છું' એ રીતે બોલવાથી આ ટંકોત્કીર્ણવત્ એના જેવી જ અસર થાય આ તમને. 'પોતે' ને આ બન્ને ભિન્ન જ છે. સંપૂર્ણ અનુભવમાં આવી જાય એ રીતે. એટલે શરીરને જે થયું એની અસર ના રહે, કોઈ પણ પ્રકારની. હવે પાછું આ જ્ઞાન કેવું

છે કે વ્યવહારની કોઈ પણ પ્રકારની ઉપેક્ષા કરતું નથી અને પોતાના અંદરના દિવ્યચક્ષુ ખુલેલું આ જ્ઞાન છે. રક્ષણ આપે છે. અજ્ઞાન અવસ્થા સામે સંપૂર્ણ રક્ષણ આપે એવું જ્ઞાન છે અને તેથી આ જ્ઞાનને કાળ, કરમ ને માયા ક્યારેય અડતા જ નથી. દાદા પોતે સંપૂર્ણ એ અનુભવદશામાં રહે છે અને આપણે આવવાનું છે બધાયે.

**દાદાશ્રી :** આપણા મહાત્માઓએ અનંત અવતાર પોતાના પુદ્‌ગલના ગુણધર્મો ગાયા. હવે આત્માના ગુણો આખો દહાડો ગાઓ. હું અનંત જ્ઞાનવાળો, હું અનંત દર્શનવાળો છું.

જ્ઞેયો અનંત પ્રકારના હોવાથી તેની સામે હું અનંત જ્ઞાનવાળો જ્ઞાતા છું. દૃશ્યો અનંત પ્રકારના હોવાથી તેની સામે હું અનંત દર્શનવાળો દ્રષ્ટા છું. હું અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત વીર્યવાળો એવો શુદ્ધાત્મા છું. હું અનંત જ્ઞાનક્રિયા, દર્શનક્રિયા અને શક્તિ ક્રિયાવાળો એવો શુદ્ધાત્મા છું.

ભગવાનની સર્વ રિલેટિવ જંજાળોથી સર્વથા મુક્ત એવો શુદ્ધાત્મા છું. શુદ્ધાત્માના મૂળ ગુણ બોલવાથી આનંદ થાય. મૂળ ગુણ બોલે એટલે સિદ્ધ સ્તુતિ અને એ જ આ શુદ્ધાત્મા. એ બોલતા-બોલતા જે આનંદ થાય એ જ આત્મા. આપણે ત્યાં આનંદની સ્થિતિ હોય છે, બહાર છે તે શું હોય છે ?

**પ્રશ્નકર્તા :** મસ્તી હોય છે.

**દાદાશ્રી :** આ મસ્તી ના કહેવાય, આનંદ કહેવાય અને આનંદ એ જ આત્મા છે.

## સિદ્ધ સ્તુતિને કહ્યો શુદ્ધ ઉપયોગ

**પ્રશ્નકર્તા :** બરોબર છે સિદ્ધ સ્થિતિની ભજના કરવી હોય તો આત્માના ગુણો બોલવાથી થાય.

**દાદાશ્રી :** આત્મા અગોચર છે એટલે એના ગુણો થકી જ થાય. અરે ! આ દાદા ભગવાનના એક્ઝેક્ટ દર્શન કરો તોય તે સંપૂર્ણ સિદ્ધ સ્તુતિ.

અને આત્માના જે ગુણધર્મો છે ને એ જે બોલે છે ને, એને સિદ્ધ સ્તુતિ કહે છે. એ ગાયા કરે તો ઘણું કામ કાઢી નાખે.

'હું અનંત જ્ઞાનવાળો છું, અનંત દર્શનવાળો છું, અનંત શક્તિવાળો છું.' 'હું અનંત જ્ઞાનવાળો છું' દસ-દસ વખત બોલે, 'અનંત દર્શનવાળો છું, અનંત શક્તિવાળો છું,' એવું દસ-દસ વખત બોલે, ક્યાં જઈને પહોંચે ! કેટલો બધો ઉપયોગ થાય ! અને એ તદ્દન શુદ્ધ ઉપયોગ ! સિદ્ધ સ્તુતિ કહી, હોં !

**પ્રશ્નકર્તા :** સિદ્ધ સ્તુતિ !

**દાદાશ્રી :** હા, સિદ્ધ સ્તુતિ. અહીંયા આગળ આ દુનિયા ઉપર સિદ્ધ સ્તુતિ કહી. કોઈ દહાડો બોલેલો કે ? કોઈ દહાડોય નહીં ?

આ સિદ્ધ સ્તુતિ થાય તો અનંત સુખ થાય. એ કંઈ અઘરી છે આમાં કંઈ ? ત્યારે રાત તો આપણા બાપની જ છે ને ? કંઈ બીજાનો ભાગ છે મહીં ?

**પ્રશ્નકર્તા :** આપણા બાપની જ !

**દાદાશ્રી :** કોઈનો ભાગ નહીં ? બાપનો હશેને ભાગ ?

**પ્રશ્નકર્તા :** સહેજેય નહીં.

**દાદાશ્રી :** તું કહું છું ને આપણા બાપની ? કોઈનોય ભાગ નહીં. હેય.. નિરાંતે કલાક ગાઈએ. તને કેમ લાગે છે ? અને અઘરું બહુ, નહીં ? આમાં કંઈ અઘરું છે ?

**પ્રશ્નકર્તા :** અઘરું તો નથી, દાદા.

**દાદાશ્રી :** ખાલી એ ટેવ પાડી નથી એટલું જ છે. પ્રેક્ટિસ પાડીએને તો બધું સવળું થઈ જાય એવું છે.

**પ્રશ્નકર્તા :** આત્માના ગુણો આપણી સમક્ષ હોય એ બોલતી વખતે ? ગુણો સમજીને બોલવું પડે ?

**દાદાશ્રી :** ના, આ બોલવાનું જ ખાલી. ગુણો આમાં સમજી રાખવાની જરૂર જ નથી. ગુણો એ જુદી વસ્તુ કહેવાય. તે બોલતી વખતે એ ઉપયોગ કહેવાય, પોતાના શુદ્ધ ઉપયોગમાં આવે અને એ સિદ્ધ સ્તુતિ થાય. એટલે આ બોલવાનું જ બસ. તેય આપણા કાનને સંભળાય એટલું જ. તે આઠ મિનિટથી ઉપર, પ્રયોગ કરી જોવાનો. અનુકૂળ ના આવે તો રહેવા દેવો. અનુકૂળ આવે તો કરવો. પણ બધાને અનુકૂળ જ આવે.

## ન શરત ભાવની કે સમયની, જરૂરિયાત બોલવાની જ

**પ્રશ્નકર્તા :** સમય નિર્ધારિત કરાય આ બોલવા માટે ?

**દાદાશ્રી :** ગમે તે ટાઈમે બોલો, નિર્ધારિત સમયે નહીં.

**પ્રશ્નકર્તા :** ધારો કે આપણે સવારે સાતથી આઠ એક કલાક બોલવું છે એવું નક્કી કર્યું હોય, હવે એ પ્રમાણે આપણે રોજ નિશ્ચયથી કરીએ એ વધારે સારું કે પછી ગમે ત્યારે આપણને મન થાય ત્યારે કરીએ અને ભાવ ના થાય ત્યારે નહીં કરવાનું ?

**દાદાશ્રી :** ના, એ નિર્ધારિત કરેલું હોય તો વધારે સારું. નિર્ધારિત ના રહે તો પછી ગમે ત્યારે પણ બોલવું. નિર્ધારિત સમય મળવો, એવું અમુક, કો'ક જ માણસને મળે, બધાને ના મળે.

**પ્રશ્નકર્તા :** સાતથી આઠ, વખતે એક કલાક ધારો કે નક્કી કરેલો હોય એ ટાઈમે બેસે બોલવા, એ વખતે ભાવ હોય કે નાયે હોય, તોય બોલીએ.

**દાદાશ્રી :** ભાવની મારે જરૂર જ નથીને ! મેં ક્યાં એવું કહ્યું છે ? કોઈ કન્ડિશનલ (શરતાધીન) નથી આ. આ તો કલ્પના છે. ભાવ હોય કે ના હોય, મારે કંઈ જરૂર નથી. આપણે કાનને સંભળાય એવું બોલજો. આમાં ભાવ હોતો જ નથી. આપણે ત્યાં ભાવ જેવી વસ્તુ જ રહેતી નથી. ભાવ કેન્સલ થયેલો છે એનું નામ અક્રમ. અને ભાવ શબ્દ બોલે છે, એ તો ઈચ્છાને ભાવ કહે છે. એટલે ભાવ તો આપણે ત્યાં કેન્સલ થયેલો છે.

**પ્રશ્નકર્તા :** મનમાં કષાયો હોય તો બોલાય ?

**દાદાશ્રી :** કષાયો હોય ત્યારે બોલે તો ઉત્તમ. કષાયને બંધ થઈ જવું પડે, એને તે ઘડીએ જતું રહેવું પડે, ઘર ખાલી કરીને. એ જેમ વાઘણ આવે તે ઘડીએ (કોઈ) ઊભા રહે ? તે આવું બોલો તે ઘડીએ કષાયો નાસી જવા જેવું થઈ જાય.

## એક કલાક આત્મગુણો બોલતા થાય સિદ્ધ સામાયિક

આત્માના ગુણો બોલવામાં એક કલાક, જો ગુંઠાણું કાઢે, ઓહોહો ! એ તો મોટામાં મોટી સામાયિક કહેવાય છે. એ તો સિદ્ધ સામાયિક કહેવાય, સિદ્ધ સામાયિક ! આવો કો'ક દહાડો ના નીકળે બળ્યો ચંદુભાઈ ? કે સરકાર ખાઈખપૂચીને પાછળ પડી છે ? એક કલાકેય મળે કે ના મળે ?

**પ્રશ્નકર્તા :** મળે.

**દાદાશ્રી :** આ તો અમારા કહ્યા પ્રમાણે ચાલો તો તમને બહુ ફળ મળે એમ છે. જે રીતે અમે ચાલ્યા છીએ એ રીતે તમને ચલાવીએ છીએ. અને એ રીતે તમે કરો તો ઘણું ફળ મળે એવું છે અને રોકડું ફળ છે, ઉધાર નામેય નથી. કોઈ દહાડોય ઉધાર નથી. અહીં આવો એટલો વખત રોકડું મળે છે ને ? એટલે આપણે આમ જ્ઞાનીના કહ્યા પ્રમાણે કરીએ, એક કલાક ચંદુભાઈ કાઢજો તમે. બસ પોતાના ગુણો, એ ગુણો બધા લખેલા છે તમે ?

**પ્રશ્નકર્તા :** ચોપડીમાં છે ને પેલા.

**દાદાશ્રી :** નહીં, ચોપડીમાં તો વિગત લખેલી છે. વિગતવાર ગુણો લખેલા છે, પણ આમ પદ્ધતસર ગુણો તે લખી લીધા હોયને તો બહુ સારું પડે. પેલું આખું ચોપડીનું યાદ ના રહેને ! એટલે ઊંચામાં ઊંચા ગુણો, મોટા-મોટા ગુણો એકલા જ, તે કાલે આપણે એ ગુણો બોલાવીશું એ પછી. કાલે અહીં ભેગા થઈશુંને આપણે, ત્યારે ઉજવણી કરવાની. લોકોના જેવું કંઈ લૌકિક તો આપણી પાસે હોય નહીં કશું. ના વાજા હોય, ના ધજા હોય, ના કશું હોય, તો આપણી આ ઉજવણી. લોક આખું ભ્રાંતિમાં પડેલું છે, ત્યાં આગળ શી પ્રભાવના કરીએ આપણે તે ? આપણે તો

આપણી જાતની જ પ્રભાવના કરવાની. કેવી ? જાતની જ. આ આરતીયે જાતની છે, પ્રભાવનાય જાતની છે. બધું જાતનું જ છે આ.

## સિદ્ધ થવા પ્રજ્ઞા રોજ કરાવે સિદ્ધ સ્તુતિ

સિદ્ધ સ્તુતિ રોજ કરવી જ જોઈએ. એ સ્તુતિ કરવાની છે, આપણે સિદ્ધ થવું છે (માટે). જે થવું હોય તે સ્તુતિ કરો. ચંદુભાઈને કરાવડાવવાની, આપણે તો થઈ ગયા છીએ. આપણે પ્રજ્ઞાએ તો કરાવડાવવાની ચંદુભાઈને, હુંને કહીએ, 'તમે કરો ને અમારા જેવા થાવ. પછી તમેય છૂટા ને અમેય છૂટા. સરખે સરખી ભાગીદારી આપણી. તમે પુદ્‌ગલ સ્વભાવના, અમે ચેતન સ્વભાવના.'

આમાંય તમારે બોલાવવાનું ચંદુભાઈને. બોલો, 'હું શુદ્ધાત્મા છું.' એટલે એનો પડઘો પડે. અને હું બોલતો હતો તેવી રીતે બોલાવડાવવાનું. ફાવશે કે નહીં ફાવે ? કે હું બોલાવડાવું ? રોજે રોજ હું બોલાવડાવવા આવું કે ? તમે બોલાવડાવશો ને ?

અમે સિદ્ધ સ્તુતિ કરી'તી ને, તે આવડે કે ના આવડે બધાને ?

**પ્રશ્નકર્તા :** આવડે ને.

**દાદાશ્રી :** એ પચ્ચીસ-પચ્ચીસ વખત એ (વાક્યો) 'અનંત જ્ઞાનવાળો છું, અનંત દર્શનવાળો છું, અનંત શક્તિવાળો છું, અનંત સુખધામ છું,' અને બીજા પછી પાંચ-પાંચ વખત બધું. એમ કરીને પૂરું કરો. જેવી રીતે આવડે તેવી રીતે, એનો કશો વાંધો નહીં. તમતમારે કરોને. હું બેઠો છું, જાતે બેઠો છું ને પાસ મારે કરવાના છે ને ! તમને આવડે એવી રીતે કરો. કારણ કે તમારી ભૂલ થાય, એ મૂળ તો મારી જ ભૂલને !

**પ્રશ્નકર્તા :** નહીં ભૂલ થાય, દાદા. ભૂલ કેમ થાય ?

**દાદાશ્રી :** હા, ભૂલ થાય વખતે કો'કની પણ મૂળ તો મારી જ ભૂલને. મેં એને શીખવાડ્યું નહીં, તેથી ભૂલ થઈને !

હવે બધા આંખો મીંચીને 'હું અનંત જ્ઞાનવાળો છું' એ જો પચ્ચીસ વખત નહીં, સો વખત બોલાય તો બોલજો. ત્યાંથી શરૂ, પહેલું બોલો...

**પ્રશ્નકર્તા :** અંદર જ બોલવાનું છે ને ?

**દાદાશ્રી :** અંદર જ બોલવાનું. પણ પહેલું શું બોલવાનું, કે હું ચંદુલાલ, મન-વચન-કાયાનો યોગ, દ્રવ્યકર્મ-ભાવકર્મ-નોકર્મથી ભિન્ન હે પ્રગટ શુદ્ધાત્મા ભગવાન ! હું અનંત જ્ઞાનવાળો છું, તે કોણ ? હું કાલે બોલાવતો હતો ને તમે બોલતા હતા. આજે તમે બોલાવો ને ચંદુલાલ બોલે. કોણ બોલાવે ? જોનારા 'તમે' અને બોલનારા આ ચંદુલાલ. ચાલો, હવે શરૂ કરી દેશો.

**પ્રશ્નકર્તા :** સિદ્ધ સ્તુતિ કરાવે ત્યારે શું અનુભવ થવો જોઈતો'તો ?

**દાદાશ્રી :** કશુંય નહીં. (કશોય) અનુભવ થવો જ ના જોઈએને ! આત્મારૂપ થઈ ગયા પછી બીજો શું અનુભવ થવો જોઈએ ? પણ સિદ્ધ સ્તુતિનું ફળ તરત જ મળે એવું છે. મળ્યા વગર રહે જ નહીં. એ તો મળી જાય તરત. એટલે પછી અમારે કહેવાનું ના હોય કે ભઈ, તમને મળ્યું કે ના મળ્યું ?

## સિદ્ધ સ્તુતિની રમણતાથી તૂટે સર્વે અંતરાય

**પ્રશ્નકર્તા :** 'સર્વ અંતરાયો તૂટે સિદ્ધ આત્મરમણામાં !' એ સમજાવો.

**દાદાશ્રી :** હા, આત્માની જે સિદ્ધ સ્તુતિ, તે સિદ્ધ સ્તુતિ રમણતામાં બધાય અંતરાય તૂટી જાય.

આત્મા સિદ્ધ જ છે અને એની સિદ્ધ સ્તુતિ જો બોલીએ, જો રમણા થાય તો બધું ઊડી જાય. એ આત્મરમણામાં બધાય અંતરાય તૂટે, ભગવાન જ થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** જાગૃતિ કાચી પડી જાય ત્યાં શું કરવાનું ? પ્રતિક્રમણ કરવાનું કે નિશ્ચય કર્યા કરવાનો ?

**દાદાશ્રી :** સિદ્ધ સ્તુતિ કરવી. પેલી જે ચરણવિધિ છે ને, એમાંથી અમુક અમુક શબ્દ કાઢી નાખવાના, 'હું કરું છું' એ બધું અને બીજી બધી રહી એ સિદ્ધ સ્તુતિ, એ બોલવી.

## ચરણવિધિ એ સિદ્ધ સ્થિતિમાં લઈ જનારો વ્યવહાર

**પ્રશ્નકર્તા :** હવે આ ચરણવિધિમાં જે બોલાય કે 'હું શુદ્ધાત્મા છું' ને 'અનંત જ્ઞાનવાળો છું', એ બધું શેમાં જાય ?

**દાદાશ્રી :** આત્મપક્ષમાં જાય. ચરણવિધિ તો તમારે દહાડે વાંચવાની. આ બીજી વિધિઓમાં આ નવ કલમો, નમસ્કાર વિધિ ને એ બધું આવે. તે ઊંઘેય આવી જાય તમને, તોય ચાલે. ઊંઘ પછી પાછો જાગ્રત થાય તો પેલી વિધિ પાછી ફરી ભેગી થાય તોય ચાલે. પેલી ચરણવિધિમાં એવું ચાલે નહીં, ટુકડા ના હોય એમાં.

**પ્રશ્નકર્તા :** તો દાદા, આ ચરણવિધિ કરીએ એનાથી શું ફાયદો થાય ?

**દાદાશ્રી :** આ ચરણવિધિ એ વ્યવહાર સિદ્ધનું સ્તવન છે, વ્યવહાર સિદ્ધ સ્તવન. એટલે સિદ્ધની સ્તવના છે આ. એટલે ખાસ કરવા જેવી વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** વ્યવહાર શુદ્ધ સ્તવન એટલે શું ?

**દાદાશ્રી :** સિદ્ધ સ્તવન. આપણને સિદ્ધ સ્થિતિમાં લઈ જનારો વ્યવહાર આ. એટલે ચરણવિધિ એટલા માટે જ આપેલી છે ને !

એકાદ વખત વાંચો છો (દરરોજ) ?

**પ્રશ્નકર્તા :** હા, પણ આ ચરણવિધિ કરીએ એ ચાર્જ ગણાય કે ડિસ્ચાર્જ ગણાય ?

**દાદાશ્રી :** એ ચાર્જ કહેવાય. જેને 'કરવી પડે' એમ કહીએને, એ ચાર્જ અને તેય આજ્ઞાપૂર્વકની છે વસ્તુ.

## ચરણવિધિ વર્તાવે છૂટાપણું, ડિસ્ચાર્જ પરિણામથી

ચરણવિધિ અને સિદ્ધ સ્તુતિ બેઉ ભેગું છે. ચરણવિધિમાં એ બન્ને છે, ચરણવિધિ ને સિદ્ધ સ્તુતિ બેઉ ભેગા છે. પુષ્ટિ એટલે મજબૂત બનાવે, એ જેમ જેમ વાંચે તેમ તેમ.

**પ્રશ્નકર્તા :** ચરણવિધિ આપણે બોલ બોલ કરીએ તો આપણને આત્માના અને અનાત્માના ગુણધર્મો ખબર પડ્યા કરે.

**દાદાશ્રી :** હં...

**પ્રશ્નકર્તા :** એટલે જ્યારે કોઈ પણ પ્રસંગ આવે, અનુરૂપ પ્રસંગ આવે ત્યારે આપણને ખબર પડે કે આપણે છૂટા છીએ. (એ ટકાવી રાખવા) આ ગુણધર્મો ગા ગા કરે તો ચાલે ?

**દાદાશ્રી :** એવું છે ને એ ચરણવિધિ કરતો હોયને, ત્યારે વધારે છૂટાપણા જેવું લાગે. પણ જેણે ચરણવિધિ એકુંય વખત ના બોલી હોય પણ આ આત્મા પ્રાપ્ત કર્યો હોયને, એ પણ માંદગીમાં છૂટો રહે. ત્યારે એને ખબર પડે કે 'હું જુદો છું.' એ સ્વભાવ છે. આમાં તન્મયાકાર પરિણામ ના થાય. અને પેલું રોજ એ (ચરણવિધિ) કરતો હોય તેને તો વધારે પરિણામ આવે, ઊંચું પરિણામ આવે. પણ આ માંદગી એકલામાં છૂટો રહે, કશું ના કરતો હોય તોયે. આ જ્ઞાન આપેલું, છૂટું પડ્યું છે, તેનો અનુભવ માંદગી એકલામાં થાય. છે છૂટું જ, પણ આ તો શા માટે આવું બોલવું પડે છે ? પેલા બીજા ડિસ્ચાર્જના પરિણામ આવે છે, તેનાથી બધું મહીં એ થઈ જાય પાછું, ગૂંગળામણ, તે આ બધું બોલવાથી ઊડી જાય હડહડાટ. (પછી) ચોખ્ખું ને ચોખ્ખું રહ્યા કરે.

## જ્ઞાની વિધિમાં કરે ગુણોની પ્રતિષ્ઠા, પ્રગટે શક્તિ મહાત્માને

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન પામેલા જે આપના ચરણમાં ચરણવિધિ કરે સાંઈઠ હજાર મહાત્માઓ છે, એ બધા આપને સરખા જ ?

**દાદાશ્રી :** બધામાં ડિફરન્સ. રિયલી સરખા, રિલેટિવલી ડિફરન્સ.

**પ્રશ્નકર્તા :** તે વખતે આપની અંદર શું ચાલતું હોય છે ?

**દાદાશ્રી :** એ તો મારે કશું ચાલવાનું નહીં. એ બધાના શુદ્ધાત્મા જોડે વ્યવહારને.

**પ્રશ્નકર્તા :** આ આપની પાસે અમે જે ચરણવિધિ કરીએ છીએ, તે વખતે આપને અંદર શું થતું હોય છે ? આપ શું કરો છો ?

**દાદાશ્રી :** એ તો હું છે તે પ્રતિષ્ઠા કરું છું. મેં જે શુદ્ધાત્મા આપ્યો છે ને, એના પ્રતિષ્ઠિત ગુણોથી પ્રતિષ્ઠા કરું છું. એટલે શક્તિ વધતી જાય.

**પ્રશ્નકર્તા :** પ્રતિષ્ઠા એટલે શું ?

**દાદાશ્રી :** પ્રતિષ્ઠા એટલે તમારામાં જે શક્તિઓ ખલાસ થઈ ગઈ'તી તે શક્તિઓ હું નાખું છું. 'તમે અનંત જ્ઞાનવાળા છો, અનંત દર્શનવાળા છો. અનંત શક્તિવાળા છો' એવી શક્તિઓ નાખું છું. તમે એવું બોલો કે 'હું શુદ્ધાત્મા છું,' (ત્યારે) હું કહું કે 'તું અનંત જ્ઞાનવાળો છું, અનંત દર્શનવાળો છું, અનંત શક્તિવાળો છું, અનંત સુખધામ છું.' એટલે એ મહીં પરોવાતું જાય, પ્રતિષ્ઠા થતી જાય. એટલે જેટલી પ્રતિષ્ઠા વધારે થાય એટલી શક્તિ વધારે (પ્રાપ્ત) થાય.

**પ્રશ્નકર્તા :** આપણે મંદિરમાં જે મૂર્તિની પ્રતિષ્ઠા કરે એવી જ પ્રતિષ્ઠા થઈ ?

**દાદાશ્રી :** એ પથ્થરમાં પ્રતિષ્ઠા થાય અને આ સાચા આત્મામાં થાય છે. ત્યારે તો તમારે શક્તિ ઉત્પન્ન થાય. તમને આમ શક્તિનું પુશ ઑન કરીએ છીએ, પ્રતિષ્ઠા કરીએ છીએ અને મંદિરમાં અમે જે બોલીએ છીએને, એ બધી પ્રતિષ્ઠા કરીએ છીએ ત્યાં.

## ધાતુ મિલાપ એટલે સ્વભાવ મેળાપ

**પ્રશ્નકર્તા :** પરમ વિનય એ પ્રજ્ઞા ભાગ છે. ભગવાનનો ધાતુ મિલાપ થાય ત્યાં સુધી પરમ વિનય રહેવો જોઈએ.

દાદા, એ ધાતુ મિલાપનું જરા કહોને. કારણ કે ઘણી વખત એ શબ્દ આવે છે, એ ધાતુ મિલાપ એટલે શું ?

**દાદાશ્રી :** ધાતુ મિલાપ એટલે એમની ધાતુ જે છે, અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત શક્તિ એવી જો આપણી થઈ જાય એટલે ધાતુ મિલાપ થયો કહેવાય. એ જે ધાતુના છે, એ જ ધાતુ આપણી થવી જોઈએ. અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત શક્તિ, અનંત સુખ, અવ્યાબાધ એ બધુંય એ ધાતુએ (આપણી) ધાતુ થઈ જાય ત્યારે ધાતુ મિલાપ થયો કહેવાય. આમેય બીજી ધાતુમાં ફેર હોય તો ચાલે નહીંને ! સોના જોડે છાસિયું સોનું જોડીએ તો શું થાય ? ધાતુ મિલાપ ના કહેવાય. તમને સમજ પડીને ધાતુ મિલાપ ?

ધાતુ મિલાપની ક્રિયા એટલે શું ? તો કહે, આત્માના ગુણો આપણે બોલીએ, તો જ ધાતુ મિલાપ થાય અને બીજા ગુણો બોલીએ તો ધાતુનો મિલાપ ના થાય. ધાતુ મિલાપ એટલે સ્વભાવ મેળાપ. એના સ્વભાવે સ્વભાવરૂપ થઈ જવું તે. અને તમારે માટે તો મહેનત કરવાનું રાખ્યું છે જ ક્યાં ? માટે જ કહું છું કે કામ કાઢી લેજો. વહેલામાં વહેલું ધાતુ મેળાપ કરી લેજો.

**પ્રશ્નકર્તા :** તો જેટલા આપણે આજ્ઞામાં રહીએ છીએ એ ધાતુ મિલાપમાં પરિણમે છે ?

**દાદાશ્રી :** હંડ્રેડ પરસન્ટ (સો ટકા).

## પારસમણિ કરે લોખંડને સોનું

આત્મા જ્ઞાતા-દ્રષ્ટા છે અને તમે પણ છે તે જ્ઞાતા-દ્રષ્ટાના એ (પદ)માં પેસો ધીમે ધીમે, તો તમારે ને એમનું બન્નેનું ધાતુ મેળાપ થાય. એટલે તમે છે તે લોખંડના સોનું થતા જાવ અને એ તો પારસ છે. પણ તમારું ધાતુ મેળાપ થાય એટલે એમનો સ્વભાવ એ આપણો સ્વભાવ થઈ જાય. પણ મહીંલાવાળાને ભજે તોને ?

અમારી જોડે ધાતુ મેળાપ કર, તો તું અમારા જેવો થઈ જઈશ.

અમે અબુધ થયેલા. અમારામાં બુદ્ધિ નહીં, એની જોડે તમે બુદ્ધિથી કામ લો તો શું થાય ? અહીં તો ધાતુએ ધાતુ મેળવવી પડશે. અબુધ થયેલા જોડે અબુધ થઈશું તો જ મેળ પડશે, નહીં તો નકામું જશે. ધાતુ મેળાપ જોઈએ. સ્વભાવ ધાતુ એટલે સ્વભાવ મિલાપ.

ભગવાનમાં જે ધાતુ છે, એ ધાતુરૂપ તું થઈ જાય. જે સનાતન છે, એ જ મોક્ષ છે. સનાતન એટલે નિરંતર. નિરંતર રહે છે એ જ મોક્ષ છે.

## ધાતુ મિલાપથી પરિપૂર્ણતા

**પ્રશ્નકર્તા :** આપે કહ્યુંને કે આપણી ધાતુ, ભગવાનની ધાતુ જોડે અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત ચારિત્ર જેવું છે, એની જોડે સરખો મિલાપ થઈ જવો જોઈએ તો એ આપણી એટલે કોની ?

**દાદાશ્રી :** આપણી એટલે આપણે 'શુદ્ધાત્મા' જે કહીએ છીએ, એ શુદ્ધાત્મા એ આપણો ભાવ થયો અત્યારે. નક્કી કર્યુંને પોતે કે 'હું શુદ્ધાત્મા છું', એ શુદ્ધાત્મા એક્ઝેક્ટ એ ધાતુ મિલાપ થઈ જાય, ત્યાં સુધી એ કરવાનું.

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્માની પરિપૂર્ણદશા ?

**દાદાશ્રી :** પરિપૂર્ણતા. એ ધાતુ મિલાપ કહેવાય અને અત્યારે પરિપૂર્ણતા નથી.

❖ ❖ ❖ ❖ ❖

## સંપર્કસૂત્ર

### દાદા ભગવાન પરિવાર

**અડાલજ** : **ત્રિમંદિર,** સીમંધર સીટી, અમદાવાદ-કલોલ હાઈવે, અડાલજ, જિ. ગાંધીનગર-૩૮૨૪૨૧. **ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦
**e-mail :** info@dadabhagwan.org

**રાજકોટ** : **ત્રિમંદિર,** અમદાવાદ-રાજકોટ હાઈવે, તરઘડીયા ચોકડી પાસે, ગામ - માલિયાસણ, રાજકોટ. **ફોન :** ૯૨૭૪૩૪૩૪૭૮

**ભુજ** : **ત્રિમંદિર,** હિલ ગાર્ડનની પાછળ, એરપોર્ટ રોડ, સહયોગનગર પાસે, ભુજ (કચ્છ). **ફોન :** (૦૨૮૩૨) ૨૯૦૧૨૩

**મોરબી** : **ત્રિમંદિર,** પો. જેપુર, (મોરબી) નવલખી રોડ, તા. મોરબી, જિ. રાજકોટ **ફોન :** (૦૨૮૨૨) ૨૯૭૦૯૭, ૯૬૨૪૧૨૪૧૨૪

**સુરેન્દ્રનગર** : **ત્રિમંદિર,** સુરેન્દ્રનગર-રાજકોટ હાઈવે, લોક વિદ્યાલય પાસે, મુળી રોડ, સુરેન્દ્રનગર. **ફોન :** ૯૭૩૭૦૪૮૩૨૨

**ગોધરા** : **ત્રિમંદિર,** ભામૈયા ગામ, એફ.સી.આઈ. ગોડાઉનની સામે, ગોધરા, જિ. પંચમહાલ. ફોન : (૦૨૬૭૨) ૨૬૨૩૦૦

**અમદાવાદ** : **દાદા દર્શન,** ૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજની પાછળ, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૪. **ફોન:** (૦૭૯) ૨૭૫૪૦૪૦૮

**વડોદરા** : **દાદામંદિર,** ૧૭, મામાની પોળ, રાવપુરા પોલીસ સ્ટેશનની સામે, સલાટવાડા, વડોદરા. **ફોન :** ૯૯૨૪૩૪૩૩૩૫

| | | | |
|---|---|---|---|
| **અમરેલી** | : ૯૪૨૬૯ ૮૫૬૩૮ | **ભરૂચ** | : ૯૯૨૪૩ ૪૮૮૮૨ |
| **ભાવનગર** | : ૯૯૨૪૩ ૪૪૪૨૫ | **નડીયાદ** | : ૯૯૯૮૯ ૮૧૯૬૫ |
| **જામનગર** | : ૯૮૨૪૨ ૭૭૭૨૩ | **સુરત** | : ૯૫૭૪૦ ૦૮૦૦૭ |
| **જૂનાગઢ** | : ૯૯૨૪૩ ૪૪૪૮૯ | **વલસાડ** | : ૯૯૨૪૩ ૪૩૨૪૫ |
| **ગાંધીનગર** | : ૯૯૨૪૧ ૨૪૦૪૨ | **મુંબઈ** | : ૯૩૨૩૫ ૨૮૯૦૧ |
| **ગાંધીધામ** | : ૯૯૨૪૩ ૪૮૮૪૪ | **દિલ્હી** | : ૯૮૧૦૦ ૯૮૫૬૪ |
| **મહેસાણા** | : ૯૯૨૫૬ ૦૫૩૪૫ | **બેંગ્લોર** | : ૯૫૯૦૯ ૭૯૦૯૯ |
| **પાલનપુર** | : ૯૮૨૫૨ ૮૦૯૨૩ | **કોલકતા** | : ૯૮૩૦૦ ૯૩૨૩૦ |
| **ભાદરણ ત્રિમંદિર** | : ૯૯૨૪૩ ૪૩૭૨૯ | **પૂના** | : ૯૪૨૨૬ ૬૦૪૯૭ |

| | | | |
|---|---|---|---|
| **U.S.A.** | : +1 877-505-DADA (3232) | **Australia** | : +61 421127947 |
| **U.K.** | : +44 330-111-DADA (3232) | **New Zealand** | : +64 21 0376434 |
| **Kenya** | : +254 722 722 063 | **Singapore** | : +65 81129229 |
| **UAE** | : +971 557316937 | | |

**વેબસાઈટ : www.dadabhagwan.org**

## ચેતનને સ્પર્શીને નીકળેલી ચૈતન્યવાણી

આ આપ્તવાણી એ તો ડિરેક્ટ ચેતનને સ્પર્શીને નીકળેલી વાણી છે. બીજી કોઈ જગ્યાએ ચેતન વાણી હોય જ નહીં. જ્ઞાની પુરુષની વાણી શુદ્ધ ચેતનને સ્પર્શ કરીને નીકળેલી હોય, એટલે ચેતન જેવી આ વાણી કહેવાય. ચેતન વાણી એટલે અસર કરે.

આ આપ્તવાણીનો અમારો એકેએક શબ્દ મોક્ષે લઈ જશે. આ અનુભવ વાણી છે. પ્રેક્ટિકલ વાણી છે આ. અને આ તો મને જે વર્ત્યું એ કહું છું આ. એટલે અનુભૂતિનો સ્વાદ આવે.

- દાદાશ્રી

આત્મવિજ્ઞાની 'એ. એમ. પટેલ'ની મહીં પ્રગટ થયેલા

## દાદા ભગવાનના
## અસીમ જય જયકાર હો

dadabhagwan.org

ISBN 978-81-89725-90-0

Printed in India

MRP ₹100